ઉંડા નખાઇ ગયા. ભવિષ્યની પ્રજાને જ્યારે તે ઇમારતનું સંપૂર્ણ સ્વરૂપ નિરખવાનો પ્રસંગ આવશે, ત્યારે સૌ કોઇ ૧૯૨૧ ના વર્ષને યાદ કરી ગાંધીજીને અને તેમના જેવી વિરલ શ્રદ્ધા રાખી કાર્ય કરનાર અનુયાયીઓને જરૂર દુવા દેશે.

## મતભેદ.

અમદાવાદની મહાસભાનો ઠરાવ, બારડોલીના સત્યાગ્રહની તૈયારી, ચૌરીચૌરાના અત્યાચાર અને તે પછી સવિનય ભંગની તમામ પ્રવૃત્તિ અટકાવી સમયની કંઇ પણ મર્યાદા નાંખ્યા સિવાય માત્ર રચનાત્મક કાર્ય જ કરવા વિષે બારડોલી અને દિલ્હીના ઠરાવો, ગાંધીજીની ગિરફતારી અને પ્રજાની નિરાધારતા અને નિરાશા, સવિનય ભંગ સમિતિની તપાસ અને તેનો હેવાલ અને છેવટે તેને પરિણામે ધારાસભાને વિષે-ખરૂં જોતાં અસહકારના સમગ્ર કાર્યક્રમ વિષે ભારે મતભેદ—એ બધી વાતો સૌના મનમાં ઘણી તાજી છે. અસહકારના મૂળ ક્રમની એકેએક કડી ઉપર આજે હથોડા મારવામાં આવે છે, અને ગયાની મહાસભામાં તેમાંની કેટલી તૂટશે, અને કેટલી કાયમ રહેશે, એ હાલ કહી શકાય એમ નથી. એ તો દેખીતું જ છે, કે જેઓ મૂળ ક્રમમાં મોટા સુધારા કરવા મથે છે, તેમને અસહકારની નીચે રહેલા અહિંસાના, પ્રેમના અને કુરબાનીના તત્ત્વમાં શ્રદ્ધા રહી નથી. પણ જેમ હાલ તરતમાં ધારાસભાની ચૂંટણીની જ ચળવળ ઇચ્છનાર પક્ષમાં અનેક મત મતાંતરનો શંભુ મેળો જોવામાં આવે છે, તેવો કંઇ ગાંધીજીના મૂળ ક્રમની વફાદારી કરનાર પક્ષમાં પણ નહિ હોય? ગયાની મહાસમિતિમાં તેમ જ મહાસભામાં ધારાસભાનો બહિષ્કાર તો વધુ મતે કાયમ રહે એ સંભવિત છે, પણ આ બહિષ્કારના હિમાયતીઓ

આત્મશુદ્ધિ અને આપભોગના જે અચળ સિદ્ધાંતો ઉપર જ અસહકારની પ્રવૃત્તિ રચાયેલી છે તેને બરાબર પિછાને છે? ગાંધીજીને માટે માત્ર અંગત પ્રેમ અને માનની લાગણીથી તો તેઓ દોરાતા નહિ હોય? અથવા મહાસભાને એકવાર થઈ ચૂકેલા ઠરાવને ફેરવવાની હિંમતને અભાવે **स्थितस्य स्थितिः समर्थनीया** એવા ભાવથી તો તેઓ ધારાસભાની વિરુદ્ધ મત આપવાના નહિ હોય? ધારાસભાની વાતને બાજુએ મૂકી દઈને શુદ્ધ અસહકારના ધોરણ પર મહાસભાના નાવને અને તેમાં બેઠેલ પ્રજાને હંકારવાની જે ભારે જવાબદારી તેઓ માથે લેશે, તેનો તેમને પૂરેપૂરો ખ્યાલ હશે?

આ પ્રસંગે દિલ્હીની મહાસમિતિમાં × ગાંધીજીએ ગદ્‌ગદ્ કંઠે જે ઉદ્‌ગારો કહાડયા હતા, તે યાદ આવે છે. તેમણે જણાવ્યું હતું કે આ મહાસભાની સમગ્ર જવાબદારી લેતાં મારૂં અંતઃકરણ કંપે છે, અને મને એમ થાય છે કે આખા દેશની અંદર હું અને આ નાની સરખી છોકરી* એટલાં જ અસહકારી હોઇએ તો હું નિર્ભય પણે કામ કરી શકું. શ્રી સરોજિની નાઇડુએ પણ હમણાં જ કલકત્તાની મહાસમિતિની બેઠકમાં જણાવ્યું હતું, કે અસહકારીઓએ મોડા કે વહેલા ઓછી સંખ્યામાં રહેવાને તૈયાર થવું જોઇશે, અને બીજા ઘણાયે ચુસ્ત અસહકારીઓએ ખાનગીમાં આ મતને ટેકો આપ્યો હતો. વધુમતિમાં રહી અસહકારના ધોરણ પર મહા-

---

× બારડોલીના રચનાત્મક કાર્યના ઠરાવો વિષે વિચાર કરવાને તા. ૨૫ ફેબ્રુઆરી ૧૯૨૨ ના રોજ મળેલી સભા.

* પંજાબની પ્રાંતિક સમિતિના મંત્રી પંડિત સંતાનમની નાની પુત્રી ચોરીચોરાના અત્યાચારને લીધે આમ બોલ્યા હતા.

સભામાં ઠરાવો પસાર કરવાની અને દેશને દોરવાની લાલચ ઘણી ભારે છે. પણ આગળના અનુભવ ઉપરથી માલમ પડયું છે, તે ઉપરથી આવી વધુમતીમાં વિવિધ પ્રકૃતિવાળા, અણસમજુ તેમજ આકળા માણસો ભળે છે. તેમનો બોજો ગાંધીજીને જ અસહ્ય થઇ પડયો હતો, તો પછી તેમના અનુયાયીઓનું શું ગજું ? વધુમતિમાં હોઇયે ત્યારે દેશની જડતાનો તેમ જ તેમાં થતી ખૂનામરકીનો બોજો વહોરવો પડે, પણ જો અસહકારીઓના દળમાંથી નબળાઓ નીકળતા જાય, તો ધીમે ધીમે એ દળ વધારેને વધારે શુદ્ધ, અને સત્યાગ્રહી બને; અને પોતાની તપશ્ચર્યા પૂરી કરી લઇ સરકારની સામે કેસરીઆં કરીને સર્વસ્વની આહૂતી આપી શકે, સત્યાગ્રહીઓની આત્મસિદ્ધિ માટે તેમજ દેશની આઝાદીને માટે આ જ માર્ગ વધારે શ્રેયસ્કર છે.

## ઉપસંહાર.

વળી દ્વેષને પ્રેમથી જીતવાનું અને શત્રુને મિત્રાચારીથી વશ કરવાનું, ક્રોધને અક્રોધથી હરાવવાનું અને દેવ બની દાનવનો પરાજય કરવાનું, મરીને જીવવાનું અને દેહનો ત્યાગ કરી આત્માને અમર કરવાનું સૂત્ર થોડા જ પિછાની શકે, અને તેથીયે થોડા આચરી શકે, એવા સૂત્રને અને તેના ઉપદેશક મહાત્માઓને જગત હંમેશાં પૂજે છે. પણ તેમને અમર કરવાને અને તેમની પૂજાને કાયમ કરવાને જે માર્ગ લેવાય છે તેમાં જ તેમના સિદ્ધાંતોનો થોડો ઘણો ભંગ થાય છે. તેમના અનુયાયીઓ પોતાના પાપને છુપાવવા પુણ્યનું સ્મરણ કરે છે, પોતાના દિલનો મેલ સુશોભિત કપડાંથી ઢાંકે છે. ભગવાન બુદ્ધ, મહાવીર સ્વામી, ઇસુખ્રિસ્ત—એ બધાને દુનિયાએ પૂજ્યા અને આજે પણ પૂજે છે. પણ તેમના કહેવાતા અનુયાયીઓમાંથી પણ કેટલા તેમનો સાચો ઉપદેશ પાળે છે ? તો પછી ગાંધીજીના પ્રેમ અને

અહિંસાના અસિધારાવ્રત પરથી મોટા મોટા મહારથીઓની પણ શ્રદ્ધા ઉઠી જાય એમાં કાંઈ નવાઇ નથી એટલું જ નહિ, પણ ક્રમે ક્રમે નવા નવા અનુભવો થતાં અને નવા નવા ક્રમ ઘડાતાં એક ટોળકીયે શ્રદ્ધા એ વ્રત પર અચળ રહે, તો એ આશ્ચર્યકારક ગણાશે. આમ સંખ્યાની દૃષ્ટિએ ગાંધીજીની પ્રવૃત્તિ નિષ્ફળ નીવડે અને તેમના વારસો આ દેશમાં થોડા જ રહે તો પણ શું ? આવા મહાત્માઓ કોઇ કોઇવાર આ પૃથ્વી ઉપર અવતાર લઇને ગગનચુંબી ભાવનાઓનું, અનહદ સહનશક્તિનું, નિઃસીમ શ્રદ્ધાનું, અને અપૂર્વ આપભોગનું જે દર્શન કરાવે છે તેથી કેટલાયે જમાનાઓ સુધી દુનિયાને તેની કંઇક કંઇક ઝાંખી થયાં કરે છે. અને આથી મનુષ્યજાત કદાચ હંમેશાં વધારે ઉંચે નહિ ચડતી હોય, તોપણ, તેની પે પડતી તો અટકે જ છે. ગાંધીજીનું પણ આવું જ સંભારણું રહી જાય તો કંઇ નવાઇ નહિ.

પણ જેમનાં દિલ ગાંધીજીના સિદ્ધાંતથી ખરેખર રંગાયાં છે, તેમનો માર્ગ તો સ્પષ્ટ જ છે. તેઓ ગાંધીજીના પ્રેમ અને અહિંસા, આપભોગ અને આત્મશુદ્ધિના શુદ્ધ સિદ્ધાંતોનું ફરી ફરીને મનન કરી પોતાના અંતરમાં વધારે અને વધારે ઉંડા ઉતારશે, રાજપ્રકરણના ને વ્યવહારના દરરોજ ઉપજતા સવાલોનો નિકાલ એ સિદ્ધાંતોને આધારે કરશે. જેમ તેમની સંખ્યા ઓછી અને વધારે ઓછી થતી જશે. તેમ તેમાંના દરેકને પોતાની અંગત જવાબદારીનો વધારે ને વધારે ખ્યાલ આવશે, સર્વે પ્રત્યે પ્રેમ અને સમભાવ રાખીને તેઓ વધારે અને વધારે કુરબાની કર્યે જશે અને પોતાના દેહમાં આત્માનું સ્વરાજ સ્થાપી નિરંતર દેશને સ્વરાજનો પંથ દેખાડશે. કદાચ ચોતરફ ખુનામરકીનું કે અનવસ્થાનું ખૂબ ધમસાણ ચાલતું હશે કે પરસ્પર વિરોધી વિચારો અને શબ્દોના વંટોળીઆ ઉડતા

હશે. તે વખતે સત્યાગ્રહના મુઠ્ઠીભર સૈનિકો—ઉછળતાં મોજાંથી અને ભૂરાં વાદળથી ઘનઘોર થયેલા ભરદરીઆપર આભની એક ફાટમાંથી ચમકતા તેજસ્વી તારકગણની માફક સૌમ્ય મધુર પ્રકાશ પાડશે.

યુગધર્મ કાર્યાલય—અમદાવાદ.<br>માગશર વદ ૧૦ ને શનિવાર. } ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.



તુર્કીએ જર્મની સાથે ભળીને મિત્રરાજ્યો સામે લડાઈ જાહેર કરી તે પછી હિંદુસ્થાનના મુસલમાનોને મેસોપોટેમિયા, પેલેસ્ટાઈન વિગેરે મુલકમાં તુર્ક લશ્કરની સામે લડવાને ઉત્તેજન આપવાના અને એકંદરે દુનિયાના મુસલમાનોને સાંત્વન કરવાના હેતુથી બ્રિટિશ રાજ્યના વડા પ્રધાન મિ લૉઈડ જ્યોર્જે અનેકવાર વચન આપ્યાં હતાં કે લડાઈમાં તુર્કી હારશે તો પણ તેના થ્રેસ અને એશિયામાઈનોર જેવા મુલક છીનવી લઈશું નહિ, તેના એશિયાઈ તુર્કીનાં ધર્મસ્થાનો ઉપરથી ખલીફની સત્તા ખસેડીશું નહિ અને એકંદર ખિલાફતને કાંઈ પણ ઈજા પહોંચવા દઈશું નહિ. છતાં લડાઈ પૂરી થયે તુર્કોની સાથે સેવરેની સંધી થઈ તેમાં આ બધાં વચનોનો ભંગ કરીને ઉઘાડે મેસોપોટેમિયા અને પેલેસ્ટાઈન હજમ કર્યાં, સીરીઆ ફ્રાન્સને સોંપ્યું, સ્મર્ના અને થ્રેસ ગ્રીસને આપી નાંખ્યાં; આર્મીનીઆ અને કુર્દિસ્તાનનાં જુદાં સ્વતંત્ર રાજ્યો બનાવ્યાં અને કોન્સ્ટેન્ટીનોપલની ખુદ રાજધાનીમાં મિત્રરાજ્યોની લશ્કરી અને દરિયાની સત્તા જમાવી.

આમ ખિલાફત છિન્નભિન્ન થવાથી અને તે વિષે મિત્રરાજ્યોને સમજાવવાને મૌલાના મહમદઅલીની સરદારી નીચે વિલાયત જે પ્રતિનિધિમંડળ ગયું હતું તેના બધા પ્રયત્નો નિષ્ફળ જવાથી ખિલાફત કમિટિએ સરકારની સામે અસહકારની લડત તા. ૧ લી ઑગસ્ટ, ૧૯૨૦ થી શરૂ કરવાનો ગંભીર ઠરાવ પસાર કર્યો. પછી મહાત્માજીએ ના વાઈસરૉય પરના તા. ૨૨ જુલાઈ, ૧૯૨૦ ના પત્રમાં જણાવ્યું છે તે પ્રમાણે પંજાબના અત્યાચારો વિષે ઈન્સાફ મળવાની આશા નિષ્ફળ ગઈ તે પછી આ બન્ને બાબતોને અંગે અસહકાર કરવા વિષે વિચાર કરવાને મહાસભાની ખાસ બેઠક સપ્ટેમ્બર માસની શરૂઆતમાં કલકત્તે ભરવાનું ઑલ-ઈન્ડિયા કોન્ગ્રેસ કમિટીએ નક્કી કર્યું. પણ તે બેઠક મળી તે પહેલાં અને તે પછીની નાગપૂર કૉંગ્રેસમાં અસહકારના સિદ્ધાંતની જનસમૂહને સમજુત આપવાને માટે મહાત્માજીએ આપેલા અગત્યના ભાષણો અને લેખો આ વિભાગમાં પ્રકટ કર્યા છે.

# આપભોગનો ધર્મ

यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनं
नायं लोकोस्त्ययज्ञस्य कुतोन्यः कुरुसत्तम ॥

ગીતાજી.

करहि जाइ तपु शैलकुमारी। नारद कहा सो सत्य बिचारी। मातुपितहि पुनि यह मत भावा। तपु सुखप्रद दुख दोष नसावा॥ तप आधार सब सृष्टि भवानी। करहि जाइ तप अस जिय जानी॥

તુલસી રામાયણ.

યજ્ઞના ઘણાએ અર્થ કરી શકાય છે, પણ સ્વધર્મને સામાન્ય એવો યજ્ઞનો એકજ અર્થ છે, અને તે એ કે ખરેખરી ઉન્નતિને સારૂ પ્રાણાર્પણ કરવા હમી તૈયાર રહેવું. પાર્વતીને શિવજી જેવા

પતિ જોઈતા હતા, તેથી તેને તપ કરવાનો હુકમ થયો. તેણે કેવા પ્રકારનું તપ કર્યું એ જાણવાની જેને ઇચ્છા થાય તેણે તુલસીદાસનો અપૂર્વ ગ્રંથ જોઈ લેવો. મા પોતાના ભોગે પોતાનાં છોકરાંને જન્મ આપે છે અને ઉછરે છે. મૃત્યુમાંથીજ જન્મ સંભવે છે. અનાજનાં બીજ ભોંયમાં દટાઇ સડે છે, મરે છે, તોજ પાક ઉત્પન્ન થાય છે. હરિશ્ચંદ્રે પોતાનું સત્ય પ્રગટ કરવાને સારૂ પારાવાર દુઃખ સહન કર્યું, પોતાનાંને ઉગારવા સારૂ જીસસે કાંટાનો મુગટ પહેર્યો, પોતાના હાથ-પગમાં ખીલા ભોંકાવા દીધા અને રીબાઈને પ્રાણત્યાગ કર્યો. એવો યજ્ઞ કરવાનો અનાદિકાળથી ચાલતો આવેલો વિધિ છે. યજ્ઞ વિના પૃથ્વી એક ઘડી પણ ન નભી શકે. તુર્કોએ ઇસ્તમ્બોલ સર કર્યું તેના પહેલાં અસંખ્ય સિપાહીઓનો હોમ કર્યો અને તેનાં મુડદાંઓનો પૂલ બનાવ્યો. હિંદુસ્થાનમાં આપણે આ અચલિત આપભોગનો ધર્મ છે તેનો ત્યાગ કરીને દેશને આગળ ચઢાવવા ઇચ્છતા હોઇએ એવો આભાસ મને આજ્યાજ કરે છે.

આપણે સંપૂર્ણ સ્વરાજ્ય ઇચ્છીએ છીએ પણ એક જાન ખોવા ઇચ્છતા નથી. પૈસાનો ભોગ પણ આપ્યા વિના ચાલે તો ચલાવી લેવા ઇચ્છીએ છીએ. અસહકારની ધણી ધાસ્તી ઘણાઓને લાગી છે તેનું કારણ શું હશે? એ વિચારૂં છું ત્યાં બેજ કારણ જોવામાં આવે છે. એક તો એ કે લોકો નોકરી છોડીને બેસે તો ભૂખે મરે; અને બીજું જો કદાચ કોઇની ભૂલ થઈ જાય અને સરકારનો દારૂગોળો ચાલે તો હજારોની જાન જાય. એટલે કે ખિલાફતના જેવા અઘરા અને મહાન પ્રશ્નની ઉકેલ આપણે જરાએ દુઃખ ભોગવ્યા વિના કરવાને ઇચ્છીએ છીએ. અસહકાર એ એક પ્રકારનો સ્હેલામાં સ્હેલો યજ્ઞ છે, એક નાનકડું તપ છે, તેમાં થોડો આપભોગ રહ્યો છે. વીસ પચીસ હજાર કે લાખ દોઢ લાખ માણસ ન્યાય મેળવવા ખાતર, અન્યાયમાં ભાગ લેતા બંધ થવાને ખાતર, પોતાની

નોકરી છોડે એમાં હું કશુંએ દુઃખ ન માનું એટલુંજ નહિ, પણ સુવ્યવસ્થિત સંસ્થા જ્યાં ચાલતી હોય ત્યાં એવા દુઃખને હું સ્વાભાવિક માનું અને લોકો એવા દુઃખથી ન્હાસે નહિ પણ હર્ષપૂર્વક તેની ભેટ કરે. ખિલાફત જેવા પ્રશ્નનો સીધો ફડચો કરવાને હજારો માણસો પાયમાલ થઈ જાય તેની મને જરાએ ચિંતા નહિ થાય. તેને તો હું ધર્મભાવનાની કસોટી સમજું. એવું દુઃખ ભોગવ્યા વિના જીત નજ મળે એમ હું માનું અને એવું દુઃખ ઘણા માણસો ભોગવે તો જીત મળ્યા વિના નજ રહે એમ પણ હું માનું.

અસહકાર કરવાને લીધે સરકાર તરફથી ગમે તે દુઃખ પડે તેથી મને ક્ષોભ કે ભય થાય જ નહિ. જેમ સરકાર તરફથી વધારે દુઃખ પડે તેમ આ પ્રશ્નનો ઉકેલ વહેલો થાય એવી મારી દૃઢ માન્યતા છે.

ભય માત્ર એક જ રહે છે. રખેને લોકો તરફથી કાંઈ ભૂલ થાય, રખેને લોકો વાંકમાં આવે અને સજાપાત્ર થાય. રખેને કોઇ ગુસ્સામાં આવીને કોઇ અમલદારને ઇજા દે કે તેનું ખૂન કરે. એમ થાય તો આપભોગના યજ્ઞના શુદ્ધ ધર્મને હાનિ પહોંચે અને તેટલે દરજ્જે ઇચ્છેલું પરિણામ મળવામાં ઢીલ થાય. આહુતિ વિશુદ્ધ વસ્તુની જ અપાય. હરિશ્ચંદ્રમાં જરા પણ અપવિત્રતા હોત અને તેણે રાજપાટનો ત્યાગ કર્યો હોત તો આપણે તેનો મહિમા આજે ન ગાતા હોત. જીસસમાં સંપૂર્ણ નિર્દોષતા કલ્પીને જ ખ્રિસ્તી મત માનનારાએ તેને તારનારની ઉપમા આપી. એ પ્રમાણે વિચારતાં જો ખિલાફતના કે બીજા કોઈ પણ પ્રશ્નમાં આપણા તરફથી કંઈ પણ દોષ થવાનો જરા પણ સંભવ ન હોય તો અસહકારને સંપૂર્ણ વેગે આપણે તુરત ચલાવી શકીએ. તેનાં પગથીઆં રાખ્યાં છે એ પણ આપણી નિર્દોષતાને વિષે શંકા રહેલી છે તેથી. આમ વિચાર કરતાં અને આપભોગ એ એક હિંદુસ્થાનની ઉન્નતિને સારૂ આવશ્યક ધર્મ છે એમ માનતાં,

અસહકારને વિષે આપણને જરાએ ભય ન રહેવો જોઇએ એટલું જ નહિ, પણ આપણે સમજવું જોઇએ કે અસહકાર અથવા તો એવા પ્રકારના કોઈ પણ યજ્ઞ અથવા તપ વિના આપણે નથી ખિલાફતનો ઉકેલ કરી શકવાના, નથી પંજાબને વિષે ન્યાય મેળવી શકવાના કે નથી સ્વરાજ્ય ભોગવી શકવાના.

નવજીવન તા. ૨૦ જુન, ૧૯૨૦.

# વાઇસરોયને ગાંધીજીનો પત્ર.

મહાત્મા ગાંધીજીએ તા. ૧-૮-૧૯૨૦ ના રોજથી અસહકારની લડત શરૂ કર્યા પહેલાં ના. વાઇસરોયને નીચેનો પત્ર લખી એક માસની નોટિસ આપી હતીઃ—

શ્રીમાન્ !

આપના કેટલાક વિશ્વાસને પાત્ર બનેલ વ્યક્તિ તરીકે તેમજ બ્રિટિશ સામ્રાજ્યના એક અનન્ય શુભેચ્છક તરીકે આપની અને આપની મારફત નામદાર શહેનશાહના પ્રધાનમંડળની સમક્ષ ખિલાફતના સવાલની જોડેનો મ્હારો સંબંધ તેમજ તેને વિષે મ્હારી વર્તણૂક બાબત ખુલાસો કરવો એ હું મ્હારો ધર્મ સમજું છું.

લડાઇના છેક આરંભથી જ્યારે લંડનમાં હું ઇન્ડિયન એમ્બ્યુલન્સ ટુકડી ઉભી કરવામાં ગુંથાયો હતો ત્યારથીજ ખિલાફતના સવાલમાં હું રસ લેતો થયો હતો, અને જ્યારે તુર્કીએ જર્મનીની બાજૂ લેવાનું નક્કી કર્યું ત્યારે લંડનમાંની ન્હાની સરખી મુસલમાન કોમ કેવી બેચેન થઇ ઉઠી હતી તે મેં જોયું હતું. ૧૯૧૫ ના જાન્યુઆરીમાં હિંદુસ્થાન આવ્યા પછી પણ જે જે મુસલમાનોના પ્રસંગમાં હું આવ્યો તેમને એજ ચિંતા અને આતુરતાથી ઘેરાએલા મ્હેં જોયા. છૂપી સંધીઓની વાત જ્યારે ફૂટી ત્યારે તેમની એ ચિંતા ઘણીજ વધી. બ્રિટનના ઇરાદાઓ પ્રત્યે તેમના

ગેરવિશ્વાસનો પાર રહ્યો નહિં અને તેઓ હતાશ થઇ ગયા. તે વખતે પણ મેં મ્હારા મુસલમાન ભાઇબંધોને નિરાશ ન થવાની અને તેમની બીક તેમજ તેમની ઉમેદોને વ્યવસ્થિત રૂપમાં જાહેર કરવાની સલાહ આપી. અને સૌ કોઇ કબૂલ કરશે કે છેલ્લાં પાંચ વરસ સુધી સમસ્ત હિંદના મુસલમાનો વખાણવાજોગ સંયમથી વર્ત્યા છે અને તેમના આગેવાનો કોમના તોફાની વર્ગો ઉપર સંપૂર્ણ કાબૂ જાળવી શક્યા છે. સુલેહના કોલકરારથી અને આપ નામદારે એ કરારોના કરેલાબચાવથી હિંદના મુસલમાનોના મનને જે ધક્કો લાગ્યો છે તેમાંથી ટટાર થવું તેમને કઠણ થઇ પડશે. આ કોલકરાર પ્રધાનોનાં વચનોનો ચોખ્ખો ભંગ કરનારા અને મુસલમાન લાગણીને તરછોડનારા છે. મને લાગે છે કે મ્હારા મુસલમાન દેશબંધુઓની જોડે પૂરેપૂરા ભાઇચારાના નાતાથી રહેવા ઇચ્છનાર હિંદુ તરીકે તેમના સંકટને સમયે જો હું તેમની પડખે ન ઉભો રહું તો મ્હેં હિંદમાતાની કૂખ લજવી કહેવાય. મ્હારી નમ્ર સમજણ મુજબ તેમનો પક્ષ સાચો છે. તેઓ કહે છે કે જો તેમની લાગણીને માન આપવું હોય તો તુર્કીને સજા કરવાની વાત જતી કરવી જોઇએ. મુસલમાન સિપાહીઓ કંઇ પોતાના ખલીફાને સજા કરાવવા અગર તેનો મુલક છીનવી લેવડાવવાની ખાતર નથી લડ્યા. મુસલમાનોનું આ ધોરણ છેલ્લાં પાંચે વરસમાં એક સરખું રહ્યું છે.

જે સામ્રાજ્યને વફાદાર રહેવાને હું બંધાએલો છું તેજ સામ્રાજ્ય પ્રત્યેનો મ્હારો ધર્મ મ્હને અત્યારે મુસલમાન લાગણીને થએલા નિર્દય આઘાતની સામે થવાની ફરજ પાડે છે. મ્હારા ધારવા પ્રમાણે હિંદુ મુસલમાન બંનેના અંતરમાંથી બ્રિટિશ ન્યાય અને બ્રિટિશ પ્રતિષ્ઠા પ્રત્યેનો વિશ્વાસ ઉડી ગયો છે. હંટર કમિટીનો બહુમતિનો રિપોર્ટ, તે ઉપરનો આપ નામદારનો ખરીતો અને મિ. મોન્ટેગ્યુએ તેનો આપેલો જવાબ આ બધાએ એ અણવિશ્વાસમાં વધારો માત્ર કર્યો છે.

આવી સ્થિતિ વચ્ચે મ્હારા જેવાને માટે એકજ રસ્તો ખુલ્લો રહે છે. તે એ કે કાંતો નિરાશ થઇને બ્રિટિશ રાજ્યની જોડેનો બધો સંબંધ તોડી નાંખવો અને નહિં તો જો હાલનાં બધાં રાજ્ય-બંધારણોમાં બ્રિટિશ રાજ્યબંધારણના ચઢીઆતાપણા વિષે મ્હને હજુએ શ્રદ્ધા હોય તો એવો કોઇ માર્ગ ગ્રહણ કરવો કે જેથી થયેલા અન્યાયનું પરિમાર્જન થાય અને ઉઠી ગયેલો વિશ્વાસ પાછો આવે. બ્રિટિશ રાજ્યબંધારણની ઉત્તમતા વિષેની મ્હારી શ્રદ્ધા હજુએ મ્હેં નથી ગુમાવી. અને જાતે દુઃખ સહન કરવાની પૂરતી શક્તિ પ્રજા બતાવી શકશે તો હજુએ કોઇને કોઇ રીતે પણ ન્યાયનું પલ્લું નીચું નમશે એ આશાને હું ત્યાગી નથી શકતો. અલબત્ત, બ્રિટિશ રાજ્યબંધારણ વિષેની મ્હારી કલ્પનાજ એવી છે કે માથું ઉંચું રાખનારનેજ એ મદદ કરે છે. નબળાનું એ રક્ષણ કરી શકે છે એમ હું નથી માનતો. માત્ર જોરાવરજ એના આશરા હેઠળ ફૂલેફાલે છે, દુબળાં રખડી મરે છે.

આમ બ્રિટિશ રાજ્યબંધારણને વિષે મ્હને શ્રદ્ધા છે એજ કારણથી સુલેહના કોલકરારોમાં બ્રિટિશ પ્રધાનોનાં વચનો અને મુસલમાન લાગણી ધ્યાનમાં લેવાઇને ઘટતા ફેરફાર ન થાય તો મ્હારા મુસલમાનભાઇઓને આપની સરકાર સાથેનો સહકાર બંધ કરવાની અને હિંદુઓને તેમાં ભળવાની મેં સલાહ આપી છે.

જે મહા અન્યાય બ્રિટિશ પ્રધાનોને હાથે મુખ્યત્વે કરીને થયો, અગર જે કરવામાં બ્રિટિશ પ્રધાનો ભાગીદાર બન્યા, તેને વિષે પોતાનો જોરભર્યો નિષેધ દર્શાવવાને ત્રણ માર્ગ મુસલમાનો સન્મુખ ખુલ્લા હતા.

( ૧ ) ખૂનામરકી ચલાવવી.

( ૨ ) આખી કોમે એકીવારે હિજરત અથવા દેશ-ત્યાગ કરવો.

( ૩ ) સરકારની સાથેનો સહકાર બંધ કરી અન્યાયની ભાગીદારીમાંથી નીકળી જવું.

આપની જાણુમાં હશેજ કે એક એવો પણુ વખત હતો કે જ્યારે મુસલ્લમાનોમાંનો સૌથી સાહસિકમાં સાહસિક-અવિચારી તો ખરોજ-વર્ગ ખૂનામરકીની તરફેણુમાં હતો. તેમ હિજરતની બૂમ પણુ હજુ છેક નથી શમી. હું કહીશ કે અસાધારણુ ધીરજપૂર્વક દલીલો કરીને આ ખૂનામરકીની હિમાયત કરનારા વર્ગને તેમના વિચારોથી પાછા વાળ્યાનો હું દાવો કરી શકું. હું કબૂલ કરૂં છું કે માત્ર ઉપયોગિતાની દષ્ટિએજ હું આમ કરાવી શકયો છું; નીતિની દષ્ટિએ હું તેમની પાસે ખૂનામરકીને અગ્રાહ્ય નથી મનાવી શકયો, તેમ કરવાનો મ્હેં પ્રયત્ન પણુ નથી કર્યો. પરિણુામે હાલ તુરતને માટે ખૂનામરકીના વિચારો છોડી દેવાય છે. હિજરતની હિમાયત તદ્દન ન અટકી હોય તો પણુ મોળી તો જરૂર પડી ગઇ છે, હું માનું છું કે જેમાં મ્હોટા પ્રમાણુમાં આપભોગની જરૂર પડે છે અને પ્રજા મ્હોટા પ્રમાણુમાં અમલમાં મૂકી શકે તો જે વડે કાર્યસિદ્ધિ થવાની પ્રજાને ખાત્રી લાગે એવો કોઇ સ્વાવલંબનભર્યો કાર્યક્રમ પ્રજાની સમક્ષ મૂકવામાં ન આવ્યો હોત તો સરકાર તરફનું ચાહે તેટલું દબાણુ કે સખ્તાઇ પણુ ખૂનામરકીને ફાટી નીકળતાં અટકાવી શકત નહિ. અસહકાર એ એકજ આવો ખાનદાનીભર્યો ને કાયદેસર સ્વાવલંબનભર્યો કાર્યક્રમ હતો કારણુ જે રાજ્યકર્તા પોતાનો રાજધર્મ ચૂકી કુરાજ્ય ચલાવે તેને મદદ આપવાની ના પાડવી એ પ્રજાનો સનાતન કાળથી સ્વીકારાએલો હક છે.

આની સાથે સાથેજ હું એ પણુ કબૂલ કરી લેવા ઇચ્છું છું કે આજે પ્રજાની મ્હોટી સંખ્યાના હાથે અસહકાર અમલમાં મૂકાય તેમાં ગંભીર જોખમો તો રહેલાં છેજ. પણુ આજે આ દેશના મુસલ્લમાનોની સામે જે ગંભીર સવાલ ઉભો થયેલો છે તે બિનજોખમી ઇલાજોથી સુધરી શકે એવી આશા ઓછી છે. આજ થોડુંઘણુંએ જોખમ ખેડવા તૈયાર ન થવું એ ઘણુાંજ મ્હોટાં જોખમ નોતરવા જેવું અથવા કદાચ મુલેહશાંતિનો સંપૂર્ણુ નાશ માથે વ્હોરી લેવા જેવું છે.

પણ આવા અસહકારમાંથી બચવાનો હજુ પણ રસ્તો છે. મુસલમાનભાઇઓએ તેમની અરજીમાં દક્ષિણ આફ્રિકાના મામલામાં આપની પહેલાંના નામાંકિત વાઇસરૉયે કર્યું હતું તેમ આપને પણ આ મામલામાં આગેવાની લેવા વિનંતી કરેલી છે. પણ તેમ કરી શકવાને જો આપ આપની જાતને અસમર્થ ગણો અને અમારે અસહકાર કરવોજ પડે તો મ્હને આશા છે કે જેમણે મ્હારી સલાહ સ્વીકારી છે તેઓ તેમજ હું આ મામલામાં પોતાની એક માત્ર ચોખ્ખી ફરજના વિચાર સિવાય બીજા કોઇપણ જાતના હેતુથી સામેલ થયા નથી એમ માનવાનું શ્રેય આપ અમને આપશો.

લેબરનમરોડ,<br>
ગામદેવી, મુંબઇ.<br>
તા. ૨૨ જુન, ૧૯૨૦.

હું છું,<br>
આપનો સદાનો વફાદાર સેવક,<br>
**મોહનદાસ કરમચંદ ગાંધી.**

# અસહકાર.

પહેલી ઑગસ્ટ પહેલાં કંઇ ખિલાફતનો મામલો સંતોષકારક રીતે પૂરો થાય અથવા તો સુલેહની શરતો ફરી તપાસવાનું વચન મળે એવી આશા રખાય નહિ. એટલે આપણે અસહકાર કરવાની તૈયારી કરવી જોઈએ. કમિટી તેની તૈયારી કરી રહેલી છે. હાલ તુરતમાં નીચેની બાબતો થઈ શકે:—

(૧) નવી લોનો ન લેવી.

(૨) દિવાની કે લશ્કરીની ભરતીમાં નામ ન નોંધાવવું.

મેસોપોટેમિયાને કબજામાં રાખવાનો સરકારને કશો હક નથી. મેન્ડેટનો અર્થ કબજા શિવાય બીજો કંઇજ નથી. વળી ત્યાં તો અરબો હિંદી સિપાહીને જોવા પણ નથી ચાહતા એવા ખબર છાપાંઓમાં આવે છે. એમ હોય યા ન હોય પણ દરેક હિંદીની ફરજ છે કે તેણે આવી નોકરીમાં દાખલ નજ થવું. મેસોપોટેમિયામાં જેઓ જાય તે તો પૈસા અર્થેજ જાય. આપણાથી કંઇજ ન થઇ શકે તોપણ ત્યાં જવાનું તો આપણે છોડવુંજ જોઇએ.

અરબોની ઉપર જોરજુલમથી રાજ્ય ચલાવવાની તો આપણી

ફરજ ન હોય, પણ આપણે જેઓ ગુલામ નથી રહેવા ઇચ્છતા તેઓ બીજાને ગુલામ બનાવવા તો નજ ઇચ્છીએ.

એટલે નવી લોનો ન લેવી અને નવી સરકારી નોકરીમાં-તેમાંએ મેસોપોટેમિયા વિ. જવાની નોકરીમાં-આપણે આજથીજ દાખલ ન થવું ઘટે.

આ ઉપરાંત પહેલી ઓગસ્ટથી નીચેની બાબતોનો અમલ થશે એવી ઉમેદ રખાય છે.

(૧) ખિતાબો ને માનના હોદ્દા છોડી દેવા.

(૨) કાઉન્સિલોનો બહિષ્કાર કરવો.

(૩) સરકારી નિશાળોમાંથી માબાપોએ પોતાનાં છોકરાંને ઉઠાડી લેવાં.

(૪) વકીલોએ વકીલાત બંધ કરવી અને પ્રજાના દિવાની કજીયા ઘરમેળે પતાવવા.

(૫) સરકારી જલસાપાર્ટી વિગેરેમાં આમંત્રણ મળે તો તેનો વિનયપૂર્વક પણ કેવળ અસહકાર એજ કારણ બતાવી ઇનકાર કરવો.

ખિલાફતની બાબતમાં ફડચો ન થાય તો ઉપરની વસ્તુનો પહેલી ઓગસ્ટથી અમલ થવાનો સંભવ છે.

લાલા લજપતરાયે પંજાબની બાબતમાં પંજાબ વિષે ન્યાય ન મળે તો કાઉન્સિલનો બૉયકૉટ કરવા રૂપી અસહકારની વાત જાહેર કરી છે. એટલે હવે આપણે માની લઇએ કે ખિલાફતના મામલામાં પંજાબ પણ ભળ્યું કહેવાય. જેમ ખિલાફતમાં આગેવાની મુસલમાનોની હોય તેમ પંજાબ બાબત આગેવાની પંજાબીઓની હોવી જોઇએ. પંજાબી અસહકાર ન કરે તો હિંદુસ્થાનના બીજા ભાગો ન કરી શકે એમ કહી શકાય.

આપણે એટલી આશા રાખીશું કે લાલાજી કાઉન્સિલના ત્યાગથી નહિ અટકે. જ્યાં લગી આપણે જીત ન મેળવીએ ત્યાં લગી

આપણું અસહકારનું કુંડાળું મોટું કર્યા કરવું પડશે, ને જે ચાર પગથીઆં સૂચવ્યાં છે તે લેવા આપણે તૈયાર રહેવું જોઇએ. જો કે મારી ખાત્રી છે કે કાઉન્સિલના બૉયકૉટમાં પ્રજા સમસ્ત ભળો યા ન ભળો તોયે જીત મળે.

કાઉન્સિલને વિષે ત્રણ મતભેદ બતાવવામાં આવ્યા છે.

(૧) અસહકાર નજ કરવો.

(૨) કાઉન્સિલમાં ચુંટણી કરાવીને અસહકાર કરવો.

(૩) કાઉન્સિલનો આરંભથીજ ત્યાગ કરવો.

પહેલો પક્ષ તો એ કે જે અસહકારથી કેવળ વિરૂદ્ધ છે. એટલે બીજો પક્ષજ તપાસવો રહ્યો. મારી તો ખાત્રી છે કે કાઉન્સિલમાં દાખલ થવાનો પ્રયત્ન કરી પછી તેમાં ન બેસવું એ મિથ્યા મહેનત છે, પૈસાની ને વખતની ખરાબી છે. તેનો હેતુ હું સમજીજ નથી શકતો. જો આપણે ન જઇયે તો નાલાયક માણસ જશે તેનું શું? નાલાયક માણસો કાઉન્સિલમાં દાખલ થશે તો તેથી જાગૃત થએલી પ્રજાનો કારભાર સરકાર ચલાવી નહિ શકે ને તેની હાંસી થશે. વળી ચુંટણીની ધમાલમાં પડવાથી બહિષ્કારનું શુદ્ધ સ્વરૂપ બતાવી નહિ શકાય. આપણું કર્તવ્ય તો એ છે કે પ્રજામત–વોટરોનો મત–એવો રીતે કેળવવો કે જેથી હરકોઇને તેમની વતી કાઉન્સિલમાં જવું અશક્ય થઈ પડે. જ્યાં સુધી રાજા પ્રજા વચ્ચે એકદિલ ન થાય ત્યાં લગી રાજાની સભામાં જવું એ તેની સત્તા વધારે કાયમ કરવા સમાન છે. કોઈ રાજા પ્રજાના કોઈ ભાગને પોતાની સાથે ભેળવી ન શકે ત્યાં લગી રાજ્ય ચલાવીજ ન શકે. તે પરથી એમ સિદ્ધ થાય છેકે જેમ પ્રજાનો ઓછો ભાગ તેની સાથે ભળે તેમ રાજાની સત્તા ઓછી હોય છે. એટલે જેઓ અસહકારનો સ્વીકાર કરે છે તેઓને સારૂ કાઉન્સિલનો સર્વથા ત્યાગ એજ શુદ્ધ રસ્તો છે. અને મારી ઉમેદ છે કે જેઓ કાઉન્સિલમાં દાખલ થવાની ભાંજગડમાં પડી

ગયા છે તેઓ હાલ તુરત તો એ કામને છોડીને જે વધારે ઉપયોગનું કામ ખિલાફત અને પંજાબ બાબત લોકમત કેળવાનું છે તેમાં પડી જશે, અને બરાબર લોકસેવા કરીને જ્યારે કાઉન્સિલમાં જવાનો સમય આવશે ત્યારે તેમણે વધારે લાયકાત મેળવી હશે.

હવે રહી બે બાજી ભલામણો કે જેને વિષે સખત ટીકા થવાનો સંભવ છે. વકીલોએ હાલ તુરત વકીલાત બંધ કરવી અને તકરાર કરનારાઓએ કે તકરારમાં આવી ફસેલાઓએ કોરટનો ત્યાગ કરી પંચ નીમી પોતાના તકરારનો ફડચો કરાવવો. મારી દૃઢ માન્યતા છે કે પ્રત્યેક સરકાર પોતાનું પશુબળ એટલે સિપાહીબળ ઢાંકીને દિવાની અને ફોજદારી અદાલતો મારફતે પ્રજા ઉપર પોતાનો કાબુ જમાવે છે. કેમકે કેવળ પશુબળથી ડરાવીને પ્રજાને વશ કરવી એના કરતાં અદાલતો ઇત્યાદિ મીઠી લાલચોથી પ્રજાને લલચાવી તેની મારફતે પરાધીન કર્યાથી પ્રજા જાણીજોઇને વશ થાય એ સોંઘું, સહેલું અને રાજ્યકર્તાને કીર્તિ આપનારૂં છે. જો લોકો પોતાના દિવાની કજીઆ ઘરમેળે પતાવે અને વકીલો પોતાનો અંગત સ્વાર્થ મેલીને પ્રજાનું હિત જાળવવા ખાતર અદાલતોનો ત્યાગ કરે તો પ્રજા એકદમ આગળ વધી શકે. હું ઘણાં વર્ષો થયાં માનતો આવ્યો છું કે પ્રત્યેક રાજ્યસત્તા વકીલોની મારફતે પોતાની સત્તા વધારે કાયમ કરે છે. એટલે જો કે આ સૂચના વિષે હું ટીકાને પાત્ર થઇશ એમ જાણું છું છતાં સૂચના કરતાં જરાએ અચકાતો નથી.

જેમ વકીલનું તેમજ નિશાળોનું. ખિલાફત અને પંજાબના જેવા ભારે પ્રસંગ ન હોય તો પણ હું જરૂર મારાથી બની શકે તો નિશાળોને ખાલી કરી મૂકું અને જે બાળકોની ઉપર હિંદુસ્તાનનું ભવિષ્ય રહેલું છે એ બાળકોને યોગ્ય હોય એવી કેળવણી આપું. પણ અત્યારે નિશાળો ખાલી કરવાનું કહેવામાં મારો ઉદ્દેશ બીજો છે. નિશાળો ખાલી કરીને સરકારને બતાવવા ઇચ્છું છું કે જ્યાં સુધી

પંજાબ અને ખિલાફતને વિષે ન્યાય નથી થયો ત્યાં સુધી તમારી સાથે સહકાર રાખવો એ શોચભર્યું છે. હું માનું છું કે આ સૂચના ઉપર ઘણું હાસ્ય થશે. પણ જેમ જેમ વખત જશે તેમ તેમ પ્રજા જોઈ શકશે કે જો સરકારની નિશાળો આપણે ન ભરી મૂકીએ તો રાજ્યતંત્ર ચલાવવું એ અશકય થઈ પડે. આખી પૃથ્વીમાં તપાસશું તો આપણને માલમ પડશે કે રાજ્યતંત્ર સહેલામાં સહેલી રીતે ચાલી શકે એવા પ્રકારની કેળવણી બાળકોને આપવામાં આવે છે. જ્યાં રાજ્યતંત્ર કેવળ પ્રજાને ઉપકારી છે ત્યાં કેળવણી પણ તેવીજ હોય છે. જ્યાં તંત્ર મિશ્રિત છે-જેમ હિંદુસ્થાનમાં-ત્યાં કેળવણી પણ બુદ્ધિભેદ કરનારી ને હાનિકર્તા છે. મારી ઉપરની સૂચનામાં જુવાની-આઓને કેળવણી વિનાના કરી મૂકવાનો હેતુ નથી. એક ક્ષણભર પણ હું પ્રજા-કેળવણી રોકવા ઇચ્છતો નથી. પણ મારી માન્યતા છે કે નિશાળો ખાલી કર્યા છતાં આપણે પ્રજાની કેળવણી સારી રીતે સંભાળી શકીએ છીએ. મારી ઉપરની સૂચનાઓ ગંભીર છે એમ હું જાણું છું. વાંચનારને તે વિષે એકદમ સમજાવી શકવાની આશા રાખતો નથી. આ વિષયો વખતોવખત ચર્ચીશ અને મારી દલીલો પ્રજાની પાસે રજૂ કરીશ.

યંગઈન્ડિયા તા ૭ જુલાઈ ૧૯૨૦.

# કાઉન્સિલનો બહિષ્કાર.

ધીમે ધીમે અસહકાર પોતાનું સ્વરૂપ પકડતો જાય છે. નવી ધારાસભાનો ત્યાગ એ મોટામાં મોટી વસ્તુ પ્રજાની સમક્ષ ખડી થઇ છે. મારી ઉમેદ છે કે પ્રજા તેનું સેવન અડગ થઇને કરશે.

જેની દાનત ખરાબ છે, જેને જાણી જોઇને ન્યાય નથી કરવો, જેના હૃદયમાં પ્રજાનો તિરસ્કાર છે એવી આપણી ખાત્રી થઈ છે, તેણે યોજેલી યોજનામાંથી આપણે શું મેળવવાના હોઇએ ?

અત્યારે હું આખા રાજ્યતંત્રને ઝેર સમાન જોઈ રહ્યો છું. કડવીના વેલામાંથી મીઠાં ફળની આશાજ કેમ રખાય ? મુખ્ય સવાલ એ છે:—કાઉન્સિલમાં જઇને હમેશાં સામે થવું કે કાઉન્સિલમાં મુદલ નજ જવું ? પજવણીથી કોઈ લડવૈયો હારે નહિ. ઇંગ્રેજ લડનારા છે. કાઉન્સિલમાં પજવણી કરવી એટલે શું ? લાંબાં અને તીખાં ભાષણો કરવાં, ગાળો પણ દેવી, અને આપણા વોટની–મતની જરૂર જણાય ત્યારે તે ન આપવા. જેઓ એમ માને કે આવા ઉપાયોથી સરકાર હારી જાય તેઓએ રાજ્યબંધારણનો અભ્યાસજ કર્યો નથી. આવી પજવણીથી ઝીણી ઝીણી ચીજો આપશે પણ તત્ત્વ કદિ નહિ આપે.

આજ લગીની આપણા જે જીતો છે તે વડે આપણે મુખ્ય વસ્તુ ભાગ્યે જ લીધી હશે. હિંદનો પૈસો ચાલ્યો જ જાય છે. મિલીટરીનો ભય લેશ પણ ઓછો થયો નથી. ગોરા કાળા વચ્ચેનો ન્યાય જરાએ શુદ્ધ નથી થયો. પ્રપંચ ઓછો થવાને બદલે વધ્યો છે. રાજ્યનીતિ એક નસુભર પણ સુધરી નથી. બન્ને વચ્ચેનો સંબંધ દહાડે દહાડે નિર્મળ થતો જાય છે એમ કોણ કહેશે ?

તો પછી થોડા હિંદી જડ્જ બન્યા, થોડાને કારોબારી કાઉન્સિલમાં પદવી મળી, થોડા ઇન્ડિયા કાઉન્સિલમાં ગયા, એક હિંદી ઉમરાવ-પદ પામ્યા, તેથી શા દહાડા વળ્યા ? તેને હું લાલચ રૂપે ગણું છું. એ આપણને સુતેલા રાખવાને સારૂ અફીણની ગોળી છે. જ્યાં સુધી ન્યાય નથી ત્યાં સુધી તેમના તરફથી મળેલું માન એ ખરૂં જોતાં અપમાન છે. આવી સીધી વાત આપણે કેમ ન સમજી શકીએ ?

હું તો આખા હિંદુસ્તાનની ભારે આશા રાખી બેઠો છું. પણ ગુજરાતની આશા વધારે રાખવાનો મને હક છે એમ માનું છું. ગુજરાત આ બાબતમાં અગ્રહિસ્સો આપે એવી આશા રાખીશ.

ગુજરાતની પ્રજા ચોક્કસ ગણાય છે. તેને હિસાબ કરતાં બહુ આવડે છે. મેં જે હિસાબ પ્રશ્ન આગળ મૂક્યો છે એ તો તદ્દન સહેલો છે. કીચડમાં પગ નાંખવો ને છાંટા ન ઉડે એ કેમ બને ? જ્યાં સુધી રાજ્યતંત્ર અન્યાયબુદ્ધિથી ખરડાએલું છે ત્યાં સુધી ધારાસભાને હું કીચડ સમાન જ ગણું છું.

પજવણીથી આયર્લૅંડની પ્રજા કંઇ નથી મેળવી શકી. તેને તો પાર્નેલ જેવો ભડ લડવૈયો હતો. હવે તે પ્રજાએ હારીને ખૂનામરકી અખત્યાર કરી છે. આને પણ હું તો ભૂલ ગણું છું. પજવણીનું પરિણામ કંઈ નથી એટલું જ બતાવવા આયર્લંડનો દાખલો ટાંકું છું. દક્ષિણ આફ્રિકામાં જનરલ બોથાની સમક્ષ બે રસ્તા હતા; કાઉન્સિલમાં જઇ ન્યાય માગવો અથવા કાઉન્સિલનો ત્યાગ કરવો. તેણે કાઉન્સિલનો ત્યાગ પસંદ કર્યો અને તે જીત્યો. તેણે મનમાનતું રાજ્યબંધારણ મેળવ્યું ને સ્વતંત્ર પ્રજાનો પ્રધાન થયો.

કાઉન્સિલનો ત્યાગ કરવાથી પ્રજા ચઢશે, પ્રજાને શુદ્ધ તાલીમ મળશે ને સરકારની ઉપરજ રાજ્યતંત્ર ચલાવવાનો બોજો આવી પડશે. મારી દૃઢ માન્યતા છે કે જો પ્રજાનો શિક્ષિત ભાગ મધલાળને છોડી પોતાની ફરજ સમજી સરકાર તરફથી મળતા દેખાતા લાભોનો ત્યાગ કરે તો રાજ્યતંત્ર એક ક્ષણભર સરકાર નહિ ચલાવી શકે. રાજ્યતંત્ર કેવળ પ્રજાની આડકતરી સંમતિથી ચાલે છે. એ રાજ્યતંત્રની સામે પ્રજા સીધીરીતે થાય ત્યારે ચાલી જ ન શકે. પ્રજાને ડરાવીને નહિ પણ ભોળવીને મુખ્ય ભાગે સરકાર રાજ્યતંત્ર ચલાવે છે. ડર છે પણ તે છેવટનું શસ્ત્ર છે. ન્યાય છે તે રાજ્ય ચલાવવા પૂરતો છે. ન્યાય કરવો એ ઉત્તમ 'પૉલિસી' છે તેથી ન્યાય કેટલેક ભાગે મળે છે. આપણે તો પૃથ્વી રસાતાળ થાય તો પણ ન્યાયજ થાઓ એવું માગીએ છીએ. અને આ તત્ત્વ દાખલ કરાવવા સારૂ આપણે ઇંગ્રેજી અમલદારોનાં દિલ બદલવાની વાત આવે છે. એ બદલવાને સારૂ આપણે તેના બરોબરીઆ છીએ એ બતાવવું જોઇએ. માણસ બરોબરીઓ પોતાના નીતિબળથી કે શરીરબળથી બની શકે છે. શરીરબળથી એકસરખાપણું મેળવવું એ ઉતરતી પંક્તિનું સરખાપણું છે. એ પશુનીતિ છે. પણ હિંદુને તો એ ત્યાજ્ય છે. હજારો વર્ષની આપણી તાલીમ જૂદાજ પ્રકારની છે. નીતિબળથી ઇંગ્રેજને વશ કરી શકાય છે એ મારી દૃઢ માન્યતા છે. હું તેમના અમલદારોના અન્યાયને વિષે કડુ લખાણ કરી ગયો છું છતાં હું માનું છું કે જેટલી અસર નીતિબળથી એ પ્રજાની ઉપર થઇ શકે તેટલી અસર યુરોપની બીજી પ્રજા ઉપર થઇ શકતી નથી. અને કાઉન્સિલનો જ્ઞાનપૂર્વક ત્યાગ એ નીતિબળની એક અલ્પ નિશાની છે. આ ત્યાગ સહેલાઇથી થઇ શકે તેવો છે અને છતાં તે પ્રજાના પ્રતિનિધિ થવાને લાયક પુરૂષોથી થવો જોઇએ તેથી મહા અસર ઉપજાવનારો છે.

**નવજીવન તા. ૧૮ જુલાઈ, ૧૯૨૦.**

# ચાંદોનો ત્યાગ.

મહાત્મા ગાંધીજીએ ના. વાઈસરૉયને પોતાના માનચાંદો પાછા આપતી વેળા તા. ૧-૮-૧૯૨૦ ના રોજ નીચેનો પત્ર લખ્યો હતો.

દક્ષિણ આફ્રિકાના ભૂતદયાના કાર્ય માટે આપની અગાઉના ના. વાઈસરૉય સાહેબે મ્હને એનાયત કરેલ કૈસરેહિંદનો સુવર્ણપદક, ૧૯૦૬ ની ઝુલુ વૉરમાં હિંદી સ્વયંસેવકોની એમ્બ્યુલન્સ ટુકડીના અમલદાર તરીકે મ્હેં બજાવેલી સેવા માટે મળેલું વૉર મેડલ; તેમજ સને ૧૮૯૯-૧૯૦૦ ની બોઅર લડાઇમાં ઘાયલોની ડોળી ઉચકનારા હિંદી સ્વયંસેવકોની ટુકડીના આસિ. સુપરીન્ટેન્ડન્ટ તરીકે મ્હેં બજાવેલી સેવાઓ માટે મ્હને એનાયત કરવામાં આવેલું બોઅર વૉર મેડલ આજથી શરૂ થતા ખિલાફતને લગતા અસહકારના નિશ્ચયને અનુસરીને હું દુઃખિત અંતઃકરણે આપને પાછાં મોકલું છું. આ ચાંદોને મ્હેં કિંમતી માન્યાં છે, પણ મ્હારા મુસલમાનભાઈઓ દુભાએલી ધાર્મિક લાગણીના અન્યાયથી જ્યાં સુધી ઉદ્વિગ્ન છે ત્યાં સુધી એ ચાંદોને વગર સંકોચે હું પ્હેરી શકું તેમ નથી. છેલ્લા મહિનામાં બનેલા બનાવોથી મ્હારી ખાત્રી થવા માંડી છે કે ખિલાફતની બાબતમાં સામ્રાજ્ય સરકારે કશો આંચકો ન ખાતાં ભારેમાં ભારે

અનીતિ અને અન્યાય કર્યાં છે એટલું જ નહિ, પણ કરેલી અનીતિનો બચાવ કરવાને સારૂ નિત્ય નવા અન્યાય કરતી જાય છે. આવી સરકાર પ્રત્યે હું માન કે પ્રેમ નજ ધરાવી શકું.

પંજાબના સવાલની બાબતમાં આપની તેમજ વડી સરકારે અખત્યાર કરેલું વલણ મ્હારા ગંભીર અસંતોષમાં વધારોજ કરાવેછે. આપણી જાણ બ્હાર નહિજ હોય કે કૉંગ્રેસની વતી પંજાબના જુલમોની તપાસ કરનારા કમિશનરોમાંનો હું એક હતો. અને મ્હારો ચોક્કસ અભિપ્રાય છે કે સર માઈકલ ઓડવાયર પંજાબના ગવર્નરના ઓદ્ધાને માટે તદ્દન નાલાયક માણસ હતો; તેમ અમૃતસરમાં લોકોનાં ટોળાની ઉશ્કેરણીને માટે પણ એજ મુખ્યત્વે કરીને જોખમદાર હતો. અલબત્ત, લોકોએ કરેલા અત્યાચારો અક્ષમ્ય હતા. પાંચ અંગ્રેજોનાં ખૂન, મિસ શીયર વુડ ઉપરનો હુમલો તથા લૂટફાટ અત્યંત શોચનીય અને અનુચિત હતાં. પણ તેની સામે જનરલ ડાયરથી માંડીને મલીકખાન સુધીના ગોરા અને કાળા અમલદારોએ જે પગલાં લીધાં તે લોકોના અપરાધને મુકાબલે સર્વ પ્રકારની હદ બ્હારનાં અને તેની ક્રૂરતા અને રાક્ષસીપણામાં આજના જમાનામાં જેનો ક્યાં એ જોટો ન મળી શકે એટલાં દુષ્ટ હતાં. આ અમલદારોના અપરાધો તરફ આપે કરેલો ઢાંકપિછોડો, સર માઇકલ ઓડવાયરનો આપે કરેલો બચાવ, મિ. મૉન્ટેગ્યુનો ખરીતો અને સહુથી છેલ્લે ઉમરાવોની સભાએ પંજાબ વિષે દર્શાવેલું અજ્ઞાન તેમજ હિંદીઓની લાગણીઓ પ્રત્યે દર્શાવેલો હડહડતો તુચ્છકાર—આ બધા બનાવોએ મ્હને સામ્રાજ્યના ભાવિ વિષે અત્યંત શંકાશીલ કરી મૂક્યો છે, ચાલુ સરકારથી મને છેક વિખૂટો પાડી દીધો છે અને આજસુધી એકનિષ્ઠપણે સરકાર જોડે હું ખરા દિલથી સહકાર કરતો આવ્યો તેમ કરતા રહેવાને મ્હને તદ્દન અસમર્થ બનાવી દીધો છે!

મ્હારા નમ્ર અભિપ્રાય મુજબ અરજીઓ, ડેપ્યુટેશનો ઈ. હમેશનાં સાધનો દ્વારા હિંદી સરકાર જેટલી કર્તવ્યમૂઢ બનેલી સરકારની

આંખ ઉઘાડવી અસંભવિત છે. યુરોપના દેશોમાં ખિલાફત અને પંજાબ જેવા મહા અન્યાયો પર આવો ઢાંકપિછોડો કરવામાં આવ્યો હોય તો કે'દહાડાનીયે રાજ્યક્રાંતિ થઇને લોહીની નદીઓ વહી હોત; લોકો શિરસાટે પણ કેવળ પશુબળના જોરથી પ્રજાને નામર્દ કરી મૂકવાના આવા પ્રયત્નની સામે થયા હોત; પણ આજ અરધું હિંદ આવો પ્રતિકાર કરવાને અતિ નિર્બળ છે અને બાકીનું અરધું અનિચ્છુક છે. આથી સરકારથી અલગ થઇ જવા ઇચ્છનારાઓને તેમ કરવાનો રસ્તો કરી આપનાર અસહકારનો માર્ગ ગ્રહણ કરવાની મેં પ્રજાને સલાહ આપી છે, અને જો આ અસહકાર ખૂનામરકી વગર અને વ્યવસ્થિતરીતે પ્રજા અખત્યાર કરી શકે તો તે સરકારને નમવાની ફરજ પાડી થએલા અન્યાયોનું અવશ્ય પરિમાર્જન કરાવી શકે એવો મ્હને વિશ્વાસ છે. પણ લોકો આવશે ત્યાં સુધી એમને સાથે લઇ, આવો અસહકાર ચાલુ કરવા છતાં હું ઉમેદ રાખ્યેજ જઇશ કે હજીયે આપ ન્યાય કરવાનો કંઈક માર્ગ કહાડશો. હું આપને માનપૂર્વક વિનંતી કરૂં છું કે આપ પ્રજાના આગેવાનો તરીકે જાણીતા લોકોની એક પરિષદ બોલાવશો અને તેમની જોડે મસલત કરીને મુસલમાનોને રાજી કરવાનો તેમજ દુઃખી પંજાબના નુકસાનની ભરપાઈ કરવાનો માર્ગ કહાડશો.

# શાસ્ત્રપ્રમાણ.

સર નારાયણ ચંદાવરકર અને બીજા ગૃહસ્થોએ એક લેખ પ્રગટ કર્યો છે. તેમાં અસહકારને ખૂબ વખોડી કહાડયો છે ને જણાવ્યું છે કે ધર્મશાસ્ત્રો તથા ઇતિહાસ તેનાથી વિરૂદ્ધ છે. સહી કરનારા લખે છે કે ગીતાજી, કુરાન, બાઇબલ તથા પારસી અવેસ્તા અસહકારને અધર્મ્ય ગણે છે. તેમાંના દાખલા તેઓએ ટાંક્યા નથી.

ગીતાજી ઈ. નો મેં પણ થોડો અભ્યાસ કર્યો છે એમ માનું છું. હું અસહકારનું તત્ત્વ તે ધર્મગ્રંથોમાં જોઈ શકયો છું. ગીતાજીમાં દૈવઆસુરસંગ્રામનું વર્ણન છે. ન્યાય અને અન્યાય વચ્ચે કદી મેળ હોય નહિ એમ ગીતાજી સ્પષ્ટ બતાવે છે. ગીતાજીનો કેવળ અક્ષરાર્થ કરીએ તો આપણને માલમ પડે છે કે જ્યારે અર્જુને પાપી કૌરવોની સાથે યુદ્ધ કરવાની આનાકાની કરી ત્યારે શ્રી કૃષ્ણે તેને યુદ્ધ કરવા પ્રેર્યો. એટલે અક્ષરાર્થથી તો અન્યાયીની સાથે સહકાર ન કરવો

એટલું જ નહિ પણ અન્યાયીને દંડ આપવાનું ગીતાજી શીખવે છે. ગીતાજીનો શુદ્ધાર્થ દંડ આપવાનું શીખવતોજ નથી; પણ તેમાં લીંટીએ લીંટીએ ન્યાય અને અન્યાયના ઝગડા વિષે શિક્ષણ છે. અંધકાર અને પ્રકાશને જેમ વેર છે, ટાઢને તડકો જેમ સાથે નથી રહી શકતાં, તેમ ઇનસાફ અને ગેરઈનસાફ સાથે નથી રહી શકતા. તેથીજ આપણામાં રીસાઇ જવાની પ્રથા પરંપરા ચાલતી આવેલી છે. રૈયત જ્યારે અન્યાયી રાજાથી અકળાઇ જાય છે ત્યારે તે તેનાથી રીસાઇ જાય છે. બહુ અકળાય છે ત્યારે રૈયત રાજાના ગામનો ત્યાગ પણ કરે છે. આવા દાખલા વખતોવખત જોવામાં આવ્યા છે. આજે પણ બે રાજ્યોમાં એવી હીલચાલ ચાલી રહી છે. પ્રહ્લાદે પોતાના રાક્ષસી પિતા સાથે અસહકાર કર્યો, મીરાંબાઇએ પોતાના ધણી સાથે, નરસિંહમહેતાએ પોતાની નાત સાથે કર્યો. આ ત્રણને આપણે આજે પૂજીએ છીએ. તુલસીદાસે સંત અસંતનો ભેદ પાડી બન્ને વચ્ચે મેળાપ ન હોય એમ બતાવી આપ્યું છે. એટલે હિંદુ ધર્મમાં તો ન્યાય અન્યાય વચ્ચેનો મેળાપ સર્વથા ત્યાજ્ય છે એવું શિક્ષણ છે. અવેસ્તામાં ઓરમઝદ અને અહરીમાનનું દ્વંદ્વ યુદ્ધ સદાય ચાલ્યાં કરે છે, બાઈબલમાં ખુદા અને શેતાન વચ્ચે ચાલે છે. ઓરમઝદ–ખુદા–ન્યાયની મૂર્તિ છે, અને અહરીમાન–શેતાન–અન્યાયનું પુતળું છે. જીસસ ક્રાઇસ્ટ તો સત્યાગ્રહી વીર હતા. તેણે દાંભિક, જૂઠા, મદાંધ માણસનો હમેશાં અસહકાર કર્યો હતો. નીતિને અર્થે કુટુંબમાં વિરોધ કરાવતાં તે અચકાયા ન હતા અને રોમની મહાન્ સત્તાની સામે તે એકલા થયા હતા. હવે રહ્યું કુરાન શરીફ. લેખકોએ કેમ જાણે પેગમ્બરનો ઇતિહાસ પણ ન જાણ્યો હોય તેમ ઇસ્લામને વિષે લખ્યું છે. પેગમ્બર જ્યાંલગી મક્કામાં રહ્યા ત્યાં લગી અન્યાય કરનારાઓની સાથે તેમણે અસહકાર કરેલો. મુસલમાનો પોતે જ્યારે પોતાનાજ ધર્મમાં અસહકારને સારૂ આધાર બતાવે છે, ત્યારે તેઓને કહેવું કે તેમનો ધર્મ અસહકારની વિરૂદ્ધ છે એ કેવું આશ્ચર્યકારક ગણાય !

ઇતિહાસનાં પ્રમાણો પણ અસહકારનું જ પ્રતિપાદન કરે છે. સામાન્ય રીતે તપાસતાં ઇતિહાસ એ લડાઇનું બ્યાન છે. અને લડાઇ માત્ર તીક્ષ્ણ અસહકારનાં દષ્ટાંત છે. એક પક્ષ બીજા પક્ષનો ત્યાગ કરે છે એ અસહકારજ છે. લડાઈ એ રાક્ષસી અસહકારનો દાખલો છે. જે અસહકાર હિંદુસ્તાનની નજીક હું મૂકી રહ્યો છું એ દૈવી અસહકાર છે એમ કહેવામાં કશી ધૃષ્ટતા નથી જોતો. જે અસહકારમાં ખૂનામરકી–હિંસા રહી છે તે અસહકારમાં હારજીત રહ્યાં છે. જેમાં કેવળ કુરબાની–આત્મભોગ છે ત્યાં જીતજ છે. એવા આ અસહકારની સામે કોઇ કેમ થઇ શકે એજ મારી અક્કલ કળી શકતી નથી. કેમકે જે દૈવી અસહકાર કરે છે તે જ્યાં સુધી ન્યાય ન મળે ત્યાં સુધી સહકાર કરતોજ નથી. જર્મનોએ શસ્ત્રબળથી અસહકાર કર્યો તેથી હાર્યા એટલે બેસી ગયા. રશિયાના દુખોબોર લોકોએ નિઃશસ્ત્ર અસહકાર કર્યો તેથી તે હાર્યાજ નહિ. જ્યારે રશિયામાં તેમનું રહેવું અશક્ય થઈ પડયું ત્યારે તેઓએ રશિયા છોડયું પણ રશિયાના જુલમી કામદારોને તેઓ વશ ન થયા. આજે તેઓ કેનેડામાં માનીતી કોમ તરીકે પોતાનું જીવન ચલાવી રહ્યા છે. જાતિગત અસહકારમાં વ્યક્તિની જીત છે. સામાજીક અસહકાર થાય તો સમાજની જીત થાય. એટલે દૈવી અસહકારમાં ઉદ્યમનો નાશ નથી. તેમાં દોષ લાગવાપણું નથી. તેનું અલ્પ આચરણ પણ સુખદાયી છે અને મોટા ભયમાંથી તેના આચરનારને ઉગારે છે. જાલિમના ઇલકાબનો ત્યાગ કરીને તેટલા અસહકારથી ત્યાગી સુખ મેળવે છે. જાલિમની અદાલતનો ત્યાગ કરી ત્યાગી તેટલો સંતોષ મેળવે છે. અને જો કોમનો ઘણો ભાગ તેવો ત્યાગ કરે તો આખી કોમ અન્યાયનો સહકાર ત્યાગી મેલ ધુવે છે ને તેટલે દરજ્જે નિરોગી થાય છે.

સહકાર અને અસહકાર બન્ને અનાદિ કાળથી ચાલતી આવેલી નીતિ છે. ન્યાયીનો હમેશાં સહકાર, અન્યાયીનો હમેશાં અસહકાર. હિંદી સરકાર તેમજ વડી સરકાર બન્ને અત્યારે એક ઉપર એક અન્યાય

કર્યે જાય છે. પોતાના મૂળ અન્યાયને છુપાવવા અનેક અનીતિ આચરી રહી છે. તેની જોડે સહકાર પાપ છે, અસહકાર ધર્મ છે—ફરજ છે.

**बिछुरत एक प्राण हर लेहीं ।**
**मिलत एक दारुण दुख देही ॥**

તેથીજ અસંતનો અસહકાર એવું શાસ્ત્રવચન છે. તેને હજારો 'મેનીફેસ્ટો' પણ ઉથાપી ન શકે.

નવજીવન તા. ૮ ઓગસ્ટ, ૧૯૨૦.

# મદ્રાસનું ભાષણ.

મદ્રાસની પ્રેસિડન્સી કોલેજ સામેના દરિયા કીનારા પર તા. ૧૨ ઓગસ્ટ, ૧૯૨૦ ના રોજ હિન્દુ મુસલમાનની ૫૦,૦૦૦ ની મેદની સમક્ષ ભાષણ આપતાં મહાત્મા ગાંધીજી નીચે પ્રમાણે બોલ્યા:—

પ્રમુખ સાહેબ અને ભાઈઓ ! ગઈ સાલની માફક આજે પણ મારે તમારી માફી માગવાની છે કે મારે બેઠા બેઠા બોલવું પડે છે. ગઈ સાલ કરતાં મારો અવાજ મજબુત થયો છે તો પણ મારૂં શરીર નબળું છે, અને એવી જો હું ઉભો થઈને બોલવા જાઉં તો થોડીવારમાં મારૂં આખું શરીર ધ્રુજવા માંડે એથી હું ઉમેદ રાખું છું કે બેઠા બેઠા બોલવાની તમે મને રજા આપશો. હું એક એવા મહત્વના વિષય ઉપર તમારી આગળ બોલવા અહિંયા બેઠો છું કે જેની ગંભીરતા હજી આપણે કળી શક્યા નથી.

## લોકમાન્ય ટિળક.

પણ મદ્રાસના આ રમ્ય કીનારા પર હું એ વિષય પર બોલું તે પહેલાં સ્વર્ગસ્થ લોકમાન્ય ટિળક મહારાજને મારે નિવાપાંજલિ આપવી જોઈએ એમ તમે માનશો-એમ તમે માગશો. (તાળીઓનો

ગડગડાટ ) મને શાન્તિથી સાંભળવા હું આ મહા સભાને વિનંતી કરૂં છું. હું મારી વાત તમારાં હૃદય અને તમારી બુદ્ધિમાં ઠસાવવા આવ્યો છું અને જો તમે મને પુરેપુરી શાન્તિથી નહિ સાંભળો તો મારો હેતુ સફળ થશે નહિ. હું તે સ્વર્ગસ્થ દેશભક્તની નિવાપાંજલિમાં સારામાં સારૂં એમ જ કહી શકું કે એમના જીવનની જેમ એમના મરણથી પણ દેશમાં નવચેતન સ્ફુર્યું છે. તેમની સ્મશાનયાત્રાના જંગી સરઘસમાં જો મારી માફક તમે હાજર હોત તો મારા કહેવાનો અર્થ તમે બરાબર સમજી શકત. લોકમાન્ય દેશને ખાતર જીવ્યા. દેશની આઝાદી અથવા સ્વરાજ્ય એ એમના જીવનનો મંત્ર હતો, એમની મરણપથારીએ પણ તેઓ એ જ મંત્રનું રટણ કરતા હતા અને તેથીજ સારી પ્રજા ઉપર તેમણે આવો અલૌકિક કાબુ મેળવ્યો હતો, તેથી જ ઉંચા વર્ગના થોડા મુઠ્ઠીભર માણસોનો જ નહિં પણ લાખો અને કરોડો સ્ત્રી પુરૂષોનો પ્રેમ સંપાદન કર્યો હતો. એમના જીવનમાં સ્વાર્થત્યાગની સતત તપશ્ચર્યા જ હતી. આવું સંયમી અને સ્વાર્થત્યાગી જીવન તેમણે સન ૧૮૯૯ માં શરૂ કર્યું અને તે એમણે મરણ પર્યંત પાળ્યું, આથી જ તેમણે સમગ્ર દેશ પર ભારે કાબુ મેળવ્યો હતો. દેશની જરૂરિયાતો તેમણે પારખી તેમ દેશને માટે કેવી રીતે જીવવું અને મરવું એ પણ તેમને આવડયું. લો. ટિળક મહારાજના જીવનમાં જેવો સ્વાર્થત્યાગ દીપે છે તેવો આ મહા સભા આગળના મારા ભાષણથી નીપજશે એવી હું ઉમેદ રાખું છું. એમના જીવનમાંથી જો આપણે કાંઇ પણ શીખવાનું હોય તો તે એક જ છે કે, જો આપણા દેશને માટે આપણે કાંઇ પણ કરવા માગતા હોઇએ તો તે ભવ્ય, છટાદાર અને સચોટ ભાષણોથી નહિ પણ દરેક શબ્દ અને દરેક કાર્યની પાછળ જે કાંઇ સ્વાર્થત્યાગ સમાયો હશે તેથી જ થઈ શકશે. હું તમને દરેકને પૂછવા આવ્યો છું કે તમારા દેશના હિત, ઇજ્જત અને ધર્મની ખાતર તમે જોઇતો ભોગ આપવાને તૈયાર છો કે નહિ. મને તમારામાં, મદ્રાસના શહેરીઓમાં અને આ

ઇલાકાના લોકોમાં અખૂટ શ્રદ્ધા છે. દક્ષિણ આફ્રિકામાં તામિલ મજૂરોની સાથે મારી જ્યારે પહેલવહેલી ઓળખાણ થઇ ત્યારથી જ મને આવી શ્રદ્ધા પડી છે, અને મારી ઉમેદ છે કે આ કસોટીના સમયમાં આ ઇલાકો હિન્દુસ્તાનના બીજા કોઇ પણ ઇલાકાની પાછળ નહિ પડે, અને સ્વાર્થત્યાગ દાખવવામાં કોઇથી ઓછો નહીં ઉતરે તેમજ આવી સ્વાર્થત્યાગની વૃત્તિથી કહ્યા પ્રમાણે કરી પણ બતાવશે.

## અસહકારની જરૂર.

જેને વિષે તમે ઘણું સાંભળ્યું છે તે અસહકાર શું છે અને તે આપણે શા માટે કરવા માગીએ છીએ? હું બે ઘડી તેના કારણમાં ઉતરવા માગું છું. આ દેશની આગળ અત્યારે બે પ્રશ્નો છે. સૌથી મોટો અને મુખ્ય પ્રશ્ન ખિલાફતનો છે. એને લીધે હિંદુસ્તાનના મુસલમાનોનું હૃદય ચીરાઇ ગયું છે. ઇંગ્લંડના વડા પ્રધાને પુખ્ત વિચાર કર્યા પછી ઇંગ્લંડની પ્રજાને નામે આપેલાં વચનો ઉપર પાણી ફેરવ્યું છે. હિંદના મુસલમાનોને વચનો આપ્યાં અને તે વચનોના બદલામાં બ્રિટિશ પ્રજાએ જે જે ઇચ્છયું તે બધું વસુલ કીધું; અને હવે તે વચનો તોડવામાં આવ્યાં છે અને મહાન ઇસ્લામ ધર્મ જોખમમાં આવી પડ્યો છે. મુસલમાનો કહે છે—અને હું પણ તેઓ વાજબી કહે છે એમ ધારવાની હિંમત કરી શકું છું—કે જ્યાં સુધી બ્રિટનનાં વચનો અદા કર્યા વિનાનાં રહે ત્યાં સુધી બ્રિટિશ સંબંધ વિષે પૂરા દિલથી રાજભક્તિ રાખવી તેમને માટે અશક્ય છે; અને બ્રિટિશ સંબંધ તથા રાજભક્તિ અને પોતાના કુરાન તથા પેગંબર તરફની ભક્તિ એ બેમાંથી એક પસંદ કરવાનું કોઈપણ ઇમાનદાર મુસલમાન ઉપર આવી પડે તો એ પસંદગી કરતાં તેને ક્ષણ પણ વિચાર નહિ કરવો પડે. એ પસંદગી તેમણે જાહેર પણ કરી દીધી છે. મુસલમાનો સારી આલમ આગળ નિખાલસપણે, ખુલ્લી રીતે અને પોતાને શોભે તેવી રીતે કહી રહ્યા છે કે બ્રિટિશ પ્રધાનો અને બ્રિટિશ

પ્રજા તેમને આપેલાં વચનો અદા કરે નહિ અને ઇસ્લામી ધર્મ પાળતી હિંદુસ્તાનની ૭ કરોડ વસ્તીની લાગણી પ્રત્યે માન રાખે નહિ તો ઇસ્લામી રાજભક્તિ તેઓ રાખી શકે નહિ. પોતાના મુસલમાનભાઇઓ તરફ એક બંધુકૃત્ય કરવું કે નહિ એ હવે હિંદુસ્તાનની બાકીની વસ્તીને વિચારવાનો સવાલ છે; અને જો તેઓ તેમ કરે તો, પોતાનો સદ્ભાવ, ભાઇચારો અને મૈત્રી બતાવવાનો અને મુસલમાન એ હિન્દુનો ભાઇ છે એમ વરસોના વરસોથી તેઓ કહેતા આવ્યા છે એ સાબિત કરી બતાવવાનો આખી જીંદગીભરનો આ એક અમૂલો અવસર તેમને મળેલો છે તેવો બીજાં સો વરસમાં પણ ફરી આવવાનો નથી. જો હિંદુઓ એમ માનતા હોય કે બ્રિટિશ પ્રજા સાથેના સંબંધ કરતાં પોતાના મુસલમાનભાઇ સાથેનો સ્વાભાવિક સંબંધ પહેલો ગણવો જોઇએ તો હું તમને કહું છું કે મુસલમાનોનો હક ન્યાયી છે, ખરી લાગણી ઉપર મંડાએલો છે અને તેની પછવાડે જબરદસ્ત ધર્મભાવના રહેલી છે એમ તમને લાગે તો, જ્યાં સુધી તેમનો પક્ષ ન્યાયી રહે, અને તે ઉદ્દેશ પાર પાડવાના ઉપાયો એટલાજ ન્યાયી, આબરૂદાર અને હિંદુસ્તાનને માટે નિર્દોષ હોય ત્યાં સુધી મુસલમાનોને ઠેઠ સુધી મદદ આપ્યા સિવાય તમારાથી બીજું કાંઇ થઇ શકે જ નહિ. આ શરતો સાદી છે અને હિંદુસ્તાનના મુસલમાનોએ તે સ્વીકારી છે. 'હિંદુઓએ આપવા ધારેલી મદદ આપણે લઇ શકીશું અને આખી દુનિયા આગળ આપણા પક્ષનું અને આપણા ઉપાયોનું વાજબીપણું આપણે હમેશા બતાવી શકીશું' એમ જ્યારે મુસલમાનોને ખાત્રી થઇ ત્યારેજ તેમણે મિત્રાચારીનો લંબાવેલો હાથ સ્વીકારવાનું નક્કી કર્યું. એટલે હવે હિંદુ અને મુસલમાનોએ એક થઇ યુરોપનાં બધાં ખ્રિસ્તી રાજ્યો સામે ઉભા રહી તેમને કહેવું જોઇએ કે હિંદુસ્તાન નિર્બળ છે, છતાં તેનામાં હજુ પોતાનું સ્વાભિમાન સાચવવાની શક્તિ છે, હજુ પોતાના ધર્મ અને સ્વાભિમાન માટે તે મરી જાણે છે.

આ મેં તમને ખિલાફતનો સવાલ ટુંકમાં કહ્યો. પણ હજુ પંજાબ બાકી છે. પંજાબની વાતથી હિંદુસ્થાનના હૃદયને જે કારી ઘા વાગ્યો છે તેવો ઘા ગયા સૈકામાં કશાથી વાગ્યો નથી. ૧૮૫૭ નો બળવો મારી ગણત્રીની બ્હાર રહી જતો નથી. બળવામાં હિંદુસ્તાનને ગમે તેવી હાડમારી ભોગવવી પડી હશે પણ રોલેટ કાયદો પસાર કરવામાં અને તે પસાર કર્યા પછી હિંદને જે જે અપમાનો પહોંચાડવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે તેની જોડ હિંદના ઇતિહાસમાં નથી. પંજાબનાં ઘોર કૃત્યો સંબંધી તમારે બ્રિટિશ પ્રજા પાસેથી ન્યાય માગવો છે માટેજ આ ન્યાય મેળવવાના ઉપાયો અને સાધનો તમારે યોજવાનાં છે. આ ખિલાફતના અને પંજાબના પ્રશ્નો ઉપર હિંદુસ્તાનની લાગણી શું છે તે આમની સભા, અમીરોની સભા મિ. મૉન્ટેગ્યુ, હિંદુસ્તાનના વાઇસરોય એ દરેક જાણે છે. જે ન્યાય હિંદુસ્તાનને મળવો જોઇએ અને જે ન્યાય તે માગે છે તે આપવાની તેમની મરજી નથી એમ પાર્લામેન્ટની બન્ને સભાઓના વિવાદ અને મિ. મોન્ટેગ્યુ અને વાઇસરોયનાં કૃત્યો ઉપરથી તમારી આગળ પુરેપુરૂં સાબિત થઇ ચુકયું છે. હું કહું છું કે આ મહા મુશ્કેલીમાંથી રસ્તો કહાડવાનું કામ આપણા આગેવાનોનું છે; અને હિંદુસ્તાનના રાજકર્ત્તાઓ સાથે આપણે સમાન ન થઇએ અને હિંદુસ્તાનના બ્રિટિશ રાજકર્ત્તાઓના હાથે કાંઇ પણ સ્વમાન મેળવીએ નહિ તો તેમની અને આપણી વચ્ચે કોઇ પણ સંબંધ કે કંઇ પણ મિત્રાચારી નભી શકે નહિ. એટલા માટે આ અસહકારની સુંદર અને અમોઘ પદ્ધતિની સૂચના કરવાની હું હિંમત કરૂં છું.

## અસહકાર શું બંધારણ વિરૂદ્ધ છે ?

મને કહેવામાં આવે છે કે અસહકારક બંધારણ વિરૂદ્ધ છે. હું તેની ના પાડવાની હિંમત કરૂં છું. તેથી ઉલટું હું એમ કહું છું કે અસહકાર ન્યાયી અને ધર્મસંમત સિદ્ધાન્ત છે. દરેક મનુષ્યનો

તે સ્વાભાવિક હક છે અને બંધારણને સંપૂર્ણ અનુકૂળ છે. બ્રિટિશ શહેનશાહતના એક મહાન્ ભક્તે કહેલું છે કે બ્રિટિશ બંધારણમાં સફળ થયેલો બળવો પણ બંધારણને સંપૂર્ણ અનુકૂળ છે અને તે વાક્યની સાબિતીમાં તેણે ઇતિહાસના દાખલાઓ ટાંક્યા છે. આ દાખલાઓ હું ખોટા કહી શકતો નથી. સામાન્ય રીતે બળવાનો અર્થ પશુબળથી ન્યાય પડાવવો એવો થાય છે. તેવો અર્થ બળવાનો થાય ત્યાં સુધી બળવો સફળ થાય કે નિષ્ફળ થાય, ગમે તે થાય તો પણ તે બંધારણસર છે એવો હું દાવો કરતો નથી. તેથી ઉલટું મારા દેશભાઇઓને મેં અનેકવાર કહ્યું છે કે પશુબળથી યુરોપમાં ગમે તેવું કાર્ય સધાતું હોય પણ હિંદુસ્તાનમાં તેથી કંઇ વળશે નહિ. મારા ભાઇ અને મિત્ર શૌકતઅલીને પશુબળ પર વિશ્વાસ છે. અને બ્રિટિશ મહારાજ્ય સામે તલવાર ખેંચવાનુ તેમના હાથમાં હોત તો તેમનામાં મરદની હિમત છે, અને બ્રિટિશ મહારાજ્ય સામે સંગ્રામ કરવો જોઇયે એટલું સમજવાનું તેમનામાં ડહાપણ પણ છે એ હું જાણું છું. પણ પશુબળથી હિંદુસ્તાનનું વળવાનું નથી એમ એક ખરા સૈનિક તરીકે કબૂલ કરે છે માટેજ તે મારી નમ્ર મદદ સ્વીકારીને મારા પક્ષમાં ભળે છે અને પોતાનો કોલ આપે છે કે જ્યાં સુધી હું તેમની સાથે હોઉં અને જ્યાં સુધી તેઓ આ સિદ્ધાન્ત માને છે ત્યાં સુધી કોઇ પણ અંગ્રેજ સામે અથવા દુનિયાના કોઇ પણ માણસ સામે તે પશુબળ વાપરવાનો વિચાર સરખોય કરશે નહિ. હું તમને એમ કહેવા આવેલો છું કે તેઓ પોતાના શબ્દ પ્રમાણે વર્ત્યા છે અને ઇમાનીથી પોતાનું વચન પાળી રહ્યા છે. પશુબળ વિનાની અસહકારની યોજના તેઓ અક્ષરે અક્ષર પાળી રહ્યા છે, અને એજ પશુબળ વિનાનો અસહકાર પાળવાને હું હિંદુસ્તાનને કહી રહ્યો છું. હું તમને કહું છું કે બ્રિટિશ હિંદુસ્તાનના લશ્કરમાં શૌકતઅલી જેવો સૈનિક નથી. તલવાર ખેંચવાનો વખત કદિ આવવાનો હશે, અને આવશે ત્યારે તમે જોશો કે તે તલવાર

ખેંચશે અને હું હિંદુસ્તાનના જંગલોમાં ચાલ્યો જઈશ. હિંદુસ્તાન તલવારનો સિદ્ધાન્ત ગ્રહણ કરે કે તરતજ મારી હિંદી તરીકેની જીંદગી પુરી થઈ એમ જાણજો. હિંદુસ્તાનના પુરાતન લોકોએ કેટલાએ સૈકાના અનુભવ પછી શોધી કહાડયું છે કે પશુબળ ઉપર નહિ પણ આપભોગ ઉપર મંડાએલો ન્યાયયજ્ઞ અને કુરબાની ઉપર મંડાએલો ન્યાય એ દુનિયામાં ખરી ઇષ્ટ વસ્તુ છે. હિંદુસ્તાનનો એ ખાસ પયગામ છે એમ હું માનું છું. એ સિદ્ધાન્તને હું વળગી રહ્યો છું અને હમેશાં વળગી રહીશ. એજ કારણથી હું તમને કહું છું કે જ્યારે મારા મિત્ર પશુબળના સિદ્ધાન્તને માનીને અહિંસાનો સિદ્ધાન્ત નિર્બળના શસ્ત્ર તરીકે અખત્યાર કરે છે ત્યારે હું અહિંસાના સિદ્ધાન્તને સમર્થના શસ્ત્ર તરીકે માનું છું. જે માણસ વગર હથિયારે પોતાના દુશ્મનની સામે છાતી ખુલી કરી ઉભા રહેવાની હિમત કરે તેને હું સૌથી સમર્થ સૈનિક માનું છું. આ મેં તમને અસહકારને અંગે અહિંસા પુરતું કહ્યું. મારા વિદ્વાન દેશભાઈઓને હું એટલા માટે એમ કહેવાની હિમત કરૂં છું કે જ્યાં સુધી અસહકારનો સિદ્ધાન્ત અહિંસા સાથે જોડાએલો રહેશે ત્યાં સુધી તે સિદ્ધાન્તમાં બંધારણની વિરૂદ્ધ કશુંએ નથી.

હું તમને આગળ વધી પૂછું છું કે "હું તમારી નોકરી નહિ કરૂં" એમ હું બ્રિટિશ સરકારને કહું તો તે બંધારણ વિરૂદ્ધ છે? આપણા માનવંતા પ્રમુખ સાહેબ પોતાને આજ સુધી જે ખિતાબો સરકાર તરફથી મળ્યા હોય તે વિનયપૂર્વક પાછા આપી દે તો તે બંધારણ વિરૂદ્ધ થાય? સરકારી અથવા સરકારની મદદથી ચાલતી શાળામાંથી કોઇ માબાપ પોતાનાં છોકરાં ઉઠાડી લે તો તે બંધારણ વિરૂદ્ધ થાય? કોઇ કાયદાશાસ્ત્રી કહે કે "કાયદાનું હથીઆર જ્યાં સુધી મ્હારૂં બહેતર કરવા નહિ પણ મને હલકો કરવા વપરાય છે ત્યાં સુધી હું તેને ટેકો નહી આપું" તો તે બંધારણ વિરૂદ્ધ થાય?

કોઇ મુલ્કી નોકર અથવા ન્યાયાધીશ કહે કે " જે સરકાર આખી રૈયતની ઇચ્છાને માન આપવા રાજી ન હોય તેની હું નોકરી ન કરૂં " તો તે બંધારણ વિરૂદ્ધ થાય ? " જે સરકાર પોતાના દેશની રૈયતનું જ ભુંડું તાકે છે તેની મારે નોકરી કરવી પડે છે " એમ જાણીને કોઈ પોલીસ અથવા સિપાહી પોતાનું રાજીનામું આપે તો તે બંધારણ વિરૂદ્ધ ગણાય ? હું કિસાન એટલે ખેડુતને જઇને કહું કે " જો આ વસુલ લીધેલ કર તમારૂં બહેતર કરવા નહિ પણ તમને નિર્બળ કરવામાં સરકાર વાપરે છે માટે તમારે કર નહિ ભરવો જોઇએ " તો તે બંધારણ વિરૂદ્ધ થાય ? હું એમ માનું છું અને તમને કહેવાની હિમત કરૂં છું કે તેમાં કશું બંધારણ વિરૂદ્ધ નથી. વિશેષ તો એ છે કે આ દરેક બાબત મારી જીંદગીમાં હું કરી ચૂકેલો છું અને તે બંધારણની વિરૂદ્ધ છે એવો સવાલ હજુ કોઇએ કરેલ નથી. ૭ લાખ ખેડુતોની વચ્ચે હું ખેડામાં કામ કરતો હતો. તેમણે સઘળાઓએ કર ભરવાનું બંધ કર્યું હતું અને આખું હિંદુસ્તાન મારી સાથે એકમત હતું તે બંધારણ વિરૂદ્ધ છે એમ કોઈ કહેતું ન હતું. હું વિનયપૂર્વક કહું છું કે અસહકારની આખી યોજનામાં કશુંય બંધારણ વિરૂદ્ધ નથી. પણ હું હિંમતથી કહું છું કે આ બંધારણ વિનાની સરકાર સાથે રહીને—જે પ્રજાએ પોતાનું પ્રતાપી બંધારણ ઘડયું છે તે પ્રજા સાથે રહીને—હિંદુસ્તાનના લોકોને નિર્બળ થવું પડે અને પેટ ઘસડાવું પડે તે બંધારણથી ખૂબ વિરૂદ્ધ ગણાશે, જેટલાં અપમાનો થાય તેટલાં મુંગે મ્હોંએ હિંદુસ્તાનના લોકોએ ખમ્યે જવાં તે બંધારણથી ખૂબ વિરૂદ્ધ ગણાશે; હિંદુસ્તાનના ૭ કરોડ મુસલમાનોએ, પોતાના ધર્મને થયેલ જાલિમ અન્યાયને તાબે થવું તે બંધારણથી ખૂબ વિરૂદ્ધ ગણાશે; જે સરકારે પંજાબની આબરૂ પગતળે છુંદી નાંખી છે તેવી અન્યાયી સરકાર સાથે સહકાર કરવો અને ચૂપચાપ બેસી રહેવું તે આખા હિંદુસ્તાનને માટે બંધારણથી ખૂબ વિરૂદ્ધ છે. હું મારા દેશભાઇઓને કહું છું કે તમારામાં

જ્યાં સુધી આબરૂની ખેવના હોય, જ્યાં સુધી પેઢી દર પેઢીથી ચાલતી આવતી ખાનદાનપરંપરાના વારસ અને સંરક્ષક તરીકે તમે રહેવા ઇચ્છતા હો ત્યાં સુધી અસહકાર ન કરવો એ બંધારણ વિરૂદ્ધ છે, ત્યાં સુધી તમારી સરકારે કર્યા છે તેવા અન્યાયો કરનાર સરકાર સાથે સહકાર રાખવો તે બંધારણ વિરૂદ્ધ છે. હું અંગ્રેજોનો વિરોધી નથી; હું બ્રિટિશનો વિરોધી નથી; હું કોઇપણ સરકારનો વિરોધી નથી; પણ હું અસત્યનો વિરોધી છું, હું અન્યાયનો વિરોધી છું. જ્યાં સુધી સરકારમાં અન્યાયની ગંધ પણ રહેશે ત્યાં સુધી તેણે મને તેનો શત્રુ ગણવો જોઇશે. અમૃતસરની કોંગ્રેસમાં જ્યારે મેં તમારામાંથી કેટલાકને પગે પડી સરકાર સાથે સહકાર કરવા વીનવ્યા ત્યારે મને એવી આશા હતી—ઇશ્વરાજ્ઞાએ સત્ય કહું છું કે મને એવી સંપૂર્ણ આશા હતી કે બ્રિટિશ પ્રધાનો જેઓ સામાન્ય નિયમ તરીકે શાણા હોય છે તેઓ મુસલમાનની લાગણીને સંતોષશે, તેઓ પંજાબનાં ઘોર કૃત્યોની બાબતમાં સંપૂર્ણ ન્યાય આપશે; અને એટલા માટે મેં કહ્યું હતું કે મિત્રાચારીનો જે હાથ આપણા તરફ લંબાવેલો છે તેને આપણે સદ્‌ભાવથી વધાવી લેવો, કારણ કે શહેનશાહી ઢંઢેરાથી મિત્રાચારીનો હાથ લંબાયો છે એમ હું માનતો હતો. એ કારણથી હું સરકારના પક્ષમાં બોલતો હતો. પણ આજે તે શ્રદ્ધા જતી રહી છે—બ્રિટિશ પ્રધાનોએ તેને ભૂંસી નાંખી છે. તેથી આજે હું ધારાસભામાં નિરર્થક પ્રતિરોધ કરવાનું કહેવા આવેલ નથી પણ ખરેખરો સંગીન અસહકાર કરવા કહેવા આવેલો છું, જે દુનિઆની ગમે તેવી જબરદસ્ત સરકારને અકડાવી દે. હું એને માટે આજે ઉભો રહ્યો છું. જ્યાં સુધી અણગમતા હાથ અને અણગમતી કલમમાંથી ન્યાય અને સ્વમાન તમે કઢાવ્યાં નથી ત્યાં સુધી સહકાર થઇ શકે નહિ. આપણાં શાસ્ત્રો કહે છે—અને આ બાબત હું હિંદુસ્તાનના સઘળા મહાન ધર્મગુરૂઓ તરફ સંપૂર્ણ માન રાખીને, પણ વિરૂદ્ધ મતની બ્હીક રાખ્યા વિના કહું છું કે—આપણાં શાસ્ત્રો એવો

ઉપદેશ આપે છે કે ન્યાય અને અન્યાય વચ્ચે, અન્યાયી પુરૂષ અને ન્યાય આપનારા પુરૂષ વચ્ચે, સત્ય અને અસત્ય વચ્ચે સહકાર નિષિદ્ધ છે. સહકાર, જ્યાં સુધી સરકાર તમારી આબરૂનું રક્ષણ કરે ત્યાં સુધીજ ફરજ છે, અને જ્યારે સરકાર તમારી આબરૂનું રક્ષણ કરવાને બદલે તમારી આબરૂ લૂટે ત્યારે અસહકાર પણ એટલીજ ફરજ છે, એ અસહકારનો સિદ્ધાન્ત છે.

## અસહકાર અને ખાસ કૉંગ્રેસ.

કૉંગ્રેસ એ આખી પ્રજાનું મુખ છે અને ખાસ કૉંગ્રેસનો ઠરાવ થતાં સુધી મારે રાહ જોવી જોઈતી હતી એમ મને કહેવામાં આવેલ છે. હું જાણું છું કે તે આખી પ્રજાનું મુખ છે. મારે–આ ગાંધીની વ્યક્તિનેજ જો રાહ જોવાની હોત તો હું અનંતકાલ રાહ જોત. પણ મારા હાથમાં એક પાક અનામત સોંપાયલ છે. હું મારા મુસલમાનભાઈઓને સલાહ આપતો હતો અને તેટલો વખત તેમની આબરૂ મારા હાથમાં છે. તેમના અંતરાત્માના ઠરાવ સિવાય બીજા કોઈ ઠરાવને માટે રાહ જોવાનું હું તેમને કહીજ શકું નહિ. તમે માનો છો કે મુસલમાનો પોતાના શબ્દો પાછા ગળી શકે? પોતે લીધેલું આબરૂદાર પગલું પાછું ફેરવે? ઇશ્વર એવું ન કરે પણ કદાપિ ખાસ કોંગ્રેસ તેમના વિરૂદ્ધ ઠરાવ કરે તો પણ હું મારા મુસલમાન-ભાઇઓને એવીજ સલાહ આપવાનો કે પોતાના ધર્મ તરફ તાકેલું અપમાન સહી લેવા કરતાં એકલે હાથે લડત ચલાવવી. એટલા માટે કોંગ્રેસ આગળ જઇને પગે પડીને ટેકા માગવો એ હવે મુસલમાનોએ કરવાનું છે. પણ ટેકા મળે યા ન મળે, કોંગ્રેસના પગલાની રાહ જોઇ તેમનાથી બેસી રહી શકાય તેમ નહોતું.નિરર્થક પશુબળ, નાગી તલવાર બેંચવી; અને શાંતિ કે અહિંસાવાળો પણ પાર પાડે તેવો અસહકાર તે બેમાંથી એક તેમને પસંદ કરવાનું હતું, અને તે પસંદગી તેમણે કરી દીધી છે. હું તમને વિશેષ એમ કહેવાની હિંમત ધરૂં

છું કે અસહકાર પવિત્ર છે એમ મને સમજાય છે તેમ બીજા કોઇ પણ માણસને સમજાતું હોય તો તમારે અને મારે કોંગ્રેસની રાહ જોવાની નથી પણ તે આચરણમાં મુકવાનો છે, અને કોંગ્રેસ બીજો ઠરાવ કરીજ ન શકે એવું કરી આપવાનું છે. ગમે તેમ કહો પણ કોંગ્રેસ શું છે ? જે માણસોની કોંગ્રેસ બને છે તેમનો એકત્ર અવાજ એજ કોંગ્રેસ. અને માણસો એકજ મત બાંધીને કોંગ્રેસમાં જાય તો કોંગ્રેસ પાસેથી પણ તમને તેજ ઠરાવ મળવાનો. પણ આપણે અભિપ્રાય બાંધીએજ નહિ અથવા અભિપ્રાય દર્શાવતાં બ્હીએ અને તેથી કોઇપણ અભિપ્રાય વિનાના કોંગ્રેસમાં જઇ ઉભા રહીએ તો આપણે કોંગ્રેસના ઠરાવની સ્વાભાવિકરીતે રાહ જોવીજ પડે. જે માણસો હજુ નિશ્ચય નથી કરી શક્યા તેમણે તો, અલબત્ત હું કહું છું કે રાહ જોવીજ પડે. પણ જે ચોખ્ખું સમજ્યા છે, જેમણે દીવા જેવું સ્પષ્ટ જોએલું છે તેમણે રાહ જોવી તે પાપ કરવા બરાબર છે. તમે રાહ જુઓ એમ કોંગ્રેસ કહેતી નથી, પણ તમે કામ કરો એમ કહે છે, કે જેથી કોંગ્રેસ પ્રજાકીય લાગણીનું માપ કાઢી શકે. કોંગ્રેસ માટે મારે એટલુંજ કહેવાનું છે.

## કૌંસિલોનો બહિષ્કાર.

અસહકારની વિગતમાં કૌંસિલોના બહિષ્કારને હું પહેલું સ્થાન આપું છું. બહિષ્કાર શબ્દને માટે મારા મિત્રોએ મારી સાથે તકરાર કરી છે. કારણકે બ્રિટિશ માલનો અને એ રીતે કોઇપણ દેશના માલનો બહિષ્કાર મેં નાપસંદ કર્યો છે અને હજુપણ કરૂં છું. પણ ત્યાં બહિષ્કારનો અર્થ જુદોજ છે, અહીં બહિષ્કારનો અર્થ જુદો છે. આવતે વરસે જે કૌંસિલો બંધાવાની છે તેનો બહિષ્કાર હું નાપસંદ કરતો નથી એટલુંજ નહિ પણ તેનો બહિષ્કાર હું પસંદ કરૂં છું, અને તેમ શા માટે કરૂં છું ? અમારે એટલે લોકોના નેતાઓએ રસ્તો બતાવવો જોઇએ એમ લોકો—જનસમૂહ માગે છે. અમે

દહીં દુધમાં પગ રાખીયે એવું તેઓ નથી માગતા. અમારે ચુંટણી માટે ઉભા રહેવું અને પછી રાજભક્તિના સોગન લેવા ના પાડવી એથી તો પ્રજાને નેતાઓ તરફ અવિશ્વાસ આવશે. એથી પ્રજાને એક દિશા સ્પષ્ટ બતાવાતી નથી. એથી તો હું તમને–મારા દેશભાઇઓને કહું છું કે એ જાળમાં ફસાતા રખે. ચુંટણી માટે ઉભા રહી પાછી રાજભક્તિના સોગન લેવા ના પાડવાનો ઉપાય ગ્રહણ કરવાથી આપણે દેશ હારી બેસીશું. એમાં મુશ્કેલી આવશે અને હું તમને નિખાલસ દિલથી કહું છું કે એવું વચન આપીને તેઓ તેને વળગી રહેશે એવી શ્રદ્ધા મને એટલા બધા હિંદીઓ ઉપર નથી. જેઓ પ્રમાણિકપણે એવો વિચાર ધરાવતા હોય એટલે કે આપણે ચુંટણીમાં ઉભા રહેવું અને પછી રાજભક્તિના સોગન લેવા ના પાડવી એવો વિચાર ધરાવતા હોય તેમને હું આજે કહું છું કે તેઓ એમ કહીને પોતાને માટે અને પ્રજાને માટે જાળ પાથરે છે, અને તેમાં તેઓ પોતેજ ફસાઈ પડશે એવો મારો અભિપ્રાય છે. હું માનું છું કે આપણે પ્રજાને બને તેટલી સ્પષ્ટ દિશાએ દોરવા માગતા હોઇએ અને આ મહાન પ્રજાની મશ્કરી કરવા માગતા ન હોઇએ તો આપણે પ્રજાને ચોખ્ખેચોખ્ખું કહી દેવું જોઇએ કે જ્યાં સુધી મહેરબાનીની સાથે હિંદ તરફ અન્યાય—એવડું અહિત રહેલું હોય અને તે આજસુધી ટાળ્યું ન હોય ત્યાં સુધી ગમે તેવી મોટી મહેરબાની પણ આપણે સ્વીકારી શકીએ નહિ. ગ્રીક લોકોની એક કહેવત છે કે "ગ્રીકોથી ચેતતા રહેજો, પણ તેઓ તમને ભેટ આપે ત્યારે ખાસ ચેતતા રહેજો." હું કહું છું કે જે પ્રધાનો ઇસ્લામ અને પંજાબ ઉપરનો અન્યાય કાયમ કરવાનું નક્કી કરી બેઠા છે તેમની પાસેથી આપણે આજે ભેટ સ્વીકારી શકીએ નહિ, ઉલટું તેમણે પાથરેલી જાળમાં આપણે ફસાઇ પડીએ નહિ તે માટે આપણે બેવડા સાવચેત રહેવું જોઇએ. એટલા માટે હું કહું છું કે આપણે કોંસિલોના ચાળે ચઢવું નહીં, તેમજ તેની

સાથે કશી લેવાદેવા રાખવી નહીં. મને કેટલાક કહે છે કે આપણે જે પ્રજાકીય લાગણીના પ્રતિનિધિઓ છીએ તે ચુંટણી માટે ઉભા રહીશું નહિ તો મોડરેટો એટલે વિનીતપક્ષવાળાઓ કે જેઓ લોકલાગણીના પ્રતિનિધિઓ નથી તેઓ ચુંટાશે. હું અહીં સંમત થતો નથી. વિનીતો કોના પ્રતિનિધિઓ છે અને નેશનાલિસ્ટો એટલે રાષ્ટ્રીયો કોના પ્રતિનિધિઓ છે તે હું જાણતો નથી. હું જાણું છું કે વિનીત પક્ષમાં સારાએ છે અને નરસાએ છે. હું જાણું છું કે રાષ્ટ્રીય પક્ષમાં સારાએ છે, અને નરસાએ છે. હું જાણુંછું કે ઘણા વિનીતો પ્રમાણિકપણે માને છે કે અસહકાર અખત્યાર કરવો તે પાપ છે. હું વિનયપૂર્વક તેમનાથી જૂદો પડું છું. હું તેમને પણ કહું છું કે તમે કૌંસિલની ચુંટણી માટે ઉભા રહેશો તો તમારી પાથરેલી જાળમાં તમેજ ફસાશો, પણ તેથી મારી સ્થિતિને વાંધો આવતો નથી. મને મારા અંતઃકરણમાં લાગે કે મારે કૌંસિલમાં ન જવું જોઇએ તો મારે તો તે ઠરાવ પ્રમાણે ચાલવું જ જોઇએ, બીજા નવાણું દેશી ભાઇઓ કૌંસિલ માટે ઉભા રહે તેમાં મારે શું? જાહેર કામો એજ રીતે થઈ શકે અને જાહેર મત એજ રીતે બંધાઇ શકે; સુધારા એજ રીતે કરી શકાય અને ધર્મનું રક્ષણ એજ રીતે થઈ શકે. ધર્મની આબરૂનો સવાલ હોય તો હું એકલો હોઉં કે મારી સાથે બીજા અનેક હોય તોપણ મારે મારા સિદ્ધાન્ત પ્રમાણે ચાલવુંજ જોઇએ. એમ કરતાં મરવું પડે તો જીવીને મારો સિદ્ધાન્ત ઇનકાર કરવા કરતાં એ મરવું બહેતર છે. આ કૌંસિલોની ચુંટણી માટે ઉભા રહેવું તે ગમે તેને માટે પણ ખરાબ છે એમ હું કહું છું. જો એક વખત આપણને એમ લાગે કે આ સરકાર સાથે આપણે સહકાર ન કરી શકીએ તો આપણે મથાળેથી કામ શરૂ કરવું જોઇએ. આપણે સ્વાભાવિક રીતે લોકોના નેતાઓ છીએ અને પ્રજા પાસે જઇને તેમને અસહકારની વાત કરવી તે આપણો હક છે, આપણી સત્તાની વાત છે. હું એટલા માટે કહું

છું કે કોઇપણ રીતે કૌંસિલની ચુંટણી માટે ઉભા રહેવું ને અસહકાર કરવો એ એકી સાથે કોઇપણ શરતે થઈ શકે નહિ.

## વકીલો અને અસહકાર.

મેં એક બીજી મુશ્કેલીની વાત જણાવી છે અને તે એ કે વકીલોએ વકીલાત મોકુફ રાખવી. હું બીજું શું કરૂં ? હું જાણું છું કે સરકાર પોતાની સત્તા વકીલોની મારફત જાળવી રહી છે. આજના વકીલો આપણા નેતાઓ છે, દેશની લડાઇઓ વકીલો લડે છે એ બધું ખરૂં, પણ જ્યારે સરકારની સામે ઉભા રહેવાનું આવે, જ્યારે સરકારનું હલનચલન અકડાવી દેવાની વાત આવે ત્યારે, વકીલો ગમે તેવા સુંદર લડવૈયા હોય છતાં, સરકાર પોતાની મહત્તા અને સ્વમાન જાળવી રાખવા માટે વકીલો તરફજ નજર કરે છે. એટલા માટે હું મારા વકીલભાઇઓને કહું છું કે વકીલાત મોકુફ રાખીને, તેમણે સરકારને બતાવી દેવું જોઇએ કે તેઓ પોતાની પદવી જારી રાખવા માગતા નથી, કારણકે વકીલો કચેરીના માન્ય અધિકારીઓ છે અને તેથી કચેરીની નિયામક હકુમત નીચે છે. જો તેઓ સરકાર સાથેના સહકારમાંથી નીકળવા માગતા હોય તો તેમણે આ માન્ય અધિકાર રાખવો જોઇએ નહિ. પણ પછી કાયદા અને બંદોબસ્તનું શું થશે ? આપણે એજ વકીલોમાંથી કાયદો અને બંદોબસ્ત કેળવી કહાડીશું. લવાદી ન્યાયમંદિરો કહાડીશું અને આપણા દેશીભાઇઓને શુદ્ધ, સાદો, ઘરઘરાઉ ન્યાય, સ્વદેશી ન્યાય આપીશું. વકીલાત મોકુફ રાખવાનો આ અર્થ.

## માબાપો અને અસહકાર.

હજુ એક બીજી પણ મુશ્કેલી મેં તમને જણાવી છે—સરકારી નિશાળોમાંથી આપણાં બાળકો ઉઠાડી લેવાં અને કોલેજના વિદ્યાર્થીઓને

કૉલેજમાંથી નીકળી જવાનું કહેતું તેમજ સરકારની મદદ મેળવતી નિશાળો ખાલી કરવી તે. હું બીજું શું કરી શકું ? મારે પ્રજાકીય લાગણીનું બળ માપવું છે. મારે મુસલમાનોમાં ઉંડી લાગણી છે કે નહિ તે માપવું છે. જો તેમને ઉંડી લાગણી હશે તો તેઓ આંખના પલકારામાં સમજી જશે કે જે સરકારમાંથી તેમનો વિશ્વાસ ઉઠી ગયો છે, જે સરકારનો ઈતબાર રહ્યો નથી, તે સરકારની ઉસ્તાદગીરી તેમને નથી જોઈતી. આ સરકારને મારે મદદ કરવી ન હોય તો તે સરકાર પાસેથી હું મદદ લઈ કેમ શકું ? હું ધારૂં છું કે આ નિશાળો અને કૉલેજો સરકારના કારકુનો—નોકરો બનાવવાનાં કારખાનાં છે. જો એ સરકાર સાથેનો સહકાર મારે પાછો ખેંચી લેવો હોય તો કારકુનો અને નોકરો બનાવવાનાં મોટાં મોટાં કારખાનાંને હું મદદ ન આપું. એ વિષે ગમે તે રીતે તમે વિચાર કરી જુઓ. તમારાં બાળકોને નિશાળે મોકલવાં અને છતાં અસહકારનો સિદ્ધાંત માનવો એ બે તમે એકી સાથે ન કરી શકો.

## ખિતાબધારીઓની ફરજ.

હું આથી પણ આગળ ગયો છું. મે કહ્યું છે કે આપણા ખિતાબધારીઓએ પોતાના ખિતાબો છોડી દેવા જોઇએ. આ સરકારે આપેલા ખિતાબ અને મરતબા તેમનાથી કેમ ધારણ કરી શકાય ? જ્યારે પ્રજાકીય આબરૂ તેના હાથમાં સલામત છે એમ આપણે માનતા હતા ત્યારે એ ખિતાબો આબરૂની નિશાનીરૂપ હતા. પણ હવે જ્યારે આપણે ન્યાય મેળવી શકીએ તેમ નથી ત્યારે તે આબરૂની નિશાનીરૂપ રહ્યાં નથી પણ બેઆબરૂની નિશાનીરૂપ થયાં છે. દરેક ખિતાબધારી તે ખિતાબ અને મરતબો પ્રજાના ટ્રસ્ટી તરીકે ધારણ કરે છે. અને સરકાર સાથેનો સહકાર બંધ કરનારા આ પહેલા પગથીઆમાં તેમણે એક ક્ષણનો પણ વિચાર કર્યા વિના પોતાના ખિતાબો છોડી દેવા જોઇએ. હું મારા મુસલમાનભાઇઓને કહું છું કે

આ પહેલી ફરજમાં તેઓ પાછા પડશે તો તેઓ જરૂર અહસકારમાં નિષ્ફળ જશે, પછી ફ્રાન્સ રાજ્યક્રાન્તિ વખતે લોકો નેતાઓને બાજુ મૂકી, રાજ્યની લગામો હાથમાં લઇ વિજય વાવટા સુધી કૂચ કરી શકયા હતા તેમ લોકોજ ઉંચા વર્ગને એક કોરે રાખી અસહકાર પોતાના હાથમાં લઇ લે અને પોતાની મેળે લડાઈ લડી લે તો જુદી વાત. મારે રાજ્યક્રાન્તિ નથી જોઇતી. મારે નિયમસર આગળ વધતું છે. મારે નિયમ વિનાની વ્યવસ્થા નથી જોઇતી. મારે અનવસ્થા નથી જોઇતી. આ અનવસ્થાને ભૂલથી વ્યવસ્થા ધારવામાં આવે છે તેમાંથી મારે સુવ્યવસ્થા ઉપજાવવી છે. કોઇ જુલમગારે કારોબારની જુલમી લગામો ઝાલી રાખવા વ્યવસ્થા કરી હોય તો તે મારે મન વ્યવસ્થા નહિ પણ દુર્વ્યવસ્થાજ છે. આ અન્યાયમાંથી મારે ન્યાય ઉપજાવવો છે. એટલા માટે આ નિષેધાત્મક અસહકાર હું સૂચવું છું. જો આપણે માત્ર આ શાંતિવાળા અને અમોઘ સિદ્ધાંતનું રહસ્ય સમજી જઇએ તો તમે સમજશો અને જોશો કે જ્યારે તેઓ તમારી સામે તલવાર ઉગામે ત્યારે તમે એક ગુસ્સાનો શબ્દ પણ કાઢશો નહિ અને આંગળી સરખીયે ઉંચી કરશો નહિ, તો લાકડી કે તલવારની તો વાતજ કયાં રહી ?

## અસહકાર એ શહેનશાહતની સેવા છે.

તમે ધારશો કે મેં આ શબ્દો ગુસ્સાથી કહ્યા છે કારણ કે આ સરકારની રીતભાત મેં અનીતિવાળી, અન્યાયી, નીચ અને બેઈમાન ગણી છે. હું બહુજ વિચારપુર્વક આ વિશેષણો વાપરૂં છું. મેં આ વિશેષણો મારા એક ખરા ભાઇ વિષે કહ્યાં છે. તેની સાથે મેં ૧૩ વરસ સુધી અસહકારની લડાઇમાં કામ કરેલ છે. અને જો કે એ મારા ભાઇનાં અવશેષ રાખથી ઢંકાયેલ છે તો પણ હું તમને કહું છું કે જ્યારે તેની યોજનાઓ તે અનીતિના પાયા ઉપર રચાતો ત્યારે હું તેને મોઢામોઢ કહેતો કે તું અન્યાયી છે. હું તેને કહેતો

કે તું સત્યના પક્ષમાં ઉભો રહેતો નથી. એનીજ રીતે હું બ્રિટિશ પ્રજાને કહું છું કે હું તેમને ચાહું છુ અને તેમની સાથે મારે સાહચર્ય રાખવું છે, પણ તે સાહચર્ય મારે સ્પષ્ટ શરતો ઉપર જોઇએ. મારે મારૂં સ્વમાન જોઈએ અને તેમની સાથે પુરેપુરી સમાનતા જોઇએ. બ્રિટિશ લોકો સાથે એ સમાનતા મને ન મળે તો બ્રિટિશ સંબંધ મારે ન જોઇએ. જો મારે એથી બ્રિટિશ લોકોને જવા દેવા પડે અને તેથી પ્રજાના કામકાજમાં થોડો વખત અવ્યવસ્થા થાય અથવા કામકાજ અટકી પડે તો બ્રિટિશ જેવી મહાન પ્રજા પાસેથી અન્યાય લેવા કરતાં એમ થાય તે હું વધારે પસંદ કરૂં. આ અસહકાર આગળ કરીને, અને આ બહિષ્કાર—નામદાર પ્રીન્સ ઑફ વેલ્સનો નહી, પણ પ્રજા ઉપરનો કાબુ વધારે મજબુત કરવાને સરકારે ગોઠવેલી મુલાકાતનો બહિષ્કાર—કરવાનું કહીને આજ સુધી ન કરી હોય એવી ભારે સેવા શહેનશાહતની મેં બજાવી છે, અને તમે જોશો કે આ આખું પ્રકરણ પુરૂં થવાનો વખત આવશે ત્યારે મી. મૉન્ટેગ્યુની પછીના હોદ્દેદારો મને તેને માટે માન આપશે. હું એકલો પડી જાઉં, આ મુલાકાતને આવકાર ન આપવાનું આ પ્રજાને હું સમજાવી ન શકું તો પણ મારાથી બને તેટલું કરીને હું તે નજ થવા દઉં. હું તેજ કારણથી તમારી આગળ ઉભો રહીને આ ધર્મયુદ્ધ કરવાને તમને પ્રાર્થના કરૂં છું. પણ આ ધર્મયુદ્ધ—આ જેહાદની વાત તમને કોઈ કલ્પનામાં રમનાર કે ઓલીઓ કહે છે એમ ન માનશો. હું કલ્પનામાં રમનાર નથી, હું ઓલીઓ હોવાનો દાવો રાખી શકતો નથી. હું દુનિયાનો માણસ છું, હું દુનિયાદારીનો માણસ છું, તમે છો તેવોજ અથવા તમે હો તે કરતાં પણ કદાચ વધારે સાધારણ માળી જેવો છું. તમારા જેટલીજ નબળાઇઓ મારામાં હોવાનો સંભવ છે. પણ મેં દુનિયા જોઇ છે, આંખો ઉઘાડી રાખીને હું દુનિયામાં રહ્યો છું. માણસના નસીબમાં હોઇ શકે તેવી સખ્તમાં સખત કસોટીએ હું ચઢેલો છું. હું તપશ્ચર્યામાં થઇને

બ્હાર નીકળેલો છું. મારા પવિત્ર હિંદુ ધર્મનું રહસ્ય હું સમજેલો છું. મારા સમજવામાં આવ્યું છે કે અસહકાર એ માત્ર સાધુની ફરજ નથી પણ દરેક સામાન્ય શહેરીની ફરજ છે. ભલે તેનામાં બહુ જ્ઞાન ન હોય, ભલે તેને વધારે જ્ઞાનની દરકાર ન હોય, પણ જે માણસ પોતાની સામાન્ય ખાનગી ફરજો બજાવવા માગતો હોય તેની તે ફરજ છે. યુરોપના લોકો પોતાના સામાન્ય વર્ગોને, પોતાનાં ગરીબ માણસોને પણ તલવારનો સિદ્ધાન્ત શીખવે છે. પણ હિંદુસ્તાનના ઋષિઓ, જેઓ હિંદુસ્તાનની પ્રાચીન પરંપરા જાળવી રહ્યા છે તેઓએ હિંદુસ્તાનના સામાન્ય વર્ગોને તલવારનો નહીં, પશુબળનો નહીં પણ સહનશીલતાનો, તપશ્ચર્યાનો સિદ્ધાન્ત ભણાવ્યો છે, અને તમે અને હું આ પહેલોજ પાઠ ભણી લેવાને તૈયાર ન હોઇએ તો આપણે તલવાર બહાર કાઢવાને પણ તૈયાર નથી, અને એ પાઠ મારા ભાઈ શૌકતઅલી પોતે ભણીને આપણને ભણાવે છે અને એટલા માટે આજીજી અને નમ્રતાથી મેં જે શિખામણ ધ્યાનમાં લેવા કહ્યું તે સ્વીકારીને તેઓ કહે છે " અસહકાર ઘણું જીવો. " ઈંગ્લાંડમાંથી પણ નાનાં બાળકોને નિશાળમાંથી ઉઠાડી મેલ્યાં હતાં, અને કેમ્બ્રીજ અને ઓકસફર્ડની કોલેજો બંધ થઈ હતી તે કૃપા કરી યાદ રાખજો. વકીલો કલમ મૂકી દઇને બંદૂકો પકડી ખાઈમાં લડતા હતા. હું તમને ખાઈમાં જવાનું કહેતો નથી પણ ઈંગ્લાંડનાં સ્ત્રી પુરૂષ અને બહાદુર છોકરાઓએ જે આપભોગ આપ્યો તે આપવાનું કહું છું. યાદ રાખજો કે જે પ્રજા સામે તમે યુદ્ધ આદરો છો તે પ્રજાની રગેરગમાં પ્રસંગ આવ્યે, આપભોગ આપવાનો જુસ્સો વ્યાપી રહે છે. યાદ કરો કે, બોર લોકોની નાની ટુકડીએ એક જબરદસ્ત પ્રજા સામે ટક્કર લીધી હતી. પણ તેમના વકીલોએ કલમ છોડી દીધી હતી, તેમની માતાઓએ નિશાળ અને કોલેજોમાંથી છોકરાં ઉઠાડી મૂક્યાં હતાં અને છોકરાંઓ પ્રજાનાં સ્વયંસેવકો બન્યાં હતાં. મેં મારી આ આંખે તેમને જોયાં છે. જે આપભોગ

દરેક લડાઈ પહેલાં થવો જોઇએ તે આપભોગનો સંદેશો સંભળાવાને હું હિંદુસ્તાનના મારા ભાઇઓને કહું છું કે તમે હિંસાને માનનારા હો કે અહિંસાને માનનારા હો તોપણ તમારે આપભોગ અને તપશ્ચર્યાના અગ્નિમાં થઇને નીકળવું જ પડશે. ધારેલે નિશાને પહોંચવાને માટે ઈશ્વર તમને અને તમારા નેતાઓને ડહાપણ, હિમત અને ખરૂં જ્ઞાન આપે. ઈશ્વર હિંદુસ્તાનના લોકોને ખરો માર્ગ દેખાડે, ખરી દૃષ્ટિ આપે અને આ આપભોગનો માર્ગ જે મુશ્કેલ છે છતાં સહેલો છે તે માર્ગે જવાની શક્તિ અને હિમત આપે. આમીન.

# તલવારનો ન્યાય.

મને ઉપદેશ દેનારાઓનો પાર નથી. કોઈ નામથી લખે છે, કોઈ નામ વિના લખે છે, તો કોઈ મને રૂબરૂમાં સલાહ આપી જાય છે. કોઈ લખે છે કે હું બીકણ છું, તલવારથી ડરૂં છું, તેથી મારાથી આ જગતમાં કશું નથી થવાનું; અને મારી બીકને લીધે જ હું અહિંસાની વાત વગર સમજે કર્યા કરૂં છું. કોઈ કહે છે કે મારા મનમાં તો હિંસા જ છે, મને ખૂન ગમે છે, પણ હું એવો 'પક્કો' છું, એવો 'લુચ્ચો' છું, કે મારા વિચારો હું છુપાવું છું ને તેથી વાત અહિંસાની કરી અંદરખાનેથી હિંસાજ કરાવવા ઇચ્છું છું. આ ઉપરાંત એક વર્ગ એવો પણ છે જે મારે વિષે એમ ધારે છે કે હું લુચ્ચો નથી, પણ કેવળ મારી તક શોધી રહ્યો છું ને તક મળ્યે તલવાર ચલાવવાની સલાહ આપવાનો છું અને તેઓ માને છે કે તે સમય આજે આવ્યો છે. હવે મારે ઉતાવળ રાખવી જોઈએ.

આ ઉપદેશકોની સલાહનો ફડચો કરવામાં રોકાવાની સામાન્ય રીતે જરૂર ન હોય. મને કોઈ લુચ્ચો માને તેથી શી હરકત કે ચિંતા હોય? વળી સાધુતાનું સમર્થન કરવામાં કે લુચ્ચાઈનું ખંડન કરવામાં

મને 'નવજીવન'ના વાંચનારને રોકવાનો શો અધિકાર છે? મારા બચાવની દ્રષ્ટિએ તો આ ચર્ચામાં ન ઉતરવું જોઇએ એમાં શક નથી, પણ આજકાલ મારી સ્થિતિ એવી છે કે મારા વિચારો જાણવાની સાધારણ વર્ગને બહુ અભિલાષા છે એ હું જાણું છું—ને મારા આચરણનો આધાર મારા વિચારો પર છે એની મને ખબર છે. તેવાઓને અર્થે મારી સ્થિતિ સ્પષ્ટ કરી બતાવવાની આવશ્યકતા સમજી હું પશુબળ વિશે મારા વિચારો વાંચનાર આગળ ફરી મૂકવાની રજા લઉં છું.

તલવારબળ એ પશુબળ છે. ખૂનામરકી કરવામાં બુદ્ધિબળનો પ્રયોગ નથી. બુદ્ધિને અવળે માર્ગે લઈ જઈ આપણે પશુબળને મદદ કરી શકીએ છીએ ખરા. પણ બુદ્ધિની મદદથી વપરાતું છતાં બળ તો અંતે પશુબળ છે, ને મારવાનો ન્યાય એ પશુન્યાય છે. પશુમાં આત્મા કેવળ મૂઢ દશામાં હોય છે. પશુને આત્મજ્ઞાન સંભવતું જ નથી. તેથી તેની યોનિને આપણે મૂઢયોનિ તરીકે જાણીએ છીએ. ખાવું, પીવું, સુવું, બીવું, ઈ. ક્રિયાઓ પશુ એને મનુષ્યને સામાન્ય છે; પણ મનુષ્યમાં સારાસારનો વિવેક છે ને તેનામાં આત્માને ઓળખવાની શક્તિ છે. એક પશુ બીજાને કેવળ પોતાના શરીરબળથીજ વશ કરે છે. તેની જાતિનો એ કાયદો છે. મનુષ્યજાતિનો કાયદો એ નથી. મનુષ્યજાતિનો સ્વાભાવિક કાયદો પ્રેમબળથી—આત્મિકબળથી બીજાને જીતવાનો છે. એટલે જ્યારે મનુષ્ય પ્રેમથી બીજાને જીતે છે ત્યારે પોતાના કાયદાને વશ વર્તે છે. તે વેળા મનુષ્ય દેવ નથી બનતો. દેવો અશરીરી હોય છે—પશુની રીતે વર્તે છે ને મનુષ્યની રીતે પણ વર્તે છે. દેવો ધોળા પણ છે ને કાળા પણ છે. મનુષ્ય પશુની જેમ વર્તતો ઘણી વાર જોવામાં આવે છે. મનુષ્યને પશુશક્તિ પણ રહેલી છે અને જ્યાં લગી તેનામાં આત્મવિકાસ નથી થયો ત્યાં લગી તે બુદ્ધિવાળો પશુ છે. મનુષ્યશરીરે માનુષી કાયદા પ્રમાણે ચાલવાને

બદલે તે પશુના કાયદાને અનુસરે છે; એ તેનો સ્વભાવ ન કહેવાય. તેથી હું માનું છું કે જો આપણુને આપણું ભાન થાય તો આપણે પશુન્યાયનો તેજ ક્ષણે ત્યાગ કરીએ.

પણ ઘણાને તો મનુષ્યશરીર છતાં પશુવાસના મરી નથી એમ ધર્મવેત્તાઓએ જોયું તેથી તેમણે મનુષ્યશરીરમાં પણ પશુબળનો અવકાશ રહેલો છે એ કબૂલ કરી તે બળનો ઉપયોગ ક્યાં રહ્યો છે તે દર્શાવ્યું છે.

માણસ બીકનો માર્યો બીજાને વશ રહે તે કંઈ પોતાના સ્વભાવ પ્રમાણે વર્તતો નથી. તે તો પશુબળને વશ રહે છે. જે પશુબળથી બીજાને વશ કરવા માગતો નથી તે પશુબળને વશ પણ ન રહે. તેથી જે પશુબળથી ડરે છે તેને આત્મજ્ઞાન થયુંજ નથી એમ માની અને જાણીને શાસ્ત્રોએ આવી સ્થિતિમાં પશુબળના ઉપયોગને સ્થાન આપ્યું છે.

મને ૧૯૦૮ માં એક પઠાણે મારી ઉપર પ્રાણઘાતક હુમલો કર્યો હતો—તે વેળા મારો મોટો પુત્ર મારી સાથે નહોતો. તેનામાં શરીરબળ ઠીક હતું. જે વિચારો મારા આજે છે તે વિચારો તે વેળા પણ હોવાથી મેં તે પઠાણ ઉપર કામ ન ચલાવ્યું. મારા છોકરાઓને પણ હું ક્ષમાના—પ્રેમબળના વિચારો શીખવી રહ્યો હતો. તેથી મારા પુત્રે મને પહેલી મુલાકાતેજ નીચે પ્રમાણે કહ્યું: "જ્યારે તમારી ઉપર હુમલો થયો તે વખતે હું તમારી પાસે હોત તો મારી શી ફરજ હતી તે સમજવા માગું છું. તમે શીખવ્યું છે કે કોઈ આપણુને મારે તો તેને સામું ન મારવું, તેમ તેની ઇચ્છાને વશ પણ ન થવું. આ કાયદો હું સમજું છું, પણ મારામાં તે પ્રમાણે વર્તવાની શક્તિ નથી. તમને મરતાં હું ન જોઇ શકું. તમારી ઉપર હુમલો થાય ત્યારે તમારો બચાવ કરવાની મારી ફરજ સમજું. પણ કેવળ મરીને તમારો બચાવ ન કરી શકું, તેથી કાં તો મારે તમને

મારનારને મારીને બચાવ કરવો રહ્યો અથવા તો મારે તમારી ઉપર માર પડે તે જોયા કરવો અથવા ભાગી જવું?" મેં તેને જવાબ આપ્યો: "તું ભાગી જાય અથવા મારો બચાવ ન કરે એ તો નામર્દાઈની નિશાની છે. જો તારાથી તારી જીંદગીને કેવળ જોખમમાં નાંખીને મારો બચાવ ન થઈ શકે તો તારે જરૂર મારનારની સાથે લડીને બચાવ કરવો જોઈએ. નામર્દાઈ કરતાં તો પશુબળ વાપરવું વધારે સારૂં છે." આ વિચાર હું અત્યારે પણ માનું છું. બીકને લીધે હિંદુસ્તાન શસ્ત્ર ન ઉગામે તેના કરતાં શસ્ત્રધારી બની પોતાની જાતને રહેલું જોખમ વ્હોરે એ જરૂરનું છે. તેથી જ હું બોઅર લડાઈમાં જોડાયો; ઝુલુના બળવા વખતે સરકારને મદદ કરવામાં મેં ભાગ લીધો; તેથી જ ઇંગ્લાંડમાં ગઈ લડાઇ વખતે મેં મદદ કરી અને હિંદુસ્તાનમાં પણ ભરતી કરવામાં હું રોકાયો.

ક્ષમા એ વીરતાનો ગુણ છે. જેનામાં વેર વાળવાની શક્તિ છે તે જ પ્રેમ કરી જાણે; જેનામાં વિષયો ભોગવવાની શક્તિ છે તે વિષયોને રોકી બ્રહ્મચારી ગણાય. ઉંદર બિલાડીને ક્ષમા આપી જ ન શકે. હિંદુસ્તાનમાં લડવાની તાકાત હોય છતાં ન લડે એ જ આત્મબળની નિશાની કહેવાય.

અહિં 'લડવાની તાકાત'નો અર્થ સમજવાની જરૂર છે. લડવાની તાકાત એટલે માત્ર શરીરબળ નહિ. જેનામાં હિંમત છે, તે લડવાની તાકાત રાખી શકે છે; જેણે મરણનો ભય છોડયો છે તેનામાં લડવાની તાકાત છે. મસ્તાન સીદીઓને મેં ગોરાઓના છોકરાઓથી ડરતા જોયા છે, કેમકે તેઓને ગોરાની રિવૉલ્વરનો ભય છે. અને નબળા માણસોને બળીઆ સાથે ઝૂઝતા મેં જોયા છે. તેથી હિંદુસ્તાન બીક છોડે તે દહાડે વગર હથિયારે પણ લડવાની તે તાકાત ધરાવે છે એમ કહી શકાય. લડવાની તાકાતને સારૂ હથિયાર

ચલાવવાની શક્તિ મેળવવાની જરુર જ છે એવું કંઈ નથી. એટલે જે વેળા માણસ આત્મશક્તિને ઓળખતો થાય છે, તેજ વેળા તે પોતાની લડાયક શક્તિને ઓળખતો થાય છે. તેથી હું માનું છું કે ખરો લડવૈયો એ છે કે જે મારીને મરતો નથી પણ મરીને જીવવાનો મંત્ર સાધી લે છે.

અહિંસાનો અપવાદ વિનાનો કાયદો શોધનારા ઋષિમુનિઓ પોતે મહાન યોદ્ધા હતા. જ્યારે તેમણે આયુધબળની તુચ્છતાને જોઇ લીધી, મનુષ્યસ્વભાવનો સાક્ષાત્કાર કર્યો, ત્યારે તેઓ આ હિંસામય જગતમાં અહિંસાનો નિયમ જોઇ શક્યા. આત્મા આખા જગતને જીતી શકે છે. આત્માનો મોટામાં મોટો શત્રુ આત્મા જ છે. તેને જીત્યો એટલે જગતને જીતવાનું જોર આવ્યું, એવું શિક્ષણ તેઓએ આપણને બતાવ્યું.

એ કાયદો ઋષિઓએ શોધ્યો તેથી તેઓજ પાળી શકે એવું કંઇ તેઓએ જાણ્યું, જણાવ્યું કે શીખવ્યું નથી. તેઓએ જણાવ્યું કે બાળકને સારૂ પણ કાયદો તો એજ છે. અને તે તેને પાળી પણ શકે છે. એ સાધુ સંન્યાસીજ પાળે છે એમ નથી; બધા થોડે ઘણે અંશે તો પાળેજ છે. અને થોડે ઘણે અંશે પાળી શકાય તે સર્વાંશે પણ પળાય.

એ કાયદાને હું પાલન કરવા મથી રહ્યો છું, આજે ઘણાં વર્ષો થયાં જ્ઞાનપૂર્વક પાલન કરતો આવ્યો છું અને તેનું પાલન કરવાનું હિંદુસ્તાનને પોકારીને જણાવતો આવ્યો છું.

હું મને પોતાને આદર્શ પસંદ કરનારો માનું છું; તેમ વ્યવહાર-કુશળ પણ માનું છું. તે કાયદાનું પાલન જ્ઞાનપૂર્વક થાય ત્યારેજ થયું કહેવાય એમ નથી ગણતો. તેથી વૈદની જેમ શ્રદ્ધાળુ અશ્રદ્ધાળુ બધાની પાસે તે કાયદો મૂકું છું. તેનું મહત્વ જાણવા સારૂ જ્ઞાનની જરૂર નથી. એ સાબિત કરવા મારાથી ઉલટા વિચાર ધરાવનારનો સાથ

મેં કર્યો છે. ભાઇ શૌકતઅલી હિંસાને પ્રધાનપદ આપતા જણાય છે. દુશ્મનને મારવોજ એવો ધર્મ માને છે, તેથી અહિંસાના કાયદાનું અત્યારે વેરભાવે પાલન કરે છે. અસહકારને તેઓ નબળાનું શસ્ત્ર માને છે. તેથી શરીરબળ કરતાં તેને ઉતરતું માને છે. તેમ છતાં મારી સાથે ભળ્યા છે કેમકે અત્યારે નિઃશસ્ત્ર અસહકાર વિના બીજો ઇલાજ પોતાના દીનનું માન સાચવનાર નથી, એમ તેમને સ્પષ્ટ જણાયું છે.

જેઓને મારે વિષે શ્રદ્ધા નથી, તેઓને પણ હું ભાઈ શૌકતઅલીની નકલ કરવાની વિનંતી કરૂં છું, મારા મનની વિશુદ્ધતા તેઓએ માની લેવાની જરૂર નથી. પણ અસહકારની સાથે ખૂન નજ થઈ શકે એટલું સમજી લેવાની જરૂર છે. સંપૂર્ણ અસહકારમાં મોટામાં મોટી રોકાવટ ખૂનનીજ ધાસ્તી છે. જેઓ શસ્ત્રધારી છે અથવા થવા ઉત્સુક છે તેઓએ પણ અસહકાર ચાલે તે દરમ્યાન શસ્ત્રોને મ્યાનમાં રાખવાં જોઇશે.

મારે સારૂ તો હિંદુસ્તાનમાં જ્યારે પશુબળ પ્રધાન ગણાશે ત્યારે પ્રાચીન–અર્વાચીન, પૂર્વ–પશ્ચિમ વચ્ચેનો ભેદ નાબુદ થયો ગણાશે. તે વેળા મારી કસોટીની હશે. હિંદુસ્તાનને મારો મુલક ગણી હું અભિમાન ધરાવું છું, કેમકે હું માનું છું કે હિંદુસ્તાન આત્મબળની સર્વોત્તમતા જગતને બતાવવાની શક્તિ ધરાવે છે. જ્યારે પશુબળની સર્વોત્તમતાનો સ્વીકાર હિંદુસ્તાન કરશે ત્યારે તેને મારી માતૃભૂમિ કહેવામાં મને હર્ષ રહેવો ન જોઇએ. મારા ધર્મને ક્ષેત્રની, ભૂગોળની મર્યાદા નથી એમ મારૂં માનવું છે. દેહરખો કે ક્ષેત્રરખો ધર્મ હું માનતો નથી એમ સિદ્ધ કરવાની મારી શક્તિ હો એવી મારી પ્રભુ પાસે પ્રાર્થના છે.

નવજીવન તા. ૧૫ ઓગસ્ટ, ૧૯૨૦.

# ત્રણ મોહ.

હું જેમ જેમ ભ્રમણ કરૂં છું તેમ તેમ જોઉં છું કે લોકોને સરકારી નિશાળોનો, વકીલાતનો ને કાઉન્સિલનો ભારે મોહ છે. નિશાળો વિના છોકરા રખડશે, વકીલાત વિના ન્યાય નહિ મળે ને વકીલો ભૂખે મરશે, ને કાઉન્સિલ વિના પ્રજાનો કારભાર નહિ ચાલે, એવો ભ્રમ જ્યાં સુધી રહેશે ત્યાં સુધી નથી ખિલાફતનો ઉકેલ થવાનો. ને નથી પંજાબનો મામલો સીધો થવાનો. સરકાર પોતાનાં કાબૂ ને બળ વધારતી જશે.

સરકારી નિશાળોમાં જે જ્ઞાન મળે છે તે મેળવવાની આપણામાં શક્તિ આવવી જોઇએ. ડિગ્રીનો મોહ જવો જોઇએ. ઘરમેળે ઇન્સાફ કરાવવાની આવડત આપણામાં હોવી જોઇએ. સરકારી અદાલતોમાં હંમેશાં ઇન્સાફ મળે જ એવું તો નથી. મુનસફો વિ. લાંચ લેતા પણ જણાયા છે; ભૂલથી, અજ્ઞાનથી ગેરઇન્સાફ કરતા પણ જણાયા છે. પ્રિવી કાઉન્સિલ સુધી જતાં પણ અન્યાય કાયમ રહ્યા જણાયા છે. તો પછી ઘરમેળે તે ન મળે એટલું સહન કરવા ઉપરાંત બીજો ગજબ કંઈ અદાલતોના ત્યાગથી નથી થવાનો; અને વકીલો વિનાના બીજા પણ પોતાની આજીવિકા મેળવે છે એમ

માની વકીલો ધીરજ રાખી બીજી રીતે પોતાની આજીવકા મેળવી શકે છે. કાઉન્સિલનો મોહ સર્વથી વિશેષ જોવામાં આવે છે છતાં એ મોહ સમજવો મુશ્કેલ છે. જેઓને સરકાર પાસેથી ન્યાય મળવાની આશા છે તેવાને તો હું કંઈ નહિ કહી શકું. દારૂથી ફાયદો સમજનારની પાસે દારૂ છોડાવવાનો પ્રયત્ન મિથ્યા છે. પણ ઘણા તો સરકારને વિષે મારાથી પણ ઓછી શ્રદ્ધા રાખનારા છે. તેઓને તો શ્રદ્ધા અસલથી જ ન હતી, આજે નથી. તેઓ કેમ કાઉન્સિલથી લોભાય છે એ મારી સમજ બહાર છે.

જ્યાં સુધી સરકારી વર્ગનું અંતઃકરણ શુદ્ધ નથી, જ્યાં સુધી પંજાબના પાપનું તેણે પ્રાયશ્ચિત નથી કર્યું, જ્યાં સુધી મુસલમાનોને દીધેલા દગાને તેણે સાફ નથી કર્યો, ત્યાં સુધી ગમે તેટલા ઉજળા દેખાતા સુધારાઓ મારે મન તો સોમલ મિશ્રિત દૂધની જેમ ત્યાજ્ય છે. મિ. શર્મા અને ડૉ. સપ્રુની નીમણુક કારભારી મંડળમાં થઇ તેથી શું થયું? એને તો હું લોકોને છેતરવાનો પ્રપંચ માનું છું. લૉર્ડ સિંહા ગવર્નર થાય તેથી યે શું! તે બધી ભેટો આપનાર કોણ છે? તેની દાનત એ આપવામાં શી છે? પોતાની સત્તા વધારે મજબુત કરવી, પંજાબ અને ખિલાફતના જખમને ભૂલાવવો. જખમ અંદર ઘર કરતો જાય ને ઉપરથી રૂઝાતો દેખાય એવી મલમપટી આપનાર તબીબને આપણે કેવું વિશેષણ આપીએ?

જુઓ ના. વાઇસરોય સાહેબનું ભાષણ. તેઓ કહે છે કે પંજાબ વિષે સરકારના ટીકાકારોને જવાબ આપવાની તેઓ શક્તિ ધરાવે છે છતાં જવાબ આપવાનું દુરસ્ત ધારતા નથી. છેવટનો ન્યાય તેઓ ભવિષ્યના ઇતિહાસકર્તાને સોંપે છે. ના. વાઇસરોય સાહેબ ભૂલી જાય છે કે છેવટનો ન્યાય તેઓ તો આપી ચુક્યા છે. સર માઇકેલ ઑડવાયરને પોતે નિર્દોષ ઠરાવ્યા છે. જનરલ ડાયરે અક્કલ ઓછી

વાપર્યાં ઉપરાંત કંઇ ગુન્હો નથી કર્યો; બીજા અમલદારોએ ગુન્હો કર્યો જ નથી; કર્નલ ઓબ્રાયન વિગેરે નિર્દોષ ઠરી માનીતા હોદ્દેદાર તરીકે ઓળખાય છે; રૅાલેટ એક્ટ કાયમ છે: આ પંજાબનો છેવટનો ઈન્સાફ. હવે ઇતિહાસ શું કહેશે? કદાચ ભવિષ્યમાં તેમને અયોગ્ય અધિકારી ઠરાવશે, સર માઇકેલ ઑડવાયરને નીરોનું ઉપનામ આપશે તેથી શું? તેથી કંઇ પ્રજા આજે પીડા ભોગવી રહી છે તેમાંથી મુક્ત થઈ શકે તેમ છે? દરદીના મરણ પછી બીજું અને ખરૂં નિદાન થાય તેથી દરદીને શો લાભ? આપણે તો પંજાબને સારૂ આજે ન્યાય માગીએ છીએ. જો આપણે એક પ્રજા હોઇએ તો એક પણ પંજાબીને પેટે ચાલવું પડયું તે હિંદુસ્તાન પેટે ચાલ્યા બરાબર છે એમ માનીએ. પાપનું પ્રાયશ્ચિત કર્યા વિના સરકારને લોકોની પાસેથી સહકાર માગવાનો હક નથી. લોકોથી સરકારની મહેરબાની ગ્રહણ થાય નહિ.

હવે તપાસો ખિલાફત ઉપરનું તેમનું ભાષણ. તેઓ મુસલમાનોની લાગણી મિત્રરાજ્યો પાસે મૂકી ચૂક્યા. એટલે કે તેમની માગણી ન્યાયી હોવાનો તેઓ સ્વીકાર કરે છે. પણ મિત્રરાજ્યો જે કંઇ કરે તેની ઉપર આપણી સરકારનો કાબૂ ન હોય એમ કહી તે નિર્દોષ ઠરવા માગે છે. આ અસત્ય છે. હિંદી સરકાર જાણે છે ને આખું જગત જાણે છે કે તુરકીની સાથેના કરારો ઘડવામાં ને તે કબૂલ કરાવવામાં અંગ્રેજી સરકારનો મુખ્ય ભાગ છે. તેઓ જાણે છે કે મિ. લોઈડ જ્યોર્જ ધારત તો જરૂર પોતાનું વચન પાળી શકત અને મુસલમાનોની લાગણીને માન આપી શકત. પણ તેમનો ઈરાદો જ તુરકીનો નાશ કરવાનો ને ઈસ્લામની જડ ઢીલી કરવાનો હતો. આમ છતાં ખિલાફત બાબત બધું કરી ચુક્યા કહીને વાઇસરોય સાહેબ નીકળી જવા માગે છે. તેનો અર્થ એ થયો કે તે પ્રજાને ભમાવે છે.

આવા અન્યાયોને દૂર કરવા પ્રજા અસહકાર જેવું નિર્દોષ શસ્ત્ર ધારણ કરવા મથી રહી છે તેને તેઓ સાહેબ હસી કહાડે છે. મૌલાના શૌકતઅલીને અને મને પકડવાનો વિચાર બંધ કરીને અસહકારને હસી કહાડવાનો નિશ્ચય કર્યો છે. જો આ નિશ્ચયની સાથે પાખંડનું મિશ્રણ નહિ હોય તો હું ના. વાઇસરૉય સાહેબને મુબારકબાદી આપત. જનરલ ડાયરની કતલ જંગલી હથિયાર છે અને હાંસીથી અમુક હીલચાલને મંદ કરવી એ સુધરેલું હથિયાર છે. જો પ્રજા અસહકાર નહિ કરે અને પેટે ચાલવાનું અપમાન પી જશે તો જરૂર પ્રજાની હાંસી થશે. જે હાથ નિર્દોષ પ્રજાના લોહીથી ખરડાએલા છે, જે કલમથી ઇસ્લામનું અપમાન થયું છે, તે હાથે–તે કલમે મળેલ પાયતખ્ત પણ ત્યાજ્ય હોવું જોઇએ એવો પોતાનાં દીન અને માન જાળવનારી દરેક પ્રજાનો કાયદો હોવો જોઇએ.

એથી મારી ઉમેદ છે કે પ્રજા મક્કમપણે અસહકારનું પ્રથમ પગથિયું ભરી પોતાનું માન જાળવશે, ત્રિવિધ મોહને ત્યાગશે અને ના. વાઇસરૉયની હાંસીને સારૂ તેમની પાસે પશ્ચાત્તાપ કરાવશે.

નવજીવન તા. ૨૯ ઑગસ્ટ, ૧૯૨૦.

# અમદાવાદનું ભાષણ.

તા. ૩૦ ઑગસ્ટ, ૧૯૨૦ ને રોજ અમદાવાદમાં મળેલી ચોથી ગુજરાત રાજકીય પરિષદ સમક્ષ અસહકારનો ઠરાવ રજુ કરવા વ્યાખ્યાનપીઠ પર આવતાં મહાત્મા ગાંધીજીને વંદેમાતરમ્, મહાત્મા ગાંધીજીકી જય ઈત્યાદિ ધ્વનિઓથી અને તાળીઓની ગર્જનાથી શ્રોતાઓએ વધાવી લીધા હતા. મહાત્મા ગાંધીજીએ તે વખતે નીચે પ્રમાણે ભાષણ આપ્યું હતું:–

**પ્રમુખ સાહેબ, ભાઇઓ અને બ્હેનો,**

મારે અત્યારે આપની માફી માગવાની છે. આટલો બધો અગત્યનો સવાલ ચર્ચાવાનો છે, અને મારો સાદ ઘણો બેસી ગયો છે. મારે મદ્રાસમાં હંમેશાં ખુલ્લામાં વાતો કરવી પડી હતી, અને અહીં પણ આ પ્રશ્નની ચર્ચામાં મારે ઘણું બોલવું પડયું છે. તેથી મારો સાદ ધીમો હશે, તેને માટે હું આપની માફી માગું છું. જે ઠરાવ મારે રજુ કરવાનો છે તે આ પ્રમાણે છે:—

(૧) આ પરિષદની એવી માન્યતા છે કે ખિલાફત અને પંજાબ વિષે રજુ કરવામાં આવેલી માગણીઓમાં અત્યાર સુધીમાં બિલકુલ અન્યાય થયેલો હોવાથી આ દેશમાં તીવ્ર અસંતોષ સર્વત્ર ફેલાયો

છે અને બ્રિટિશ પ્રજાની ન્યાયબુદ્ધિ ઉપરથી પ્રજાનો વિશ્વાસ ઉઠી ગયો છે, તેથી રાજ્ય અને પ્રજા વચ્ચે કાયમનો ટંટો અને ભેદ ન રહે તે માટે તેમજ પ્રજાને પોતાની દુભાયલી લાગણી મર્યાદાપૂર્વક દર્શાવવાનો માર્ગ બતાવવાને અને ખૂનામરકી કર્યા સિવાય પ્રજાની માગણીનો અમલ કરાવવાને આ પરિષદ સરકારને રાજ્ય ચલાવવામાં પ્રજા તરફથી મળતી મદદ ક્રમે ક્રમે પાછી ખેંચી લેવાની અને જ્યાં સુધી પ્રજાને સંતોષકારક દાદ ન મળે ત્યાં સુધી તે અસહકાર ચાલુ રાખવાની પ્રજાને સલાહ આપે છે.

( ૨ ) અસહકારની શરૂઆત ઓછામાં ઓછું જોખમ ખેડીને થવી જોઈએ, એ શરૂઆત આજ લગી મનાયેલા અગ્રેસર અને શિક્ષિત વર્ગથી થવી જોઈએ અને પ્રથમ પગલે સરકાર તરફથી મળતી કહેવાની મદદનો ત્યાગ કરવો જોઈએ એ વિચારોને પસંદ કરીને અને ધ્યાનમાં રાખીને આ પરિષદનો અભિપ્રાય છે કેઃ—

(क) સરકાર તરફથી ખિતાબ ઈત્યાદિ ઉપાધિ ધરાવનાર હિંદીઓએ એ ઉપાધિઓનો જાહેર ત્યાગ કરવો ઘટે છે.

(ख) વકીલ વર્ગે પંજાબ અને ખિલાફતનો અન્યાય ચાલતાં સુધી વકીલાત કરવાનું મોકુફ રાખી પ્રજાવર્ગ પાસે અદાલતોનો ત્યાગ કરાવવા અને ખાનગી તકરારોનો ફડચો પંચ મારફતે કરાવવા પ્રયત્ન કરવો જોઈએ

(ग) સરકારી નિશાળો અને કોલેજો સરકારનો કાબુ કાયમ કરવાનું મહાન સાધન હોવાથી એ કોલેજો અને નિશાળોનો ત્યાગ કરી અને કરાવીને પ્રજાએ પ્રજાકેળવણી પોતાના હાથમાં મેળવી લેવી જોઈએ.

(घ) પંજાબ અને ખિલાફતના સવાલોમાં સરકાર તરફથી પુરેપુરો ન્યાય આપવામાં આવે અને પ્રજાનું દુભાયલું મન શાંત થાય ત્યાં સુધી ધારાસભામાં દાખલ થઈને કે ચુંટણીમાં મત આપીને સરકારને રાજતંત્ર ચલાવવામાં મદદ કરવી એ પ્રજાનું માનભંગ કરનારું છે. તેથી આ પરિષદ ભલામણ

> કરે છે કે કોઈએ નવી ધારાસભાની ઉમેદવારી કરવી નહિ અને જો કોઈ ઉમેદવાર તૈયાર થાય તો તેને મત આપનારાઓએ મત આપવો નહિ, એટલું જ નહીં પણ તેઓ કોઇને પણ પોતાના પ્રતિનિધિ તરીકે ધારાસભામાં મોકલવા નથી ઈચ્છતા, એમ તેમણે ઉમેદવારને અને સરકારને સ્પષ્ટરીતે લખી જણાવવું.

આવો ઠરાવ પ્રજાની કારકીર્દિમાં અથવા કોંગ્રેસની કારકીર્દિમાં કોઈ દિવસ અગાઉ રજુ થયો નથી, તેથી પ્રજાની ફરજ છે કે તેને વિષે પૂરેપૂરો વિચાર કરવો, અને જે ભાઇઓને આપણે વડીલ અને આગેવાન માન્યા હોય તેમને વિનયપૂર્વક સાંભળીને–તેમને જે રસ્તો યોગ્ય લાગ્યો હોય તે વિષે સાંભળીને, પૂરેપૂરો વિચાર કર્યા પછીજ ઠરાવ કરવો. જો આપણે અસહકારના શસ્ત્રને ચલાવવું હોય તો જે આપણા વિરોધીઓ હોય તેમને આપણા પ્રેમથી જીતી લેવા અથવા તેમનો વિરોધ સાંખી લેવો. એ શસ્ત્ર એવું નથી કે કોઈની પાસે પણ જબરીથી ઉગામાવી શકાય. એ શસ્ત્ર લીધા વિના જીવન ચલાવવું અશક્ય છે એમ જેમને લાગે તેમને જ માટે આ શસ્ત્ર છે. આ કોન્ફરન્સ આ ઠરાવ નામંજુર કરશે તેથી મને દુઃખ થશે, પણ તેથી હું નાસીપાસ થવાનો નથી અને તેને મુકી દેવાનો નથી. જે માણસે પ્રજાની સેવાઓ કરી હોય, પ્રજા માટે ભોગ આપ્યા હોય તેમને આપણે શાંતિપૂર્વક સાભળીએ નહિ તો પછી કયું કામ કરવું એની સુઝ પડે નહિ. જો આપણે પ્રજાની સત્તા વધારવી હોય તો એક બાળક સરખોયે વિરોધી વચન સંભળાવે તે પણ વિનયપૂર્વક સાંભળી લેવાં જોઇએ, અને તેના પર વિચાર કરવો જોઇએ. એ આપણી પહેલી ફરજ છે. અસહકારની અંદર વિનય એ પહેલું ને છેલ્લું પગથિયું છે. એ શસ્ત્ર વૈરભાવે વિચારાયું નથી ને તે વૈરભાવે ચાલવાનું નથી. મારા ભાઇ શૌકતઅલી અંગ્રેજ સરકાર સાથે વૈર રાખે છે પણ આ શસ્ત્રને લીધે તેઓ પોતાનું વૈર પી ગયા છે. તે ઈસ્લા-

મી ધર્મને કાયદો માને છે, છતાં પણ તેમણે એકવાર તેને ખીસ્સામાં મુકયો છે. એ શસ્ત્ર જેઓ વૈરભાવે ચલાવવા માગતા હશે તેઓ તેમાં નાસીપાસ જ થશે.

આ શસ્ત્ર હિન્દુસ્થાનમાં હમણા ચલાવવા સામે બે દલીલો કરવામાં આવે છે. એક તો એ કે એમાં બહુજ જોખમ છે. બીજી દલીલ એ છે કે, એ શસ્ત્ર ચલાવવાને માટે હિન્દુસ્થાન હાલ બિલકુલ લાયક નથી. એ શસ્ત્રમાં જોખમ નથી એમ કહીએ તો તો આપણે માટે એ તદ્દન નિરૂપયોગી છે. જે સરકારની સામે આપણે એ શસ્ત્રનો ઉપયોગ કરવા માગીએ છીએ તે સરકારમાં મહાન વિભૂતિઓ છે. અંગ્રેજ પ્રજા ઘણી બળવાન છે, અને હમણા જર્મન રાજ્ય જેવાનો તેણે પરાજય કરેલો છે. તે પ્રજાના પ્રતિનિધિઓની સરકારની સામે ઝૂઝવું હોય તો તેની સામે ચલાવવાના હથીઆરમાં કાંઈ જોખમ ન હોય એ અસંભવિત છે—અથવા તો જોખમ વિનાના હથીઆરથી તેમને મહાત કરવા એ અશકય છે. હિન્દુસ્થાનને પોતાની સલ્તનતમાં રાખવાનું મોટામાં મોટું જોખમ એ પ્રજા ખેડી રહી છે, એ ઇતિહાસની વાત છે. એક લાખ અંગ્રેજો—મુઠ્ઠીમાં સમાય તેટલા અંગ્રેજો, હિન્દુસ્થાનના ત્રીશ કરોડ લોકોપર રાજ્ય કરે છે, તેમાં જોખમ નહિ હોય? જર્મનો સામે જેમણે આવો જંગ મચાવ્યો તેમાં જોખમ ન હતું? જો આપણે એમ કહીએ કે એમાં જોખમ નથી તો તો ગયાં ચાર વર્ષનો ઇતિહાસજ આપણે વાંચ્યો નથી. એમાં જોખમ તો હોવું જ જોઇએ. એ અનિવાર્ય સિદ્ધાંત છે. પરન્તુ વિચારશીલ પુરૂષો તરીકે એ જોખમો અને તેનાં પરિણામો વચ્ચે આપણે પ્રમાણ જાળવવું જોઇએ. હું જેટલે દરજ્જે વિચારી શકયો છું—અને હું કહીશ કે મારી વિચારશક્તિ સડી ગઇ નથી—તેટલે દરજ્જે મને માલુમ પડયું છે કે, આપણા કાર્ય માટે ઓછામાં ઓછા જોખમવાળું શસ્ત્ર આ અસહકારજ છે. મારે માટે એમ છે કે, હું એ શસ્ત્રનો સ્વતંત્રરીતે વિચાર કરૂં અને તે વ્યાજબી લાગે તો એક વખ-

હાર પુરૂષ તરીકે તેનો હું અખત્યાર કરૂં. આ શસ્ત્રના સંબંધમાં મારો દાવો છે કે, આના વિના વ્યવહારૂ કે જોખમ વિનાનું ઉપયોગી શસ્ત્ર બીજું નહિ મળે. ગયાં ૩૫ વર્ષ સુધી હિન્દી કોંગ્રેસમાં આપણે ઘણી ચળવળ કરી છે. કોંગ્રેસની સેવા ઘણી છે, છતાં આપણે બાપના કુવામાં બુડી મરવું નથી. પોતાને વારસામાં જે કાંઈ મળ્યું હોય તેમાં વધારો કરવો એ સુપુત્રનું લક્ષણ છે. કોંગ્રેસે ૩૫ વર્ષ સુધી જે સેવા કરી છે, તેમાં આ ઠરાવથી આપણે કંઇ કાર્યનો ગુણ બદલતા નથી, કાર્યનો વેગજ વધારીએ છીએ. આ ઠરાવમાં સરકારની પજવણી કરવાનું તત્ત્વ દાખલ થયું છે. પરંતુ તે પજવણી કરવાના હેતુથી દાખલ કરવામાં આવ્યું નથી. કોઇ દારૂડીઆની પાસેથી દારૂની બાટલી ખેંચી લેવી એમાં આઘાત તો છે, પરન્તુ તે આઘાતનું પરિણામ ખેડવું અને બાટલી ખેંચી લેવી તે સારા માણસનું કામ છે. અસહકારમાં તો એના કરતાં પણ વધારે આઘાત છે, અને એના કરતાં પણ વધારે સારા માણસનું કામ છે. જો આપણે સહકાર કરીએ તો તે અધર્મ છે. જો આપણે સરકારને મદદ ન આપીએ તો પંજાબ અને ખિલાફત જેવા બનાવો અસંભવિત બને. સરકારે જે કર્યું છે, તે વેળા તેમને આપણી મદદ ન હોત તો તે આમ ન કરત. કેટલાકો કહે છે કે, ખિલાફતના સંબંધમાં જે સુલેહ થઈ તેમાં અંગ્રેજ સરકારનું એકલાનું જ કામ નથી. એ મને કબુલ નથી. આપણે જોઈ શકીએ છીએ કે બીજા દેશોની સરકારોને લોઇડ જ્યોર્જ પી ગયા છે. તેમનું આ કાર્ય અન્યાયી છે. એવા અન્યાયથી વેગળા રહેવું એ ચોક્ખો ધર્મ છે, અને આપણે ધ્યાનમાં રાખવું જોઇએ કે ગમે તેવું જોખમ હોય તો પણ એ ધર્મથી આપણે દુર રહી શકતા નથી.

આ શસ્ત્ર ચલાવવાને માટે હિન્દુસ્થાનની પ્રજા અશક્ત છે, એમ પણ કહેવામાં આવે છે. હું પ્રજાની અશક્તિનું માપ કેમ બાંધી શકું? અને મને એવું અભિમાન નથી કે, જે દાવો હું કરૂં તે સંબં-

ધમાં બીજા માણુસોના દાવાનો ઇન્કાર કરૂં. જે વસ્તુ મારા જેવો માણુસ કરી શકે તે નાનામાં નાનો બાળક કરી શકે. જે વાત બાર વરસનો પ્રહ્‌લાદ જેવો સમજી ગયો હતો, તે વાત પ્રજા કેમ ન સમજી શકે ?

મારાં પોતાનાં બાળકોએ મારી સાથે અસહકાર કર્યો છે, મારી પોતાની સ્ત્રીએ મારી સાથે અસહકાર કર્યો છે અને તેને પોતાની સહી કરતાં પણુ આવડતી નથી. આ હાસ્યની વાત નથી, પરન્તુ ગંભીર વાત છે. મારી સ્ત્રીએ મારી સાથે સંપૂર્ણ અસહકાર કર્યો છે, અને તેના વિના તેને માટે બીજો માર્ગ હતોજ નહિ. જો તે અસહકાર ન કરે તો શું શૌકતઅલી મીઆનું શસ્ત્ર કાઢીને મારી ગરદન કાપી નાંખે? અને જ્યારે તેમણે એવો અસહકાર કર્યો ત્યારે તેમણે એવો અસહકાર કર્યો ત્યારે તેમણે એટલો પણુ વિચાર ન કર્યો કે, બીજી દુનીઆ તેમની સાથે રહેશે કે નહિ! કેમકે તે તેમનો ધર્મ થઇ ગયો. જેઓ એ શસ્ત્રની કિંમત જાણે છે, તેઓ તેનાથી કશું ખોવાના નથી. તેટલાજ માટે એ શસ્ત્ર વ્યવહારિક છે. અવ્યવહારિક શસ્ત્ર હું એને કહું કે જેમાં ટુચકા હોય. એટલે એવું હોય કે બધાઓ તેનો ઉપયોગ કરે તોજ તે સફળ થાય. એવું શસ્ત્ર તલવાર છે. બધાઓ તેનો ઉપયોગ કરે ત્યારે તેનાથી સફળતા મેળવી શકાય, તે વિના નહિ. પરન્તુ આ શસ્ત્ર એવું છે કે એકજ જણુ તેનો ઉપયોગ કરનાર હોય તો પણુ તે ચલાવી શકે, અને અનેક જણુ—સમહ પણુ તેનો ફાયદો ઉઠાવી શકે. એમ હોવાથી આ શસ્ત્ર પ્રજા ઉઠાવશે કે નહિ ? એ પ્રપંચમાં પડવાનું કારણુ નથી. આપણે મનુષ્ય સ્વભાવ જાણીએ છીએ, અને આપણે જાણીએ છીએ કે, સર્વત્ર મનુષ્ય સ્વભાવ એકજ સ્વરૂપ પકડશે.

વળી એની વિરૂદ્ધ એવી દલીલ કરવામાં આવે છે કે, એને માટે ઐતિહાસિક પૂરાવા નથી માટે પ્રજાએ તેનો સ્વીકાર કરતાં

પહેલાં વિચાર કરવો જોઇએ. પરન્તુ સત્ય હકીકત એ નથી. વળી એમ પણ કહેવામાં આવે છે કે, કોંગ્રેસે એને માટે કાંઈ વિચાર કર્યો ન હોય ત્યાં સુધી એને ખીસ્સામાં મુકવો. એ પ્રગતિની વાત નથી. સત્ય છે કે પ્રજાએ આવું શસ્ત્ર પહેલાં કદાપિ ઉઠાવેલું નથી. તે છતાં જ્યારે તે ઉઠાવવાની જરૂર પડે ત્યારે કોંગ્રેસ એને ઉઠાવવાનો વિચાર કરે ત્યાં સુધી થોભી જવાને બદલે તે પહેલાં તે ઉઠાવી લેવું, અને કોંગ્રેસની પાસે પણ તે ઉઠાવરાવવું. કોંગ્રેસ એ શસ્ત્ર ઉઠાવશે એવી બુલંદ આશાથી હું કલકત્તે જવાનો છું, અને એવીજ બુલંદ આશાથી હું તમારી સમક્ષ આવી ઉભો છું.

આને માટે બહારના ઐતિહાસિક પુરાવા પણ પુષ્કળ છે. આપણે બોર લોકોનો દાખલો લઇશું. બોર લોકો અંગ્રેજો સામે લડતાં લડતાં જીત્યા. તેમની તે જીત શસ્ત્રબળથી થઈ હતી તે કેટલેક અંશે સત્ય છે, કેમકે તેઓ લડવૈયા છે. ફ્રીનીખનની સુલેહ થઈ, તે સમયે લૉર્ડ મીલ્નર સાહેબે મોંટેગ્યુની જેમ ( Reforms ) સુધારા આપ્યા. તે સમયે બોર લોકોએ એ સુધારા વિષે કહ્યું કે, તે નકામા છે. તે વખતે તેમનામાં પણ બે પક્ષ હતાં—શીત અને ઉષ્ણ. શીત પક્ષ કહેવા લાગ્યો કે દેશની ઉન્નતિમાં એ સુધારા આગળ વધવાના એક પગથીઆ રૂપે છે. જનરલ બોથા અને જનરલ સ્મટ્સે અસહકારનો વાવટો ખડો કર્યો. લૉર્ડ મીલ્નરે કીંબરલી આગળ કહ્યું કે, એમના જેવા મારી ધારાસભામાં નહિ આવે તો તેમના વિના હું ટ્રાન્સવાલમાં અમલ ચલાવીશ. પરિણામે લોર્ડ મીલ્નરની સઘળી આશાઓ છતાં કાઉન્સીલ બેસી શકી નહિ. બોર લોકોએ પણ પોતાના મનમાં દૃઢ નિશ્ચય કર્યો હતો. તેઓ તેનું બિલકુલ માન નહિ જાળવે, બોર લોકોમાં તેમના મિત્રો હોય તે સિવાય બધા તેમને પીઠ બતાવે એટલે એ સાહેબ જોઈ શક્યા કે, આપણે આમાં ફાવવાના નથી. પરિણામે સર હેનરી કેમ્પબેલ બેનરમેને નવું

ઇલેક્શન કર્યું, જનરલ બોથા અને જનરલ સ્મટ્સને બોલાવ્યા અને દક્ષિણ આફ્રિકાને જે સુધારા મળ્યા તે એનુંજ પરિણામ.

એક કાઉન્સીલનોજ બોયકોટ કરીને બોર લોકોએ આવો વિજય ન મેળવ્યો. તેમનાં છોકરાં તો સ્થાપેલી શાળાઓમાં બિલકુલ ગયાં ન હતાં અને તેમના વકીલો પોતપોતાની સનદો છોડીને લડવા ગયા હતા. તે વખતે શીત પક્ષના કાઉન્સીલમાં ગયા તેથી શું વળ્યું? હું નેશનાલીસ્ટ પક્ષને પૂછું છું કે, નવી કાઉન્સીલોમાં જઇને તમે શું મેળવશો? સજોગોના પ્રમાણુના આંકડા મુકીને જુઓ તો તમને માલુમ પડશે કે, બહુમતિ તમને મળશે નહિ. તેથી હું કહું છું કે આ સુધારેલી કાઉન્સીલોમાં જવાના પ્રપંચમાં પડવા માગતા નહિ. એ દાવ ખેલવામાં તમે ફાવી શકશો નહિ. તમારી સામે જે પાસા નાંખવામાં આવે છે તેમાં સીસું ભરેલું છે, જ્યારે તમારા પાસા તદ્દન ખાલી છે. અને એવા પાસા નાંખતાં દુર્યોધનની સામે જેમ યુધિષ્ઠિર હારી ગયા તેમ આપણે હારી જઇશું. (તાળીઓ) અને અસહકારનો એટલો એકજ દાખલો છે એમ નથી. તમારા ભાઇઓએ દક્ષિણ આફ્રિકામાં અસહકાર જેવું કર્યું હતું. દોઢ લાખ ગોરાઓ સામે દશ હજાર હિન્દીઓ માત્ર ટ્રાન્સવાલમાં હતા. તેમણે અસહકાર કર્યો, અને તેમાં તેમણે સંપૂર્ણ ફતેહ મેળવી હતી. અસહકારની વ્યવહારિકતાનો આથી બીજો વિશેષ પૂરાવો શો જોઇએ?

વળી એક એવી દલીલ કરવામાં આવે છે કે આપણે અત્યારે અસહકાર ચલાવશું તો પ્રજા અત્યારે ઉન્મત્ત બનતી જાય છે અને આવેશમાં આવતી જાય છે તે અસહકાર ચલાવતાં, સઘળા અંકુશમાંથી છુટી ગયા પછી કેવાં નુકસાનો કરશે તે કલ્પી શકાતું નથી. હું કહું છું કે, એક વખત દલીલની ખાતર માની લઇએ કે અસહકારથી પ્રજા નુકસાનો કરશે તોપણ અત્યારે જે ખોટી શાંતિ ભોગવી રહ્યાં છીએ તેના કરતાં તે સ્થિતિ સારી હશે. અને આપણે ભૂલવાનું

નથી કે, અસહકાર કરવાને માટે આપણે એકજ વર્ગને–કેળવાયલા વર્ગને વિનવી રહ્યા છીએ, અને તેમની પાસે એવા અત્યાચારો થવાનો કાંઈ પણ સંભવ નથી. વળી એ શસ્ત્ર બેધારૂં છે, જેની સામે ઉગામવામાં આવે તેને લાગે, અને પ્રજાને ખોટે માર્ગે ચલાવનાર ઉગામનારને પણ લાગશે. મલીન અસહકારની સાથે વિશુદ્ધ અસહકારની સરખામણી થઇ શકે નહિ. એ શસ્ત્ર જે ઉગામે તેનાથી અત્યાચાર ન થઈ શકે. સત્યનો દાવો કરીને લૉઇડ જ્યોર્જ અસત્ય ભાખે તેમાં સત્યની અવનતિ થાય એમાં નવાઇ નથી. આપણી પ્રજા થાકી રહેલી છે, નપુંસક છે. તેથી અધીરા થઈ ગએલા વામનરાવ ( સીતારામ મુકાદમ ) જેવા કહે છે કે, જેને જે ગમે તે હથિયાર તેણે ઉગામવું. જેને જે ગમે તે હથિયાર ઉગામવાનો અધિકાર હોય તો તો આપણે savage—જંગલી છીએ. આપણે તો કેળવાયલામાં ખપવું છે, અને તેમનામાં તો સુવ્યવસ્થા હોવી જોઇએ. જેમ એક દીકરાને પોતાના તરંગો પ્રમાણે ફાવે તે કરવાનો અધિકાર નથી તેમજ એક પ્રજાના કોઇ પણ માણસને કોઇ પણ હથિયાર યોગ્ય લાગે તે ઉપાડી લેવાનો અધિકાર નથી. હું મુક્તકંઠે કહું છું કે, જો તમને એમ લાગે કે બિનઅનુભવે, બિનવિચારે, આ હથીઆર મેં ઉગામ્યું છે તો તમે મારો પણ ત્યાગ કરશો. પ્રજાનું હિત કરવાને માટેજ આ શસ્ત્રનો ઉપયોગ કરવાનો છે. આપણે Mob-law કરવા માગતા નથી, પરન્તુ Democracy કરવા અને વધારવા માગીએ છીએ. તેટલાજ માટે પ્રથમ પળે જે વિચાર આવે તે વિચાર દાબી દેવો, તેને દાબી દેવાને માટે ઇશ્વરને પ્રાર્થના કરવી. તે છતાં શાંતિ વળે નહિ તો જેમને તમે વડીલો, મુરબ્બીઓ માનતા હો તેમની પાસે જવું, અને પોતાના મનનું સમાધાન કરી લેવું. જો એ પ્રમાણે નહિ થાય તો જાનવરના જેવી આપણી દશા થવાની. મેં એક વાત અત્યાર સુધી નથી કહી, તે અત્યારે કહેવા માગું છું. તિલક મહારાજના અવસાન પ્રસંગે સરઘસ નીકળ્યું તે વખતે મને

આઘાત પહોંચેલો છે, તેનું હું વર્ણન કરી શકતો નથી. આપણે જે જે મર્યાદા બતાવવી જોઇએ તે આપણે બતાવી શક્યા નથી. એ શસ્ત્રનો પુષ્કળ ઉપયોગ કરીને હવે તેનો સ્વીકાર કરવાનું કહેવામાં આવે છે. પ્રજાની સમક્ષ લગભગ દોઢ વર્ષ થયાં એ શસ્ત્ર વલેવાયા કરે છે; અને ત્યાર પછીજ સમસ્ત હિંદી પ્રજા સમક્ષ તે મુકવામાં આવ્યું છે અને તે ઝીલી લેવાનું હવે પ્રજાને કહેવામાં આવે છે. તમે જાણો છો કે ભાઇ મૌલાના શૌકતઅલીએ પોતાની તલવાર મ્યાનમાં રાખીને મારો વિચાર સ્વીકાર્યો છે. એ મને પોતાના ખીસામાં રાખવાનો દાવો કરે છે. અને જો એ ધારે તો મને એક હાથે ઉંચકીને ફેંકી દે અને મારા ટુકડે ટુકડા કરી નાંખે. છતાં એ અસહકાર સમજ્યા છે, અને તેનો એમણે સ્વીકાર કર્યો છે. ખૂનામરકી, અંધાધુંધી, અરાજકતા એ સર્વેનું નિવારણ કરનાર આ શસ્ત્ર છે, કોઇ પણ રીતે વધારનાર નથી.

ખેડા જીલ્લામાં હાલ લુંટફાટ ઘણી ચાલે છે, એ તરફ મારૂં ધ્યાન ખેંચવામાં આવ્યું છે. હું કહીશ કે, સત્યાગ્રહના પહેલાં પણ ખેડા જીલ્લામાં લૂંટફાટ ચાલતી હતી અને ખુદ સરકાર પણ આપણને તેમાંથી બચાવશે નહિ. એના મેં બે ઉપાયો કહ્યા છે—ભરતી કરતી વખતે મેં કહ્યું હતું કે બહારવટીઆઓની સામે થવાની શક્તિ મેળવવાને માટે લડવાને જવું, અથવા તો મારી જેમ બેચાર કપડાંજ રાખવાં—બીજું કાંઇ વધારે રાખવું નહિ. આ રીતે પ્રજા પોતાની રક્ષા કરી શકશે. ખેડા જીલ્લાની પ્રજા બાયલી નથી. અસહકારને ધારણ કરતાં કરતાં આ બધી વિભૂતિઓ આપણે લઇ લેવાના છીએ. એવી જાતનું એ ઝાડ છે, પણ એ ઝાડ ધીમે ધીમે ફાલશે અને ફળશે. આ કાંઈ જાદુઈ કળા નથી કે આંબાનું વૃક્ષ થઇ જાઓ એમ કહેતામાં ઝાડ થઇ ગયું અને કેરી ચાખવાની મળી.

વળી આ અસહકાર સઘળી બાબતોમાં નથી. આપણી મ્યુનિસિપાલીટીઓમાં અસહકાર કરવાનું કહેતા નથી, કેમ કે એમાં સ્થાનિક સ્વરાજ્યનો વિષય છે, અને તે વિષે અસહકાર કરવાની આવશ્યક્તા નથી. એ ઉપરથી કોઈએ એમ વિચાર કરવાનો નથી કે, તાત્કાલિક પૂરેપૂરો અસહકાર કરવામાં ભય છે. આ અસહકારમાં પરિણામોને માટે આપણે ક્યાં સુધી રાહ જોવી પડશે એ પ્રશ્ન કરવામાં આવે છે. શું વીસ પચીસ વર્ષ સુધી રાહ જોવી પડશે ? કદાચ એટલી મુદત સુધી રાહ જોવી પડે. પરન્તુ હું નથી ધારતો કે પ્રજા એટલી બધી પતિત થઇ ગઇ હોય કે, આને માટે આપવાનાં બલિદાનો આપવામાં તે પછાત પડે, અને જો યોગ્ય બલિદાન આપવામાં આવશે તો થોડા માસમાં અથવા થોડાં વર્ષમાં આપણો હેતુ સફળ થશે. માત્ર જરૂર એટલીજ છે કે, દીનપણે નિર્ભયતાથી પ્રજા એ શસ્ત્ર ગ્રહણ કરી લે. અને ફરી ફરીને હું કહું છું કે મારાથી અથવા બીજા કોઇનાથી ભરમાઇ જઇને આ શસ્ત્ર ઉપાડવાનું નથી. આપણે જે ઠરાવ કર્યો છે કે પ્રજા અમુક કાર્ય કરવા માગે છે તે તે વિષે જો આપણે એમ માનતા હોઇએ કે તેમ કરવાની આપણામાં તાકાત નથી, તો આપણે ભમાઇ જઇને એ ઠરાવ કરવાનો નથી. અહીંઆ હિન્દુસ્થાન પર મોટો અન્યાય થયો છે, હિન્દુસ્થાનના એક મોટા ધર્મપર જોખમ આવી પડયું છે, એક પણ પંજાબીએ પેટ ઘસડયું તે આખા હિન્દુસ્થાને પેટ ઘસડયા સમાન છે, એમ તમને લાગતું હોય, અને તેના ઉપાય માટે યોગ્ય બલિદાન આપવાને તૈયાર હો તો તમે અસહકારને વધાવી લેજો. તમે ઘેર જઈ વિચાર કરજો, અને જેઓ વિરોધી વચન કહે તેમને, તમે મને જેટલા ભાવથી સાંભળ્યો છે તેટલાજ ભાવથી સાંભળજો; તોજ તમે ન્યાય આપી શકશો અને તોજ મારી ખાત્રી છે કે ઇશ્વર કલ્યાણ કરશે અને તોજ ડાહી વ્યવહારૂ ગુજરાતી પ્રજા પોતાના સદ્ગુણોની સાબિતી આપશે.

અને આટલી શાંતિથી સાંભળવા માટે હું તમારો આભાર માનું છું. અને તમારો આટલો બધો વખત લેવા માટે તમારી માફી માગું છું. ( લાંબી તાળીઓ. મહાત્મા ગાંધીજીકી જયના પોકાર. )

# કલકત્તા કૉંગ્રેસ.

ખાસ અસહકાર વિષે વિચાર ચલાવવાને કલકત્તામાં મળેલી હિંદી રાષ્ટ્રીય સભાની ભરી બેઠકમાં અસહકારનો ઠરાવ રજુ કરતાં તા. ૮ સપ્ટેમ્બર, ૧૯૨૦ નારોજ મહાત્મા ગાંધીજીએ નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું:—

## ઠરાવ.

ખિલાફતના સંબંધમાં હિંદી તેમજ બ્રિટિશ સરકાર હિન્દુસ્થાનના મુસલમાનો તરફ પોતાની ફરજ બજાવવામાં ચોખ્ખી રીતે નિષ્ફળ નીવડી છે, અને વડા પ્રધાને પોતે આપેલાં વચનનો ઇરાદાપૂર્વક ભંગ કર્યો છે, અને વળી મુસલમાનભાઈઓ ઉપર આવી પડેલાં ધાર્મિક સંકટને દૂર કરવામાં દરેક વ્યાજબી રસ્તે યોગ્ય મદદ આપવાની દરેક બિનમુસલમાન હિંદીવાનની ફરજ છે,

તેમજ સને ૧૯૧૯ ના એપ્રિલ માસના બનાવોના સંબંધમાં આ બન્ને સરકાર પંજાબની નિર્દોષ પ્રજાનું રક્ષણ કરવામાં તથા તેમની તરફ ક્રૂર અને સીપાઇને એબ લગાડે તેવી રીતે વર્તનાર અમલદારોને શિક્ષા કરવામાં અત્યંત બેદરકાર કે નિષ્ફળ નીવડી છે, અને અમલદારોના ઘણા ખરા ગુનાહોને માટે સીધી કે આડકતરી રીતે સર માઈકલ ઓડવાયરની

જવાબદારી પુરવાર થયેલી છે, તથા તેઓ તેમના પ્રાંતની પ્રજાનાં દુઃખો તરફ નિષ્ઠુર જણાયા છે, તેમને આ બન્ને સરકારે દોષરહિત ઠરાવ્યા છે, અને આમની સભાની—અને ખાસ કરીને ઉમરાવોની સભાની ચર્ચામાં હિંદી પ્રજા તરફ ભયંકર હૃદયશૂન્યતા જણાઈ છે, અને તેમાં પંજાબના ત્રાસદાયક જુલમનું સમર્થન કરવામાં આવ્યું છે, તથા ખિલાફત અને પંજાબને વિષે સરકારને સ્હેજ પણ પશ્ચાતાપ થયો નથી એ નામદાર વાઈસરૉયના છેલ્લા ભાષણ ઉપરથી જણાઈ આવે છે,

તેથી આ કોંગ્રેસનો એવો અભિપ્રાય છે કે ઉપર જણાવેલા બન્ને અન્યાયો દૂર ન થાય ત્યાં સુધી હિંદમાં અસંતોષ કાયમ રહેશે અને એવા અન્યાયો ભવિષ્યમાં પણ થવા ન પામે તે માટે તથા રાષ્ટ્રીય સ્વમાન જાળવવા માટે સ્વરાજ્યની સ્થાપના એજ એક રામબાણ ઈલાજ છે.

વળી આ કોંગ્રેસનો એવો અભિપ્રાય છે કે જ્યાં સુધી આ બન્ને અન્યાયો દૂર થાય અને સ્વરાજ્ય સ્થપાય ત્યાં સુધી અહિંસાનું પાલન કરીને ક્રમે ક્રમે અસહકાર કરવાની રાજનીતિ પસંદ કરી તેનો અમલ કરવા સિવાય હિન્દી પ્રજા સારૂ બીજો ઈલાજ રહ્યો નથી.

અને અત્યાર સુધી જે વર્ગે પ્રજામત ઘડવામાં, તથા રજુ કરવામાં આગેવાન તરીકે ભાગ લીધો છે તેમનાજ તરફથી શરૂઆત થવાની જરૂર છે અને લોકોને માનચાંદ આપીને, પોતાના અંકુશ હેઠળ ચાલતી નિશાળો દ્વારા તથા પોતાની અદાલતો અને ધારાસભાઓ દ્વારા સરકાર પ્રજા ઉપર પોતાની સત્તા જમાવે છે અને આ ચળવળ ચલાવવામાં ધારેલા હેતુની સિદ્ધિ માટે જરૂર જણાય તેટલુંજ જોખમ ખેડવાની, તેમજ ઓછામાં ઓછા સ્વાર્થત્યાગની માગણી કરવી યોગ્ય છે, તેથી આ કોંગ્રેસ સલાહ આપે છે કે:—

(૧) ખિતાબો, બિનપગારી સરકારી હોદ્દા તથા મ્યુનિસિપાલિટી, લોકલબોર્ડ વગેરે સ્થાનિક મંડળમાં સરકારી નીમણુકથી થયેલી જગ્યાઓ છુટી દેવી.

(૨) સરકારી લેવી, દરબાર તથા સરકારી અમલદારો તરફથી કે તેમના માનમાં ભરવામાં આવેલા મેળાવડામાં ન જવું.

( ૩ ) સરકારી-સરકારના અંકુશવાળી કે સરકારની મદદ લેતી નિશાળો તથા પાઠશાળામાંથી વિદ્યાર્થીઓને ક્રમે ક્રમે ખેંચી લેવા અને તે શાળાઓની ખોટ પુરવાને જુદા જુદા પ્રાંતોમાં રાષ્ટ્રીય શાળા તથા પાઠશાળાઓ સ્થાપવી.

( ૪ ) વકીલો તથા અસીલોએ સરકારી અદાલતોનો બહિષ્કાર કરવો અને તેમની મદદથી ખાનગી તકરારોના ફેંસલા માટે ખાનગી લવાદી કોર્ટો સ્થાપવી.

( ૫ ) લશ્કરી, કારકુન અને મજૂર વર્ગે મેસોપોટેમીઆની નોકરીની ભરતીમાં ન જવું.

( ૬ ) નવી ધારાસભાના ઉમેદવારોએ ચુંટણી માટેની પોતાની ઉમેદવારી ખેંચી લેવી અને કોંગ્રેસની સલાહ વિરૂદ્ધ ચુંટણી માટે ઉભા રહેનાર ઉમેદવારોને એ મતદારોએ મત આપવાની ના પાડવી.

( ૭ ) પરદેશી માલનો બહિષ્કાર.

અને તે ઉપરાંત પ્રજાની સાચી પ્રગતિને માટે જરૂરી આત્મભોગ અને તાલીમ આપવાના એક સાધનરૂપે અસહકારની આ ચળવળ યોજવામાં આવી છે તેથી એ ચળવળના પહેલાંજ ક્રમમાં દરેક સ્ત્રી પુરૂષ અને બાળકને આવા આત્મભોગ અને તાલીમ માટે તક આપવાના હેતુથી આ કોંગ્રેસ સર્વને કાપડને વિષે મોટા પ્રમાણમાં સ્વદેશીનો સ્વીકાર કરવાની સલાહ આપે છે. અને દેશી મુડીથી તથા દેશી વહીવટ નીચે ચાલતી મિલોમાં દેશની જરૂરીઆત પૂરતું સુતર તથા કાપડ તૈયાર થતું નથી અને હજી કેટલોક વખત સુધી થવાનો સંભવ નથી તેથી આ કોંગ્રેસ એવી સલાહ આપે છે કે ઘેર ઘેર હાથે કાંતવાના તથા ઉત્તેજનને અભાવે લાખો વણકરોએ મુકી દીધેલા હાથે વણવાના પૂરાણા અને આબરૂદાર ધંધાને સજીવન કરી ખુબ વધારે માલ તરત ઉત્પન્ન કરવા પ્રયાસ કરવો.

આ મહાસભાની પાસે આ ઠરાવ રજુ કરવાનું માન લેતાં હું મારા માથાપર જે ભારે જવાબદારી વ્હોરી લઉં છું તેનું મને પૂરેપૂરૂં ભાન છે. જો તમે આ ઠરાવ મંજુર કરો તો મારી તેમજ

તમારી મુશ્કેલીમાં વધારો થાય તે પણ હું જાણું છું. આ દેશે પોતાના હકો તેમજ ઇજ્જત જાળવવા માટે આજ સુધી જે નીતિ અખત્યાર કરી છે તે નીતિ આ ઠરાવ મંજુર કર્યાથી જૂદી દિશા પકડશે તે પણ હું જાણું છું. આપણી માતૃભૂમિમાં વસીને તેની સેવામાં જે વખત અને લક્ષ હું નથી આપી શક્યો તેટલા વખત અને લક્ષ આપણા જે પૂજ્ય આગેવાનોએ આપેલાં છે, તેઓ મારી વિરૂદ્ધ છે એ હું સારીરીતે જાણુંછું. દેશની નીતિમાં એકદમ થતા મોટા ફેરફારના પ્રયત્નની સામે ગમે તેમ કરીને થવું એમ તેમને ફરજને અંગે લાગે છે તે હું જાણુંછું. આ મુશ્કેલીઓ જાણીને, મારી જવાબદારી સમજીને, અને દેશના આગેવાનોને મારાથી અપાય તેટલું માન આપીને, મનમાં ઇશ્વરનો ડર રાખીને અને મારા દેશ તરફની ફરજથી દોરાઇને હું ઉભો થયો છું અને તમને વિનવું છું કે આ ઠરાવ ધ્યાનમાં લઈ તેનો હૃદયપૂર્વક સ્વીકાર કરો. પણ હું મારા દેશભાઇઓને કહું છું કે આનો વિચાર કરતાં મને એક કોરજ રહેવા દેજો. મારા ઉપર મહાત્મા હોવાનો આરોપ છે તે હું જાણુંછું. મને જોહુકમી ગમે છે એવો મારા ઉપર આરોપ છે તે પણ જાણુંછું. હું તમને કહું છું કે હું તમારી પાસે મહાત્મા તરીકે અથવા તો જોહુકમી ચલાવવાની ઉમેદથી નથી આવ્યો, અને મારાં આ વચનો શબ્દે શબ્દ ભલા થઇને તમે માનજો. તમારાં બુદ્ધિ અને હૃદયને હું પ્રેરવા માટે અહીંઆ આવ્યો છું. અસહકારની પ્રવૃત્તિમાં મને જે અનુભવો મળેલા છે તેનું પરિણામ તમારી આગળ વિનયપૂર્વક રજુ કરવા હું તમારી આગળ આવ્યો છું. મારી પહેલાંના બે વક્તાઓએ કહ્યું છે કે આ દેશમાં અસહકાર નવી વસ્તુ છે. હું વિનયપૂર્વક તે વાતનો ઇન્કાર કરૂં છું. બેશક, આ દેશ આગળ રજુ થતી આ એક નવીજ પદ્ધતિ છે. પણ અત્યાર પહેલાં અસહકાર વિષે ઘણું બોલાઇ તથા લખાઇ ગયું છે. હજારો માણસોની સભામાં અનેકવાર અસહકાર સ્વીકારાઈ ગયો છે. આપણા

મુસલમાનભાઇઓએ ગયા ઓગસ્ટની ૧ લી તારીખથી અસહકારને આચારનું રૂપ પણ આપી દીધું છે. આ ઠરાવમાં તમે વાંચી તેમાંની કેટલીએક કલમોનો અમલ ઓછા વત્તા પ્રમાણમાં અત્યારે ચાલુ છે. એટલા માટે હું કહેવાને હિમત કરૂં છું કે હું દેશ પાસે આ ઠરાવ લાવવામાં ઉતાવળો થયો નથી. પણ સાથે સાથે મારે એમ પણ કહેવું જોઇએ કે તમારા મનમાંથી વ્યક્તિના વિચાર કાઢી નાંખજો અને આ મહત્વના પ્રશ્ન વિષે એકાગ્ર મનથી, ઠંડા મિજાજથી અને શાંત ચિત્તથી તમારો મત બાંધજો, કારણ કે આ ઠરાવ મંજુર કરવાથી અથવા નામંજુર કરવાથી, નથી તો અસહકારનો અંત આવી જવાનો કે નથી એની ફતેહ થઈ જવાની. આ ઠરાવ તમે મંજુર કરો તો તેનો અર્થ એવો થાય કે જેટલે અંશે ઠરાવની કલમો તમને લાગુ થતી હોય તેટલે અંશે તમારામાંથી દરેકે તે કલમો અમલમાં મૂકવાની છે. એટલા માટે મારી વિનંતી છે કે તમે બને તેટલી ધીરજથી અને બધાઓ પ્રત્યે તમે જે ઉદારતા બતાવતા આવ્યા છો તે ઉદારતાથી મારી વાત સાંભળશો. તમે તાળીઓ પાડશો નહિ, તેમ સીતકારા કરશો નહિ. હું નિખાલસ થઇને કબુલ કરૂં છું કે તાળીઓથી દલીલ અને વિચારના પ્રવાહમાં ખલલ પડે છે. હું તમારી બુદ્ધિ અને હૃદયને સંબોધવા માગું છું, અને બોલનાર તથા સાંભળનાર વચ્ચે જે એકતાન થવું જોઇએ તેમાં આ તાળીઓ અને સીતકારા બન્ને એકસરખી રીતેજ અંતરાયરૂપ થઇ પડે છે. જો તમે અસહકારના પક્ષના હો તો તમારા વિચારો ગમે તે હોય તો પણ કોઈ પણ બોલનારને સીતકારા કરીને માંચડા ઉપરથી હેઠે ઉતારી નાંખશો નહિ.

## અસહકારને તાલીમની જરૂર છે.

ઠરાવ ઉપરથીજ તમને માલુમ પડશે કે તાલીમ અને આપભોગના સાધન તરીકે અસહકાર યોજાએલો છે. તાલીમમાં વિનય

જોઇએ, આજ્ઞાપાલન જોઇએ, બોલનાર તરફ માન જોઇએ, સાંભળવામાં ધીરજ જોઇએ. આપણે આટલીય તાલીમ કેળવી ન હોય, આપણા વિચારો ગમે તેટલા વિરોધી હોય છતાં પરસ્પરનો સમભાવ આપણે કેળવી શક્યા ન હોઇએ તો અસહકાર ચાલીજ ન શકે. ક્રોધના વાતાવરણમાં અસહકાર અશક્ય છે. આ દેશને જે અન્યાયો થયા છે તેની લાગણીમાં હું કોઇથી ઉતરૂં તેમ નથી, પણ લગભગ ૩૦ વરસના કડવા અનુભવોમાંથી હું એક મોટો પાઠ ભણ્યો છું કે ક્રોધને બહાર નીકળી જવા ન દેવો, તેનાપર સંયમ રાખવો, અને જેમ જાળવી રાખેલી ગરમીમાંથી શક્તિ પેદા થાય છે તેમ જાળવી રાખેલા ક્રોધમાંથી પણ એવી શક્તિ પેદા થાય છે કે દુનિયામાં તેની સામે કશું ટકી શકતું નથી, અને આ બારીક મામલા વખતે મારા દેશભાઇઓ ક્રોધને સંયમમાં રાખે એમ હું ઇચ્છું છું. આપણે આપણા પોતાના ઘરમાં, આપણે—જે વરસો વરસ ભાઇઓની માફક કોંગ્રેસમાં હથિયારબંધ આવીએ છીએ તે આપણે, હું તમને પૂછું છું કે આપણે એકબીજા સાથે તાલીમથી અને સમભાવથી વર્તીએ તેના કરતાં આપણે માટે બીજો વધારે સારો પાઠ કયો હોય? આપણે માટે વધારે અનુકૂળ પ્રસંગ કયો હોય!

આપણા વિચારોમાં તફાવત હોય છતાં આ દેશમાં પૂરેપૂરી દોસ્તીથી આપણે રહી શકીએ એમ હું આશા રાખું છું. છતાં આજ મંડળમાં મને કહેનારાઓએ કહ્યું છે કે હું કોંગ્રેસને ભાંગવા ઉભો થયો છું અને મારા આ ગાંડા ઠરાવથી કોંગ્રેસ અને આ દેશનું રાજકીય જીવન ભાંગી પડશે. ("ના" "ના" ના પોકારો) આ પહેલા મેં કહ્યું છે કે કોંગ્રેસ કાંઈ એકજ પક્ષની બનેલી નથી, પણ તેમાં દરેક પ્રકારના મતને, દરેક મંડળને, દરેક પક્ષને બોલવાનું સ્થાન છે અને હોવું જોઇએ. નાના પક્ષે આ મંડળ અને આ સંસ્થા છોડી જવાની જરૂર નથી, પણ નાના પક્ષે પોતાનો

અભિપ્રાય દેશને પસંદ પાડીને પોતાના પક્ષને વધારવા તરફ નજર રાખવી જોઇએ. અલબત્ત એટલું તો અવશ્યનું છે કે અમુક નીતિ જો કોંગ્રેસે નાપસંદ અથવા રદ કરી હોય તો તેવી નીતિ કોંગ્રેસને નામે દેશ આગળ રજુ ન કરે. મને જો મારો પક્ષ નાનો જણાય અને છતાં તમે મને કોંગ્રેસના માંચડાપર આવી બોલવા દો તો તમે મને કોંગ્રેસ છોડીને ચાલ્યો જતો નહીં જુઓ—ઉલટું મારા પક્ષને સબળ બનાવવા પ્રયત્ન કરતોજ જોશો. કાર્યક્રમની વિગતમાં હું જવા માગતો નથી, કારણ કે જે જે કલમોની ભલામણ કરેલ છે તે દરેકનાં કારણો કાર્યક્રમમાં આપેલ છે. ખિલાફતને જે અન્યાય થયો છે તે સંબંધી બે મત છેજ નહિ. જો મુસલમાનો ગમે તેટલા ભોગે પોતાના દીનની ઇજ્જત જાળવે નહિ તો તેઓ પોતાનાં માનઆબરૂ જાળવી શકે નહિ અને પયગંબરનો ધર્મ માનનારા ગણાય નહિં. પંજાબ ઉપર ભારે હેવાનીયતભર્યો સિતમ ગુજર્યો છે. એક પણ પંજાબીને જે દિવસે પેટે ચાલવું પડયું તે દિવસે આખા હિંદુસ્તાનને પેટે ચાલવું પડયું એમ સમજવું જોઇએ. અને તમે અને હું હિંદમૈયાનાં સાચાં સંતાનો હોઇએ તો આપણે આ અપમાન દૂર કરવાનું પણ લેવું જોઇએ. આ બે અન્યાયો દૂર કરવાને માટેજ આપણે કેટલાએ મહિનાઓ થયાં દેશપરદેશમાં ચળવળ કરી રહ્યા છીએ. પણ આપણી ઇચ્છા પ્રમાણે આપણે સરકારને વાળી શકયા નથી. જે દેશે આ બે બાબતો ઉપર આટલો જુસ્સો અને લાગણીઓ બતાવી છે તે દેશ ક્રોધની ખાલી વરાળ કાઢીનેજ સંતોષ માની બેસી રહેશે? આપણા માનવંતા પ્રમુખ સાહેબે પોતાના ભાષણમાં પંજાબના અન્યાયોનું જે વિવેચન કર્યું છે તેનાથી વધારે આવેશભર્યું વર્ણન તમે ક્યાંય બીજે સાંભળ્યું નહિ હોય. જો કોંગ્રેસ કચવાતા હાથોમાંથી ન્યાય પડાવી ન શકે, ગમે તેવી કિંમતી એક પણ ભેટ લોહીથી ખરડાએલા હાથમાંથી લીધા પહેલાં જો કોંગ્રેસ ખરો પસ્તાવો કરાવી ન શકે તો કોંગ્રેસની હસ્તીનો અને કોંગ્રેસની ઇજ્જતનો શું અર્થ? એટલા માટે મેં દેશ

આગળ અસહકારની યોજના રજુ કરવાનું સાહસ કર્યું છે અને મારી ઘડેલી યોજના સિવાયની બીજી કોઈ પણ યોજના નામંજુર કરવાને હું તમને કહું છું. તે યોજના મેં ઘડી છે માટે એમ હું નથી કહેતો પણ મેં જે અસહકારની યોજના રજુ કરી છે તેના કરતાં કોઈ બીજી યોજના વધારે મારી છે એમ પુખ્ત વિચાર પછી તમને ન લાગે તો એવી બીજી યોજના નામંજુર કરવાને તમને કહું છું. જો મારી આ યોજનાને લોકો પૂરેપૂરી રીતે ઉપાડી લેશે તો મારી યોજના મેં કહી તે શરતો પ્રમાણે તમને એક વરસમાં સ્વરાજ્ય અપાવશે એમ ફરી કહેવાને હું હિમત કરૂં છું. ("સાંભળો, સાંભળો.") આ ગંજાવર સભાએ ઠરાવ પસાર કરીને બેસી રહેવાનું નથી પણ દેશની સ્થિતિ બરાબર લક્ષમાં રાખીને આ ઠરાવ અ જ સભાએ દિવસે દિવસે તેમાં બતાવેલાં ક્રમ પ્રમાણે વધતાં વધતાં અમલમાં મુકવાનો છે. અસહકાર સિવાય એક બીજો માર્ગ પણ દેશ માટે હતો, અને તે તલવાર ખેંચવાનો. પણ હિંદુસ્તાનના હાથમાં તલવાર નથી અને તેની પાસે તલવાર હોત તો તેણે આ અસહકારની વાત કાને ધરી નહોત એ હું જાણું છું. પરતું હું તમને કહી દેવા માગું છું કે તમે કચવાતા હાથમાંથી ખૂનામરકીને રસ્તે ન્યાય પડાવવા માગતા હો તો પણ તમારે બે વાત સિવાય ચાલે તેમ નથી—તાલીમ અને આપભોગ. એ બેની તો જરૂર રહેશેજ. બંડખોરોએ લડાઇ જીતી મેં જાણી નથી. પણ તાલીમ લીધેલ લશ્કર, જેનો દરેક માણસ પોતાની જગાએ રહી મરી શકે છે તેવાં લશ્કરો લડાઇ જીતે છે તે તમેય જાણોછો અને હુંય જાણુંછું. બ્રિટિશ સરકાર સામે, અંગ્રેજી પ્રજા સામે અથવા યુરોપની એકત્ર થએલી સત્તા સામે તમારે રણ-સંગ્રામમાં ઉતરી પડવું હોય તો આપણે તાલીમ અને આપભોગમાં કેળવાવું પડશે. હું મારા દેશને એ સ્થિતિએ લાવવા ઇંતેજારછું. હું કબુલ કરૂંછું કે હું અધીરો થઇ ગયોછું. હું જાણુંછું કે આપણામાં બુદ્ધિની ખોટ નથી, પણ આપણામાં દેશને ખાતર આપભોગ આપ-

વાનો અને તાલીમનો ઉત્સાહ નથી. આપણા કુટુંબવ્યવહારમાં જેટલા આપભોગ અને તાલીમ છે તેટલાં ભાગ્યેજ કોઇ બીજી પ્રજામાં હશે. આ ભાવના પ્રજાકીય જીવનમાં ઉતારવાનું તમને કહેવા હું આવ્યોછું, એટલે કે દેશમાં પ્રજાકીય ભાવના ખરેખર ઉત્પન્ન થઇછે કે નહિ, રાષ્ટ્રની યજ્ઞવેદી ઉપર પોતાનું ધન, પોતાનાં બાળકો અને પોતાનું સર્વસ્વ કુરબાન કરવાને દેશ તૈયાર છે કે નહિ તેનું પારખું જોવા હું અહીં આવ્યોછું, અને એ માટે હિંદુસ્તાનના એક છેડાથી બીજા છેડા સુધી મુસાફરી કરૂંછું. જો દેશ કાંઇ બાકી રાખ્યા સિવાય પોતાનું સર્વસ્વ કુરબાન કરવાને તૈયાર હોય તો સ્વરાજ જોત જોતામાં અપાવવા તૈયાર છું. ( હર્ષના પોકારો ) દેશ આવશ્યક આપભોગ આપવાને તૈયાર છે ? રાજી છે? શક્તિવાન છે ? પોતાના ખિતાબો અને ઑનરરી હોદ્દાઓ છોડી દેવાને ખિતાબધારીઓ અને દેશ તૈયાર છે ? માબાપો દેશના હિતની લડતમાં પોતાનાં છોકરાંની પુસ્તકીઆ કેળવણીનો ભોગ આપવા તૈયાર છે ? જે નિશાળો અને કૉલેજો માત્ર સરકાર માટે કારકુનો બનાવવાનાં કારખાનાં છે, તેમાં છોકરાં ન મોકલવાથી તેમની કેળવણી રઝળી પડશે, એમ જ્યાંસુધી માબાપો માનતાં હોય ત્યાંસુધી હું કહુંછું કે સ્વરાજ્ય અશક્ય છે. એક પ્રજા બીજી પ્રજાની તાબેદારીમાં રહીને, એક હાથે તેની બેટો સ્વીકારતી જાય અને બીજે હાથે, રાજ કરનારી પ્રજાએ નાંખેલ બોજો અને જોખમદારી ફગાવતી જાય, એ ન બની શકે. વિજેતાઓના તરફથી આવતી કોઈ પણ મહેરબાની જીતાએલી પ્રજાના કલ્યાણની ખાતર નહિ પણ રાજકર્તાઓનાજ લાભની ખાતર હોય છે એ વાત જે ક્ષણે કોઇ પણ પરાધીન પ્રજાને, એની મેળે સુઝી આવે છે તેજ ક્ષણે એ રાજકર્તા સાથેની દરેક મરજીઆત મદદની આપ-લે તે બંધ કરે છે. રાષ્ટ્રીય સ્વતંત્રતાની લડતમાં ફતેહ મેળવવાનો એજ મુખ્ય મંત્ર છે; પછી તે સ્વતંત્રતા સામ્રાજ્યમાંની હોય અથવા સામ્રાજ્ય બહારની હોય. હું ઇચ્છુંછું કે મારા દેશભાઇઓ મારૂં

કહેવું બરાબર સમજી લે. અને જો મારૂં કહેવું તમને માન્ય ન હોય તો જે ઠરાવ તમારી આગળ મૂકવાનું માન મને મળેલું છે તે ઠરાવ તમારે ઘણું કરીને નામંજુર કરવો પડશે. હિંદુ મુસલમાન વચ્ચેની એકતાને હું અસાધારણ મહત્વની ગણું છું અને તે એકતા અને બ્રિટિશ સંબંધ એ બેમાંથી એક તમે મને પસંદ કરવાનું કહો તો હું એકતા પસંદ કરૂં અને એ સંબંધ જતો કરૂં. એક તરફ પંજાબની એટલે કે હિંદુસ્તાનની ઇજ્જત અને બીજી તરફ થોડા વખત માટેની અનવસ્થા, ઉથલપાથલ, મારાં છોકરાંની પુસ્તકીઆ કેળવણીની બરબાદી, કચેરીઓ બંધ થવાથી કચેરીમાં જવાને ટેવાયલાઓને થતી હાડમારી, કાયદા ઘડવાની પ્રવૃત્તિને થતી બંધી, અને બ્રિટિશ સાથેના સંબંધની પડતી ખોટ; એ બેમાંથી એક પસંદ કરવું પડે તો હું પંજાબ અને હિંદુસ્તાનની ઇજ્જત, ઉથલપાથલ, નિશાળો અને કચેરીઓની બંધી અને તેનાં જે જે પરિણામો આવે તે બધાં જરાપણ અચકાવા વિના પસંદ કરૂં. જો તમારામાં એજ લાગણી સળગી રહી હોય, ઇસ્લામની ઇજ્જત બચાવવાની એટલીજ અધીરાઇ હોય અને પંજાબની આબરૂ આપણેજ જાળવવી જોઇએ એવી લાગણી તમારા રોમરોમમાં સળગી રહી હોય તો તમે મારો આ ઠરાવ વગર અચકાયે મંજુર કરશો. પણ આટલેથીજ પૂરૂં થતું નથી.

## કૌન્સિલોનો બહિષ્કાર.

કૌન્સિલોનો બહિષ્કાર—ઉમેદવારો અને મતદારોએ કરવાનો કૌંસિલનો સંપૂર્ણ બહિષ્કાર એ મુદ્દાની વાત ઉપર હજુ હું આવ્યો નથી. એજ એક અત્યારે ચર્ચાનો જ્યાં ત્યાં વિષય થઇ પડયો છે, અને આ સભામાં મતભેદ પડવાનો હશે તો આજ બાબતમાં પડશે —બીજી બધી બાબતમાં તમે ગમે તેમ માંડવાળ કરશો તોપણ—પડશે. જો આ સભામાં મતભેદ થશે તો તમે સમજજો કે તે ચોખ્ખા આ પ્રશ્નને અંગેજ થશે. દેશને સ્વરાજ્ય જોઇએ છે કે નહિ ?—કૌન્સિલો

મારફતે સ્વરાજ મળી શકશે એમ પ્રજા માને છે? કૌન્સિલ સંબંધી દલીલમાં હું અત્યારે ઉતરવા માગતો નથી. મને જો જવાબ આપવાનો હક હોય તો કૌન્સિલના બહિષ્કારની વિરૂદ્ધ જે દલીલો આપવામાં આવશે તેની સામે હું ખુશીથી જવાબ આપીશ. હાલ તુરત એટલુંજ કહેવું બસ થશે કે જો આપણને બ્રિટિશ સરકાર ઉપર અને તેના અમલદારો ઉપર પૂરેપૂરો અવિશ્વાસ આવી ગયો હોય અને જો આપણને ખાત્રી થઈ હોય કે બ્રિટિશ સરકારને લેશ માત્ર પશ્ચાત્તાપ થયો નથી, તો "આમાં અંતઃકરણ સાથે લેવા દેવા નથી તેથી સુધારાથી સ્વરાજ્ય મળશે," એમ તમે માનીજ કેમ શકો? આ દેશ, પરદેશી માલનો બહિષ્કાર કરે એમ હું ઇચ્છું છું પણ આજે તો તે બને તેમજ નથી. જ્યાં સુધી સોય અને ટાંકણીઓ જેવી નજીવી ચીજો માટે પરદેશ ઉપર આપણને આધાર રાખવો પડે છે ત્યાં સુધી પરદેશી માલનો બહિષ્કાર અશક્ય છે. પણ જો કોઇ આ લક્ષ સિદ્ધ કરવાને અધીરૂં થઇ ગયું હોય અને ગમે તેટલો આપભોગ આપી શકતું હોય તો હું તમારી આગળ કબુલ કરૂં છું કે આ પ્રજા પરદેશી માલનો બહિષ્કાર કરે તો એક આંખના પલકારામાં બધી રાજસત્તાઓથી છુટું થઈ પોતાની સ્વતંત્રતા પાછી મેળવે. એટલા માટે આ સુધારો અથવા વધારો સ્વીકારવામાં મેં આનાકાની કરી નહિ. પણ જો તમે મને નિરભિમાનપણે મારી યોજના સુંદર છે એવો દાવો કરવા દો તો હું કહીશ કે પરદેશી માલના બહિષ્કારને લીધે તે સુંદરતા જરૂર બગડે છે. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે એ થોડા શબ્દોથી મારી યોજનાનો ઘાટ બગડે છે. પણ હું કાંઈ યોજનાની સુંદરતાને માટેજ અહિં નથી આવ્યો. હું તો પ્રજા અમલમાં મૂકી શકે તેવી યોજના રજુ કરવા આવ્યો છું. અલબત્ત, હું કબુલ કરૂં છું કે પરદેશી માલનો બહિષ્કાર જો આપણે કરી શકીએ તો તે એક જીવતીજાગતી ચીજ છે. જો આપણે પરદેશી માલનો બહિષ્કાર કરવો હોય અને સાથે સાથે સ્વરાજ્યની સા-

ધના કરવી હોય તો તે બધું છેલ્લા પારિગ્રાફમાં આવી જાય છે. છેવટે મારે એ કહેવાનું છે કે આ દરેક બાબતનું ગંભીર મનન કરજો અને ગમે તેવા મોટા માણસથી પણ આ બાજુ કે તે બાજુ દોરાઇ જશો નહિ. હું કહું છું કે મેં દેશની જે કાંઇ સેવા કરી હોય તેની ગણત્રી કરશો નહિ. તેને અહીં કશી લેવા દેવા નથી. દેશ આગળ હું જે યોજના મૂકું તે ભૂલ વિનાનીજ હોય એવો હું દાવો કરતો નથી. બે ચીજોનો હું દાવો કરૂં છું, મારી યોજના પછવાડે રહેલ તનતોડ મહેનત, પુખ્ત વિચાર અને તે યોજના કાર્યમાં ઉતારવાનો અડગ નિશ્ચય. આ બે લાયકાતો તમે અચુક ધ્યાનમાં લ્યો તેમ હું જરૂર ઇચ્છું છું. તમારી પાસે કામ કરનારૂં મંડળ તૈયાર છે. રાજનીતિ ઘડવામાં તમારી પાસે હજારો અનુયા-યીઓ તૈયાર છે. તેમાંના ઘણાખરા માત્ર વિચારમાંજ અનુયાયીઓ છે પણ મારી યોજનાને સ્વીકારીને આચારમાં મૂકનારા પણ ઘણા માણસો છે.

## મહાત્મા ગાંધીજીનો જવાબ.

રાષ્ટ્રીય સભાની ખાસ બેઠકમાં અસહકારના ઠરાવ વિરૂદ્ધ જે મુદ્દાઓ રજુ કરવામાં આવ્યા તેનો જવાબ મહાત્મા ગાંધીજીએ નીચે પ્રમાણે વાળ્યોઃ—

મારી દરખાસ્ત સામે જે વાંધાઓ રજુ કરવામાં આવ્યા છે તેનો જવાબ વાળવો એ મારી ફરજ સમજું છું. તમે એક સિવા-યના બધા ભાષણો માનપૂર્વક સાંભળ્યાં છે, પરંતુ રા. જમનાદાસ દારકાદાસને સાંભળવાની તમે ના પાડી તેથી હું બહુજ દિલગીર થયો છું. તમે પંડિત માલવિય, મિ. ઝીણા અને મિસીસ બેસાંટ જેવા મહાન્ આગેવાનોને સાંભળ્યા. મિસીસ બેસંટ તથા બીજા બોલનારાઓએ જે દલીલ આપી તે પણ તમે સાંભળી છે. તેઓ

સર્વેએ પ્રજાની પુષ્કળ સેવા બજાવેલી છે. તેઓ વર્ષો થયાં કોંગ્રેસને દોરતા આવ્યા છે, બની શકે તેટલી તમારી સેવા બજાવતા આવ્યા છે. તેમણે મારી દરખાસ્તની વિરૂદ્ધમાં જે દલીલો કરી છે તેને વાજબી મહત્વ આપશો એ પણ હું જાણું છું. પરંતુ એ જ વખતે હું તમને કહી દેવા માગું છું કે મારી તુલનાની ખામી અથવા તો એવીજ બીજી કોઇ ભૂલ જોવાની આતુરતા ધરાવવા છતાં મને મારો અભિપ્રાય ફેરવવાનું કશું કારણ મળ્યું નથી.

## વ્યવહારૂપણાનો સવાલ.

મિ. ઝીણા અને મિ. દાસ કહે છે કે આ યોજના અવ્યવહારૂ છે, અમલમાં મુકી શકાય તેવી નથી. શું વસ્તુતઃ તે અમલમાં મુકાય તેવી નથી? હું હિંમતપૂર્વક કહું છું કે દરખાસ્તની વિવિધ કલમો જેને જેને લાગુ પડતી હોય એવો હરકોઈ શખ્સ આજે ને આજેજ તેનો અમલ કરી શકે છે. મિ. દાસ દરખાસ્તમાંના " ક્રમશઃ " શબ્દ ઉપર ભાર મુકે છે તે વાજબી છે. તેઓ કહે છે કે ક્રમમાં ક્રમ નિશાળો અને અદાલતોના બહિષ્કારની બાબત કેટલી અવ્યવહારૂ છે તે એ " ક્રમશઃ " શબ્દ બતાવી આપે છે. હું માનપૂર્વક તેમના મતથી જુદો પડું છું. " ક્રમશઃ " વિશેષણ ઉલટું આપણી નિર્બળતા અને અનુત્સાહનું જ ખાસ સૂચન કરે છે. જો કે એ વિશેષણને લીધે તે બે કલમો ઘણી નરમ બની જાય છે તો પણ તિરસ્કારની જે શિખા આખા દેશમાં સળગી રહી છે તેની ઉપર અને ખરા કામ કરનારાઓ જેટલે અંશે આ કાર્યક્રમ સફળ બનાવવા કટિબદ્ધ થશે તેની ઉપર જ ફત્તેહનો આધાર રહેશે. સેંટ્રલ ખિલાફત કમિટીએ નીમેલી અસહકાર કમિટી જ્યાં સુધી હૈયાત છે ત્યાં સુધી એ આવી અને બીજી અનેક કલમોવાળી યોજના પ્રજા આગળ મુકયાંજ કરશે, વિવિધ દલીલો અને લાલચો—દ્રવ્ય

સંબંધી લાલચ નહીં, પરંતુ પ્રજાને હિતાવહ થાય તેવાં લાલચો, તેમજ વિનંતીઓ તમારી આગળ રજુ કરી તમારા રાજકીય ઉત્સાહને જાગૃત કરી આ અસહકારની યોજનાને સફળ બનાવવા કોશિશ કરશે. મારા દોઢ મહીનાના અનુભવથી મને ખાત્રી થઈ છે કે પ્રજા આ યોજનાને વધાવી લેશે. આ કાર્યક્રમ લોકો અમલમાં નહિ મુકી શકે એમ હું તો જરાયે નથી માનતો. ઉલટું જે કોઈ શખ્સ જે કલમને અમલમાં મુકવા માગતો હશે તે તેનો આજે ને આજે જ અમલ કરી શકે છે. તેમાં મહાન્ અશક્યતા જેવું કંઈ જ નથી. જેઓ ખરેખરીરીતે પરદેશી માલનો સંપૂર્ણ બહિષ્કાર કરવા માગતા હોય તેઓ પણ તે સહેલાઈથી કરી શકે છે.

## પરદેશી માલનો બહિષ્કાર.

મારી યોજનાની બીજી કલમો જ્યારે વ્યવહારૂ છે ત્યારે પરદેશી માલના બહિષ્કારની કલમ અમલમાં મુકવી મુશ્કેલ છે એવો મારો નમ્ર અભિપ્રાય છે. છતાં મેં તે કલમને મારી યોજનામાં શા માટે સ્થાન આપ્યું છે તે વિષે હું અગાઉ બોલી ગયો છું. પરદેશી માલનો બહિષ્કાર કલ્પનામાં બરાબર હોય તો પણ જે પ્રજા ચાહે તો આજે ને આજે જ અમલમાં મુકી શકે એવો વહેવારૂ કાર્યક્રમ જ પ્રજા સમક્ષ મુકવા હું ઘણોજ ઉત્સુક રહું છું.

## પાયા વિનાનું ચણતર.

એક મહત્વની વાત હું તમારી પાસે છુપાવવા નથી માગતો. હું તમને સૂચના આપી રાખું છું કે મેં રજુ કરેલો અસહકારનો કાર્યક્રમ જો તમે મંજુર કરવા માગતા હો-અને વખત જતાં એની એ જ વાત સતત્ અમે તમારા કાનમાં રેડ્યાં કરીશું-તો જેટલે અંશે બની શકે ટેટલે અંશે, આવતી કાલથી જ તમારાં બાળકોને નિશાળમાંથી ઉઠાડી લેવાનું અને વકીલાત બંધ કરવાનું તમારે માથે

આવી પડે છે. પરંતુ હું આગળ કહી ગયો તેમ જો તમારામાં એટલું બળ ન હોય, એટલી તત્પરતા ન હોય તો જ ક્રમશઃ વિશેષણ તમને વિચાર કરવા પુરતી છુટ આપે છે. રાષ્ટ્રીય શાળાઓ ખુલ્યા પછી જ સરકારી નિશાળોમાંથી બાળકોને ઉઠાડી લેવા અને પંચાયતો સ્થપાયા પછીજ વકીલોએ અદાલતનો ત્યાગ કરવો એવો અર્થ કરવાની હું સલાહ સ્વીકારી શકતો નથી. એમ કહેવું એ તો પાયા પડેલાનું ચણતર ગણાય. બાળકોને કેળવ્યા વગર સુંદર ચણતર તો શું પણ ઘાસનું એક ઝુંપડું પણ ઉભું ન કરી શકું. પ્રજા એકવાર લડાઇમાં ઉતરી–પછી ભલે તે લડાઈ ખુનામરકીવાળી હોય અથવા ખૂનામરકી વિનાની હોય–એટલે એની નિશાળો અને અદાલતો તો તત્કાલ જ બંધ થવી જોઇએ. મેં પોતે બે લડાઇઓ નિહાળી છે. તે બન્ને પ્રસંગે નિશાળો તથા અદાલતો બંધ પડેલી મેં જોઈ હતી. લોકોને પોતાના ખાનગી કજીઆનો વિચાર કરવા જેટલી ફુરસદજ ન હતી. માબાપોએ વિચાર્યું કે અમારાં બાળકો ચાલુ દુર્દશાવાળી અવસ્થામાં જીંદગી ગુજારે તે કરતાં આવા આપત્કાળમાં થોડા વખતને માટે નિશાળો છોડી દે તો તેઓ ઉંચામાં ઉંચી કેળવણી મેળવી શકશે. નિશાળો અને અદાલતોના ત્યાગની બે કલમો પ્રજાની લાગણીની ખરી કસોટી કરાવશે. પ્રજાની જો ખરી લાગણી હશે તો એ બન્ને કલમોને વધાવી લેશે.

## નોટિસની આવશ્યકતા.

બ્રિટિશ રાષ્ટ્રને અગાઉથી નોટિસ આપ્યા વિના અસહકારના કાર્યક્રમમાં સ્વરાજ્યની માગણી ભેળવવા સામે વાંધો ઉઠાવવામાં આવ્યો છે. માની લેવામાં આવી છે એવીજ વસ્તુસ્થિતિ હોત તો તે વાંધો વાજબી લેખાત. પરંતુ એક વાત રા. પાલ અને રા. ઝીણાના પણ કદાચ લક્ષ બહાર થઈ ગયેલી લાગે છે કે મારા અસહકારના કાર્યક્રમમાં સ્વરાજ્યની માગણી નવી દાખલ કરેલી છે માટે

જ આ નોટિસ આપવાનો પ્રશ્ન ઉભો થાય છે. પરંતુ સ્વરાજ્યની માગણીનું તત્ત્વ કંઈ નવું નથી. જો સ્વરાજ્યને માટે આપણે નવેસરથી માગણી કરતા હોઈએ તો તેમની દલીલ સામે કંઈ કહેવાપણું ન રહે, એક આબરૂદાર પ્રજા તરીકે આપણે બ્રિટિશ રાષ્ટ્રને સ્પષ્ટ તેમજ વજનદાર નોટિસ આપી દેવી જોઈએ. પણ મેં જે કાર્યક્રમ તમારી આગળ રજુ કર્યો છે તેમાં એવી જાતનું કશું જ નથી. પંજાબમાં જે જુલમો થયા તેવા ફરીથી ન થવા પામે તે માટે સ્વરાજ્ય જરૂરનું છે એમ હું કહી ગયો છું. મારા કાર્યક્રમમાં સ્વરાજ્યની સ્વતંત્ર માગણી નથી, ભવિષ્યમાં અન્યાયો ન થવા પામે એટલા માટે જ મેં સ્વરાજ્યની ઉપ-સૂચના કરી છે, અને આ મહાસભા પણ એવી સલામતીને સંમતી આપે છે જ. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે તેમાં કંઈજ ગેરવાજબી નથી. જરા આગળ જઈએ. ભાઈ ઝીણા અને પંડિત માલવિયાએ મિ. પાલનો કાર્યક્રમ સ્વીકાર્યો છે. તમે જોશો કે તેમાં કેટલીક કલમો હાલથી જ અમલમાં મુકવાની છે. સુધારામાં ખાસ કહ્યું છે તે એ છે કે બાકી કલમો આગળ ઉપર અમલમાં મુકાશે, અને મંડળ પોતાનું કામ ચલાવતું હોય તે દરમ્યાન અસહકારની યોજનાનો થોડો અમલ હિંદની પ્રજા પાસે કરાવવો. હું ધારૂં છું કે એ હેતુને માટે કોંગ્રેસ પુરતી નોટિસ ગણી લેશે. અને એમ કરવામાં આખી પ્રજાની પ્રતિષ્ઠાને ધક્કો લાગતો નથી એમ ગણી લેશે.

## કાઉન્સીલોનો બહિષ્કાર.

કાઉન્સીલોના બહિષ્કાર વિષેના ઠેરાવ સંબંધે હવે હું બોલીશ. મારે કબુલ કરવું જોઈએ કે કાઉન્સીલમાં જવાની તરફેણમાં એક પણ વજુદવાળી દલીલ મેં ન સાંભળી. કાઉન્સીલો મારફત ૩૫ વર્ષમાં આપણે કંઈક કરી શક્યા છીએ એટલો એક જ મુદ્દો સૌએ રજુ કર્યો. નવી સુધારેલી કાઉન્સીલો એ આપણું હિલચાલોનું

જ એક ખરેખરૂં પરિણામ છે એમ પણ અહીંઆ કહેવામાં આવ્યું. હું તે કબુલ કરૂં છું. કાઉન્સીલોમાં આપણી બહુમતિ હોય તો આપણે ત્યાં જઇને વિઘ્ન નાંખી શકીએ એમ જે કહેવામાં આવ્યું તે પણ મને કબુલ છે. આપણે કાઉન્સીલોમાં જઇએ તો સરકારને અથવા તો રાજ્યવ્યવસ્થાને પાંગળી બનાવી દઇ શકીએ. પરંતુ અંગ્રેજી ઇતિહાસના એક અભ્યાસી તરીકે હું એવો નમ્ર અભિપ્રાય ધરાવુંછું અને વિલાયતમાં તો એ વાત ત્યાંના જાહેરજીવનમાં એક વ્યવહારૂ સિદ્ધાંત તરીકે મનાઇ ગઈ છે કે હરકોઇ સંસ્થા વિરોધમાંથીજ પોષણ પામી વૃદ્ધિ પામે છે. કાઉન્સીલોને માટે જ્યારે ઉમેદવારો બ્હાર પડે છે ત્યારે રાષ્ટ્રીય પક્ષના માણસો કાઉન્સીલથી અળગા રહે એમ સરકાર નથી માગતી એ વાતની હું તમને ખાત્રી આપુંછું. રાષ્ટ્રીય પક્ષના માણસોને કાઉન્સીલમાં લઈ લેવાને સરકાર પોતે ઉત્સુક રહે છે. મારા આ પુરાવાને તમે ફાવે તેટલું વજન આપો. તમને કદાચ તે પુરાવો ખોટો પણ લાગે. પરંતુ તે પુરાવો તો છેજ. મારી દઢ માન્યતા છે કે જેઓ યથાર્થ પ્રજાસેવા કરવા માગે છે તેઓ કાઉન્સીલોમાં જવાને બદલે કાઉન્સીલોની બ્હાર રહીનેજ ઘણા વધારે પ્રમાણમાં તે સેવા કરી શકે છે. સ્વર્ગસ્થ અને અપ્રતિમ લોકમાન્ય તિલકની સત્તાનું ગુપ્ત રહસ્ય શું છે? જો તેઓ કાઉન્સીલમાં જતા હોત તો હિંદના કરોડો માણસો ઉપર એવી અલૌકિક અસર જમાવી શકયા હોત?

## લોકમાન્ય તિલક અને અસહકાર.

લોકમાન્યના અભિપ્રાય વિષેનો પુરાવો તમારી આગળ રજુ થયો, પરંતુ આ યોજનાના સંબંધમાં તેઓ કેવો મત ધરાવતા તે તમને નથી જણાવવામાં આવ્યું એ જોઈ હું બહુ દિલગીર થયો છું. પરંતુ જ્યારે એ વાત રજુ કરી દેવામાં આવી છે ત્યારે મારે મારી પાસેનો પુરાવો આપી દેવો જોઇએ. લોકમાન્યના મૃત્યુ અગાઉ

પંદર દિવસે તેમની ઇચ્છાથી હું તથા ભાઇ શૌકતઅલી તેમની પાસે ગયા હતા. તે વખતે તેમણે કહ્યું કે–"હું પોતે એવા મતનો છું કે કાઉન્સીલોમાં જઇને જરૂર પડે ત્યારે સરકારને હરકત કરવી અને જરૂર પડે ત્યારે સહકાર કરવો." ભાઇ શૌકતઅલીએ પૂછ્યું કે–"આપે દિલ્હીમાં મુસલમાનોને જે વચન આપ્યું હતું તેનું શું?" તે પ્રસંગે હું પણ ત્યાં હાજર હતો. લોકમાન્યે તુરતજ જવાબ આપ્યો કે—"બેશક, જો મુસલમાનો તેમ કરે" તેમણે એ શબ્દો ઉપર ભાર મૂક્યો અને એ વચનો કંઇ કાઉન્સીલોના બહિષ્કાર પુરતાંજ ન હતાં, "તો હું તમને કોલ આપું છું કે મારો પક્ષ તમારી જોડે ઉભો રહેશે." મારા આ કથનની વધારે પડતી કિંમત હું તમારી પાસે નથી અંકાવવા માગતો. લો૦ તિલકના નામમાં જાદુઇ શક્તિ હતી તેમજ સ્વરાજ્ય પ્રાપ્તિને માટે સ્વર્ગસ્થ અસાધારણ તપશ્ચર્યા કરી રહ્યા હતા તેથી તેમના અભિપ્રાયનું કુદરતીરીતે ઘણું વજન પડે એ હું જાણું છું.

## અદાલતો અને કેળવણીનો ભોગ.

આ કાઉન્સીલોનો અર્થ શું છે? હું તમારી અને આગેવાનોની આગળ એક સાદી કસોટી રજુ કરૂં છું તે એ છે કે આપણે જે અન્યાયોનો વિચાર ચલાવવા અહીં ભગા થયા છીએ તે ખિલાફત અને પંજાબના અન્યાયો છે, અને તે કસોટી ઉપર તમારી યોજના કસી જુઓ. શું તમે માનો છો કે કાઉન્સીલમાં જવાથી અને ત્યાં વાદવિવાદ ચલાવવાથી તમે બ્રિટિશ પ્રધાનો ઉપર સીધી અસર કરી શકો અને તુર્કી સાથેની શરતો ફેરવાવી શકો તથા પંજાબના અન્યાયો માટે પશ્ચાત્તાપ કરાવી શકો? આપણા માનનિય બન્ધુ અને નાયક પંડિત માલવિયજી કહે છે કે કોંગ્રેસ–સબ–કમિટીની ઘણી ખરી માગણીઓ હવે પુરી પડશે. કારણ કે જુલમમાં ભાગ લેનારા ઘણા ખરા અમલદારો ચાલ્યા ગયા છે, અગર જવાના છે અને

ખુદ વાઇસરોય પણ એપ્રીલમાં ચાલ્યા જશે. હું માનપૂર્વક જણાવું છું કે મેં પોતે આટલું જ કરાવવા રીપોર્ટમાં કલમ નથી વાપરી. મેં તો આ વિષે ચર્ચા થઇ ત્યારે જ એ વાત પર ભાર મુકયો હતો કે એ અમલદારોને તેમની નાલાયકી અને જુલમાટની ખાતર જ બરતરફ કરવા જોઇએ. તેમને તેમના અપરાધની દ્રષ્ટિએ બરતરફ કરવા જોઇએ, તેમની નોકરીની મુદત પુરી થયે નહીં. મેં એમ પણ કહ્યું હતું કે વાઇસરોય પણ જો પોતાની મુદત પુરી થયા અગાઉ રાજીનામું ન આપે તો તેમને રીટાયર થવાની ફરજ પાડવી જોઇએ. મુદત પુરી થયે તો વાઇસરોય શું કે બીજા અમલદારો શું ક્યારે જાય છે એ લઇને મારે શું કરવું છે? અમલદારોને જ્યાં સુધી તેમનાં કૃત્યો બદલ સજાના રૂપમાં બરતરફ કરવામાં ન આવે ત્યાં સુધી મારો અર્થ સરતો નથી. મારે તેમની પાસે પશ્ચાત્તાપ કરાવવો છે, તેમનાં અંતઃકરણ બદલાવવાં છે અને તેમાંનું કશું હું તો જોઇ શકતો નથી. એવી સ્થિતિની અમૃતસર કોંગ્રેસ વેળા મેં ઉમેદ રાખી હતી અને તેથી જ સરકાર જોડે સહકાર કરવાની તરફેણ મેં કરી હતી. પણ પાછળથી મારી આંખો ઉઘડી અને મેં દુઃખી અંતઃકરણે જોયું કે પંજાબ અને ખિલાફતના અન્યાયો જેમના તેમજ રહી ગયા છે. મને એવો ચોખ્ખો ભાસ થઇ ગયો કે બ્રિટિશ પ્રધાનમંડળે અથવા તો સરકારે કોઇએ કદિ હિંદનું ભલું તો ઇચ્છયું જ નથી. પશ્ચાત્તાપને બદલે ઉલટું તમને દેખાડી દેવામાં આવ્યું કે જો બ્રિટિશ રાજ્ય હેઠળ રહેવું હોય તો તેની કિંમત તરીકે તમારે જુલમ અને ત્રાસ સ્વીકારી લેવા પડશે. અને એટલા માટે જ અત્યારની આપણી અદાલતોની અને રાષ્ટ્રીય શાળાઓ સ્થાપી ન શકું તો મ્હારાં છોકરાંઓના શિક્ષણની સુદ્ધાં, હું એ જાલિમોની ટોળીને ભેટ ચડાવવા ઇચ્છું છું.

## નિશાળોનો ત્યાગ.

પણ એવી રાષ્ટ્રીય શાળાઓ સ્થપાય અને પછી છોકરાંઓને આપણે શાળામાંથી ઉઠાડીએ એવી રાહ જોવાની હું ચોખ્ખી ના

પાડું છું. જરૂર સમજાશે એટલે સાધનો તો એની મેળે ઉભાં થશે. આપણાં છોકરાં નિશાળ વિનાનાં થશે એટલે હું કહું છું કે આપણા પૂજ્ય નેતા પંડિત માલવિય પોતે રાષ્ટ્રીય શાળા માટે ઉઘરાણું કરવા ઠેક ઠેકાણે ફરશે. હું હિંદીઓને કેળવણીનો ઉપવાસ કરાવવા નથી માગતો. દરેક હિંદી યોગ્ય ધોરણે કેળવાય, પોતાના રાષ્ટ્રની મહત્તા સમજતો થાય અને આ ગુલામ બનાવનારી કેળવણી ન લે એમ હું ઇચ્છું છું.

## પ્રજામત.

બીજી કેટલીક બાબતો પડતી મુકી એજ બાબતો ફરીથી કહીશ. પ્રજા ઝીણા ભેદ નથી સમજી શકતી; પ્રજા તો એમજ કહેશે કે અસહકાર મથાળેથીજ શરૂ થવો જોઇએ. એટલે કે જે મંડળ ખોટી રીતે પ્રજામાં પ્રતિનિધિ ગણાયું છે તે-એટલે "નવી સુધારાવાળી ધારાસભા" માં માણસોએ અસહકાર આપહેલો શરૂ કરવો જોઇએ. અને જો દેશના ઉત્તમ પુરૂષો સરકારની સાથે જોડાવાની સાફ ના પાડી દે તો હું ખાત્રી આપું છું કે સરકારની આંખો ઉઘડી જાય. વાત તો એમ છે કે કાઉન્સિલમાં જવાની ના પાડનારા કાઉન્સિલોનો બહિષ્કાર કરીનેજ કંઇ બેસી રહેશે નહિ પણ દેશના એક છેડાથી બીજા છેડા સુધી ફરીને, સરકારની નહિ પણ લોકોની નજરે એકેએક પ્રજાકીય ફરિયાદ લાવશે અને કોંગ્રેસ પણ વરસો વરસ એ ફરિયાદને જાહેર કર્યા કરશે; જેથી એ વધતા જતા અન્યાયોનો સમુહ આખી પ્રજાને ખળભળાવી દે અને પોતાનો ગુસ્સો અને ગરમી એક ઠેકાણે સાચવી રાખી તેને અદમ્ય કાર્યશક્તિના રૂપમાં ફેરવવાની શક્તિ પ્રજાને આપે.

## મુસલમાનોનો નિર્ણય.

આ મૂળભૂત અને ચોક્કસ થઇ ગયેલી વાત ધ્યાનમાં રાખજો કે મુસ્લીમ લીગ તો કાઉન્સિલોનો સંપૂર્ણ બહિષ્કાર પોકારી ચૂકી

છે. આપણો ચોથો ભાગ એક મેર ખેંચે અને ત્રણ ભાગ એથી તદ્દન ઉલટી દિશાએ ખેંચે એ તે કંઈ બને ખરૂં ! બન્ને સ્વતંત્ર છતાં એકજ દિશાએ ધસે એ તો હું સમજી શકું છું પણ અહીં તો બન્ને સામસામા ખેંચતાણ કરશે. એમ થાય તે શું સારૂં છે ? દરેક મુસલમાન કાઉન્સિલનો બહિષ્કાર કરે તો હિન્દુઓ કાઉન્સિલમાં રહીને, અટકણ કરવાની નીતિ અખત્યાર કરીને કશો લાભ ઉઠાવી શકે ખરા ? મુસલમાનો તો ધાર્મિક દ્રષ્ટિએ કાઉન્સિલોમાં જઈ વફાદારીના સોગંદ લેવાને પાપ માને છે. અહીં દર વર્ષે જે વ્યવહારકુશળ રાજનૈતિક આગેવાનો આવે છે તેમને આ વાત ભુલવાની નથી. જો તેઓ એમ માનતા હોય કે મુસલમાનોના ઠરાવ, ઠરાવ નહિ પણ ધાર્મિક ભાવનાઓ જેવા છે અને તેમના મન ફેરવી શકાશે તો મારી દલીલ અલબત્ત ભાંગી પડે છે. પણ જો તમે માનતા હો કે મુસલમાનો જીવ પર આવી ગયા છે, તેઓ થએલા અન્યાયથી ઉકળી રહ્યા છે અને દિવસ જતા જાય છે તેમ એ અન્યાય સામેની લાગણીઓ મોળી પડવાને કે ભુલાઈ જવાને બદલે વધુને વધુ તીવ્ર થતી જવાની, તો તમે જોશો કે હિંદુ મદદ કરે યા ન કરે તોપણ મુસલમાનો તો હમેશાં આગળ વધ્યે જ જવાના. આ બાબતનો નિર્ણય આ કોંગ્રેસે કરવાનો છે. તેથી હું માનપૂર્વક જણાવું છું કે મેં વગર વિચાર્યે આ રસ્તો નથી પકડયો. મ્હારા જેવા એક સામાન્ય, એકાકી, ભૂલને પાત્ર માણસે કુતૂહળ કે ગમ્મતની ખાતર દેશના સારામાં સારા આગેવાનો સામે ઉભા રહેવાનું માથે નથી લીધું. એમાંજ હું ધર્મ જોઈ રહ્યો છું. હિંદુ મુસલમાન વચ્ચે એકતા કરવી હોય અને તે કાયમની કરવી હોય તો અત્યારે જ્યાં સુધી મુસલમાનો ખાનદાન રસ્તે ખૂનામરકી વગર, ગેરવાજબી માગણીઓ ન કરતાં ન્યાયની માગણી કરી રહ્યા છે ત્યાં સુધી હિંદુઓએ સંપૂર્ણ રીતે તેમની પડખે ઉભા રહ્યા વિના છુટકો નથી.

## ઉપસંહાર.

મારે જવાબ વાળવા જેવી બીજી ઘણી બાબતો રહી જાય છે. પણ મેં તમારી ધીરજને હદ ઉપરાંત તાણી છે. મારે જે કહેવાનું હતું તે મેં એક વડીલ તરીકે નહિ પણ ઊંડા મિત્રજ્યથી તમારી પાસે કર્યું છે. જો એક ન્યાયાધીશ તરીકે બોલવાનું મારે માટે શક્ય હોય– અને હું તમને ખાત્રી આપું છું કે ન્યાયાધીશની પેઠે આખી દલીલ સીધી અને સાદી રીતે રજુ કરવાનો મેં પ્રયત્ન કર્યો છે–તો તેને માટે હું પંડિત માલવિયજીનો ઘણો આભારી છું. મારે અને તેમને કેવી જાતનો સંબંધ છે તેની દેશને ખબર નથી. એમને રીઝવવાની ખાતર, અને માનપૂર્વક તેમની પછવાડે પછવાડે પગલાં ભરવાની ખાતર હું પ્રાણ આપતાં પણ ન અચકાઉં. પણ જ્યારે ફરજ અને સિદ્ધાંતની વાત આવી પડે ત્યારે એમને અનુસરવાની ફરજમાંથી હું મુક્ત થાઉં છું. તેઓ પણ મને મુક્ત કરે છે. અને જો હું એમને માન આપવા છતાં એમના મતથી જુદો, પરંતુ મ્હારા અંતઃકરણને શુદ્ધ લાગતો માર્ગ લઇ શકું છું તો આ મંડપમાં મળેલાં સર્વની પાસેથી પણ હું અંતઃકરણપૂર્વક એજ માગી લઉં છું કે મ્હારા પોતાના વિષેના કોઇ પણ જાતના ખ્યાલને તમારો મત બાંધવામાં બિલકુલ વચ્ચે ન આવવા દેતાં તમે આ ઠરાવ ઉપર તમારોજ મત આપજો. અંતે જો તમે આ ઠરાવ મંજુર કરો તો તે ઉઘાડી આંખ કરજો. જો તમારામાંનો દરેકે દરેક જણ દેશને માટે અને કાયમની હિંદુ–મુસલમાન એકતાને માટે ઠરાવમાં સુચવેલો આપભોગ આપવા તૈયાર અને શક્તિમાન હો તો વગર આનાકાનીએ આ ઠરાવ પસાર કરજો અને ન હો તો તેટલી જ દ્રઢતાપૂર્વક તેને નામંજુર કરવાનું બળ બતાવજો.

# અદાલતોની ઇંદ્રજાળ.

આપણને જો વકીલો અને અદાલતોની મોહની નહત અને આપણા હલકા મનોવિકારને ઉશ્કેરી અદાલતની ચુંગાલમાં ફસાવવા માટે કજીયાદલાલો નહત તો આજે આપણે જે જીવન ગાળીયે છીયે તેના કરતાં ઘણુંજ વધારે સુંદર જીવન ગાળતા હત. અદાલતોમાં વારંવાર જતા લોકો—તેમનામાંના ઉત્તમ લોકો—પણ સાક્ષી પૂરશે કે તેમની આસપાસનું વાતાવરણ કેવળ સૂગ ઉપજાવનારૂં હોય છે. બંને બાજુએ ખોટા સાક્ષીઓ ઉભા કરવામાં આવે છે, જેઓ પૈસા માટે કે મિત્રાચારી માટે પોતાનો આત્મા પણ વેચવા તત્પર હોય છે. આથી વધુ હલકું તો એ છે કે અદાલતો સરકારની સત્તાને નિભાવે છે. તેઓ ન્યાય આપવા માટે છે એમ લાગે છે અને તેટલાજ માટે તેને પ્રજાની સ્વતંત્રતાની સંરક્ષણભૂમિકા કહેવામાં આવે છે; પણ જ્યારે તેઓ કોઇ અનીતિમાન સરકારની સત્તાને ટેકો આપે છે ત્યારે પ્રજાની સ્વતંત્રતાની સંરક્ષણભૂમિકા કહેવડાવવાનો તેનો હક નાબુદ થાય છે, અને પછી તે પ્રજાકીય જુસ્સાને દાબી દેવા માટે વ્યક્તિ પર પ્રહાર કરે છે. પંજાબની માર્શલ લૉ અદાલતો તથા સમરી

કોર્ટો આજ પ્રકારની હતી. એ અદાલતોનું આપણે ઉગ્રમાં ઉગ્ર સ્વરૂપ જોયું. સાધારણ સમયમાં પણ જ્યારે ઉચ્ચી જાતિના લોક અને તેમના ગુલામ વચ્ચે ન્યાય કરવાનો પ્રસંગ આવે છે ત્યારે પણ તે એટલીજ ઉગ્ર હોય છે. આખા જગતમાં આમજ છે. નૈરોબી ( પૂર્વ આફ્રિકા ) માં એક નિર્દોષ હબશી પર જાણીજોઈને ઘાતકીપણું ગુજારવા માટે એક અંગ્રેજ અમલદાર પર ચલાવવામાં આવેલો મુકર્દમો અને તેમાં તેને થએલી નજીવી સજાનોજ દાખલો લ્યો. હિંદુસ્તાનમાં ઘાતકીમાં ઘાતકી ખૂન કર્યાના ગુન્હાને સારૂ પણ અંગ્રેજને કાયદામાં જણાવવામાં આવેલી ભારેમાં ભારે સજા કદિ ભોગવવી પડી છે ? અંગ્રેજને બદલે હિંદીઓ ન્યાયાધિશો તથા સરકારી વકીલો બનશે ત્યારે આ સ્થિતિમાં ખાસ ફેરફાર થશે એમ માનવાને કારણ નથી. અંગ્રેજો કાંઇ સ્વભાવકરીનેજ નીચ નથી, તેમ હિંદીઓ કાંઈ દેવના ઘરના ફિરસ્તા નથી. બંને પર આસપાસના સંજોગો અસર કરી શકે છે. માર્શલ લૉના અમલ દરમ્યાન એવા હિંદી ન્યાયાધિશો તથા હિંદી વકીલો પણ હતા જેઓએ અંગ્રેજોના જેટલું જ અધમ વર્તન કર્યું હતું. મર્નાઅનવાળામાં જો મૅાસવર્થ સ્મિથે સ્ત્રીઓનું અપમાન કર્યું તો અમૃતસરમાં હિંદીઓજ નિર્દોષ સ્ત્રીઓપર જુલમ ગુજારનાર હતા. મારો આક્ષેપ રાજ્યપદ્ધતિ પર છે; વ્યક્તિગત અંગ્રેજો પ્રત્યે નથી. અંગ્રેજો જોડે મ્હારે કશો અંગત કજીઓ નથી. ચાલુ પદ્ધતિમાં સુધારો કરવાની નિરર્થકતાની ખાત્રી મને થઇ તે પહેલાં પણ જેમ કેટલાક અંગ્રેજોને હું પૂજતો, તેમ એ લોકોમાંના કેટલાયને હજી પણ હું પૂજું છું.

મિ. એન્ડ્રુસ અને બીજા કેટલાક અંગ્રેજો તો મ્હને અગાઉના કરતાંયે વધુને વધુ માન્ય બનતા જાય છે. પણ મારા સગા ભાઇ કરતાં પણ મ્હને વધુ વ્હાલો હોય એવો કોઇ આવતી કાલે જો હિંદનો વાઇસરૉય બને તો તેનું પણ હું માન નહિ કરૂં. કારણ કે એવડી

મોટી પદવી પર રહીને તે પોતાની પવિત્રતા નભાવી શકશે એ વિષે આજે મ્હને ખાત્રી નથી, કારણુ આપણા વિષેની અપાત્રતાની કલ્પના ઉપર ખડી થએલી અને જે મૂળથીજ દૂષિત છે એવી પદ્ધતિ પર તેને કામ કરવું પડે. શયતાન સુદ્ધાં પોતાના હેતુઓને ખાનદાનીનો ઢોળ ચડાવવા અને તે પ્રત્યે માન ઉત્પન્ન કરાવવા માટે ઘણે ભાગે નીતિનાં સાધનો તેમજ નીતિની ભાષાનો ઉપયોગ કરે છે.

આ સરકારમાં ભલે બધા દેશી લોકોજ હોય પણ હાલ જે પદ્ધતિ પર તેનું કામ ચાલે છે તેજ ઢબે કામ લેવાનું ચાલૂ રહે તો હાલની સરકારના જેટલીજ એ પણ અસહ્ય થઇ પડે—એટલુંજ બતાવી આપવા આટલું વિષયાંતર થયું. આજ કારણને લીધે લૉર્ડ સિંહાને મળેલી મોટી જગ્યાથી મને તો લેશ પણ સંતોષ નથી થયો. આપણા વિચાર અને વ્યવહારમાં સંપૂર્ણ એકતા હોવી જોઇએ તથા આપણને જોઇતું હોય તો અંગ્રેજો જોડેનો સંબંધ છોડી દેવાની શક્તિ પણ આપણામાં હોવી જોઇએ.

પણ પાછા આપણે અદાલતો પર આવીએ. જ્યાં સુધી પેલાં કહેવાતાં ન્યાય-મંદિરો તરફ લગભગ માર્મિક માનવૃત્તિ અને વિસ્મયની નજરથી જોવાનું આપણે નહિ છોડી દઇએ ત્યાં સુધી ઉપર કહેલી માનભરી ઇષ્ટ સ્થિતિ પ્રાપ્ત કરવા આપણે શક્તિવાન નહિ બનીએ.

જેઓની લોભવૃત્તિ, વેર અગર અન્યાયી માગણીઓ અદાલતો મારફત સંતોષાઇ છે તેમણે પણ સરકારની સત્તાને સ્થાયી બનાવવાનો જે અંતિમ ઉદ્દેશ આ અદાલતોના મૂળમાં રહેલો છે તે તરફ દુર્લક્ષ્ય ન કરવું જોઇએ. અદાલતો વગર સરકાર એક દિવસ પણ નભી શકે નહિ. મારી યોજના મુજબ દરેક દેશી વકીલ અદાલતમાંથી નીકળી જાય અને અદાલતોમાં દિવાની મુકદ્દમા નહિ રહે તોપણ

અદાલતો મારફત પ્રજા પરનો સરકારી અંકુશ ચાલુ રહેશે એ હું કબૂલ કરૂં છું. પણ અદાલતો આપણને છેતરતી તો મટશેજ. અને આજે જે નૈતિક પ્રતિષ્ઠા અને માનની લાગણીથી અદાલતો તરફ જોવાય છે તે મટી અદાલતો તેના યથાર્થરૂપમાં પ્રજા સમક્ષ રહેશે. આ વાત નવાઇ ઉપજાવનારી છતાં તેટલીજ ખરી છે કે જ્યાં સૂધી અંગ્રેજો ધીરે ધીરે દેશીઓને રાજ્યસત્તા સોંપશે એમ આપણે માનતા હતા ત્યાં સુધી અદાલતોમાં ઉંચા હોદ્દાઓપર દેશીઓની નીમણૂકો થતાં તેને આપણે આનંદથી વધાવી લેતા. હવે જ્યારે આપણી માન્યતા એવી થઇ છે કે ચાલુ રાજ્યનીતિમાં ધીરે ધીરે સુધારો કોઈ રીતે થઇ શકે તેવું છેજ નહિ ત્યારે આવી દરેક નીમણૂકને તેના માયાવીપણાને કારણે અનિષ્ઠ લેખવી જાઇએ. આટલા માટેજ જે વકીલ પોતાની વકીલાત છોડી દે છે તે અદાલતની પ્રતિષ્ઠાપર ઘા કરે છે અને તેટલે દરજ્જે તેવો ત્યાગ જેટલો વ્યક્તિના લાભમાં છે તેટલોજ પ્રજાના લાભમાં પણ છે.

અદાલતોને પરિણામે થતી પૈસાની ખુવારી તો આમાં આપણે ગણીજ નથી. તે છતાં એ કંઇ જેવી તેવી નથી. ચાલુ રાજ્યનીતિને અંગે સ્થપાયલી દરેક સંસ્થા ઘણાજ ખરચાળ ધોરણપર ચલાવવામાં આવે છે, તેમાં પણ અદાલતોનું ધોરણ તો સૌથી વિશેષ ખરચાળ છે. ઇંગ્લાંડની અદાલતોના ધોરણથી હું વાકેફ છું, હિંદી અદાલતોનું સાધારણ અને દક્ષિણ આફ્રિકાની અદાલતોનું ગાઢું જ્ઞાન મને છે. અને હું લેશ પણ અચકાયા વગર કહી શકું છું કે હિંદી અદાલતો આ ત્રણેમાં સૌથી વધુ ખરચાળ છે. લોકોની સામાન્ય આર્થિક સ્થિતિ જોડે તેનો બિલકુલ મેળજ નથી. દક્ષિણ આફ્રિકાના મોટામાં મોટા વકીલો—અને તે પણ ઘણાજ બાહોશ હોય છે—હિંદુસ્તાનના વકીલો જે મહેનતાણું લે છે તેટલું લેવાની હિમ્મત કરી શકતા નથી. કાયદાની સલાહ માટે પંદર સોના મહોર તો ત્યાં બહુજ થઇ ગઇ;

હિંદમાં હજારો રૂપીયા લેવાય છે. જે પદ્ધતિની રૂએ એક વકીલ માસિક પચાસ હજારથી એક લાખ રૂા. કમાઇ શકે તે પદ્ધતિના મૂળમાં કાંઇ પાપી તત્ત્વ હોવુંજ જોઇએ. કાયદાનો ધંધો એ કંઇ સટ્ટાબાજી નથી: ન હોવી જોઇએ. કાએલમાં કાબેલ વકીલની મદદ ગરીબમાં ગરીબ રૈયતને વાજબી મહેનતાણે મળવી જોઇએ. પણ આપણે તો વિલાયતની રૂઢીની નકલ કરીને તેનાપર પાછો સુધારો કર્યો છે. અંગ્રેજ વકીલોને હિંદુસ્તાનની હવા ભારે પડે છે. ઠંડી અને આકરી હવામાં પડેલી ટેવો તેઓ હિંદમાં ચાલુ રાખે છે, તેની સાથે વખતો વખત હવા ખાવા શીતળ ટેકરીઓપર તથા પોતાને દેશ જવા માટે તેમજ પોતાનાં છોકરાંઓને માટે ઉત્તમ તથા શ્રીમંતને છાજે એવી કેળવણી માટે, પૂરેપૂરી સામગ્રી રાખે છે. આ કારણોને લીધે તેમના મહેનતાણાનો દર ઘણોજ ઉંચો હોય છે. પણ હિંદુસ્તાન આ ખરચ સહન કરી શકતું નથી. આપણે એમ માની બેસીએ છીએ કે આવા અંગ્રેજોના સમોવડીઆ તરીકે ખપવા માટે આપણે પણ આવું હદબહારનું મહેનતાણું લેવું જોઇએ. અહીંની પોતાની પરિસ્થિતિને તદ્દન પ્રતિકૂળ એવાં અંગ્રેજી ધોરણ તથા રીતભાત હિંદુસ્તાન જે દિવસે અખત્યાર કરશે તે દિવસ હિંદુસ્તાનના દુર્ભાગ્યનો ગણાશે. મેં જે દષ્ટિબિંદુથી અદાલતો તથા વકીલાતના ધંધા પ્રત્યે વિચાર કરવાનું સૂચવ્યું છે તે દષ્ટિએ કોઇ વકીલ જોવા પ્રયત્ન કરશે તો તેને જરૂર સૂઝી જશે કે જો તેને પ્રજાની સેવા કરવી હોય તો એક ક્ષણની પણ ઢીલ કર્યા વગર તેણે પોતાની વકીલાત છોડવી જોઇએ. મેં ઉપર બતાવેલી હકીકતો જ્યાં લગી એ ખોટી પાડી શકે નહિ ત્યાં સુધી એમાંથી એનાથી બીજો એકે નિર્ણય કહાડી શકાય નહિ.

યંગઇન્ડિયા તા. ૨૧ અકટોબર, ૧૯૨૦.

# નાગપૂર મહાસભા.

સને ૧૯૨૦ના ડીસેમ્બર માસની ૩૦ મી તારીખે નાગપૂરમાં મળેલી ૩૫ મી રાષ્ટ્રીય મહાસભાની બેઠકમાં શ્રી ચિત્તરંજનદાસે રજુ કરેલા નીચેના અસહકારના ઠરાવને ટેકો આપતાં અને મૌલાના હઝરત મોહાનીએ ૧૯ વરસની નીચેના વિદ્યાર્થીઓને પણ સરકારી શાળાઓનો બહિષ્કાર કરવાની સલાહ આપવાના મૂકેલા સુધારાનો જવાબ આપતાં મહાત્મા ગાંધીજીએ નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું:—

### ઠરાવ.

"આ મહાસભાના અભિપ્રાય પ્રમાણે હાલની હિન્દુસ્થાનની સરકાર ઉપરથી દેશનો વિશ્વાસ ઉઠી ગયો છે, અને

હિંદુસ્થાનની પ્રજાએ હવે સ્વરાજ્ય સ્થાપવાનો નિશ્ચય કર્યો છે: અને

આ સભાની છેલ્લી ખાસ બેઠક પહેલાં હિંદુસ્થાનની પ્રજાએ યોજેલા સઘળા ઉપાયો, તેનાં ઘણાં ગંભીર દુઃખો, અને ખાસ કરીને પંજાબ તથા ખિલાફતના સંબંધમાં થએલા અન્યાયો રદ કરાવવામાં નિષ્ફળ નિવડ્યા છે,

તેથી હવે આ સભા કલકત્તામાં મળેલી મહાસભાની ખાસ બેઠકમાં પસાર થએલો શાંતિમય અસહકારનો ઠરાવ કાયમ રાખે છે અને જાહેર કરે છે કે હાલની સરકાર સાથે રાજીખુશીથી કરવામાં આવતા સહકારના ત્યાગથી માંડીને છેવટે કર આપવાની ના પાડવાનો શાંતિમય અસહકારનો આખો ક્રમ કે તેના કોઈ એક કે વધારે ભાગને મહાસભા કે મહાસભાની સમિતિ નક્કી કરે તે વખતે અમલમાં મૂકવા અને તે દરમિયાન તે માટે દેશને તૈયાર કરવાના હેતુથી ( નીચેનાં ) કાર્યસાધક પગલાં લેવાનું ચાલુ રહેવું જોઈએઃ—

## રાષ્ટ્રીય શિક્ષણ.

(૧) સરકારી, સરકારની મદદ મેળવતી કે કોઇ પણ રીતે સરકારના અંકુશ નીચેની નિશાળોમાંથી સોળ વરસની અંદરના છોકરાંઓને ઉઠાડી લેવા માટે વિશેષ પ્રયત્ન કરવા એ છોકરાંઓના માબાપને તથા વાલીઓને ( છોકરાંઓને નહિ ) આ સભા આગ્રહ કરે છે અને તે સાથે એ છોકરાંઓને રાષ્ટ્રીય શાળાઓમાં અને તેને અભાવે બની શકે તેવી બીજી રીતે શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવાને તેમને સૂચવે છે.

(૨) જે રાજ્યતંત્રનો પ્રજાએ અંત આણવાની પ્રતિજ્ઞા લીધી છે તે રાજ્યતંત્રની સત્તા નીચેની સંસ્થાઓમાં ભણવું એ પોતાના અંતરાત્માના અવાજથી વિરૂદ્ધ છે એમ સોળ વર્ષના કે તેથી વધારે વયના વિદ્યાર્થીઓને લાગે તો તેઓને સરકારની મદદ મેળવતી કે કોઇપણ રીતે સરકારના અંકુશ નીચેની સંસ્થાઓમાંથી, પરિણામની દરકાર કર્યા વિના વગર વિલંબે નીકળી જવાની અને રાષ્ટ્રીય સંસ્થામાં જોડાઈ પોતાનો અભ્યાસ ચાલુ રાખવા કે અસહકારની ચળવળ માટેના કોઈ ખાસ કાર્ય માટે પોતાની સેવા અર્પણ કરવાની સલાહ આપે છે.

(૩) સરકાર સાથે સંબંધ ધરાવતી કે સરકારની મદદ મેળવતી શાળાઓના શિક્ષકો, કાર્યવાહકો તથા ટ્રસ્ટીઓને તેમજ મ્યુનિસિપાલિટી અને લોકલ બૉર્ડને એ શાળાઓને રાષ્ટ્રીય બનાવવામાં મદદ કરવા માટે આગ્રહ કરે છે.

## અદાલતોનો બહિષ્કાર.

(૪) વકીલોને તેમનો ધંધો બંધ રાખવા માટે વિશેષ પ્રયત્ન કરવા તથા બીજા વકીલો તથા અસીલો મારફતે ન્યાયની અદાલતના બહિષ્કારના તેમજ ખાનગી લવાદોથી કજીયાઓના ચુકાદા કરાવવાના અને બીજાં દેશહિતનાં કાર્ય તરફ ધ્યાન આપવા આ સભા આગ્રહ કરે છે.

## વિદેશી માલનો બહિષ્કાર.

(૫) આર્થિક બાબતમાં હિંદુસ્થાનને સ્વતંત્ર તથા સ્વાશ્રયી બનાવવાના હેતુથી પરદેશી વેપારને લગતા સંબંધનો ક્રમે ક્રમે બહિષ્કાર કરવા તથા હાથે કાંતવા તથા વણવાના ઉદ્યોગને ઉત્તેજન આપવા વેપારીઓને આ સભા આગ્રહ કરે છે, અને તે માટે આ સભાની મહાસમિતિને એ બાબતમાં અનુભવ ધરાવતા માણસોની સમિતિ નીમવા તથા આર્થિક બહિષ્કારની યોજના તૈયાર કરાવવા ભલામણ કરે છે.

## આત્મભોગનો આગ્રહ.

(૬) અને સાધારણ રીતે અસહકારની ફતેહ માટે આત્મભોગ અત્યંત જરૂરનો છે, તેથી આ દેશના દરેક ધંધાના દરેક સ્ત્રી-પુરૂષને આ રાષ્ટ્રીય ચળવળ માટે પોતાથી બને તેટલો વધારેમાં વધારે આત્મભોગનો ફાળો આપવા આગ્રહ કરે છે.

## રાષ્ટ્રીય સ્વયંસેવકો.

(૭) અસહકારની પ્રગતિ વધારે ઝડપથી કરવા માટે દરેક

પ્રાંતના મુખ્ય શહેરમાં મથક રાખી ગામેગામ મંડળો નીમવા આ સભા ભલામણ કરે છે.

(૮) રાષ્ટ્રીય સેવક મંડળના નામથી દેશના કાર્ય માટે રાષ્ટ્રીય સેવકોની સંસ્થા સ્થાપવા આ સભા ભલામણ કરે છે.

(૯) ઉપર જણાવેલા રાષ્ટ્રીય સેવક મંડળના નિભાવ માટે તેમજ સાધારણ રીતે અસહકારની ચળવળને માટે એક રાષ્ટ્રીય ફંડ ઉભું કરવા જરૂરી પગલાં લેવાં અને તેને "સમસ્ત હિંદ ટિળક સ્મારક સ્વરાજ્ય ફંડ" નામ આપવા, આ સભા ભલામણ કરે છે.

## ધારાસભાના સભાસદો પ્રત્યે.

અસહકારની યોજનાને અંગે અને ખાસ કરીને મતદારોએ કરેલા ધારાસભાના બહિષ્કારને અંગે થયેલાં કાર્યને માટે આ સભા પ્રજાને ધન્યવાદ આપે છે અને જે સંજોગોમાં નવી ધારાસભાઓ સ્થાપવામાં આવી છે તે જોતાં તેઓ પ્રજાના સાચા પ્રતિનિધિરૂપ નથી એવો આ સભા દાવો કરે છે, અને ઉમેદ રાખે છે કે પોતાના મતદારોના ઘણા મ્હોટા ભાગે મત નહિ આપેલો હોવા છતાં જેઓએ ચુંટાવાનું પસંદ કર્યું છે તેઓ ધારાસભામાંથી રાજીનામું આપવાનું યોગ્ય ધારશે અને જો તેઓ લોકશાસનના સિદ્ધાંત વિરૂદ્ધ તેમના મતદારોની જાહેર ઇચ્છાને ન ગણકારીને ધારાસભામાં રહે તો મતદારો એવા ધારાસભાના સભાસદો પાસેથી કોઇપણ જાતની રાજકીય સેવા ન લે એવી આ સભા ભલામણ કરે છે.

## પોલીસ તથા લશ્કરી નોકરો પ્રત્યે.

પ્રજા અને પોલીસ તથા લશ્કરની વચ્ચે મિત્રાચારી વધતી જાય છે એની આ સભા નોંધ લે છે, અને આ સભાને આશા છે કે પોલીસ તેમ જ લશ્કર તેમના અમલદારોના હુકમનો અમલ કરતાં, પોતાના ધર્મ તથા દેશને ગૌણપદ નહિ આપે તથા પ્રજાના

વિચાર તથા ભાવ માટે તેમને કશી જ દરકાર નથી એવો તેમની સામે જે આક્ષેપ અત્યારસુધી મૂકાયો છે તે, પ્રજા તરફ માયા અને વિનયથી વર્તીને દૂર કરશે.

## તમામ સરકારી નોકરો પ્રત્યે.

અને પ્રજા સરકારી નોકરોને રાજીનામું આપવા ફરમાવે તે દરમિયાન પ્રજા સાથેના તેમના વ્યવહારમાં વધારે માયા તથા પ્રમાણિકતા દાખવીને, તથા જાહેર સભાઓમાં જાતે ભાગ લીધા વગર પણ નિર્ભયપણે અને ખુલ્લી રીતે હાજરી આપીને, તેમજ ખાસ કરીને રાષ્ટ્રીય ચળવળ માટે ઉઘાડી રીતે નાણાં આપીને દેશના કાર્યમાં મદદ કરવા આ સભા તેમને આગ્રહ કરે છે.

## અહિંસા.

શાંતિ ( અહિંસા ) એ અસહકારના ઠરાવનું આવશ્યક તત્ત્વ છે. તેથી આ સભા તે ઉપર ખાસ ભાર મૂકે છે તથા સરકાર સાથેના વ્યવહારની માફક પ્રજાના આંતરિક વ્યવહારમાં પણ શાંતિ જાળવવી અત્યંત આવશ્યક છે એ વાત ખાસ ધ્યાનમાં લેવા પ્રજાને વિનંતી કરે છે. વળી આ સભાનો એવો અભિપ્રાય છે કે હિંસાવૃત્તિ પ્રજાશાસનના શુદ્ધભાવથી વિરૂદ્ધ છે એટલુંજ નહિ પણ અસહકારના ક્રમનાં બીજાં પગલાંઓનો ( જો તેની જરૂર પડે તો ) અમલ કરવામાં તેથી વિલંબ થાય છે.

## પ્રજાનો આંતરિક સહકાર.

અંતમાં ખિલાફત અને પંજાબના અન્યાયો દૂર થાય અને એક વરસમાં સ્વરાજ્ય સ્થપાય તે માટે આ સભા સાથે સંબંધ ધરાવતી તેમજ બીજી જાહેર સંસ્થાઓને સરકાર સાથે અસહકારની તથા અહિંસાની પ્રવૃત્તિ ઉપરજ પુરેપુરૂં ધ્યાન આપવા આગ્રહ કરે છે; અને અસહકારની ચળવળની ફતેહનો આધાર પ્રજા વચ્ચેના

સંપૂર્ણ સહકાર ઉપર રહેલો છે તે જોતાં, આ સભા જાહેર સભાઓને હિંદુ–મુસલમાન વચ્ચે ઐક્ય પોષવાને આગ્રહ કરે છે; અને આ સભાના હિંદુ પ્રતિનિધિઓ બ્રાહ્મણ–અબ્રાહ્મણ વચ્ચેના બધા ઝઘડાઓનો અંત આણવા તથા હિંદુ ધર્મ ઉપરના અસ્પર્શ્યતાના કલંકને દૂર કરવા માટે હિંદુ નેતાઓને ખાસ પ્રયાસ કરવા ફરમાવે છે, તેમજ હિન્દુ ધર્માચાર્યોને માનપૂર્વક આગ્રહ કરે છે કે અંત્યજવર્ગ તરફના વર્તનના સંબંધમાં હિંદુ સંસારમાં સુધારો કરવા માટેની હિંદુઓની વધતી જતી ઇચ્છાને તેઓ ઉત્તેજન આપે."

મૌલાના સાહેબના સુધારા ઉપર મેં ખૂબ વિચાર કર્યો. હિંદુસ્તાનમાં આવ્યા પછી જે કેટલાક સાચા મુસલમાનોને ઓળખવાને હું ભાગ્યશાળી થયો છું તેમાં મૌલાના હઝરત સાહેબ આવી જાય છે. તેમનું દિલ કેટલું દુખાએલું છે એ હું સારી પેઠે સમજી શકું છું. છતાં શાળાની બાબતમાં મને આ ઠરાવ વાંધા પડતો નથી લાગ્યો.

મૌલાના સાહેબ પૂછે છે કે, 'તમે વિદ્યાર્થીઓ વિષે જો આત્મસાક્ષીની બારી રાખો છો તો બીજી બાબતોમાં પણ તેવી બારી કેમ નથી રાખતા ?' દરેકને માટે આત્માની સાક્ષી એ આખરી રસ્તો તો છેજ. કોન્ગ્રેસનો ઠરાવ કોઇની "આત્મસાક્ષી" ની આડે આવી શકે નહિ. એનો એવો અર્થ કરવો એ ભૂલ છે. કોંગ્રેસના ઠરાવને એ રીતે બંધનકારક ગણવાનો મેં કદિ આગ્રહ નથી બતાવ્યો. હઝરત મોહાની સાહેબ વિદ્યાર્થીઓની બાબતમાં મુકેલી ૧૬ વરસની અંદરનો કોઇ વિદ્યાર્થી શાળા છોડવાનો નિશ્ચયી હશે તો આ દુનિયામાં તેને કોણ અટકાવી શકનાર છે ? એમને એમ લાગે છે કે નાનાં છોકરાંઓ પાસે પણ આપણે જઈ શકીએ છીએ. બીજા કહે છે કે "ન જઇ શકાય, તેમણે કઇ શાળામાં ભણવું તે ઠરાવનાર તેમના વાલી મોજુદ છે." આ પ્રમાણે આપણી સામે બે ધર્મો આવી પડ્યા છે. આપણે કહી શકીએ કે શયતાનની મદ્રેસામાં જઇને

તમે નાપાક થશો, પણ વાલી જો વિરુદ્ધ હોય તો તેમને ઠીક લાગે તેમ કરે. કોઇ ખુદાઇનો દાવો કરી ન શકે.

"આત્મસાક્ષી"ને માન ન આપતાં કોન્ગ્રેસની આજ્ઞાને માથે ચડાવવાની સૂચનાને હું મળતો નથી થઇ શકતો. મ્હારા પોતાના આત્માના અવાજ વિરૂદ્ધ હું કોન્ગ્રેસની ભલામણ થએલી જોઉં તો હું શું કરૂં ? મ્હારે તો હજારોની મેદનીએ કરેલી આજ્ઞાની વિરૂદ્ધ જઇને પણ મ્હારા 'અંતરના અવાજ'ને માન આપવું રહ્યું. આથી જ મેં અલીગઢ અને ઢાકાના વિદ્યાર્થીઓને "આત્મસાક્ષી"ની પવિત્રતા ફરી ફરીને સમજાવેલી. આજ સુધી હું એજ ચીજ કહેતો આવ્યો છું. જે ચીજ મેં રોજ કહેલી છે, જેને બધાએ કબૂલ રાખી છે તે જ ચીજ આ ઠરાવની અંદર લખવાથી જો આપણે બધા સાથે રહી શકીએ એવું શ્રી. લાલાજી અને શ્રી. દાસને લાગતું હોય, અને એટલું છતાં જો હું તેવી ચીજ ઠરાવમાં દાખલ ન કરૂં, તો તે મારી આપખુદીજ કહેવાય

તમને કંઈ ઝીણી ખુબીઓમાં વાંધો લાગતો હોય તો તે ખુબીઓ ભલે તમે, જે થોડા સમજનારા છે તેમને સમજાવો; ભરી સભાને તમે એવી ખુબીઓ ન સમજાવી શકો. તમને ધર્મવિરૂદ્ધ લાગતું હોય તો તમે ભલે બ્હાર જઇને ખુશીથી આંદોલન કરો. નાની નાની વાતોમાં આપણે એમ બોલતા ન રહેવું જોઇએ કે "આપણામાં ભંગાણ પડશે." મને બધા આવીને કહે કે હિંદુ મુસલમાન સાથે નહિ રહી શકે, તો પણ હું તો માનવાનોજ કે હિંદુ મુસલમાન હવે છૂટા નથી પડવાના. કોઇ મુસલમાન આવીને મારૂં ગળું કાપી જાય તો પણ હું તો એને મારો ભાઇજ ગણીશ. આપણે બધા એકમત ન થઈ શકીયે, મતભેદ થાય, તો પણ શું કરીએ ? શું હું લાલાજી સાથે લડું ? દાસની જોડે લડું ? હું તો એવી આશા રાખી તેમની સાથે સહકાર કરૂં કે કોઇ દિવસ હું તેમને મારા મતના કરી શકીશ,

અથવા તો જો તેઓ સાચા હશે તો હું તેમનો બની જઇશ. મૌલાના મોહાનીને હું કહું છું કે તમે બહાર જઇને ભલે ચળવળ કરો. કોંગ્રેસની ખાસ બેઠક પણ ભલે બોલાવો. તાકાત હશે તો તે બની શકશે. તમે કુરાનના કલમા ભલે બતાવો, પણ તેનો અર્થ કરવાનો અધિકાર દરેક જણુને છે.

મારૂં ચોકસ માનવું છે કે આપણે કલકત્તા કરતાં આગળ વધ્યીએ છીએ. તેથી તમે સ્પષ્ટતાથી એકદિલ બનીને આ ઠરાવને કબૂલ કરો. કદમ પાછું હઠાય છે એમ ન માનો. જો કોઇને આજે જ કર આપવા ઇચ્છા ન હોય, જો એકાદ પાંચ વરસનો છોકરો પ્રહ્લાદ બનવા ઇચ્છતો હોય તો કોંગ્રેસ તેને નથી અટકાવી શકતી. સહુએ જાણવું જોઇએ કે કોંગ્રેસ તો બકરાંઓની છે, શેરોની નથી. તે કોઇને ફરજ પાડી નથી શકતી.

હું તો એટલે સુધી તૈયાર છું કે ધર્મ કે ઈમાન જતો ન હોય તો ઐક્યને અર્થે હું એક કદમ પાછો પણ હઠું. એ પાછા હઠવામાં નિર્બળતા નથી; તેમાં જરાય શરમાવાપણું નથી.

લાલાજીએ પોતાના ભાષણમાં સિપાહીની ફરજ વિષે કહ્યું છે. મને સોલ્જરની બધી સખ્તાઇવાળી રીતભાતની બરાબર ખબર છે. હું જો સોલ્જર હોઉં અને મને જલીઆંવાલા બાગમાં ગોળીબાર કરવાનો હુકમ મળ્યો હોય તો હું નોકરીમાં હોવા છતાં એ હુકમનો અનાદર કરૂં, અને તેને માટે મારી છાતીમાં ગોળી ઝીલી લઉં. દરેક સિપાહી કે જે ગોળી ઝીલી લેવાને તૈયાર છે, તેને ધર્મવિરુદ્ધના હુકમનો અનાદર કરવાનો હક્ક છે.

પોલીસ અને લશ્કરી લોકોના સંબંધમાં પણ સાહેબ લોકોના નોકરોને ફોડવાનો આ ઠરાવમાં આશય નથી. એમાં તેમને એટલું જ સમજાવવાનો આશય છે કે આ શયતાની સરકારની સેવા બજા-

વીને તેઓ દેશનું અકલ્યાણ કરે છે. આ વાત તેમને સૂઝી જાય એટલે તેઓ નોકરીઓ છોડી દે. આપણે તેમની વફાદારીને કે નોકરીને અંગે રહેલી તેમની ફરજ વિરૂદ્ધ તેમને નથી ઉશ્કેરતા. આપણે તો માત્ર એમનાં અંતઃકરણમાં બળતી આત્મજ્યોત હોલવી ન નાંખવાને જ એમને સમજાવીએ છીએ.

મને ઉમેદ છે કે આ ઠરાવ પાસ કરીને તમે છેલ્લા ત્રણ મહિનામાં સરકાર જોડે, અગર તો આપણી વચ્ચે થયેલા વિખવાદ અને કલેશ—કડવાશને છેક ભૂલી જશો, અને કેવળ એકચિત્ત થઇને ઠરાવમાં બતાવેલો કાર્યક્રમ પાર પાડવાના કામમાં લાગી જશો. આટલું કરશો તો હું ફરી એકવાર તમને યાદ આપું છું કે સ્વરાજ્ય મેળવવાને વરસ પણ નહિ અને નવ મહિના પણ તમને લાગવાના નથી."

# મહાસભાનું ધ્યેય.

મહાસભાના જુના બંધારણની ૧ લી કલમમાં મહાસભાનું ધ્યેય નીચે પ્રમાણે હતું:—

"બ્રિટિશ સામ્રાજયના સ્વારાજ્ય ભોગવતાં સંસ્થાનોના જેવું રાજ-બંધારણ હિન્દુસ્તાનની પ્રજાએ મેળવવું અને તે સામ્રાજયના હક અને જવાબદારીઓમાં તે સંસ્થાનોના સમાન ભાગીદાર થવું એ મહાસભાનું ધ્યેય છે, અને ચાલુ રાજ્યતંત્રમાં ક્રમે ક્રમે કાયદેસર સુધારા કરાવીને, રાષ્ટ્રીય એકતા જગાવીને, જાહેરજીવનને પોષીને દેશનું બુદ્ધિબળ, નીતિબળ તેમજ આર્થિક અને ઔદ્યોગિક સંપત્તિ ખીલવીને અને વ્યવસ્થિત કરીને આ ધ્યેય સાધવું."

આ જુના ધ્યેયને બદલે નીચેનું નવું ધ્યેય દાખલ કરવાનો ઠરાવ રજુ કરતાં સને ૧૯૨૦ ના ડીસેમ્બર માસની નાગપૂરની ૩૫ મી રાષ્ટ્રીય મહાસભાની બેઠકમાં મહાત્મા ગાંધીજીએ હિંદી તથા અંગ્રેજીમાં જે ભાષણ કર્યું હતું તેનો સારાંશ નીચે આપ્યો છે:—

**"હિંદુસ્તાનની પ્રજાએ શુધ્ધ અને શાન્તિમય માર્ગે સ્વરાજ મેળવવું એ મહાસભાનું ધ્યેય છે."**

આ ઠરાવનો અર્થ એ છે કે આ રાષ્ટ્રીય સભાનો હેતુ સ્વરાજ મળે એવો છે અને એ સ્વરાજ લેવાને વાસ્તે ઉપાય એકજ છે. તે એ કે આપણાં સાધનો ન્યાયી, નિર્મળ અને શાંતિમય હોય. સ્વરાજ બ્હેલામાં બ્હેલું મળવું જોઇએ, આજે મળતું હોય તો આજે જ લેવું જોઇએ એમ કોન્ગ્રેસ માને છે.

સ્વરાજ મેળવવાને માટે શું કરવું જોઇએ તે પણ આ ઠરાવમાં કોન્ગ્રેસ બતાવે છે. ઠરાવમાં લખ્યું છે કે સ્વરાજ આપણે તલવારથી નથી મેળવવું. સ્વાધીનતા આપણે જુઠથી કે સચ્ચાઇને છોડીને નથી લેવી. પણ જેવો આપણો હેતુ નિર્મળ છે તેવાં આપણાં સાધન પણ નિર્મળ હોવાં જોઇએ. એટલે આ ઠરાવનો અર્થ એ છે કે આપણે સ્વરાજ લેવાનો દૃઢ નિશ્ચય કરવો અને તે મેળવવામાં ન્યાય, સચ્ચાઈ અને શાંતિનો રસ્તો લેવો.

હું મારૂં સુભાગ્ય સમજું છું કે આવો મહત્વનો ઠરાવ આ મહાસભાની આગળ રજુ કરવાનો મને પ્રસંગ મળ્યો છે. આપને હું જણાવીશ કે આજસુધીનો કોંગ્રેસનો હેતુ એવો હતો કે જેવું બ્રિટિશ સામ્રાજ્યમાં રહીને સંસ્થાનો જવાબદારી રાજ્યતંત્ર ભોગવી રહ્યાં છે જેને Responsible Colonial Government કહે છે તેવું રાજ્યતંત્ર એ સામ્રાજ્યમાં રહીને જ આપણે લેવા ચાહીએ છીએ. અને એ મેળવવું તે કાયદા પ્રમાણે. કાયદો એટલે બ્રિટિશ સલ્તનતનો કાયદો. બ્રિટિશ સરકાર ખિલાફતના પ્રશ્નનો સંતોષકારક નિવેડો ન આણે, કે પંજાબના અત્યાચારોમાં ન્યાય તો બાજુએ રહ્યો પણ પોતાની ભૂલ સુદ્ધાં કબુલ કરે નહિ તો પણ તેવી સરકારના કાયદાને

માન આપીને, જો આપણે કોંગ્રેસમાં રહેવું હોય તો, આપણાથી એ સલ્તનતને મિટાવી ન શકાય, એવો આજસુધીના બંધારણનો અર્થ હતો. આટલો ઘોર અન્યાય સલ્તનત કરે અને દુરસ્ત ન કરે તોયે તેની બરદાસ્ત કરી લેવાનું હિંદુથી કે મુસલમાનથી હવે બની શકે તેમ નથી, તેથી આ ઠરાવથી આપણે એકરાર કરીએ છીએ કે આપણે સ્વરાજ જોઇએ છે. સ્વરાજ લઇને જ આપણે પંજાબ અને ખિલાફતના સવાલોમાં ઈન્સાફ મેળવી શકીશું.

પણ સ્વરાજ લેવામાં હું પશ્ચિમનાં સાધનો લેવા નથી માગતો. હું જાણું છું કે મુસલમાનો આજે એમ નથી કહેતા કે અમે અ- મારી સ્વાધીનતાને માટે કોઈ દિવસ તલવાર નહિ ચલાવીએ. પણ આટલું તો સહુ સમજે છે કે તલવારથી આજે આપણે જોઇએ છે તે નથી મેળવી શકવાના; અને તેથી તો આપણે તર્કે મવાલત અ- થવા અસહકાર ચલાવી રહ્યા છીએ. તલવાર વડે આપણે આપણને પોતાને, આપણા ધર્મને કે સલ્તનતને કે કોઇને યે બચાવી શક- નાર નથી. તમે સહુ આ મારૂં કહેવું કબૂલ કરતા હો તો જે પ્ર- સ્તાવ મેં તમારી સમક્ષ મૂકયો છે તેનો કોઈ વિરોધ કરશો નહિ.

હું જાણું છું કે આપણા ડાહ્યા પુરૂષોમાં બે પક્ષો છે, તેમાં એક પક્ષમાં મારા વડીલ બંધુ માનનીય પંડિત માલવિયજી છે. પંડિતજીને આજે તાવ અને શરદી થવાથી અહીં તમારી પાસે તે- મનો અભિપ્રાય આપવાને આવી નથી શકયા તેથી તેમની મતલબ હું તમને ટુંકામાં કહી જઇશ. તમે જાણો છો કે પંડિતજીના જેવી દેશની સેવા કરનાર ઘણા નથી હોતા. તેમના જેવી સેવા કરનારનું કહેવું માન્ય ન હોય તોપણ શાંતિથી અને અદબથી સાંભળી લેવું જોઇએ. તેઓ કહે છે કે બ્રિટિશ સલ્તનતને મિટાડવાની વાત કરવી એ આપણી તાકાતની બહાર છે. જે હિંદ બેહથિયાર છે, કમ- તાકાત છે તે આવી જબરી સલ્તનતને કેવી રીતે મિટાવી શકવાનું ?

તેઓ કહે છે કે પોતાની તાકાત બહારનું સમજાવીને લોકોને ભમાવવા ન જોઇએ. જે એવા લોકોને તેમની તાકાતની હદબહાર લઇ જાય તે મૂર્ખ છે. તેમના કહેવા પ્રમાણે જ, જો આ પ્રજાની તાકાતબહાર હોય તો તેમની સલાહ હું કબૂલ કરી લઉં. પણ આ બાબતમાં હું તેમના મતથી વિરૂદ્ધ મત ધરાવું છું કે પ્રત્યેક સ્ત્રી અને પુરૂષની અંદર સ્વરાજ લેવાની શક્તિ રહેલી છે. જ્યાં સુધી શરીરમાં આત્મા છે એટલો વિશ્વાસ આપણા દિલમાં રહ્યો છે ત્યાં સુધી આપણે સ્વરાજને લાયક છીએ એમ મારૂં માનવું છે—તેત્રીસ કોટિ હિંદુ મુસલમાનો બન્ને ધર્મચુસ્ત છે, ખુદાનું નામ લેનાર છે, ઇશ્વરને નામે મરવું ચાહનારા છે. એક ગાયની કત્લ ઉપર એક હજાર હિંદુઓ ખૂન લેવાને અને પોતાનું ખૂન રેડવાને તૈયાર છે, એક મુસલમાનના અપમાનને ખાતર અનેક મુસલમાનો પોતાનાં ખૂન આપવાને અને ખૂન લેવાને તૈયાર છે. જ્યાં સુધી આવા હિંદુઓ અને આવા મુસલમાનો હિંદુસ્તાનમાં હયાત છે ત્યાં સુધી હું કદિ નહીં કહું કે હિંદુસ્તાનને માટે સ્વરાજ લેવું અશક્ય છે, ત્યાં સુધી સ્વરાજના આપણા આ આદર્શને હું દૂર ન રાખવા દઉં.

આ સલ્તનતે એટલા બધા અત્યાચારો કર્યા છે કે તેના ઝંડા નીચે રહેવું એ ઇશ્વરની બેવફાઇ કરવા બરોબર છે. માટે મારી તમને સહુને નમ્ર પ્રાર્થના છે કે તમે આ ઠરાવને પસંદ કરજો.

આપણામાંથી જેમને એમ લાગતું હશે કે આપણે અશક્ત છીએ, શક્તિથી સ્વરાજ લઇ શકાય એમ નથી તેમને પણ આ ધ્યેય કબૂલ હોવું જોઇએ, કારણ કે આપણે શાંતિથી, સચ્ચાઇને ન છોડીને જ સ્વરાજ મેળવવું છે. આથી આપણે આદર્શને મોટામાં મોટો રાખી શકીએ છીએ.

જેમના દિલમાં એવો સંશય હશે કે આ સલ્તનત કેમ નહિ સમજી જાય ? આવી સલ્તનત પણ છેવટે સમજી જશે અને ન્યાય

આપશે. કાઉન્સિલોમાં જઇને તેમને સમજાવી શકશું. એવા મતના લોકોને માટે પણ આ ઠરાવથી કોંગ્રેસમાં સ્થાન રાખેલું છે.

આપણે સલ્તનતને દંડ દેવા નથી માગતા. અંગ્રેજી સલ્તનતને મિટાવીને જ સ્વરાજ મેળવવું એમ આમાં નથી. એજ સલ્તનત જો આપણુને ન્યાય દેવા તૈયાર હોય, અધિકાર દેવા તૈયાર હોય તો આપણે તેની અંદર રહેવાને તૈયાર છીએ. આને હું ન્યાયપંથ કહું છું. એ પંથે જતાં આપણુને બાધા કે વિઘ્ન નથી.

માટે હું તમને કહું છું કે તમને આ ઠરાવ કબૂલ હોય, આપણે સ્વરાજ લેવું છે અને તે આ ઠરાવમાં કહ્યું છે તેવા ઢંગથી લેવું છે એ તમને કબૂલ હોય તો તમે દિલમાં દૃઢ પ્રતિજ્ઞા કરો. કેવળ ઠરાવ પસાર કરી દીધો એટલે કામ ખતમ નથી થતું. તમે પ્રતિજ્ઞા કરશો તો સ્વરાજ જરૂર મેળવશો, પંજાબના જુલમોને અને ખિલાફતના અન્યાયને દુરસ્ત કરી શકશો.

તમને એમ કહેનારા વકતા પણ આવશે કે આપણા ઉદ્દેશને હાંસલ કરવાને ફાવે તેવાં સાધનો વાપરી શકીએ. આનો જવાબ પ્રસંગ આવશે તે વખતે હું આપીશ. અત્યારે તો હું એટલુંજ કહીશ કે કોંગ્રેસનો આપણે આદર્શ ઠરાવીએ તો તે આજનો સમો જોઇને જ ઠરાવવો જોઇએ. મારે પોતાને માટે તો એજ ધર્મ છે કે હિંસા કરીને મને સ્વરાજ મળતું હોય તો તે નથી જોઇતું, મોક્ષ મળતો હોય તો તે પણ નથી જોઇતો, ઈશ્વરની ભક્તિ પણ હિંસા કરીને થતી હોય તો મારે તેવી ભક્તિ નથી જોઇતી. તમારે માટે આજે આ ઠરાવમાં બતાવ્યાં છે તેવાં શાંતિનાં અને સચ્ચાઇનાં સાધનો જ યોગ્ય છે. તેવાં સાધનોથીજ તમારીપર થએલા અન્યાયોને તમે દુરસ્ત કરી શકશો.

હું તમને હવે વધારે કંઈ નથી કહેવા ઇચ્છતો. આજ હિંદુ-

સ્તાનમાં ચોમેર કેટલી જાગૃતિ થએલી છે તે હું પિછાનું છું અને તેથી માનું છું કે તમને કંઈ વધારે સંભળાવવાની જરૂર નથી.

મારૂં વિવેચન પુરૂં કરતાં પહેલાં હું તમારી સમક્ષ એક આદર્શ પાઠ વર્ણવવા ઇચ્છુંછું. કાલે બંગાલ કૅંપમાં થોડો ઝગડો થયો હતો. તે સાંભળીને મને દુઃખ થયું. સ્વતંત્રતા કયી રીતે મેળવાય તે બતાવું એમ જાણીને હું ત્યાં ગયો. અદબની સાથે મારે કહેવું હતું તે એ ભાઇઓને કહ્યું. મેં તેમને કહ્યું કે તમારામાંથી કયો પક્ષ ન્યાયી છે અને કયા પક્ષની ભૂલ છે એ હું નહિ કહી શકું, પણ જો તમે તમારા અણબનાવને દુરસ્ત કરાવી લેવા ઇચ્છતા હો, હિંદુસ્તાનને માટે સ્વરાજ લેવા માગતા હો, દિલ સાફ અને નિર્મળ કરવા માગતા હો તો તમે બધી વાત ભૂલી જાઓ. તમારી બધી તકરાર તમે અહીંજ દફનાવીને ઉઠો અને એ બન્ને પક્ષો સમજી ગયા. સ્વરાજ જોઇતું હોય તો પોતાના ભાઇએ ઇજા કરી હોય કે માથું ફોડયું હોય તોયે આપણે સરકાર પાસે નથી જવું, અધ્યક્ષ પાસે પણ શું કામ જવું પડે ? મને કોઈ લાકડી મારે તો હું તેને સામું નમન કરૂં. તેને જીતવાનો એજ અવસર છે. તેમ ન વર્તીએ તો આપણાથી કંઈ નહિ બને. જો તમે દૃઢ હો, બહાદુર હો, જો સ્વરાજ મેળવવાનો તમારો નિશ્ચયજ હોય અને જો તમારે ખરેખર કોંગ્રેસના ધ્યેયમાં ફેરફાર કરવો હોય, તો તમારે તમારો ગુસ્સો શમાવી દેવો પડશે, ગેરઇનસાફની કંઈ પણ લાગણી તમારા હૃદયને કોતરી ખાતી હોય તો તેને તમારે દબાવી દેવી પડશે અને આ બધું ભૂલી જવું પડશે. બંગાળીભાઇઓ અને અન્ય સર્વ જે આ મહાન પરિષદ્‌માં દૃઢ નિશ્ચય કરીને આવેલા છે તેમની પાસેથી હું એજ માગી લઉંછું કે તમારા દેશને સુદૃઢ બનાવવા સિવાયની બીજી કોઇ બાબત પાછળ પ્રયત્ન ન કરતા; તમારા પોતાના હક્ક આગળ વધારવા વિનાની કોઈ વાતની ચિંતા ન કરતા; તમારા દેશના સ્વ-

માનની રક્ષા સિવાયની કોઈ બાબત પર ધ્યાન ન આપતા. જેમનાં મન ગઈ કાલે દુખાયાં અને જેમને પોતાનાં માથાં ફુટી ગએલાં લાગ્યાં તેવાઓના દૃષ્ટાન્તનું અનુકરણ કરવાની હું તમારામાંના દરેકને સલાહ આપું છું. (હર્ષના પોકાર) કોંગ્રેસની ખાસ બેઠકમાં આપણે જે મહાન યુદ્ધમાં ઉતર્યા છીએ તે વિગ્રહ પૂરો થઈ રહે તે પહેલાં આપણને કદાચ લોહીનો સમુદ્ર તરવો પડશે. આ વાતનું મને ભાન છે, પણ આપણા પર કે આપણામાંના કોઈના પર ખૂન રેડયાનો આરોપ ન આવવો જોઇએ. ભવિષ્યની પ્રજા પાસે આપણે કહેવડાવવું જોઇએ કે આપણે સહન કર્યું છે; આપણે પારકાના નહિ પણ પોતાના જાનની કુરબાની કરી છે અને તેથી હું જરાએ આંચકો ખાધા વગર કહું છું કે જેમનાં માથાં ફુટયાં અને જેમની જીંદગીઓ જોખમમાં આવી પડી કહેવાઇ છે તેવાને માટે હું બહુ સહાનુભૂતિ દર્શાવવા નથી માગતો. આમ થવાથી ગયું શું? પોતાના દેશી ભાઇઓને હાથે મરવું એનાથી રૂડું શું? આપણે શાને માટે અને કોના પર વેર લેવાનું રહ્યું? ડિટેકટીવ કે સરકારનો કોઇપણ અમલદાર મને મારી લે તોયે હું તેની સામે સરકારની પાસે ફરિયાદ નહિ કરૂં, પણ ઈશ્વરની પાસે ફરિયાદ કરૂં. અંદર અંદર આપણે સહકાર પૂરો નહિ કરીએ ત્યાં સુધી સ્વતંત્રતા નહિ મળે. બંગાળીભાઇઓએ દંગો કર્યો પણ તેઓ સમજી ગયા કે તરત સાવધાન થઇ ગયા. જેઓ હિંસાનો ધર્મ સમજે છે તેમને હું કંઇ નથી કહેવા માગતો, પણ જેઓ પોતાને અસહકારવાદી ગણાવે છે તેમને હું જરૂર દબાવીને કહી શકું. તેમણે ગુસ્સો નહિ કરવાનો એકરાર કર્યો છે. હું બંગાળના ડેલીગેટભાઇઓને આ પ્રસંગે મુબારકબાદી આપું છું. તમે સહુ તેમની પેઠેજ વર્તશો તો, મને રજ માત્ર શંકા નથી કે તમે સ્વરાજ મેળવી શકશો. તમને મારનારને તમે મારી આપો તે નામર્દાથી નહિ આપો. મને કોઇ મારે તો હું તેને નામર્દાથી બરદાસ્ત નહિ કરી લઉં. હું જાણું છું કે તે ખરેખરો

નામર્દ છે. તેની દયા ખાઇને મારાપર અત્યાચાર કરનારને પણ હું માફી આપું દઉં એમાં બહાદૂરી છે. આ ઠરાવ તમારી પાસે મુકતી વેળાએ આ પદાર્થપાઠ હું તમારી સામે મુકું છું.

સાથે સાથેજ હું તમારી પાસેથી દુનિઆમાં કશાથી ન ચળી શકે એવી શ્રદ્ધા અને નિશ્ચયની પણ આશા રાખું છું. હું જાણું છું કે તમારો નિશ્ચય જેમ બને તેમ વહેલું સ્વરાજ મેળવવાનો છે અને તમારી ઇચ્છા એ સ્વરાજ કાયદેસર, ખાનદાનીભર્યાં, અહિંસાત્મક અને શાન્ત સાધનોથીજ મેળવવાનો છે. હથિયારથી આપણે સરકારનો મુકાબલો કરી શકીએ એમ નથી; પણ જેને હું આત્મબળ કહી રહ્યો છું તેનાથી આપણે સરકારની સામે ઝૂઝી શકીએ એમ છીએ. આ આત્મબળ કોઇ એકજ માણસના—પછી તે સંન્યાસી હોય કે કહેવાતો મહાત્મા હોય—અધિકારની વાત નથી. આત્મબળ સ્ત્રી કે પુરૂષ સર્વ મનુષ્યના અધિકારની વાત છે અને તેથી મારા દેશબંધુઓ જો આ ઠરાવને સ્વીકારવા માગતા હોય તો તેમને હું કહું છું કે તેઓ દ્દઢ નિશ્ચયથી સ્વીકારે અને સમજી લે કે મેં ઉપર વર્ણવી તેવી શુભ પળમાં તે સ્વીકારાયો છે. પ્રભુ તમારી પાસે આ ઠરાવ સર્વાનુમતે સ્વીકારાવે અને તમારામાં એક વર્ષની અંદર આ ઠરાવને પાર પાડવા જેટલાં ધૈર્ય અને બળ પ્રેરે. ( લાંબી તાળીઓ )

તા. ૧ લી ઓગસ્ટ, ૧૯૨૦ના રોજ ખિલાફત કમિટીના ઠરાવની રૂએ મહાત્માજીએ અસહકારની ચળવળ શરૂ કરી ત્યારથીજ તેમણે ધારાસભાઓ, કોર્ટો અને શાળાઓનો બહિષ્કાર કરવાની સલાહ આપવા માંડી હતી. પણ ગુજરાત રાજકીય પરિષદ્ તે માસની તા. ૨૯-૩૦ મીએ અમદાવાદમાં મળી, અને તેમાં આ કાર્યક્રમ અમલમાં મુકવાનો ચોખ્ખો ઠરાવ થયો. ત્યારથીજ ગુજરાતમાં તો તેનું રહસ્ય સમજાયું. તે પછી સપ્ટેંબરની શરૂઆતમાં કલકત્તામાં મળેલી મહાસભાની ખાસ બેઠકે ખૂબ ચર્ચા કર્યા પછી ગાંધીજીએ ઘડેલો ક્રમ લગભગ અક્ષરશઃ કબૂલ રાખ્યો, એટલે આખા હિંદુસ્તાનમાં તેમજ ગુજરાતમાં તેના અમલની શરૂઆત સાથે સાથેજ કરવામાં આવી. ધારાસભાનો બહિષ્કાર તો તરતજ સિદ્ધ થયો કારણ કે મહાસભાની બેઠક પૂરી થયા પછી થોડાજ દિવસમાં કોંગ્રેસ પક્ષના જે આગેવાનોએ ધારાસભા માટે ઉમેદવારી બહાર પાડી હતી તેમણે કલકત્તાના ઠરાવને માન આપીને તે પાછી ખેંચી લીધી. બીજી બાજુએ કોર્ટોના બહિષ્કારનું કામ ઘણુંજ વધારે મુશ્કેલ હતું, તેથી સરકારી શાળાઓમાંથી છોકરાઓ ઉઠાવી લેવાની તેમજ મ્યુનિસિપાલિટીઓ અને શાળા ચલાવનાર ખાનગી સંસ્થાઓ વગેરેને સરકારી મદદ અને મંજુરી બંધ કરવાને સમજુત આપવાનું કામ જે છેક સહેલું ન હોતું છતાં પ્રયત્નથી થોડે ઘણે અંશે સાધી શકાય એવું હતું, તેના ઉપર લગભગ ૧૯૨૧ ના એપ્રિલ માસ સુધી ગાંધીજીએ ખૂબ ધ્યાન આપ્યું. તે દરમ્યાનજ અમદાવાદની પ્રોપ્રાયટરી સ્કુલ જેવી મોટી શાળાએ સરકારનો સંબંધ તોડી નાંખ્યો અને ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના થઈ. તેમજ અલીગઢની કોલેજ ને બનારસ હિંદુ યુનિવર્સિટીનો સરકાર સાથે સંબંધ રદ કરવાને ગાંધીજીએ મૌ. શૌકતઅલીની મદદથી ઝુંબેશ ચલાવી, અને અલીગઢની રાષ્ટ્રીય મુસ્લીમ યુનિવર્સિટી અને કાશી વિદ્યાપીઠની સ્થાપના થઈ. ઉપરાંત, ગુજરાતમાં અને બીજા અનેક પ્રાંતોમાં થોડાં મહાવિદ્યાલયો અને સંખ્યાબંધ કુમારમંદિરો અને વિનયમંદિરો સ્થપાયાં. આમ કલકત્તામાં અને પછીથી નાગપૂરમાં પસાર થયેલા આખા ક્રમ વિષે ચળવળ ચાલતી હતી, છતાં પણ વિશેષ ભાર શાળાઓના બહિષ્કાર ઉપર મૂકાયો હતો, તેથીજ આ વિભાગને તે નામ આપ્યું છે.

# વિદ્યાર્થીઓ વચ્ચે ગાંધીજી.

તા. ૨૮ સપ્ટેમ્બર ૧૯૨૦ના રોજ સાંજે અમદાવાદના એલિસબ્રિજ હેઠળ વિદ્યાર્થીઓની એક જાહેરસભા આગળ ગાંધીજીએ જે ભાષણ આપ્યું હતું તેમાંનો મુખ્ય ભાગ નીચે પ્રમાણે છેઃ—

પંજાબમાં વિદ્યાર્થીઓને ૧૬–૧૮ માઈલ ચલાવ્યા, કેટલાક બાળકોને ચાબુક મારવામાં આવ્યા એટલું જ અપમાન થયું હતું એમ નથી પણ વિદ્યાર્થીઓને યુનિયન જેકની સલામ ભરાવવામાં આવી. એમ બળાત્કારે યુનિયન જેકને અને ખુદ પરમેશ્વરને પણ સલામ ભરાવવામાં આવે એની જેના પર બળાત્કાર કરવામાં આવ્યો હોય તેનાપર અને ખુદ પરમેશ્વરપર શી અસર થાય એ હું વિદ્યાર્થીઓને જ વિચારવાનું સોંપું છું. વળી કેટલાકને કોલેજમાંથી કાઢી મૂકવામાં આવ્યા. આવા કેટલાક વિદ્યાર્થીઓના મારા પર પત્રો આવતા. તેઓને તો એમજ લાગતું કે પોતે બેહાલ થઇ ગયા અને સર્વસ્વ ગુમાવી દીધું. વિદ્યાર્થીઓને પંજાબના પ્રકરણમાંથી કાંઇ શીખવાનું હોય તો તે એ છે કે કોલેજો પર જે મોહ છે એ કાઢી નાંખવા

કરવો એટલે હિજરત કરવી એવું જ થાય. પણ તેટલું કરવાનું હું નથી કહેતો. ત્યાગ કરીને આપણે ક્યાં જઇએ ? હિંદી મહાસાગર યા બંગાળી ઉપસાગરના પેટ શિવાય તો હું ક્યાંયે આશરો નથી જોતો. પણ તુલસીદાજીએ કહ્યું છે કે અસંતોનો સદંતર ત્યાગ ન કરી શકો તો તેનાથી થોડા દૂર રહો. રાવણનાં પકવાન્નો તથા દાસીઓનો ત્યાગ કરી અશોકવાટિકાનાં કેવળ ફળફૂલથી નિર્વાહ કરનારાં સીતાજીના જેવો **શાંતિમય અસહયોગ કરવાની તાકાત તમારામાં ન આવે તો હિંદુસ્તાન ફના થઇ જાય, ગુલામીમાં સબડયાં કરે એ વિષે મને લેશ શંકા નથી.**

## સલ્તનત વર્ષો થયાં હિંદનું નખ્ખોદ વાળી રહી છે.

આ સલ્તનત રાક્ષસી કેમ છે તેનાં કારણોમાં હું ઉતરવા નથી માગતો. પણ પંજાબના અત્યાચારો કરનારી, ૭ ૭ સાત સાત વર્ષના બાળકોને તાપમાં ચલાવી મારી નાંખનારી, ઓરતોની લાજ લેનારી, અને જે અમલદારોએ આ અત્યાચારો કર્યા તેણે કાંઈ ગુન્હા નથી કર્યા, તેમણે તો સલ્તનતને બચાવી એમ કહેનારી સલ્તનતના તાબાની શાળાપાઠશાળામાં ભણવું મારે મન મહામાં મહા અધર્મ છે. મારા વડીલબંધુ પંડિતજીને એ ધર્મ લાગે છે. મને મારાં શાસ્ત્ર એવું નથી ભણાવતાં. રાવણના હાથથી હું ગીતા નથી શીખી શકતો, કુરાન નથી શીખી શકતો, બાઇબલ નથી શીખી શકતો. ગીતાજીનું ધાર્મિક દષ્ટિએ અધ્યયન કર્યું હોય તેની પાસેજ શીખું. દારૂ પીનારા પાસે કેમ શીખી શકું ? મારો આત્મા કેટલો સળગી રહ્યો છે તેનો તમને હું ખ્યાલ નથી આપી શકતો. આ સલ્તનતની મેં ૩૦ વર્ષ સેવા કરી. તેમાં કાંઇ ખૂરૂં કર્યું એમ કહેવા માગતો નથી. માત્ર હવે હું એને સેવા આપી શકતો નથી. કારણ હવે મેં પંજાબના અત્યાચારો જોયા છે; એટલુંજ નહીં પણ હું એ પણ જોઈ શકું છું કે એ સલ્તનત કેટલાંય વર્ષ થયાં હિંદનું એવું નખોદ વાળી રહી છે કે

જેની સરખામણીમાં પંજાબના અત્યાચાર કાંઇ વિસાતમાં નથી. તમારા જેવડો હું હતો ત્યારે દાદાભાઇ નવરોજજીનું 'Poverty and the Un-British Rule in India' મેં વાંચેલું તેમાં જે progressive drain—ઉત્તરોત્તર વધતું જતું દ્રવ્યશોષણ—સાબીત કરેલું છે તે આજે ઓછું થયું છે? લશ્કરી ખર્ચ વધતું ગયું છે કે નહીં? પેન્શનોમાં તણાતાં નાણાં વધ્યાં છે કે નહીં? પરદેશી માલ વધુવધુ આવતો જાય છે કે નહીં? આનો જવાબ જો 'હા' હોય તો કહું છું કે લૉર્ડ સિંહ જેવા ભલે ગવર્નર થાઓ—અરે પંડિતજી જેવાને વાઇસરૉય બનાવવામાં આવે તો પણ તેને સલામ કરવા હું નજ જાઉં. ખરી સ્થિતિ એ છે કે આ રાજ્યપ્રથા નીચે આપણી ગુલામી વધતીજ ગઇ છે. અને ગુલામ જ્યારે ગુલામી-ની શૃંખલાની ચમક જોઇને મુગ્ધ થાય છે ત્યારે તેની ગુલામી સંપૂર્ણ થઇ કહેવાય. ૩૫ વર્ષ ઉપર જે ગુલામી હતી તેના કરતાં આજે આપણામાં વધારે ગુલામી છે એમ હું કહું છું. આપણે વધારે હતાશ બનતા ચાલ્યા છીએ. આપણામાં નામર્દાઇ વધતી ગઇ છે એટલે તાત્વિક દૃષ્ટિએ કહું તો જરૂર કહું કે આપણામાં ગુલામી વધતી જાય છે.

## સલ્તનતે હિંદુસ્તાનને નાપાક બનાવી દીધું છે.

બાબુ ભગવાનદાસના વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાનનો એક ભાગ મારી સ્મૃતિમાં આવ્યાંજ કરે છે—તેમણે કહ્યું છે કે આપણા રાજ્યા-ધિકારીઓ જ્યારે વણિક બનીને રાજ્ય કરે, અને વણિક બનીનેજ નહીં પણ જ્યારે ભાંગ ગાંજા જેવાં નિશાનાં સાધનોનો વેપાર કરે, ત્યારે તે અધમ બને છે, તેમનો ત્યાગ કરવો જોઇએ. આ સલ્તનતે હિંદુસ્તાનને નાપાક બનાવી દીધું છે. આબકારીખાતું વધતુંજ જાય છે—સ્વદેશી દુકાનો પડી ભાંગી દારૂની દુકાનો વધતી જાય છે. ગોખલેજી જેવાએ શાળાઓ વધારવાનો અવાજ કાઢયો હતો પણ

સ્થિતિ એ છે કે સને ૧૮૫૭ માં પંજાબમાં જ્યારે ૩૦૦૦૦ શાળાઓ હતી ત્યારે આજે ત્યાં ૫૦૦૦ છે. સરકારે એ શાળાઓને કચડી. સરકારનામાં યોજનાશક્તિ છે. આપણામાં યોજનાશક્તિ છે? પણ આપણને તો તેમણે ભ્રમણામાં રાખ્યા છે. એ લોકો આપણને સ્વરાજનો શો પાઠ શીખવવાના હતા? કાઉન્સિલમાં જઇને આપણે સ્વરાજનો પાઠ શીખીશું? સ્વરાજશક્તિ શીખવા માગતા હો તો આરબો પાસે જાઓ, બોઅરો પાસે ચાલ્યા જાઓ. હું તો કહું આપણામાં સ્વરાજશક્તિ આજે પણ છે પણ આપણે સિંહ છતાં પોતાને બકરાં માની બેઠાં છીએ. આત્મા જેનામાં છે તેને કોણ ડરાવી શકે? આ ભાવના તમારામાં ઉત્પન્ન થાય ત્યારે તમને ખરી તાલીમ મળી. એ તાલીમ પ્રથમ લીધા પછીજ તમે બીજી સામાન્ય તાલીમ લઈ શકો. આજે તો તમારી બેડીઓને વધારે જકડે એવી તાલીમ તમે લઇ રહ્યા છો. ડિગ્રીઓ ઉપર મુગ્ધ હોવાને લીધે આપણે આજે કહી રહ્યા છીએ કે આપણને ચાર્ટર જોઇએ છે. આ ઝાડો નીચે આપણે નથી ભણતા તેનું કારણ શું? આવાં ભવ્ય મકાનો આપણને શા સારૂ જોઇએ? દેશમાં જ્યાં કેટલાંએ માણસોને પૂરૂં ખાવા પણ નથી મળતું, જ્યાંની સ્ત્રીઓ બદલવાનું બીજું વસ્ત્ર ન હોવાને લીધે દિવસના દિવસ સ્નાન કરી શકતી નથી, ત્યાં તમને જ્ઞાન મેળવવા માટે મોટી મહેલાતો જોઇએ? જો તેમ હોય તો તમે અસહકારને ભૂલી જાઓ. તમને દેશને માટે દર્દ હોય, મારામાં જે આગ સળગી રહી છે તે તમારામાં સળગી રહી હોય તો મકાનબકાનની વાત ભૂલી જાઓ અને હું કહું છું તેવો અસહકાર કરો. જો તમે તેમ કરશો તો જે પ્રતિજ્ઞા મેં બીજે સ્થળે કરી છે તે હું આ પવિત્ર સ્થળમાં પાછી કરૂં છું કે એક વર્ષમાં આપણને સ્વરાજ મળશે.

## આ ભડકતી આગમાંથી હઠી જાઓ.

પણ ફરી ફરીને હું કહું છું કે તમે તમારા ધર્મને પિછાનો

તોજ એ મળે. હર્ષનાદો કર્યે એ ન મળી શકે. હું આ વાતો કેમ કરી રહ્યો છું? મને ધનદોલત નથી જોઇતાં, માનઅકરામ નથી જોઇતાં, હિંદુસ્તાનનું તાજ નથી જોઇતું. મને તો હિંદુસ્તાનની આઝાદી જોઇએ છે. મને બધા કહે છે કે તમે બીજાની સાથે મળીને જાઓ. પણ હું મળી નથી જઇ શકતો, મારા હૃદયનો મત છોડીને હું એક નથી થઇ શકતો. અંતરાત્માનો અવાજ તરછોડીને હું એક નથી થઇ શકતો. સિદ્ધાન્તની વાતને છોડીને મળવા નથી માગતો. સિદ્ધાન્તની વાત એ છે કે સ્વરાજ મેળવવું હોય તો પ્રત્યેક જણે આઝાદ થવું જોઇએ. તમે જેમ સામેના ઝાડોને જુઓ છો તેમ તમારો અંતરાત્મા પ્રત્યક્ષ અનુભવે કે આ સલ્તનત રાક્ષસી છે, અહીં ભણવું એ પાપ છે, લેફ્ટેનન્ટ ગવર્નર સુઝે તેટલું કહે કે અમારો કાંઇ કબજો નથી, પણ ગુપ્ત રીતે પણ તે પોતાની અસર ચલાવી શકે છે, જો તમને એમ લાગી જાય કે આ સલ્તનતની પાસે તાલીમ લેવી એ બેવફાઈ છે તો તમે એક ક્ષણ પણ આ વિદ્યાલયમાં ન રહેજો, એની ગંધ પણ ન લેજો.

હું તમને કહું છું કે આ ભડકતી આગમાંથી હડી જાઓ, અને બધાંય જોખમો ઉઠાવો. મને બીજો પ્રશ્ન ન પૂછશો. વિદ્યાર્થીઓ શું કરે એમ ન પૂછશો. પ્રોફેસરો નથી, મકાનો નથી, ક્યાં શીખશું, એમ ન પૂછશો. તમારામાં તાકાત હોય તો તમારાં ઘરમાં ચાલ્યા જાઓ. ઘર તમારી યુનિવર્સિટી છે. તમે વિનયી થાઓ, તમે સત્યશીલ થાઓ તો તમારૂં ઘર તમારી યુનિવર્સિટી છે. પણ તમે આ મંદિરો (વિદ્યાલયનાં મકાનો તરફ આંગળી કરીને) સાથે મુકાબલો કરવા માગશો તો તમે પડશો. આ મંદિરોની સાથે તમને આસક્તિ થઇ હશે તો તમે ભ્રષ્ટ થયા છો. એ મંદિરો અને આપણાં ઘરો વચ્ચે સામ્ય છે! વિલાયતમાં તો તેવું કાંઈક છે પણ અહીં તે પણ નથી. અહીં તો આ કેવળ લૂંટના પૈસામાંથી બનેલાં છે. જે સ્વતંત્ર નથી તે ઈશ્વરની

પ્રાર્થના પણ સુખે નથી કરી શકતો. તમારી માનસિક, આત્મિક, શારીરિક સ્વતંત્રતા આજેજ તમે મેળવી શકો એમ છો. આ વિદ્યાલયમાંથી નીકળી નારાયણનો મંત્ર જપીશું, રામનું નામ જપીશું તો પણ તે ભારે :તાલીમ છે એવો જેને વિશ્વાસ આવી જાય તેણે ઉપર કહેલી ત્રણે સ્વતંત્રતા મેળવી છે. હિન્દુસ્થાનના વિદ્યાર્થીઓમાં હું આ વસ્તુ ફુંકી શકું તો હું તેમનામાંથી સ્વરાજનું લશ્કર બનાવી શકું. હું કહું છું કે આ સલ્તનતની ફુંક જ્યાં સુધી એ પાઠશાળામાં સીધી અથવા આડકતરી રીતે અસર કરી રહી છે ત્યાં સુધી તમારે એ પાઠશાળાઓને છોડયે જ છૂટકો. પણ તમારામાં આત્મવિશ્વાસ ન આવ્યો હોય તો તમે ત્યાંજ રહેજો.

## બીનશરતે વિદ્યાલય છોડો.

અહીં ૨૦૮ વિદ્યાર્થીઓએ વિદ્યાલય છોડવાની પ્રતિજ્ઞા લીધી તેથી મને દર્દ થાય છે. પ્રતિજ્ઞાથી દર્દ નથી થતું, પણ તે વિદ્યાર્થીઓમાં રખેને અવિશ્વાસ હોય એ વાતથી દર્દ થાય છે. તમે જો માનતા હો કે ગાંધી જાદુગર છે, તે આવશે એટલે વિદ્યાલય બનાવી દેશે તો તે તમારી ભૂલ છે. તો હું તમને કહું છું કે અનારંભ એ પ્રથમ બુદ્ધિલક્ષણ છે. તમે આટલું વિચાર્યા વિના જો વિદ્યાલય છોડશો તો હું પાપી બનીશ. હું તો તમને કહું છું કે તમે વિદ્યાલય છોડીને ઘરમાં બેસો. આ આગમાંથી બચી જાઓ. તમારામાં આત્મવિશ્વાસ હશે તો આજેજ વિદ્યાલય બનાવી શકશો. પણ પંડિત જવાહરલાલે, અને અલીગઢમાં મહમદઅલીએ કહ્યું છે તેમ શરત કર્યા વિના છોડો. તમને છોડવી હોય તો સાત હજાર વાર છોડો, નહીં તો પાછા જાઓ. પણ છોડીને પાછા જવાના હો તો છોડશોજ નહીં. આપણા ધર્મનું પાલન ન કરીએ તો આપણો દેશ આપણો નથી. તમને—તમારી પ્રાચીન સંસ્કૃતિ અને પવિત્રતાને—હું કહી રહ્યો છું તેનો ખ્યાલ કરજો. ફરીને કહું છું કે તમને જરા પણ અંદેશો હોય તો તમે

માલવિયજીનું જ માનજો. તેમણે આ વિદ્યાપીઠ બનાવવા પોતાના આયુષ્યનો ક્ષય કર્યો છે. પણ અંતરાત્મા જેમ સામેની વસ્તુ ચોખ્ખી જુએ છે તેમ અહીં રહેવું એ પાપ છે એ વાત તમને સ્પષ્ટ ભાસી જાય તો તમે છોડજો. **'प्राप्ते तु षोडशे वर्षे पुत्रे मित्रवदाचरेत्'** એ આપણું શાસ્ત્રવચન છે, અને તમે ૧૬ વર્ષ ઉપરના હોઇ તમને મેં આજે કહ્યું તે કહેવાનો મને અખત્યાર છે. આવીજ તાલીમ મેં મારા પુત્રોને આપી છે અને મેં તેમનું કશું નથી બગાડયું. અંતે તમને કહું છું કે તમને કાશીવિશ્વનાથ પવિત્રતા આપો, ધૈર્ય આપો, તપશ્ચર્યા આપો અને બીજી જોઇતી સામગ્રી આપો."

આ ભાષણ તો વિદ્યાર્થીઓની આગળ વિદ્યાર્થીઓનીજ જમીન ઉપર થયેલું. પણ પંડિતજીની તો ખાસ માગણી હતી કે તેમણે પોતે વિદ્યાર્થીઓને જ્યાં ઉપદેશ આપ્યો છે ત્યાંજ ગાંધીજી પણ તેમને ઉપદેશ આપે; એટલે બીજે દિવસે વિદ્યાલયના વિશાળ ખંડમાં ગાંધીજીએ બોલવાનું સ્વીકાર્યું. પંડિતજી અને અધ્યાપકો પણ સૌ હાજર હતા. આરંભમાં અલીગઢ અને કાશીજીમાં પોતાની સમક્ષ આવી પડેલા કાર્યની ગાંધીજીએ તુલના કરી.

## અલીગઢ અને કાશીજી.

"અહીં બેસીને જે દૃશ્ય અલીગઢમાં જોયું હતું તેનું સ્મરણ કરી રહ્યો છું. અલીગઢમાં ગયો અને વિદ્યાર્થીઓ સાથે વાતો કરી ત્યારે ત્યાંના હોલમાં મારે જે તેમને કહેવાનું હતું તે મેં કહેલું. પ્રસંગે મારી જુમ્મેદારી ભારે હતી એ મને ખબર હતી. તે સંસ્થા આ સંસ્થાથી વધારે જૂની છે એનું પણ મને ભાન હતું. મને ખબર હતી કે તે સંસ્થા માટે તેમની મહબ્બત પણ બહુ ભારે હતી. મને એ પણ ખબર હતી કે એ સંસ્થા એક મહાન્ મુસલમાને પેદા કરી હતી. છતાં નીડર થઇ ત્યાંના વિદ્યાર્થીઓને કહેવાનું હતું તે મેં કહ્યું. મારૂં દિલ રૂદન કરી રહ્યું હતું કે હું આ શું કામ કરી રહ્યો

છું ? મારી આસપાસની ઈમારતો જોઇને આજે પણ મારું દિલ રોઇ રહ્યું છે. આજે વિશેષ રૂદન કરી રહ્યું છે. કારણ એના પ્રાણ મારા પૂજ્યબંધુ છે—જેને હું વડીલબંધુ સમજુ છું. તેમની સલાહ લીધા વિના હું કાંઇ ન કરતો. હિંદુસ્તાનમાં મારૂં જીવન એમની સાથે રહીને વ્યતીત કરીશ એવી મારી અભિલાષા હતી આવો મારો તેમની સાથે સંબંધ. અલીગઢમાં તેવી સ્થિતિ ન હતી અલીગઢ સંસ્થાનો પ્રાણ કોણ છે તેની મને ખબર નથી. અને આ વિશ્વવિદ્યાલયમાં બેસીને મારા મુરબ્બી ભાઇને કાંઇ દુઃખ થાય એવું એમને કાંઇ ન કહેવાઇ જવાય એ બીકથી હું કંપી રહ્યો છુ. પણ મારો ધર્મ મને સમજાવે છે કે મારા દિલમાં જે મને ધર્મ લાગે તે વાત કરવાની આવે ત્યારે મારે મારી પ્યારામાં પ્યારી વસ્તુને પણ છોડવી જોઇએ. એજ વસ્તુ આજે હું કરી રહ્યો છું. પણ તમને કહેવા માગું છું કે અમારા તીવ્ર મતભેદ છતાં મારા પૂજ્યભાવમાં જરાપણ ઉણપ નથી પડવાની. તેમ તમે મારૂં કહેલું કરશો તોપણ પંડિતજી પ્રત્યેનો તમારો પૂજ્યભાવ તમે પ્રથમના જેટલોજ કાયમ રાખશો એવી હું આશા રાખું છું.

## પ્રમાદી થવા માટે પાઠશાળા ન છોડશો.

મારૂં દિલ વિશ્વાસ દે છે કે પંડિતજી જે કામ કરી રહ્યા છે તે તેમનો ધર્મ સમજીને કરી રહ્યા છે, એટલે અમારી મૈત્રીમાં કાંઇ ઓછાપણું થઇજ ન શકે. પંડિતજી અને અધ્યાપકો માટેની તમારી પૂજ્યભાવના એજ રીતે કાયમ રહે એમ હું માગું. તમારી બુદ્ધિ અથવા દેશભક્તિ તેમના કરતાં વધારે છે એમ પણ ન માનશો. માત્ર વિચારનો ભેદ છે. આજે આખા હિંદુસ્થાનના પ્રત્યેક પુરૂષ અને સ્રીની એક ભાવના થઈ શકે તો હિંદુસ્તાન આજેજ સ્વતંત્ર થઇ શકે, પણ જે જે મુલકોએ આવી લડત ઉઠાવી છે તેઓમાં મતભેદો પણ રહ્યા જ હતા. એ બધામાંથી ઉગરી જઇને તેઓ

સ્વતંત્ર થયેલા. તેમણે જે કષ્ટ સહેલાં તે કષ્ટ સહન કર્યા વિના આપણો દેશ પણ સ્વતંત્ર ન થઇ શકે. તમે તમારી સભ્યતા ન છોડશો, વિનય ન છોડશો, નમ્રતા ન છોડશો. તમારી સાથે ન જ-નારા વિદ્યાર્થીઓ તરફ ધૃણા ન કરશો, તેમને સતાવશો નહીં. તમે એવાં કામ કરજો કે જેથી તમારે વિષે આપણા માનનીય ભાઇઓમાં જે અવિશ્વાસ રહ્યો છે તે નીકળી જાય. તમે વિદ્યાલયની બહાર નીકળી તમારૂં ધર્માચરણ વધારશો તો તેમના આશીર્વાદ મેળવશો. તમે અવિચારથી વિદ્યાલય છોડી, તમારા સ્વાર્થને સાધશો, દંભી થશો, વ્યસની થશો, સેવાધર્મ છોડશો તો તેમના આત્મા અને મારા આત્માને દુઃખ થશે. તમે કોઇની સલાહ માગતા હો તો પંડિતજી-નીજ માનજો. પણ તમારે કોઇની સલાહની જરૂર ન રહી હોય અને તમે નિશ્ચય કર્યો હોય, તમારૂં દિલ પુકારીને કહેતું હોય કે અસહકાર એ તમારો ધર્મ છે, તો તમે બેશક નીકળજો અને પંડિ-તજીનો આશીર્વાદ લઇને નીકળજો, તેઓ તમને એક ક્ષણ પણ નહિ રોકે."

## હું એકાન્તિક અસહકાર કેમ નથી કરતો?

આગળ જતાં આજનું શિક્ષણ દોષોવાળું છે માટે અહીં પણ 'અધર્મીના હાથનું સુવર્ણ દાન પણ ન લેવાય, અધર્મીને હાથે વિ-દ્યાનું પણ દાન ન લેવાય' એ ખાતર વિદ્યાલયનો ત્યાગ કરવાનું પોતે સમજાવી રહ્યા છે એ જણાવીને ગાંધીજી બોલ્યાઃ

'હું આ સલ્તનતનો જરૂર ત્યાગ કરૂં પણ તેમ કરૂં તો હિંદુ-સ્તાનને હું જે પેગામ આપવા માગું છું તે ન આપી શકું એમ મને લાગે છે. માટેજ હું આ અસહ્ય સ્થિતિમાં મારૂં જીવન વ્યતીત કરી રહ્યો છું. રાવણરાજ્ય હોત અને તુલસીદાસ સુણાવત તેમ હું સુણાવી રહ્યો છું કે આ આપણે માટે પણ રાવણરાજ્ય છે. હું

કલાકની પ્રત્યેક પળે એજ જાપ જપી રહ્યો છું કે આ સલ્તનતને હું શી રીતે હડાવી શકું યા તો સુધારી શકું. એજ ઇરાદાથી હું આ દેશમાં રહ્યો છું.'

## દેશની ખાતર ઉચ્ચ શિક્ષણનું‌યે બલિદાન આપો

બીજી વિદ્યા મળો યા ન મળો પણ આ વિદ્યા છોડો એમ કહી પાછું તેમણે જણાવ્યું કે ચાલુ સ્થિતિ માટે ખરો વૈરાગ્ય, પોતાના જેવો વૈરાગ્ય છૂટયો હોય તો જ, સ્વતંત્રતા માટે કશો વિચાર કર્યા વિના દેહનો ત્યાગ કરવો એ પણ ધર્મ છે એમ લાગતું હોય તો જ—છોડજો. આ વિદ્યાલયમાં ભારેમાં ભારે કેળવણી મળતી હોય, સગવડો મળતી હોય તો તેને પણ હિંદુસ્તાનના લાભ માટે બલિદાન આપવાની જરૂર છે.

## સંયમ અને વિનય.

અસહકાર પરમ સંયમધર્મ છે. તમારામાં અસહિષ્ણુતા હોય તો તમે અસહકારી નથી થઇ શકતા. પિતામાતા પ્રત્યેના ધર્મ વિષે એટલુંજ કહું છું કે તમે નિશ્ચય કર્યો હોય તો અદબથી ભારે વિનયપૂર્વક તેમની પાસે ચાલ્યા જજો, તેમની સાથે દલીલ કરજો. અને તેમની વાતથી તમારૂં દિલ હાલે છે એમ તમને લાગે તો જરૂર તેમની આજ્ઞાનુંજ પાલન કરજો. તમારા પ્રત્યેક કાર્યમાં વિનય માગું છું, ધર્મ માગું છું. જે પ્રતિજ્ઞા લઇને તમે પાડશાળા છોડશો તેજ પ્રતિજ્ઞાનો, તમે ધર્મપાલનને તરછોડશો તો ભંગ કરશો. માટે તમારે વિનયની તાલીમ પહેલી લેવી પડશે. અને તમારે ભારે બલિદાન દેવાં પડશે. 'ભારે' કહું છું કારણ આજની દીનદશામાં આપણે નામર્દ થઈ ગયા છીએ અને રોટીનું સાધન તજવું એ પણ મોટું બલિદાન છે.

અને પણ ફરી ફરીથી કહું છું કે 'તમને જેમના ઉપર વિ-શ્વાસ હોય તેવા અધ્યાપકો અને માલવીયાજીને મળીને નિશ્ચય કરીને પાઠશાળા છોડશો અને તેમનો આશીર્વાદ લેશો.'

# સૂતરને તાંતણે સ્વરાજ્ય.

ગુજરાત મહાવિદ્યાલયના આચાર્ય, અધ્યાપકો અને વિદ્યાર્થીઓને મહાત્મા ગાંધીજી તા. ૧૩ જાનેવારી સને ૧૯૨૧ ના રોજ મહાવિદ્યાલયમાં મળ્યા હતા. નવમાસમાં સ્વરાજ મેળવવા સારૂ શું કરવાની ફરજ છે, તે સમજાવતાં તેમણે નીચે પ્રમાણે કહ્યું:—

મારી ઉમેદ હતી કે મુસાફરીથી પાછો ફરીશ, ત્યારે તમને મળીશ, તમારી સાથે મસલત કરીશ, સુખદુઃખની વાતો કરીશ અને મારા મુસાફરીના અનેક અનુભવોમાંથી થોડાં ટીપાં તમને આપીશ. તે વખતે મ્હને ખબર નહોતી કે જે સંદેશો આજે બે દિવસ થયાં હું જેને તેને આપી રહ્યો છું તેજ સંદેશો આજે હું તમને આપીશ. જે વસ્તુ અત્યારે હું તમારી આગળ મુકવાનો છું તે કંઇ નવી નથી. તે વસ્તુ મારા મનમાં મૂળથી રહ્યાંજ કરી છે. ટાણે કટાણે મ્હેં એનો વિચાર કર્યાજ કીધો અને તેનો અમલ પણ કીધો છે, પણ મારી જીંદગીમાં અમુક વસ્તુઓને અમુક વખતેજ હું ધોળા દિવસના જેવી જોઈ શકું છું. જેમકે રોલેટ એક્ટની ચળવળ વખતે નડિયાદમાં મ્હને

એક દિવસ એકાએક ઉગી આવ્યું કે કાયદાઓનો સવિનયભંગ કરવાને પ્રજા હજુ તૈયાર નથી. નડિઆદમાં હું પોતે રહ્યો હતો અને મારી માન્યતા પ્રમાણે મ્હોટામાં મ્હોટું કામ મ્હેં ત્યાં કર્યું હતું. ત્યાંનાજ માણસોએ બીત ભૂલે તેવી મ્હોટી ભૂલ કરી. મ્હે જોયું કે કાયદાનો સવિનય ભંગ તો તેજ કરી શકે કે જેણે ધાસ્તીથી નહિ પણ સમજીને આખી જીંદગી કાયદાને માન આપ્યું હોય.

મ્હારે મ્હારૂં અસ્ત્ર પાછું ખેંચી લેવું પડયું. આવી રીતે અમુક વસ્તુ અમુક પ્રસંગેજ ઉગી આવે છે. હું વિદ્યાર્થી હતો ત્યારે ભૂમિતિમાં મ્હને કંઈ સમજાતું નહિ. ૧૩મા પ્રમેય સુધી ભૂમિતિ શું એની મ્હને ખબરજ ન પડે પણ પછીએ ૧૩મું પ્રમેય જે વખતે શિક્ષકે પાટીઆ પર સમજાવ્યું તે વેળાએ એકાએક મ્હારા અંતરમાં અજવાળું પડયું અને ત્યાર પછી હું રસપૂર્વક ભૂમિતિ શીખતો થયો. એજ પ્રમાણે આજે ત્રણ ચાર દિવસથી એક વસ્તુ મ્હારા મનમાં ઉગી ગઈ છે. આપણે અસહકારને સફળ કરવા ઇચ્છતા હોઇએ, વિદ્યાર્થીઓની પાસે એમાં ભાગ લેવડાવવા માગતા હોઇએ અને સ્વરાજ્ય એક વર્ષમાં જોઇતું હોય તો આપણે શું કરવું જોઇએ? જે વસ્તુ હું પ્રથમથી માનતો આવ્યો છું તેજ વસ્તુને હું અત્યારે તમારી આગળ મૂકું છું. મ્હારો તો એ વસ્તુમાં મૂળથીજ અડગ વિશ્વાસ રહ્યો છતાં એ વિશ્વાસ શું કામ છે એનું એક પગલું હમણાં હું જેવું સમજ્યો તેવું અગાઉ નહોતો સમજતો.

કુલપતિ તરીકે હું તમને કંઇ કહેવા નથી આવ્યો. મ્હોટા ભાઇ તરીકે અથવા વડીલ તરીકે સલાહ આપવા અને મસલત કરવા આવેલો છું તે સલાહ આગ્રહપૂર્વક તો આપવાનોજ. જેટલી દૃઢતા અને વિશ્વાસથી આજે હું આ વસ્તુ કહીશ તેટલી દૃઢતા અને વિશ્વાસપૂર્વક આ વસ્તુ, અગાઉ કોઇ વાર મ્હેં તમારી આગળ નથી મૂકી. નિશાળો છોડાવી, કેળવણી વગરના થવું, એ તો આપ-

ઘાત કરવા જેવું છે. એવું તમારૂં કહેવું હોય તો હું તમને કહીશ કે નિશાળમાં રહેવાનું પાપ છોડીને તમે અવશ્ય આપઘાત કરો. એ આપઘાતની માફી ઈશ્વર તમને આપી રહેશે. અત્યાર સુધી હું તમને અનેક વાનીઓ પીરસતો, આજે તો હું એ કહેવા આવ્યો છું કે અસહકારને જો તમે ખરો કરવા ઇચ્છતા હો તો તમારી પાસેના એકે એક કલાક સૂતર કાંતવામાંજ આપો. આ તમને નવી વાત લાગશે, આથી તમને આઘાત પહોંચશે. જેમને બી. એ. થવાની આકાંક્ષા છે અને જેમને આ વિદ્યાપીઠ એ ડિગ્રી આપશે. એવી ખાત્રી આપવામાં આવી છે તેમને હું કહું છું કે આજે હિંદુસ્તાનને માટે રેંટીઓ ચલાવવા એજ ભારેમાં ભારે ડિગ્રી છે. હું આટલે સુધી જાઉં છું તે મ્હારા વિચારોનો જેટલો વેગ અત્યારે છે તેટલો વેગ હું તમારામાં આવેલો જોવા ઇચ્છું છું, તેને લીધે છે.

હિંદુસ્તાન હાથથી ગયું તે આપણે સ્વદેશીનો ત્યાગ કર્યો તેથીજ. હિંદુસ્તાનમાં સૂતર કાંતવું એ એક જુઠો ધંધો નહોતો. દરેક વ-ર્ગની પ્રત્યેક સ્ત્રી સૂતર કાંતતી. કેટલાક પુરૂષો પણ કાંતતા. ઢાકાના મલમલનું સૂતર કાઢનાર પુરૂષો હતા. પણ એ તો મેં થોડા ધંધા-દારીઓની વાત કરી. સામાન્ય રીતે કાંતવું એ ધંધો નહિ પણ કર્તવ્ય ગણાતું, ધર્મ મનાતો, કાંતવાનું હિંદુસ્તાનમાં ચાલૂ હતું ત્યાં સુધી હિંદુસ્તાન આબાદ હતું; સમૃધ્ધ હતું, દેશની અંદરની માગણીને આપણે પેદા કરેલું કાપડ પહોંચી વળતું એટલુંજ નહિ પણ તેથી વધતું અને પરદેશ જતું એ ભૂતકાળનો ઇતિહાસ કહે છે. ઇસ્ટ ઇન્ડિઆ કંપનીએ કેવાં પવિત્ર કે અપવિત્ર સાધનો વડે કપડાં વણ-વાનો ઉદ્યોગ નાબુદ કર્યો, કરોડો રૂપીઆ મળે એટલા સારૂ તેમણે લડાઇઓ કરી, બંદરો સર કર્યાં, વેપાર હાથ કર્યો અને છેવટે રાજ્ય વસાવ્યું. આપણે જ્યાં સુધી પ્રાયશ્ચિત ન કરીએ ત્યાં સુધી સ્વરાજ્ય શી રીતે લઇ શકીએ? દંડ દઇને આપણે તે નથીજ લઇ શકવાના.

દંડ દેવાની પદ્ધતિ આપણે છોડી દેવી રહી. દંડથી નહિ પણ આત્મ-શુદ્ધિથીજ સામર્થ્ય પ્રાપ્ત કરીને આપણે અંગ્રેજને રાજ્ય કરતા અટકાવવા જોઇએ. આપણી અપવિત્રતાને લીધેજ તેઓ રાજ્ય કરી રહ્યા છે, નભી રહ્યા છે, એમ જો તમે માનતા હો, નિર્મળ સાધનોથીજ હિંદુસ્તાનને તમારે જો ઘેર કરવું હોય, તો શું કરવું જોઇએ? પ્રાયશ્ચિત કરવું જોઇએ. પહેલાં કરતાં તે કાંતવાનું કામ પાછું ઉપાડી લેવું જોઇએ. તમે કહેશો કે એ તો કામ સ્ત્રી વર્ગનું છે. તેમને કાંતવાનું કહેવા તૈયાર છીએ. હું કહીશ કે તેટલે નહિ ચાલે. પંજાબની સ્ત્રીઓની લાજ લૂંટાએલી આપણે જોવા વારો આવ્યો એ લાજે પણ આપણે પુરૂષોએ એ કાંતવાનો ધંધો કરવો જોઇએ. આ ધંધો ખાનદાની ભર્યો છે. આ ધંધો કોઇ બીજા ધંધાને બદલે કરવાનો નથી પણ પ્રજાના ફાજલ વખતનો ઉપયોગ કરીને સુતર કાંતવાનું છે અને તેનાથી હિંદુસ્તાનનો ઉધ્ધાર કરવો છે. આપણું પ્રાયશ્ચિત પૂરૂં તો ત્યારેજ થશે જ્યારે સ્ત્રી પુરૂષ અને બાળકો બધાં કાંતતાં થઈ જઈશું. બ્રિટિશ માલના બહિષ્કારના હિમાયતીઓ લેંકેશાયરને પછાડવા માટે બહિષ્કારની વાત કરે છે, પણ બીજાને પછાડવાના કરતાં પોતે કોઇથી ન પછડાવાની વાત કરવી એ મ્હને તો ઠીક લાગે છે. જાપાન, વિલાયત અને અમેરિકાનું બારૂં બંધ કરવું હોય તો આપણને જરૂરનું બધુંજ કાપડ આપણે ઘરમાં પેદા કરી લેવું જોઇએ. જ્યાં સુધી આપણે સુતર પેદા નહિ કરીએ ત્યાં સુધી આપણને જરૂરનું, તેટલું કાપડ આપણે વણી નથી લઇ શકવાના. અનુભવી વેપારીઓનું કહેવું છે કે આપણને જરૂરનું બધું કાપડ મિલોની મારફત મેળવવા ઇચ્છીએ તો તેટલી મિલો ઉભી થતાં પચાસ વરસ જોઇએ. ત્યારે નવ મહિનામાં એ કાર્ય કેમ સાધવું? મિલોથી તમે કરોડોનો ઉધ્ધાર કદાપિ નથી કરી શકવાના. જે અનેક ભાઇઓ અને બ્હેનો ઉઘાડાં ફરે છે તેમને ઢાંકી નથી શકવાના. કોઇ પણ દેશ એકલી ખેતી ઉપર નથી નભી શકયો અને

નથી નભી શકવાનો. ખેતીની જોડે મદદનીશ એવો બીજો ધંધો જોઇએજ. તે ધંધો કાંતવા વણવાનોજ છે. તેનો જો આપણે પુનરૂધ્ધાર નહીં કરીએ, તે નહિ શીખી લઇએ, ત્યાં સુધી આપણું બીજું બધું ભણતર ફોકટ છે.

આ બધું કહીને એ સિદ્ધ કરવા માગું છું કે જો આ વાત સાચી લાગતી હોય—અને દેશની મહાસભાએ ઠરાવ કરીને આ વાતની સચ્ચાઇ જાહેર રીતે માન્ય કરી છે-તો આપણે અત્યારે શું કરવું જોઇએ! જો નવ મહિનામાં સ્વરાજ્ય મેળવવું હોય તો વિદ્યાર્થીઓને માટે ખરી વિદ્યા એજ છે કે હિંદુસ્તાનનો કાપડનો ભૂખમરો મટાડવો. આજે હિંદુસ્તાનમાં કાપડનો ભૂખમરો છે. અનાજનો ભૂખમરો તેટલો નથી. એ કાપડ પેટે ૬૦ કરોડ રૂ. દર વરસે બહાર ચાલ્યા જાય છે. હિંદુસ્તાન આજે ૪૦ કરોડ રતલ સુતર પરદેશથી મંગાવે એટલું સુતર આપણે ઘરમાં કાંતી લેવું જોઇએ. વણનારાની આપણે ત્યાં ખોટ નથી, કાંતનારની આજે ખોટ છે. વણનારાઓની સંખ્યાનો ચોક્કસ આંકડો હજુ મ્હને મળ્યો નથી, પણ તેમની સંખ્યા પચાસ લાખ કે તેથી વધુ જેટલી છે. જો એ પૈસાને બચાવતા હોય તો આપણે સુતર કાંતવા લાગી જવું જોઇએ. ૬૦ કરોડ રૂ. નો વેપાર દેશમાં જ ખેડવામાં કેટલા માણસોને રોજી મળે તેનો વિચાર કરો. કપડાને ઘીની માફક વાપરવું જોઇએ. જોઇએ તેટલું કપડું વાપરી શકીએ એવી આપણી સ્થિતિ નથી. એકલા પહેરણથી ચાલે ત્યાં સુધી બીજું કંઇ ન પહેરવું જોઇએ. ટૂંકા ધોતીયાથી ચલાવી શકીએ તો લાંબું નહિ પહેરવું જોઇએ. ૬૦ કરોડ રૂ. બચાવવા માટે તેટલો જ મોટો આપભોગ આપવો પડશે.

વિદ્યાર્થીઓ આ આખું વરસ આજ કામ ઉંચકી લે તો મહાસભાએ ઠરાવ્યા પ્રમાણે એક વરસની અંદર સ્વરાજ્ય ઘેર કરી શકે. પણ આને માટે મહા પ્રયત્ન કરવાની જરૂર છે. અમુક શરતે તમે

તમારું આ ધ્યેય પ્રાપ્ત કરી શકો છો. વિદ્યાર્થી પોતાનો અભ્યાસ અટકાવીને હિંદુસ્તાનને અર્થે મજૂર બને. તમારી મજૂરીને માટે તમે કંઇ મહેનતાણું ન લો તો તમારી મહેરબાની, પણ જેને લેવું હોય તે ખુશીથી લઇ શકે છે.

તમને સલાહ આપવામાં હું યોગ્ય હોઉં તો તમને હું સલાહ આપી શકું તમે તમારી કૉલેજો છોડી દો. સ્વરાજ્ય માટેની લડતમાં તમારા તરફનો પૂરો હિસ્સો આપવા માગતા હો તો હિંદને માટે જેટલું સૂતર કાંતી શકો તેટલું કાંતો. રોજ ૭ કલાક કે તેટલા ન બને તો છેવટ ચાર કલાક પણ કાંતવામાં ગાળો. તમે તદ્દન અભ્યાસ છોડી દો એવો મારો આગ્રહ નથી. છોડી દેશો, તોયે તેમાં તમારી વિચાર-શક્તિ ઓછી થશે એમ હું માનતો નથી. જેનું મન મલીન નથી તેની વિચારશક્તિ કદાપિ ઘટતી નથી. મારો પોતાનો તો એ અનુભવ છે કે જ્યારે હું જેલમાં હતો અને વાંચવાને મને કંઇ પુસ્તક નહોતું મળતું ત્યારે હું વધારે વિચાર કરી શકતો. આપણાં મગજ વાંચી-વાંચીને સડી ગએલાં છે, તેથી મેં તમને કહ્યું કે તમે ૭ કલાક કાંતો અને બાકીના વખતમાં શીખો. તમને તો હું એમ પણ કહું છું કે તમે આ કાંતવાના કામમાં પારંગત થઈ જાઓ તો તમે ગામડામાં પણ ચાલ્યા જઈ શકો છો. તમારામાં એટલો આત્મવિશ્વાસ ન હોય તો તમે કૉલેજમાં પણ રહી શકો છો. પણ મને એટલી તો ખાત્રી લાગે છે કે બધાએ રોજ ચાર ૭ કલાક કાંતવામાં આપ્યા વગર આપણને સ્વરાજ્ય નહીં મળી શકે. એક મહિનામાં કે બહુતો ત્રણ મહિનામાં કાંતતાં શીખીને તમે ગામડામાં પહોંચી જવાને તૈયાર થઇ જશો. અને ત્યાં તેનો પ્રચાર કરી શકશો. સૂતરનો ભૂખ મરો મટાડીને જેટલું હિંદુસ્તાનને આગળ લઇ જઇ શકીશું તેટલું બીજા કશાથી નહિ લઇ જઈ શકીએ. વળી હવે તો આપણે મહા-સભાના બંધારણ પ્રમાણે મતદાર સંઘ તૈયાર કરવાના છે તે નહિતો કેવી રીતે થઇ શકશે? ગુજરાતનાં ગામડાંને આજ હું કયો પેગામ

પહોંચાડી શકું ? અંગ્રેજોને ગાળો દેવાનું કહું ? કે તલવાર બંદુક તેમને આપું ? ત્યારે હું તેમને શું કહું ? મારો સંદેશો આજ એ કે બધા સુતર કાંતવામાં લાગી જાઓ. એક ગામડાનો માણુસ અમદાવાદ આવીને કાપડ લઇ જાય છે ત્યારે મને ભારે લાગી આવે છે. મારો સ્વદેશી ધર્મ એ છે કે દરેક ગામડું પોતાની જરૂરીઆતની ચીજો પોછે જ પેદા કરી લે. આ પ્રાચીન પ્રથાને જો આપણે પાછી લાવી શકીએ તો આ હિંદુસ્તાનની ઉપર કોઇ કુદષ્ટિ નાખી શકનાર નથી. આચાર્ય મહારાજને અને અધ્યાપકોને હું વીનવું છું કે એક વર્ષને માટેતો તમે આવુંજ ધોરણ સ્વીકારો અને વિદ્યાર્થીઓને ગામડામાં મોકલી દેવા તૈયાર કરો.

આ વર્ષ દરમ્યાન તમારૂં શિક્ષણ આટલું હોય તો બસ છે; તમારૂં ગુજરાતી સુધારો. અંગ્રેજીનો ત્યાગ કરો. હિંદુસ્તાની શીખો. ઉર્દુ લિપિ શીખી લો; અને રેંટીઓ ચલાવતાં શીખી લો. આટલું કરશો તો આપણે આવતા વર્ષને માટે તાજા બની જઇશું. હું તો ઇચ્છું છું કે સ્વરાજ્ય મળે ત્યાં સુધી આજ ધોરણ ચાલુ રાખો. તેમ ન થાય તો છેવટ એક વર્ષ સુધીતો રાખોજ. આ મારો આજનો સંદેશો છે.

તમે બેધડક થઇને જે કંઇ શંકા થાય તે પૂછજો. અશ્રદ્ધાવાળો એક પણ વિદ્યાર્થી આ નવું સ્વીકારી લે એમ હું નથી ઇચ્છતો. તમારાં બુદ્ધિ અને હૃદય કબૂલ કરે તોજ મારી વાત માનજો.

## બંગાળાના નવજવાનોને—

પ્રિય તરૂણ મિત્રો,

દાસના આહ્વાનને ત્હમે આપેલા જવાબની ખબરો હજુ હમણાંજ મ્હેં વાંચી છે. એનાથી ત્હમે દીપી નીકળ્યા છો અને બં-

ગાળને પણ ત્હમે દીપાવ્યું છે. મ્હેં એનાથી ઓછાની આશા રાખી જ નહોતી, બલ્કે વધુનીજ આશા રાખી રહ્યો છું. બંગાળ ભારે પ્રતિભાવાન છે; એથીયે ભારે એનું અંતઃકરણ છે. હિંદુસ્તાનની અધ્યાત્મ પ્રધાન સંસ્કૃતિનો વારસો બંગાળેજ સૌથી વધારે પ્રમાણમાં મેળવેલો છે.

કલ્પનાશક્તિમાં, શ્રદ્ધામાં, ભાવનામાં, હિંદના બીજા બધા ભાગોના કરતાં ત્હમે ચડો છો. ડરપોકપણાનો ડાઘ ત્હમે બંગાળીના નામ પરથી સાફધોઈ કહાડયો છે. આ સ્થિતિ વચ્ચે આજ સૂધી મોખરે રહેતું આવ્યું તેમ આજે પણ ફરી એકવાર બંગાલ રાષ્ટ્ર-પ્રવૃત્તિને મોખરે કેમ ન રહે?

ત્હમે પગલું ભર્યું છે; હવે પાછી પાની કરવાનો વિચાર પણ મનમાં આવવા દેતા ના. ત્હમને આટલા દિવસ વિચાર કરવા મળેલા. તમે થોભી જોયું છે: વિચાર કરી જોયો છે, ત્હમે રાષ્ટ્રને અસહકારનો એટલે કે આત્મશુધ્ધિનો, આપભોગનો, હિમ્મતનો અને આશાનો સંદેશ આપનારી મહાસભાની બેઠક તમારે ત્યાં ભરેલી. નાગપુરની મહાસભાયે ત્હમારે ત્યાંની બેઠક કરેલો નિર્ણય બહાલ રાખ્યો છે; વધારે મજબૂત, વધારે શુધ્ધ કર્યો છે. મહાસભાએ એ સંદેશ પ્રથમ સંભળાવ્યો ત્યારે આપણામાં વિરોધ, શંકા અને અણુરાગ હતાં. તેજ નાગપુરમાં ફરી સંભળાવ્યો ત્યારે પરમાવધિનો આનંદ, સમાધાન અને સંપૂર્ણ એકમતિથી આખા સમાજનું અંતર ઉછળી રહ્યું હતું. ત્હમે હા ના કરવાને, એ સંદેશો ઝીલી લેવાની ના પાડવાને, મુખત્યાર હતા. તમે શ્રેષ્ઠ છતાં દુનિયાના ડહાપણવાળાઓની દૃષ્ટિએ ઓછો સાવચેતીવાળો માર્ગ પસંદ કર્યો છે. હવે ત્હમારી પોતાની જાતને હાનિ પહોંચાડયા શિવાય—રાષ્ટ્ર કાર્યને હાનિ પહોંચાડયા શિવાય—ત્હમારાથી પાછા ફરી શકાય નહિ.

પણ ચાલૂ રાજ્યતંત્રે અને તેથીએ ચડી જઇને તો આજની પાશ્ચાત્ય કેળવણીએ આપણી બુધ્ધિને ઘેરી ન લીધી હોત તો આપણને આજે આ સવાલનો આમ વિચાર કરવાનુંજ રહેત નહિ. આરબોનોજ દાખલો લ્યો. બહાદુર આરબ જાતિ પોતાની સ્વાધીનતા પણ જાળવી રહે અને બીજી બાજુએ તેમને ગુલામ બનાવનારાઓની શાળાઓમાં શિક્ષણ પણ લેતી જાય એવા દેખાવની શું કલ્પના સરખી કરી શકાય ખરી? એમની પાસે જઇને એમના ઉપર આક્રમણ કરનાર પરદેશીઓની શાળામાં ભણવા જવાનું કહેનારને તેઓ કેવળ હસી કહાડશે. આપણી બાબતમાં પણ એકવાર જે સરકારને આપણે ખરી કે ખોટી પણ આપણી ઇચ્છા મુજબ વર્તવાની ફરજ પાડવાનો અથવા તો તેનો નાશ કરવાનો સંકલ્પ કર્યો છે તેના આશરા હેઠળ ચાલતી શાળાઓનો ત્યાગ કરવાનું કહેવામાં એ વાત, શું તેટલીજ, બલ્કે વધારેજ લાગૂ નથી પડતી?

દેશનો એકાદ વર્ગ પણ જ્યાં સુધી કાર્યમાં, આપભોગ, તપસ્યામાં સાવ નહિ ઢંકાઈ જાય ત્યાં સુધી સ્વરાજ્ય મળવાનું નથી. શબ્દજાળથી અને દલીલથી સરકાર થોડીજ સમજી જનાર છે? સચ્ચાઇના અને શૂરાતનના કૃત્યોનેજ તે ઓળખશે.

તલવારનું શૂરાતન તેઓ સમજે છે અને એ તલવારનો તોડ પણ આપણી સામે તેઓએ કરી રાખ્યો છે. એતો આપણે ક્યારે ભૂલેચૂકે પણ ખૂનામરકી કરીએ એની વાટજ જોઈ રહી છે. ખૂનામરકીનો મુકાબલો કરવામાં અને તેને દાબી દેવામાં તે અજીત છે. તેથીજ આપણે અહિંસા ધર્મ ઉપર દૃઢ રહીને તેમની હિંસાવૃત્તિને થીજવી દઈશું. તલવાર ચલાવવાની તરશ જેના ઉપર તે ચાલવાને ટાંપી રહી હોય છે તેના તરફથી કશો જવાબ ન મળતાં એની મેળે મરી જાય છે. અહિંસા અસહકારનો પાયો છે. તેથી તમે તમારાથી જૂદા પડનારાઓ પ્રત્યે રખે અધીરા કે ઉછાંછળા બનતા. અસહિ-

ભણતા એ જબરદસ્તીનોજ એક પ્રકાર છે અને તેથી તે આપણે સ્વીકારેલા ધર્મથી વિરૂદ્ધ છે. અહિંસામય અસહકાર સાચી લોકસત્તાનો પદાર્થપાઠ છે. જે ક્ષણે ગમે તેવી ઉશ્કેરણી વચ્ચે પણ આપણી અહિંસાવૃત્તિને ઉદ્વેગ નથી એ આપણે બતાવી આપી શકીશું તેજ ક્ષણે આપણું કાર્ય સિદ્ધ થયું સમજવું. કારણ તેજ ક્ષણે આપણે અસહકારનો આખો કાર્યક્રમ અમલમાં મૂકી દીધો હશે.

પણ આટલા ઉપરથી ત્હમે રખે હડબડી ઉઠતા. રાષ્ટ્રો અને જાતિઓ કંઇક ગણિતની ગણુત્રીઓ પાળીને નથી ચઢતી કે નથી પડતી. એક દિવસની અંદર રાષ્ટ્રો સજીવન થયાં છે અને એક દિવસમાં નાશ પામ્યાં છે. ત્રીસ કરોડ માણસ જેવાં માણસને પોતાના સામર્થ્યનું ભાન થવાનીજ માત્ર ખોટી છે. થયું તે જ ક્ષણે એ સામર્થ્યનો ઉપયોગ સરખો કર્યા વગર તેઓ તત્કાળ સ્વાધીનજ બન્યાં સમજવાં. આટલું સઝી આવવું શું ભારે મુશ્કેલ છે? એ ભાનને અભાવેજ આટલા દિવસ રાજ્યકર્ત્તાઓ આપણને એકબીજા સાથે લડાવીને પોતાનો સ્વાર્થ સાધી શકયા. એ સ્થિતિ ચાલવા દેવા ઈન્કાર કરીએ તેજ ક્ષણે આપણે આપણા માલિક છીએ. તેઓ કોણ છે?

તેથીજ શાળા કોલેજોમાં જનારા તરૂણ નવયુવકો જેવા અને ભાવનાભર્યા વર્ગો જેમની ઉપર સરકાર પોતાની જાળ સ્હેજમાં પાથરી શકે છે, તેમની તરફ અસહકાર પહેલું ધ્યાન આપે છે.

વળી આપભોગનો પણ જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે આપણી સંખ્યા સામે જોતાં આપણે ભાગે આવતો આપભોગ તો છેકજ નજીવો લાગવા માંડે છે. કારણ શો આપભોગ ત્હમારી પાસેથી માગવામાં આવ્યો છે? ત્હમારા પુસ્તકીઆ ભણતરને એક વરસને માટે અગર સ્વરાજ્ય સ્થપાય ત્યાં સુધીને માટે બંધ નાખવાનું. આખા વિદ્યાર્થીજગતમાં મ્હારામાં વસતી શ્રદ્ધા મૂકી દેવાનું મ્હારામાં

સામર્થ્ય હોય તો હું કહું છું કે એક વરસ પણ અભ્યાસો છોડવા પડનાર નથી.

અને અભ્યાસત્યાગની એ મુદત દરમ્યાન એ એક વરસથી પણ વહેલું સ્વરાજ્ય કશી ગરબડ વગર ઘેર કરવાની રીત શીખી લેવાનું પણ હું તમને કહી દઉં છું. હું ત્હમને રેંટીઆની ભેટ કરૂં છું અને સૂચવું છું કે તેમાં હિંદુસ્થાનની આર્થિક દુર્દશાનો ઉકેલ રહેલો છે.

પણ મ્હારી આ સુચનાનો અસ્વીકાર કરી શ્રી. દાસે ત્હમને આપવા કહેલા મહાવિદ્યાલયમાં પણ ત્હમે જઇ શકો છો. ગૂજરાતના મહાવિદ્યાલયના ત્હમારા વિદ્યાર્થીબંધુઓએ તો રોજના ૪ કલાક કાંતવાનું માથે લીધું છે. એક સુંદર કળા શીખી લેવી અને સાથે સાથે નાગાંને ઢાંકવાનું પુણ્યકર્મ સાધવું એ ભારે આપભોગ નથીજ.

સરકારી કૉલેજો ત્યાગીને ત્હમારો ધર્મ ત્હમે બજાવ્યો છે. ત્હમારા વખતનો ઉપયોગ કરવાનો સહેલામાં સહેલો અને સૌથી વધુ લાભદાયક માર્ગ મ્હેં ત્હમને બતાવ્યો છે.

ત્હમારા નિશ્ચયમાં દઢ રહેવાનાં બળ અને હિંમત પ્રભુ ત્હમને આપો!

ત્હમારો શુભેચ્છક,
મોહનદાસ કરમચંદ ગાંધી.

ચંપારણ્ય.

તા. ૧૯ જાન્યુઆરી, ૧૯૨૧.

# કલકત્તાનું ભાષણ.

તા. ૩૦ જાન્યુઆરી, ૧૯૨૧ ના રોજ શ્રી. દાસના પ્રમુખપણા નીચે કલકત્તાના વિદ્યાર્થીઓની મીરજાપુર સ્કવેરમાં મળેલી વિરાટ સભા આગળ ભાષણ આપતાં મહાત્મા ગાંધીજી નીચે પ્રમાણે બોલ્યાઃ-

'કોંગ્રેસ શરૂ થઈ ત્યારે મ્હારો જે અવાજ હતો તે અત્યારે નથી રહ્યો તે ખાતર હું દિલગીર છું. જેઓ મારો અવાજ ન સાંભળી શકે તેમણે તો મારા ભાષણના જેવા મળી શકે તેવા રિપોર્ટથીજ સંતોષ માનવો જોઇશે. આટલો અવાજ થાય છે તેથીં હું દિલગીર છું, પણ શું કરીએ ? આવી મેદની આગળ' આપણે ભાષણો આપવા જેવાં કામ લેવાં છે તે વચ્ચેજ આ પ્રકારનાં વિઘ્નો લીધા વિના છૂટકો નથી.'

## પ્રસૂતિકાળની વેદના.

આજે આપણે પ્રસૂતિવેદનાનો અનુભવ લઈ રહ્યા છીએ. પ્રસૂતિ પહેલાં જે દુઃખો, કષ્ટો પડે છે તે સૌનો આજે આપણે અનુભવ કરી રહ્યા છીએ. દેશની હાકલને આટલો સુંદર જવાબ આપ્યા

બદલ બંગાળના વિદ્યાર્થીઓને હું ધન્યવાદ આપું છું. તેઓ જવાબ આપશે એતો હું જાણુતોજ હતો. પણ શ્રી. દાસ તેમના અગ્રેસર થાય તેની તેઓ રાહ જોઈ રહ્યા હતા. તેઓ અગ્રેસર થયા તે બદલ અને તમે તુરત તેમની પાછળ ચાલી નીકળ્યા તે બદલ તમને બંનેને હું જેટલું અભિનંદન આપું તેટલું ઓછું છે. પણ શ્રી. દાસના વિદ્યાર્થીઓના કાર્યનો આરંભ તો હવે થાય છે. તમે વિદ્યાલયો તજ્યાં છે તેટલુંજ બસ નથી; પાછા તેને બારણે ન ચઢો તેની ખરી જરૂર છે. શ્રીયુત દાસ તમને બહાર કાઢીને બેસી શકે તેમ નથી. તમારે માટે તેમણે કાર્ય શોધવું પડશે; અને યોગ્યતા મેળવવાના આ કાળમાં, આત્મશુદ્ધિના કાળમાં, તમોને તેમણે શુભ પ્રવૃત્તિમાં પરોવાયલા રાખવા પડશે.

"ત્યારે પછી શ્રી. દાસે અને તમારે મળીને હવે ઉપાયો યોજવા જોઇશે, કે જેથી આરંભેલું કાર્ય યોગ્ય રીતે આટોપી શકાય, જેથી તમારી શક્તિઓનો ઉપયોગ કેવળ સ્વરાજ્ય મેળવવાને માટેજ થાય, અને કોઇપણ દિશામાં મિથ્યા વ્યય થાય નહીં.

## અધ્યાપકગણ અને શિક્ષિતવર્ગ પ્રત્યે.

જ્યારે વિદ્યાર્થીઓએ આવો ઉમંગભર્યો જવાબ આપ્યો છે, ત્યારે અધ્યાપકો, ટ્રસ્ટીઓ, ચાલકો, માલિકોએ-ટૂંકામાં શિક્ષિતવર્ગે, જે જવાબ આપવો જોઇતો હતો તે નથી આપ્યો તેથી મને પારાવાર દુ:ખ થાય છે. આ કહું છું ત્યારે હું તેમના ઉપર અથવા તેમના દેશપ્રેમ વિષે કાંઇ આક્ષેપ કરવા માગતો નથી. મને લાગે છે કે તેઓના મનમાં સ્પષ્ટ ભાસે છે કે વિદ્યાર્થીઓએ ભૂલ કરી છે: શ્રી. દાસે ભૂલ કરી છે. તેઓ માને છે કે દેશની આગળ અસહકાર મૂકવામાં મેં પણ ગંભીર ભૂલ કરી છે, અને ખાસ કરીને વિદ્યાર્થીઓને શાળા પાઠશાળાઓ તજવાનો ઉપદેશ આપવામાં તો મારી ભયંકર ભૂલ થઇ છે. પણ મને જે કાંઈ અનુભવો થયા છે, મેં જે

કાંઇ વાંચ્યું છે અને સાંભળ્યું છે, તે છતાં પણ હું આપણા સૌ નેતાઓ, અને મોટેરાઓને કહી શકું એમ છું કે જો આપણે આપણી ઇચ્છા પ્રમાણેનું સ્વરાજ જોઇતું હોય, જો હિંદુસ્તાનને ખોયેલું માન પાછું મેળવવું હોય, અને ઇસ્લામ જે માન ખોવા બેઠું છે તેને જવા દેવું ન હોય, તો સરકારને આપણે ચોખ્ખા શબ્દોમાં કહેવું જોઇશે કે તેને આપણા તરફથી કશીય મદદ મળશે નહીં, ન આપણે તેની મદદ લઇશું. તેના ઉપર આપણને તલભાર વિશ્વાસ રહ્યો નથી. તમે કહશો મને એકલાનેજ નથી રહ્યો, કારણ તમે તો અશ્રદ્ધાળુઓ છો, કે આવી વાત હું કરતોજ આવ્યો છું, મૅકસમૂલરે પોતાના એક પુસ્તકમાં કહ્યું છે—એક સંસ્કૃત કહેવતનું ભાષાન્તર કરીને—કે સત્ય જ્યાં સુધી સામાને ઠસી ન જાય ત્યાં સુધી તે ફરી ફરીને કહ્યાજ કરવું જોઇએ. એટલેજ હું ઉપરની વાત વિદ્યાર્થીઓના અને મોટેરાઓના મનમાં ઠસાવી ન શકું ત્યાં સુધી ફરી ફરીને કહ્યાજ કરવાનો. એટલે આજે મેં અનેક ઠેકાણે કહ્યું છે તે અહીં પણ હું કહેવા આવ્યો છું કે હિંદુસ્થાનને પોતાની સ્વતંત્રતા પાછી ન મળશે, ત્યાં સુધી તેણે અસહકારની હાકલને બરોબર જવાબ આપ્યો નહિ ગણાય.

## અસહકાર આપણા હાડમાં છે.

મ્હારા અંતરને સિદ્ધ થઇ ચૂકયું છે કે અસહકાર સિવાય બીજી કોઈ રીતે આ સરકાર સામે લડાઇ થઇ શકે એમ નથી. પ્રત્યેક હિંદી પોતાના હાડમાં અસહકાર લઇને જન્મ્યો છે, અને હિંદુસ્તાનના લાખો માણસોને અસહકાર કેમ ગળે ઉતરી ગયો છે એ જાણવું હોય તો હું કહીશ કે તેનું કારણ એ પ્રવૃત્તિનો હું પ્રણેતા છું એ નથી; તેનું કારણતો એજ છે કે અસહકાર આપણામાં જન્મથી જ છે; દરેક ધર્મમાં તે અંતર્ગત છે; પછી તે હિંદુ ધર્મ હો કે ઇસ્લામ હો. અને આજ કારણે આપણી શક્તિ પૂરતી ન હોવા છતાં

—આપણે નિરાધાર છીએ એમ લાગતાં છતાં પણ એ અસહકારે આપણને આપણી દીર્ઘ નિદ્રામાંથી જાગતા કીધા છે. તેને વડેજ આપણે શ્રદ્ધા, આશા, બળ મેળવી રહ્યા છીએ. શિક્ષિત વર્ગે હજી કાંઇ જવાબ નથી દીધો તેનું કારણ તેઓ શ્રદ્ધાહીન છે, અને તેમનામાં સામાન્યવર્ગમાં આવેલી ધર્મ જાગૃતિનું નામ નથી. પાશ્ચાત્ય સુધારો તેમની રગેરગમાં ભરેલો છે—આધુનિક સુધારો કહું તે વધારે ઠીક છે, જો કે મેં તો બંને શબ્દો એક બીજાના પર્યાય તરીકે વાપર્યા છે. હું પશ્ચિમનો તિરસ્કાર કરતો નથી. પશ્ચિમની પાસે હું ઘણુંએ શીખ્યો છું; તેને માટે તેનો આભારી છું.

## આધુનિક સુધારાની બલાથી બાર ગાઉ દૂર ભાગો.

આધુનિક સુધારાએ મને જો કોઈ વસ્તુ ખાસ શીખવી હોય તો તે એ છે કે તેનાથી બાર ગાઉ દૂર ભાગતા રહેવું. આધુનિક સુધારો શી વસ્તુ છે? તેનો અર્થ પાર્થિવ પૂજા, પશુ પૂજા, પદે પદે પાર્થિવ સુધારાની પૂજા તેમાં ન રહી હોયતો તેમાં બીજું કશું નથી એમ ખચિત માનજો. મને સામાન્ય વર્ગનાં મનની ખબર ન હોત તો આ પ્રવૃત્તિ ઉપાડવામાં મારી ભૂલ થાત. ૨૦ વર્ષ સુધી આધુનિક પ્રવૃત્તિથી ખદબદી રહેલા એક દેશમાં—દક્ષિણ આફ્રિકામાં—હું રહ્યો છું, જે દેશે આધુનિક તેટલી સઘળી વાતો ગ્રહણ કરી છે. અને જે આજે પ્રવૃત્તિથી તરવરી રહેલો છે. ત્યાં મેં દુનિયામાં શૂરવીર પુરુષો જોયા છે, છતાં મારે શિક્ષિત વર્ગને કહેવું જોઇએ કે આધુનિક સુધારાને શ્રેષ્ઠ રીતે પ્રચલિત થતો જોઇ આવ્યા છતાં હું એજ નિશ્ચય ઉપર આવ્યો છું કે હિંદુસ્થાનને તો પ્રભુ આધુનિક સુધારાની બલાથી મુક્તજ રાખે તો સારૂં. આ પાઠ હું આજે નહીં પણ ૧૯૦૮ માં શીખેલો; અને એજ પાઠ હું અહીં આવ્યો ત્યારથી શાંતિથી પણ દૃઢતાથી દેશને ભણાવી રહ્યો છું. આપણી પ્રાચીન સંસ્કૃતિ વિષે મારા અડગ વિશ્વાસને લીધે, આપણા ધર્મની સાહજિક સરળતા વિષે મારા વિશ્વાસને લીધેજ વિરોધ અને વિખવાદનાં વાદળોમાં

પણ હું મારી શાંતિ અને આશા જાળવી રહી શક્યો છું. આપણી તો હજી પાશેરામાં પહેલી પૂણી છે. આ વિરોધ અને વિખવાદ ડગલે ડગલે આપણને હેરાન કરશે; પણ માગ જેવો જાગૃત, પ્રજ્વલિત વિશ્વાસ રાખશો તો લડાઈ કદી હારવાના નથી એમ નિશ્ચય માનજો. આધુનિક સુધારા ઉપર ઉછરેલા તમો લોકો આગળ પણ હું કહેતાં શરમાતો નથી કે આ ધર્મયુદ્ધ છે; હું કહેતાં શરમાતો નથી કે આપણી રાજકીય દૃષ્ટિ પલટાવી નાંખવાનો આ એક મહા પ્રયાસ છે. આપણાં રાજકાજને ધર્મમય બનાવવાનો મહાપ્રયાસ છે. અને જેમ આમાં આપણે પ્રગતિ કરતા થશું, તેમ આપણે આપણા ઉદ્દેશ તરફ પણ વધારે પ્રગતિ કરી હશે અને હિંદુસ્તાનનો સામાન્ય વર્ગ આજે તૈયાર છે, તથા આજે ચાલતા બ્રિટીશ રાજ્યથી કંટાળેલો છે એમ હું માનું છું. માટેજ મેં કહેવાની હિંમત ધરી છે કે સ્વરાજ એક વર્ષની અંદર પુખે મેળવી શકાય.

ચાર મહિનાતો આ વર્ષમાંથી ગયા, છતાં આજે બંગાળના યુવકોની સાથે હું વાતચીત કરી રહ્યો છું. અત્યારે મારામાં જે વિશ્વાસની જ્યોત જલી રહી છે તેટલી ક્યારેય બળતી નહતી. તમે મારી આશા, હિંમત અને બળમાં વૃદ્ધિ કરી છે. પ્રભુ કરેને શૌકતઅલી, મહમદઅલી અને હું સ્વરાજની ધજા એક વર્ષની અંદર રોપાયલી જોવાને જીવતા રહીએ. પણ ઇશ્વરની મરજી એવી હોય કે મારા શરીરની ભસ્મ આઠ મહિના પૂરા થાય તે પહેલાં ગંગાજળમાં ડૂબાડવી પડે તોયે હું એટલી ખાતરી આપું છું કે હું એવાજ વિશ્વાસથી મરીશ કે આ વર્ષ પુરૂં થાય તે પહેલાં સ્વરાજ તમે મેળવ્યું હશે.

## આપણી સમજમાં ફેર થવો જોઇએ.

આને તમે જેટલું દુષ્કર સમજો છો તેટલું તે કઠણ નથી. માત્ર આપણી સમજજ ફેરવાવી જોઇએ. આપણે માની રહ્યા છીએ

કે કાઉન્સિલ હોલમાં આપણને સ્વરાજના પાઠો મળશે. એજ તો મુશ્કેલી છે. આપણે માની રહ્યા છીએ કે આજ જે કેળવણી આપણે મેળવી રહ્યા છીએ તેવી કેળવણીના ૧૬ વર્ષના અભ્યાસક્રમમાંથી નીકળ્યા વિના આપણો ઉદ્ધાર નથી. એમાંજ તો મોટી મારામારી છે. પણ આમાંની એકે વસ્તુની આપણને જરૂર નથી. આપણને માત્ર બળ, હિંમત અને શ્રદ્ધા જોઇએ; અને સામાન્ય વર્ગની પાસે આ બધું છે એમ મને પ્રતિતિ છે માટેજ હું માનું છું કે સ્વરાજ આ વર્ષની અંદર મેળવી શકાય એમ છે.

## મહાસભાની હાકલનો શો અર્થ છે?

મહાસભાની હાકલનો એ અર્થ છે કે તમારી સામે, મારી સામે અને દેશના આખા શિક્ષિતવર્ગની સામે જે વર્ગ હિંદના કરોડો લોકો, કારીગરો અને ખેડુતો આગળ મહાસમુદ્રના એક ટીપા બરાબર છે, તેમની સામે એક કસોટી મૂકાયલી છે. અને હું કહું છું તે ખચીત માનજો કે કોંગ્રેસ તો હિંદુસ્થાનને તમારાથી છૂટું પાડશે, અને ઉદ્ધત હાથોમાંથી સ્વતંત્રતા લઇ તેનો વાવટો રોપશે. અને તેમ કરવામાં તમારી મદદ હશે તો ઠીક છે, મદદ વિના ચલાવવું પડશે તો તે પણ ચલાવી લેશે. આખું હિંદુસ્થાન શિક્ષિત હિંદમાંજ નથી આવી જતું. આખું શિક્ષિત હિંદ અશ્રદ્ધાળુ રહી આશા, હિંમત અને બળ વિના બાકીના હિંદથી અલગ રહેશે તો પણ હિંદની આશા ટકી રહેશે. એ વિશ્વાસ મને ટકાવી રહ્યો છે. અને મારી આશા છે કે બંગાલના વિદ્યાર્થીઓ જો પોતાની પ્રતીતિ પ્રમાણે વર્તશે, પોતાની પ્રતિજ્ઞાને પાળશે, તો અધ્યાપકો, ટ્રસ્ટીઓ અને શિક્ષણ શાસ્ત્રીઓ પણ તેમની હાક સાંભળશે. અને તેમની નિરાશાની શિષિર બદલી તમે આશાની ગ્રીષ્મ ઉત્પન્ન કરી શકશો. પણ હું તમને—બંગાળના યુવકો—જે નિશ્ચય ઉપર તમે આવ્યા છો તે નિશ્ચયને ગમે તેમ થાય તો પણ વળગી રહેવાનું કહું છું શ્રી. દાસ પોતાના વચનને વળગી રહેવાના

છે એમાં મને શંકાજ નથી. તેમને ૧૦૦૦૦ રૂપીયાનું વચન મળી ચૂક્યું છે અને ૧૦૦૦૦ વાર્ષિક મળવાની વકી છે. કેટલાક મારવાડીઓ—કલકત્તામાં વસતા મારવાડીઓ—પાસેથી પણ તેમને વચનો મળ્યાં છે અને પૈસાની મદદનાં બીજાં ઘણાંએ વચનો તેને મળવાની વકી છે. પણ પૈસા મેળવવા એતો એક સામાન્ય મુશ્કેલી છે. તેમને કૅાલેજોને માટે મકાન શોધવાં પડશે, વધારે સારા અધ્યાપકો શોધવા પડશે.

## ચાલૂ ધોરણને ભૂલી જાઓ.

હું તમને વીનવીને કહું છું કે તમે જૂના ધોરણને ભૂલી જોઓ. જેમ આપણે જે સ્વરાજ્ય મેળવવા માગીએ છીએ તે પણ આજની રાજપ્રથાની હલકી નકલ હોય એવું આપણે નથી ઇચ્છતા તેમ આપણી શિક્ષણ પ્રથા પણ ચાલૂ ધોરણની હલકી નકલ નહિ હોય. તમે એ આશા ન રાખશો કે ઈટ કે પથ્થરનાં મકાનો, બાંકડાઓ અને ખુરશીઓ તમારામાં ચેતન પૂરશે. તમે કેવળ ચારિત્ર શોધજો તમે તમારા અધ્યાપકો અને તમારા શિક્ષકોના નિર્મળ ચારિત્રથી ચેતન મેળવવાની આશા રાખજો; તમને જરૂરવું પ્રેરક બળ તમારા પોતાના અંતરમાંથી, પોતાના આત્મનિશ્ચયમાંથીજ મેળવજો અને હું તમને વચન આપું છું કે પછી તમને નિરાશ થવાનું કારણ નહિ રહે. પણ જો તમે એમ માનતા હશો કે શ્રી. દાસ તમને આલેશાન મકાનો આપવાના છે. તમને સુખશાંતિ અને એશઆરામીમાં રાખવાના છે, તો તમે ભારે નિરાશ થશો.

## નવો સંદેશ.

પણ આજે તો હું તમને નવો સંદેશ દેવા આવ્યો છું; વધારે સરસ સદેશ દેવા આવ્યો છું. જો તમે એક વર્ષની અંદર સ્વરાજ્ય મેળવવાનો આગ્રહ રાખતા હો, જો તમારે ૧ વર્ષની અંદર સ્વ-

રાજ્ય જોઇતું હોય, તો તે મેળવવાનો માર્ગ હું તમને જે સલાહ આપવા ધારૂં છું તે સલાહ સ્વીકારીને, વધારે ચોખ્ખો અને સુગમ કરવાનું હું તમને કહું છું. સ્વરાજ્યપ્રાપ્તિને માટે જેણે પોતાનાં જીવન નિવેદિત કર્યાં છે તેમનો માર્ગ વધારે સહેલો અને સુગમ કરવાનું હું તમને કહું છું.

તમે માનતા હો કે શાળા પાઠશાળાઓ હાલ ચાલે છે તેમજ ચાલૂ રાખવાથી સ્વરાજ્ય મળી શકવાનું છે તો તમે ભારે ભૂલ ખાઓ છો. કોઇપણ દેશને કષ્ટો ખમ્યા વિના અને ભોગ આપ્યા વિના સ્વતંત્રતા નથી મળી, નવો જન્મ પ્રાપ્ત નથી થયો. અને ભોગ યાતો ત્યાગનો અર્થ શો? અંગ્રેજીમાં Sacrifice શબ્દ પવિત્ર કરવું એ ધાતુમાંથી આવેલો છે. અસહકાર એ આત્મશુદ્ધિની ક્રિયા છે અને આત્મશુદ્ધિની ખાતર ચાલુ કાર્યવ્યવહાર તજવા પડે તો પણ તે જરૂરનું છે. હું બંગાળને જાણતો હોઉં તો મને લાગે છે કે તમે તે કર્તવ્ય તજશો નહિ અને મને યોગ્ય જવાબ આપશો.

## રેંટીઓ લ્યો.

આપણા શિક્ષણમાં બે ભારે ખામીઓ છે. આપણો શિક્ષણ-ક્રમ ઘડનારાઓએ શરીર અને આત્માના શિક્ષણની અવગણના કરી. અસહકાર કરવામાંથીજ તમને આત્માનું શિક્ષણ મળી રહે છે. કારણ પાપનો સંપર્ક તજવો એજ અસહકારનો અર્થ છે. જો આ સંપર્ક આપણે ખરા દિલથી વિચારપૂર્વક તજીએતો આપણે ઇશ્વરાભિમુખ થઇને ચાલીએ છીએ. આટલું થયું એટલે આત્માનું શિક્ષણ શરૂ થાય છે યાતો પૂરૂં થાય છે. પણ આપણા શરીરના શિક્ષણની અવ-ગણના થઈ છે, અને હિંદ રેંટીઓ તજીને અને ચાકરીની ખાતર બેંસ મારીને ગુલામ થઇ બેઠું છે. તેથી હું તમો બંગાળી યુવકોની આગળ રેંટીઓ મૂકતાં અચકાતો નથી. અને આ આત્મશુદ્ધિના એક વર્ષ દરમ્યાન રેંટીઓ શીખવો, અને જેટલું ઉત્પન્ન કરવું એજ તમારો મુખ્ય ઉદ્દેશ અને મુખ્ય કામ થઇ પડે એમ હું ઇચ્છું છું.

તમારી સામાન્ય કેળવણી સ્વરાજ્ય સ્થપાયા પછી શરૂ કરજો. આજે બંગાળનો દરેક યુવક અને યુવતિ પોતાનો સઘળો સમય અને શક્તિ કાંતવા પ્રત્યર્થેજ આપો એમ હું માગું છું.

## સ્વધર્મ ભુલ્યા તેનું પ્રાયાશ્ચત કરો.

'તમારામાંથી જેઓને ઇંગ્લંડની માહિતી છે તેમને હું ત્યાંની લડાઇના દિવસોથી સ્થિતિ યાદ દેવડાવું છું. તે વેળાએ ત્યાંના એકેએક બાળક અને એકેએક બાળકીએ પોતાનો નિયમિત અભ્યાસ બંધ કરી લડાઇને લગતું કંઈ ને કંઇ કામ ઉપાડી લીધું હતું. ન્હાની વયનાં બાળકોને પણ કામે લગાડવામાં આવેલાં. માબાપોની ઇચ્છા ઉપરવટ થઇને પણ લડાઇના મેદાન પર ઝૂઝવાનો પ્રસંગ જ્યારે મ્હેં ખેડાના નૌજવાનો આગળ મૂકયો ત્યારે મ્હારી પ્રવૃત્તિથી સરકારની આંખ ફરતી. એ જ સરકાર આજે મ્હને કાચી વયનાં બાળકોને માબાપો સામે ઉશ્કેરવાનો દોષ દઈ રહી છે. મ્હારૂં તમને એટલુંજ કહેવું છે તમારૂં અંતર તમને આજની લડતમાં કેવળ યારોમ કરવાની પ્રેરતું હોય તો આજે તમે બીજું બધું કામ બંધ કરી તમારો બધો સમય અને શક્તિ એક વરસને માટે સ્વરાજ્ય મેળવવા પાછળ આપો. સૌ પહેલો તો તમે રેંટિઓ કાંતતાં શીખી લઇ સુતર પેદા કરતા થઇ જાઓ. જ્યાં સુધી હિંદુસ્તાનનો દરેક પુરૂષ, સ્ત્રી અને બાળક કાંતતો નહિ થઇ જાય, ત્યાં સુધી વિદેશી કાપડ અને વિદેશી વસ્તુઓનો સંપૂર્ણ બહિષ્કાર અસંભવિત છે. શાબ્દિક સુતરના તાંતણા તો કોંગ્રેસે ૩૫ વરસ કાઢયા. એથી ભૂખ્યા સંતોખાયાં નહિ, નેમ નાગાં ઢંકાયાં નહિ. આજે એ કાર્યનો ખરો માર્ગ આપણને લાધ્યો છે. માટેજ બંગાળી ભાઇબ્હેનોને ચરણે દેશોદ્ધારની આ નવી તક હું અર્પણ કરી રહ્યો છું. એ ઉપાયથી વિદેશી કાપડનો સંપૂર્ણ બહિષ્કાર સાધીને લેંકેશાયર તરફથી આમની સભામાં બેસનારા પંચાવન સભાસદોની પ્રવૃત્તિઓને આપણે નિષ્ફળ કરી મૂકીશું. એથી હિંદ ઉપર લોભની

દષ્ટિ નાંખનાર જાપાનને પણ આપણે અટકાવીશું. મહાસભાએ આપણને કહ્યું છે તેમ હિંદ પોતાનાં અન્નવસ્ત્રની બાબતમાં સ્વાધીન નહિ બને ત્યાં સુધી તેની આર્થિક સ્વતંત્રતાની આશા વ્યર્થ છે. હિંદુસ્તાન જેવો અફાટ દેશ પારકે આધારે નભ્યાં કરીને સ્વાધીન બની જ કેમ શકે ? કંપનીના કાળનો ઇતિહાસ યાદ કરો, અને જુલમથી કાયર થઈ આપણે સ્વધર્મ ભૂલ્યા તેનું આજેજ પ્રાયશ્ચિત આરંભો આજે સુતર કાંતીને હિંદની આર્થિક સ્વતંત્રતા ઘેર કરો."

'જો તમે એક વરસની અંદર સ્વરાજ્ય સ્થાપવા માગતા હો, તો જેને આજથી તેર વરસ ઉપર આ મંત્રની સ્ફુરણા થઇ, ત્યારે તે ઉપર બાંધેલા સિદ્ધાંતોમાંથી મેળવેલી શ્રદ્ધામાંથી જેને આજ સુધી કોઇ ડગાવી શકયું નથી, અને જે એ દિશાએ આટલાં વરસો દરમ્યાન એની શ્રદ્ધાને વધારે દઢ કરવામાંજ પરિણમેલા અનેક પ્રયાસો કરી ચૂકયો છે, તેની સલાહ માનજો. હિંદની આર્થિક દશાનો જેમ હું અભ્યાસ કરતો ગયો, મીલોના ચાલકો જોડે જેટજેટલી મ્હેં વાતો કરી, તેમ તેમ મ્હારી વધુને વધુજ ખાત્રી થતી ગઇ છે કે ધરેઘર રેંટીઓ ચાલૂ કર્યા વગર આપણો ઉદ્ધાર નથી. કોઈ પણ મિલવાળાને જઇને પૂછો; તે કહેશે કે મીલોમાંથીજ હિંદ પોતાને જોઈતું બધું કાપડ મેળવવા માગે તો તેટલું બધુંય કાપડ આપે એટલી મીલો કાઢવાને ૫૦ વરસ જોઇએ. આમાં હું એટલું ઉમેરૂં છું કે જે હજારો વણકરો આજે દેશમાં હાથવણાટનું કામ કરી રહ્યા છે. તેમને દેશી મીલો સુતર પૂરૂં પાડી શકતી ન હોવાથી તેઓ વિલાયતી સુતર વાપરી રહ્યા છે. ફરીફરીને હું આખા બંગાળાના નૌજવાનોને આ ભૂલાઈ ગએલી કળાનો જીર્ણોદ્ધાર કરી હિંદની પરાધીનતાની બેડીઓ તોડવા વીનવું છું."

## હિંદીભાષા શીખો.

'બીજી પણ એક સુચના મ્હેં કરી છે. આપણી શાળાકોલેજોમાં આટલા દિવસ રાષ્ટ્રીય શિક્ષણના મૂળાક્ષર સમાન એક રાષ્ટ્રીય ભાષાનું

શિક્ષણ પણ આપણે આપ્યું નથી. અત્યારે દેશના એક પ્રાંતમાં નૌજવાનોને બીજા પ્રાંતમાં જવું, ને ખપ લાગવું, સો સો વાત થઇ પડે છે. માટે મ્હારી બીજી સલાહ એ છે કે કાંતવામાંથી જે કંઇ વખત તમે ફાજલ પાડો તેનો ઉપયોગ હિંદી શીખી લેવામાં કરો. મ્હારી તો ખાત્રી છે કે ચાલાક, નમ્ર, મહેનતુ અને દેશદાઝવાળો હરકોઇ નૌજવાન આ બન્ને વસ્તુ બે મહિનામાં શીખી લઇ શકે.'

## ગામડાંઓની સેવા.

'આટલી તૈયારી કર્યા પછી તમે મદ્રાસ ઈલાકા સિવાય હરકોઈ પ્રાંતનાં ગામડાંઓમાં સેવાર્થે નિકળવાને લાયક બનશો અને પ્રજાની જોડે અંતર ખોલી વાત કરી શકશો. ૨૨ કરોડ પ્રજા હિંદુસ્તાની સમજે છે. બીજી એકે ભાષા તે એટલી નથી જાણતી. તમારે એમનાં હૈયાં હાથ કરવાં હોય તો તમારે હિંદી શીખીજ લેવી રહી. આટલું કરવા તૈયાર થશો તો મ્હારૂં વચન છે કે આટલા દિવસની હિમ્મત અને શક્તિની ખામીનો એક વરસમાં ત્હમે ખંગ વાળી દીધો હશે.'

'સરકારી નોકરી નહિ મળે એ ધ્રાશકો પડતાંજ હતાશ થઈ પડતા હજારો અલ્પપ્રાણ વિદ્યાર્થીઓને હું જાણું છું. જો આ સરકારને સુધારવા અને નહિ તો ફીટાડવા તમે સંકલ્પ કર્યો હોય તો સરકારી નોકરીનો તમારી આગળ સવાલજ કેમ ઉભો થઇ શકે? જો તમે આજીવિકા માટે સરકારની સામું ન જ જોવાનો નિશ્ચય કર્યો હોય તો પછી અંગ્રેજીભાષાના જ્ઞાનનું ત્હમારે શું પ્રયોજન રહ્યું? સાહિત્યની દૃષ્ટિએ અંગ્રેજી ભાષાનું મહત્વ હું નથી ઘટાડવા માગતો. અંગ્રેજી ગ્રંથોમાં સમાએલ ભારે વિભૂતિઓનો આંક પણ હું ઓછો નથી આંકતો. હું તો એટલુંજ દર્શાવવા માગું છું કે સમસ્ત પ્રજાવર્ગ ઉપર અંગ્રેજીને આપણે નાહકની લાદી છે. સ્વરાજ્યની દૃષ્ટિએ તો અંગ્રેજીભાષાને બહુજ ગૌણ સ્થાન છે. સ્વરાજ્ય પ્રાપ્ત કરવાની લાયકાત મેળવવા સારૂ કોઇયે અંગ્રેજી શબ્દોનો ભંડોળ વધારવાની જરૂર

નથી; અને તેથીજ ગુજરાતના નૌજવાનોને મ્હેં અંગ્રેજી કેળવણી નવ કે બાર મહિનાને સારૂ સાવ મુલ્તવી રાખી કાંતવાની સલાહ આપી છે. આટલું શીખીને તેઓ પોતાની જાતને દેશની સેવામાં અર્પણ કરવાને લાયક બનશે. હિંદના સાડા સાત લાખ ગામડાંઓ માટે જ્યાં સુધી આવા સેવકોનું સૈન્ય આપણે તૈયાર ન કરીએ ત્યાં સુધી મહાસભાના નવા બંધારણથી આપણે લાભ ઉઠાવ્યો ન કહેવાય. ગામેગામ મહાસભાની એકાદ સમિતિ સ્થપાએલી આપણે જોવા માગતા હોઇએ તો નૌજવાનોએ આ કામ ઉપાડી જ લેવું રહ્યું. બંગાળાના તેમજ આખા હિંદના વિદ્યાર્થીવર્ગને સારૂ આ સેવાની તક એક અ-પૂર્વ પર્વણી છે. મારૂં હૃદય તો સાક્ષીજ પૂરે છે કે આવી શ્રદ્ધાથી જો તમે એક એક જણુ આ સેવાના ક્ષેત્રમાં યાહોમ કરશો તો એક વરસને અંતે આ પગલાને પશ્ચાત્તાપની લાગણીથી યાદ કરવાનો વખત તમને નથી જ આવવાનો. ઉલટું તે દિવસે તો ત્હમારાં હૈયાં હરખથી ફૂલ્યાં નહિ સમાતાં હોય. કારણ સ્વરાજ્ય સ્થાપીને તમે હિંદનું નાક રાખ્યું હશે; ઇસ્લામની ઇજ્જત બચાવી હશે; આખા રાષ્ટ્રને ઉંચે મસ્તકે દુનિયાભર ફરવાનું અધિકારી કર્યું હશે. ઇશ્વર તમને–બંગાલાના યુવકોને તેમજ યુવતિઓને–આપભોગ અને આત્મશુદ્ધિના આ પવિત્ર વરસમાંથી વિજયવંતપણે પસાર થવાને અખૂટ ધૈર્ય, આશા અને શ્રદ્ધા આપો. '

# મેડિકલ વિદ્યાર્થીઓને.

ગાંધીજી બોલી રહ્યા પણ દાક્તરી અભ્યાસવાળા વિદ્યાર્થીઓને ઉદ્દેશીને થોડું બોલવાની તેમને ફરી વિનંતી કરવામાં આવી. એટલે તેઓ ફરી બોલવા ઉભા થયાઃ--

'એક વસ્તુને મેં જાણીજોઇને છોડી દીધી. મ્હારા ખ્યાલબ્હાર નહોતી, પણ કાંતવાની તેમજ હિંદીની વાત કરવામાં મ્હારે તમારો એટલો બધો વખત લેવો પડયો કે મેડિકલ કૉલેજના વિદ્યાર્થીઓની મુસ્કલીઓ વિષે કહેતાં હું જાણીજોઇનેજ રહી ગયો. સામાન્ય શાળા-કૉલેજોના વિદ્યાર્થીઓને જે લાગૂ પડે છે તે ખરૂં જોતાં મેડિકલ વિદ્યાર્થીઓને તો કંઇક વધુ જ લાગૂ પડે છે. તેઓ હિંદના ઘા રૂઝવનારા છે; જે રોગોથી દેશ દુઃખિત છે તેને મટાડનારા છે. પંજાબના ઉપર પડયો તેના કરતાં મ્હોટો ઘા હિંદના શરીર ઉપર હું અત્યારે જોતો નથી. જે પરાધીનતા, દીનતા, અને નાદારીના રોગમાં પ્રજા અત્યારે તરફડી રહી છે તેના કરતાં વધુ ભયંકર બીજો રોગ હિંદને વળગેલો હું જાણતો નથી. જો મેડિકલ વિદ્યાર્થીઓ પોતાના ભાવિ ધંધાને

વફાદાર નિવડવા માગતા હોય તો તેઓ આ અવસરે હિંદનું અપમાન ધોવા, હિંદની નાદારી ટાળવા, નાગાંને ઢાંકવા અને દુખિયાંને દિલાસો આપવા—આગળ આવતાં બિલકુલ આંચકો ખાશે નહિ. ગમે તેટલા ભણેલા—કેળવાએલા, ગમે તેટલા સમૃદ્ધ હિંદીને માટે હિંદને પાડી રહેલા આ રોગને મટાડવાના કરતાં વધારે ઉંચું બીજું કાર્ય અત્યારે હોઈ શકે નહિ. તેથી સોળ વરસની ઉપરની વયના એકેએક મેડિકલ વિદ્યાર્થીને એક ક્ષણની પણ રાહ જોયા વિના તેમની શાળા-કૉલેજો છોડવાનું કહેતાં હું અચકાતો નથી. મ્હારી સલાહ માનવા ન માનવાને તમે મુખત્યાર છો જ. ત્હમારા અભ્યાસ ન જ અટકાવવા દેવાના તમે આગ્રહી હો તો તમે રાષ્ટ્રીય શાળાકૉલેજો ખોલવાને પણ સ્વતંત્ર છો. પણ યાદ રાખજો કે જ્યાં સુધી તમે ત્હમારો આખો સમય આજની સ્વરાજ્યની લડતમાં અર્પણ કરી પ્રજાનું કાર્ય સહેલું નહિ કરી મૂકો ત્યાં સુધી આજની આ પ્રજાકીય લડતમાં નોંજવાનો તરીકેના સૌથી અગત્યના હિસ્સામાં ત્હમે ત્હમારો પૂરેપૂરો ફાળો આપ્યો નહિ કહેવાય. '

## ' ભાષણો કરતાં થાકયો છું '

' ત્હમારા મનમાં હજુયે કંઇ શંકાઓના નિર્ણય કરાવવા બાકી રહેલા હોય તો હું તેના જવાબો આપવા તૈયાર છું, જો કે મ્હારે કબૂલ કરવું જોઇએ કે જવાબો દેતાં દેતાં અને ભાષણો કરતાં કરતાં હવે હું થાકયો છું. હવે તો હું મ્હારાથી બને તો મૌન બની તમારા પોતાના ઉદ્યમ અને તમારા પોતાના અંતઃકરણ ઉપર આ સવાલ છોડવાનું વધારે પસંદ કરૂં. આજેજ નવજીવનના એક ચર્ચાપત્રીએ મ્હને સવાલ કીધો છે કે ' જો તમે અંતઃકરણને સૌથી ઉપર ગણો છો તો શામાટે અમારી જોડે આટલી બધી દલીલો કર્યા કરો છો ? અમને અમારા અંતરના બળ ઉપર છૂટા કેમ નથી મૂકી દેતા ?

એક દૃષ્ટિએ આ ટાણે ઠીક હતો એમ મારે કહેવું જોઇએ. પણ હું જાણું છું કે મ્હારા અંતરમાં જે અનલ પ્રગટી રહ્યો છે તે જો હું તમારી પાસે ઉઘાડો ન કરી બતાવું તો મ્હારા પોતા તરફનું કર્તવ્ય ચૂકું; આથી જ હિંદના એકથી બીજા છેડા સુધી ઘૂમતો રહીને હું તમને મ્હારી આશા તથા ધૈર્યનો સંદેશ આપી રહ્યો છું. હું નવરો પડું તો તો તમે મને કાંતતો અને હિંદુસ્તાની ચોપડીઓનાં પાનાં ફેરવતોજ જુઓ. હું હિંદુસ્તાની જાણું છું પણ તેની ત્રૂટીઓથી હું તેટલો જ વાકેફ છું. અંગ્રેજીના જેટલી પ્રવીણતા હિંદુસ્તાનીમાં નથી ધરાવતો એની મ્હને કેટલી અડચણ થાય છે તે હુંજ જાણું છું.'

'બંગાળાના નૌજવાનો, તમારી બધી શંકાકુશંકાઓને બંગાળાના ઉપસાગરમાં ડૂબાવી દો અને એક એવી અસીમ આશાથી ઉભા થાઓ કે જેને નિરાશાનું કોઇ ક્ષિતિજ મર્યાદિત કરી શકે નહિ.'

# કલકત્તા મહાવિદ્યાલયની સ્થાપના.

ગઇ તા. ૪થી ફેબ્રુઆરીના રોજ શ્રી૰ ચિત્તરંજનદાસ અને બીજા અસહકારી આગેવાનોએ કલકત્તામાં ઉઘાડેલી રાષ્ટ્રીય કૉલેજ ખુલ્લી મૂકતી વેળાએ મહાત્મા ગાંધીજીએ નીચેનું ભાષણ કર્યું હતું:--

## આગેવાનોની બીકને ખોટી પાડો.

મિત્રો, વિદ્યાર્થીઓએ ગીતાજીમાંથી કરેલી સુંદર પ્રાર્થના તમે સાંભળી છે. એની ઉદાત્ત ભાષાનું ત્હમે મનન કરજો. આ સંસ્થાનાં બધાં કામકાજ આપણે આજ પ્રાર્થના ઉપર બાંધશું તો આપણે અવશ્ય આપણું તેમજ દેશનું મુખ અધિક ઉજ્જ્વળ કરીશું. હમણાં હમણાં મ્હેં આવી કેટલીયે સંસ્થાઓ ખુલ્લી મૂકી હશે પણ આ સંસ્થા ખોલતાં મ્હને જેટલી ચિંતા અને ભય લાગી રહ્યાં છે, તેટલાં અગાઉ કદિ નથી લાગ્યાં. આજે આખા હિંદુસ્તાનની નજર કલકત્તા ઉપર છે. દેશના આમંત્રણને ઝીલી લઇ વિદ્યાર્થીઓએ દાખવેલા પરા-

ક્રમ માટે સાબાશીના અનેક તારો તમે રોજ છાપાઓમાં વાંચો છો. બીજા અનેક ન છપાતા તારો મ્હેં વાંચ્યા છે. ત્હમારો દાખલો લઇને આખા દેશભર વિદ્યાર્થીઓ સરકારી શાળાકૉલેજો ખાલી કરી રહ્યા છે એ પણ તમે જોયું છે. આમ ત્હમારી, ત્હમારા શિક્ષકઅધ્યાપકવર્ગની, મ્હારી પોતાની અને શ્રી. દાસની જવાબદારી નિઃસંશય ભારે છે. વળી હું પોતે તો ત્હમારા પ્રયત્નો સફળ કરવા અહોરાત્ર પ્રભુપ્રાર્થના કર્યાજ કરવાનો, પણ વિદ્યાર્થીઓ જાતે અત્યંત નમ્રભાવે પ્રભુથી ડરીને ખંત અને એકનિષ્ઠાથી અને જે સારૂ તેમણે સરકારી શાળા કૉલેજો છોડી તે દેશ પ્રત્યેની અનન્ય ભક્તિથી પોતાનું કામ ન ઉપાડી લે ત્યાં સુધી કોઇપણ ભાવની પ્રાર્થના ફળદ્રુપ ન નીવડી શકે. દેશની સેવાની ભાવના ખાતર પોતાની કેળવણીને, પ્રમાણપત્રોને અને ભાવિ અભિલાષોને હોમીદેવા તૈયાર થવું, દેશની એવી સેવામાંજ પોતાનો સર્વોચ્ચ સ્વાર્થ સધાય છે એમ માનવું એ ન્હાની વાત નથી. મ્હને પોતાને તો એ વાતમાં કશી શંકાજ નથી. હું જાણું છું કે સરકારી સંસ્થાઓ છોડવા માટે તમારે કદિ પસ્તાવું પડવાનું નથી પણ સાથે હું એ પણ જાણું છું કે શાળાકૉલેજો છોડીને જો તમે ત્હમારો સમય ઉપયોગી કામમાં નહિ ગાળો તો ત્હમારે જરૂર પસ્તાવાનો વખત આવશે અને દેશના કેટલાક હિતચિંતક આગેવાનોને લાગતી બીક ત્હમે ખરી ઠેરવશો. મ્હને ઉમેદ છે કે એમની બીકને તમે ખોટીજ પાડશો.

ત્હમારે આ વરસ એવીજ ઢબે ગાળવું ઘટે કે જેઓ આજ શંકાશીલ છે તેમની શંકાઓ અસ્થાને હતી એમ સાબિત થાય. બીજા તમારે—કલકત્તાના વિદ્યાર્થીઓ—માટે શું ધારે છે તે પણ હું અહીં કહી દઉં. તેઓ ત્હમારે વિષે સારીપેઠે શંકાશીલ છે. તેઓ તમને ભાવનાપ્રધાન અને નાજુક હૈયાના ગણે છે. ખંત અને અવિશ્રાંત ઉદ્યોગ પણ તમારામાં છે એવો એમને વિશ્વાસ નથી.

## અધ્યાપકવર્ગની જવાબદારી.

ત્હમેં નવી કેડી પકડી છે. નવી દિશાએ ત્હમારૂં વ્હાણ હંકાર્યું છે. તમે હિંદનું ભવિષ્ય ઘડી રહ્યા છો; અને આ જવાબદારીનું ખરૂં ભાન ત્હમારામાં પ્રગટે તો ત્હમે ઉપલી બધી શંકાઓને ખોટી પાડો જ એ વિષે મ્હને શંકા નથી. જેઓ બંગાળને સાચું ઓળખે છે તેમણે જોયું છે કે બંગાળીઓ પાછા પડનારા નથી. અને હું તો ગાંઠજ વાળી બેઠો છું કે જે વિદ્યાર્થીઓ બ્હાર પડવા છે અને જેઓ આ સંસ્થામાં આવશે તેઓ કોઇ કાળે પાછા પડવાના છે જ નહિ. હું એ પણ ઉમેદ રાખી રહ્યો છું કે અધ્યાપકવર્ગ પણ તેટલો જ ઇમાનદાર નીવડશે. ગુજરાત મહાવિદ્યાલય ખોલતી વેળા મ્હેં કહેલું તેજ એમને ઉદ્દેશીને અહીં પણ તેટલાજ નમ્રભાવે હું કહીશ કે તેમનાજ ઉદ્યમપરિશ્રમ અને તેમનીજ અનન્યતા ઉપર આ સંસ્થાની સફળતા-નિષ્ફળતાનો આધાર રહેશે. આપણા પ્રિય દેશના ઇતિહાસના આવા અગ્નિને કાળે નૌજવાનોનાં અંતઃકરણ ઘડવા માગનારને માથે જોખમદારીનો પાર નથી. એવી સ્થિતિ વચ્ચે અધ્યાપકવર્ગ જો ઉંઘે, સંશયાત્મા બને, ભાવિની ચિંતાથી ભીતિગ્રસ્ત થાય, તો વિદ્યાર્થીઓની શી દશા થાય? હું પ્રાર્થના કરૂં છું કે સર્વશક્તિમાન પ્રભુ આપણા અધ્યાપકવર્ગને ડહાપણ, હિમ્મત, શ્રદ્ધા અને આશાથી અડગ બનાવો.

## જબરદસ્તીથી બચો.

હું વિદ્યાર્થીઓને કહી ચૂક્યો છું કે તમે પોતે પોતાને માટે દોરી કહાડેલે માર્ગે ચાહે તેટલું પરાક્રમ બતાવજો પણ બીજાના નિર્ણયમાં હાથ નાંખતા ના. બારીસાલનો કિસ્સો (બારીસાલમાં સરકારી શાળાઓમાં જતા વિદ્યાર્થીઓને પગે પડવાને બ્હાને પગ પકડી રાખી શાળાઓમાં જતા અટકાવવામાં આવ્યા હતા.) ત્હમે

આજે છાપાંઓમાં વાંચ્યો જ હશે. એમાં અતિશયોક્તિ હોય કે ન હોય તોપણ તે એટલું તો શીખવેજ છે કે ગમે તે સ્થિતિમાં પણ આપણાથી જબરદસ્તી કે અયોગ્ય દબાણથી તો કામ નજ લઈ શકાય. મ્હને ઉમેદ છે કે શાળાકૉલેજો ન છોડનારાઓને ત્યાં ધરણું ધરવાનું (બારણા આગળ લાંઘવા બેસવાનું) અગર બીજું કોઇપણ જાતનું દબાણ લાવવાનું વિદ્યાર્થીઓ છોડી જ દેશે. જેમને સરકારી સંસ્થાઓમાં રહેવું પાપ લાગે તેઓ જ એ સંસ્થાઓ છોડે એટલું બસ છે. આપણે શ્રદ્ધાવાન્ હોઈશું તો બીજો એકપણ વિદ્યાર્થી બ્હાર નહીં પડે તોપણ દૃઢ રહીશું. અધીરાઈથી આકળા થવું એ તો અશ્રદ્ધાનીજ નિશાની છે. આકળા થઇએ ત્યારેજ બીજાઓ પર આપણે હાથે દબાણ થાય. મ્હને ઉમેદ છે કે આ સંસ્થાનો એકેએક વિદ્યાર્થી આ બાબતમાં પોતાનો સાચો ધર્મ સમજી જશે.

## હિંદી ભાષામાં અણમૂલાં રત્નો.

બીજી એ પણ હું ઉમેદ રાખું છું કે એક મહિના બાદ આપણે ફરી મળીએ ત્યારે તમે મને તમારી જોડે અંગ્રેજીમાં વાત કરવાનું કહેવાપણું નહિ રહેવા દો, અને મ્હારે જે કાંઇ સંદેશો આપવાનો હોય તે રાષ્ટ્રીય ભાષામાં જ હું તમને આપી શકું એટલી હિંદી ત્હમે બધા શીખી ચૂક્યા હશો. હું ત્હમને ખાત્રી આપું છું કે ત્હમે હિંદી ભાષા તરફ વળો એટલીજ વાર છે. એટલી એ સ્હેલી ભાષા છે. કેટલાએ શબ્દો તો ત્હમને ઘરનાજ લાગશે; કારણ દ્રાવિડી ભાષાઓ શિવાયની ઉત્તરની ભાષાઓનો મ્હોટા ભાગનો શબ્દભંડોળ એકજ છે. એ ભાષા ત્હમારા ઉચ્ચ અને વિદ્વત્તાભર્યા વિચારોને સુદ્ધાં પહોંચી વળે એવી છે એ પણ ત્હમે જોશો. હિંદી શીખો કે ઉર્દુ, બન્નેમાં ત્હમને પારવગરનાં છૂપાં રત્નો મળી આવશે. ત્હમે હિંદી સાહિત્ય અને આજની હિંદી નિર્ધન છે એમ કહો છો, પણ ત્હમે તુલસીદાસની તો ઓળખાણ કરી જુઓ, ત્હમને લાગશે કે

આધુનિક જમાનાઓએ આટલી સદીઓમાં એ ગ્રંથની જોડે મૂકી શકાય એવો એકે બીજો ગ્રંથ પેદા કર્યો નથી. એ એકજ ગ્રંથે મ્હારામાં જે શ્રદ્ધા અને આશા પૂર્યાં છે તે બીજા એક પુસ્તકે નથી આપ્યાં. હું માનું છું કે 'તુલસી રામાયણ' રસમાં, અલંકારમાં કે ભક્તિભાવમાં કોઇ પણ પંક્તિની ટીકા કે પરીક્ષા સામે ટકી રહે તેમ છે.

## રેંટીઆમાં કાવ્યાનંદ.

હું ત્રીજી પણ ઉમેદ રાખું છું. અને એ તો વળી સર્વોપરિ છે. તે એ કે હું પાછો આવું ત્યાં સુધીમાં ત્હમે સંપૂર્ણ કાંતનારા અને ત્હમારા ગામના વણકરો પાસે એવું હાથે કાંતેલું સૂતર વણાવી લઇ પોતાના હાથની ખાદી પહેરનારા થઇ ગયા હશો. એટલુંજ નહિ પણ હું તો એટલે સુધી ઉમેદ રાખું છું કે એટલી મુદતમાં કાંતવામાં અદ્ભુત કરામતો કરી બતાવતા અને જે બૌદ્ધિક આનંદ અને કાવ્યાનંદ હું કાંતવામાં અનુભવું છું તે ભોગવતા થઇ ગયા હશો. હિંદના ભાવિ વિષે શ્રદ્ધા અને આશા રાખી કાંતશો તો કાંતવામાં એવો આનંદ તમને મળ્યા વગર નહિજ રહે. મ્હને ઉમેદ છે કે ત્હમારા અધ્યાપકો પણ તમને બંગાળીમાંજ પોતાનાં ભાષણો સંભળાવશે અને ત્હમે પણ આટલા દિવસ સરકારી સંસ્થાઓમાં જે કંઈ જ્ઞાન મેળવ્યું હોય તે બંગાળીમાં લાવી આમવર્ગને ત્હેની લ્હાણી કરશો અને તેમ કરવામાં અંગ્રેજી અને બીજાં સાહિત્યોમાંના ઉમદામાં ઉમદા વિચારો વ્યક્ત કરી શકનારા બંગાળી શબ્દપ્રયોગો શોધી ક્હાડી તથા રૂઢ કરી દઇ બંગાળી ભાષાને ખેડશો અને અધિક ફળદ્રૂપ બનાવશો.

## શ્રદ્ધા કેળવો.

ત્હમે આ ત્હમારા કાર્યને ધર્મબુદ્ધિથી હાથ ધરજો. જો આ લડતને આપણે ધર્મ સમજીને નહિ ચલાવીએ, તો હું વગર આના-

કાનીએ કહ્યું છું કે એ પડી ભાંગશે, એટલું જ નહિ પણ આપણને નામોશી આપશે. કામ કરવાની આ નવી ઢબ આપણે કહાડી છે, અને તેમાં જૂની ઢબમાંજ થોડા સુધારા કરવાથી કામ સિદ્ધ થશે એમ માની બેસીશું તો આપણે હારી બેસશું. બંગાળ તો ભાવનામયતાને માટે પ્રખ્યાત છે. એજ ધર્મભાવનાપૂર્વક ત્હમે આ કાર્ય ઉપાડશો તો સ્વરાજ્ય હાથમાં છે એ ત્હમે જોશો. ઈશ્વર ત્હમને અને ત્હમારા અધ્યાપકોને મદદ કરો, અને શ્રી૦ દાસ માગે છે તેવું ત્હમને બળ આપો. હવે હું આ મહાવિદ્યાલયને ખુલ્લું થએલું જાહેર કરૂં છું.

સને ૧૯૨૧ ના માર્ચ માસ સુધીમાં ધારાસભાઓના બહિષ્કારનું કામ તો પ્રજા પક્ષ તરફથી પાર ઉતર્યું હતું, અને શાળાઓ અને કોરટો વિષે વધારે પ્રવૃત્તિ કરવાથી વધારે પરિણામ આવે એમ હતું નહિ. મહાત્માજીએ બેઝવાડા મુકામે જણાવ્યું તે પ્રમાણે ત્યાં સુધીની પ્રવૃત્તિથી સરકારી ખિતાબો અને ધારાસભાઓ, કોરટો અને નિશાળોની પ્રતિષ્ઠા લોકોના મનમાં ઘણીજ હલકી પડી ગઈ હતી. એટલે તેમના બહિષ્કારનો હેતુ ઘણે અંશે સધાયો. બીજી પાસ મુખ્ય ત્રણ કામ પર પ્રજાનું ખાસ લક્ષ ખેંચવાની જરૂર હતી. મહાસભાનું બંધારણ નાગપૂરમાં સુધારવામાં આવ્યું હતું, તે મુજબ તેની પહેલી કલમમાંજ જણાવેલો સ્વરાજ મેળવવાનો હેતુ સ્વીકારનાર અને ૨૧ વર્ષની ઉમરના કોઇ પણ સ્ત્રી પુરૂષ, વર્ષે ચાર આનાની ફી આપીને સભાસદ થઇ શકે આવો સુધારો ખાસ એવા હેતુથી કરવામાં આવ્યો હતો, કે હિંદુસ્તાનના લાખો, લગભગ કરોડો ગરીબ માણસો મહાસભામાં ભળીને તેના તંત્રને મજબૂત બનાવે. તેથી એ બંધારણના પહેલાજ વર્ષમાં તો મહાસભામાં બને તેટલા સભાસદો દાખલ કરવાનો પ્રયત્ન કરવોજ જોઇએ.

વળી મહાસભાને જેમ માણસોની જરૂર હતી, તેમ પૈસા પણ જરૂરના હતા. ખાદી ઉત્પન્ન કરી, તેનો પ્રચાર કરવા માટે અઢળક રકમ જોઇએ, એમ ત્યાં સુધીમાં લાગેલું. સારા દેશના ખુણે ખુણે રાષ્ટ્રીયશાળાઓ નભાવવા માટે પણ પૈસાની જરૂર હતી.

અસ્પર્શ્યતા નિવાર કરી અંત્યજોની ઉન્નતિ કરવા માટે અને દારૂની બદી દૂર કરવાને માટે જેટલી રકમ ખર્ચાય તેટલી ઓછી ગણાય. આમ જુદાં જુદાં કામોને માટે જુદા જુદા પ્રાંતોમાં, જુદી જુદી રકમ ભેગી કરવા મહાસભાના ઠરાવ મુજબ ટિળક મહારાજના સ્મરણાર્થે સામટી મોટી રકમ મહાસભાને માટે ભેગી કરી તેને આર્થિક દૃષ્ટિએ નિર્ભય બનાવવાની પણ જરૂર હતી.

ખાદીના કામ પર પણ વધારે ભાર મુકવાની આવશ્યકતા હતી. ગાંધીજીની ચળવળથી ઘણે ઠેકાણે રેંટીઆનું કામ થોડુંઘણું સહેલું થયું હતું.

પણ દેશમાં કેટલા રેંટીઆ ચાલે છે તેની બરાબર ગણત્રી થઇ નહોતી. વળી નાણાંને અભાવે આ કામ બહુ આગળ વધી શકે એમ પણ ન હતું. એથી એક બાજુએથી નાણાં મેળવીને બીજી બાજુએ બને ત્યાં સુધી રેંટીઆ વધારવામાં તેનો ઉપયોગ કરવાની જરૂર હતી.

આથી ત્રણ માસ સુધીમાં એક કરોડ સભાસદો નોંધવાનો, એક કરોડ રૂપીઆ ટિળક ફાળામાં ભેગા કરવાનો, અને વીસ લાખ રેંટીઆ ચાલુ કરાવવાનો ઠરાવ બેઝવાડા મુકામે કરવામાં આવ્યો: અને જુનની ૩૦ મી તારીખ સુધીમાં આ ક્રમનો એકાગ્રપણે અમલ કરવામાં આવ્યો, તેથીજ સભાસદો સિવાયની બાકીની બીજી બે બાબતોમાં સફળતા પ્રાપ્ત થઈ.

# બેઝવાડાનો કાર્યક્રમ

## આગળ વધો.

અસહકારની લડતમાં આગળ ભરવાનાં પગલાં વિષે વિચાર કરવા મહાસમિતિની સભા બેઝવાડા મુકામે તા. ૩૧ માર્ચ, ૧૯૨૧ ના રોજ મળવાની હતી તે પહેલાં તેમાં પસાર થવાના ઠરાવનું સૂચન મહાત્માજીએ નીચેના લેખમાં કર્યું છે:–

નાગપૂરની મહાસભાએ જે નવા બંધારણને જન્મ આપ્યો છે તેને એકનિષ્ઠપણે પ્રજા અનુસરે અને તેને દોરી આપેલો કાર્યક્રમ પાર ઉતારે તો તેટલાથી જ પ્રજા એક વરસમાં સ્વરાજ્ય સ્થાપી શકે એમ છે. એ બંધારણ મુજબ હિંદુસ્તાનના એક એક ભાગમાં પ્રાન્તીય સમિતિઓ સ્થપાય અને તે એક મધ્યવર્તી સમિતિને—મહાસમિતિને જ સ્વેચ્છાપૂર્વક આધીન રહી કામ કરે એવો હેતુ છે. આ બંધારણ પ્રૌઢપણ ઉમ્મરે પહોંચેલાં (૨૧ વર્ષ) સ્ત્રી પુરૂષને એજ શરતે મતાધિકાર આપે છે: મહાસભાનું ધ્યેય કબૂલ રાખવું અને ૪ આનાની નામની ફી આપવી. બધા પક્ષો અને બધી ન્યાતો આમાં

વગર અડચણે ભળી શકે એવી ગોઠવણ રાખેલી છે. આવી સ્થિતિમાં પ્રજા પ્રમાણિકપણે મહાસભાનો કાર્યક્રમ ઉપાડી લે અને સૌ કોઇ શ્રદ્ધા ભક્તિની નજરથી તેને જુએ તો જોતજોતામાં તે ચાલુ રાજતંત્રને હંફાવે. કારણ સરકાર, પ્રજાના સહકાર, પછી તે ખુશીનો હોય કે ફરજીઆત, વિના ઘડી નભી શકે નહિ. જે કંઇ દોર એ આજે ચલાવી રહી છે, તે આપણા પોતાના માણસોને હસ્તક જ ચલાવે છે. એક લાખ ગોરા આપણી મદદ વગર આપણાં ગામડાંઓનો સાતમો ભાગ પણ પૂરો હાથ રાખી શકે નહિ. અને એકલા માણસને તે જાતે હાજર હોય. તો પણ કોઇપણ સ્થિતિમાં હિંદુસ્તાનના સામાન્યપણે ચારસો સ્ત્રી પુરૂષ બાળકોવાળા ગામડાને હાથ રાખવું ભારે જ પડે.

આમ આપણી સામે સવાલ માત્ર આપણી ઇચ્છાને સરકારની ઇચ્છાની સામે મૂકવાનો, એટલે કે સરકારની સાથેનો આપણો સહકાર ખેંચી લેવાનો જ છે. જો આપણામાં ઉદ્દેશની એકતા હશે, તો સરકારને કાં તો આપણી ઇચ્છાને તાબે થવું પડશે; નહિ તો રૂખસત લેવી પડશે. આપણામાંના ખટરાગનો લાભ લઇને જ સરકાર પોતાની સત્તાને મજબૂત કરે છે; આપણે ખૂનામરકી કરી દઇએ તેજ ક્ષણે એને કાળો કેર વર્તાવવાનું બ્હાનું જડે છે; આપણે કુસંપમાં પડીએ છીએ ત્યારે જ એ લાંચો ખાય છે. જ્યારે તે આપણામાં સંપ અને એકતા જુએ છે, ત્યારે તે નરમ બની સલાહ સમાધાનની વાત કરે છે. જ્યારે આપણે કશો હક માગવા તૈયાર થઇએ છીએ ત્યારે તે સૌથી વધારે ઉંચે સાદે બોલનારાના મ્હોં આગળ લાલચો પાથરી ત્હેનું મ્હોં બંધ કરવા મથે છે. માટે આપણે સમજુ હોઇએ તો એટલું જ કરીએ કે અહિંસાને હર હાલતમાં વળગી રહીએ, સંપ ન તોડીએ અને સરકારની લાલચો અને હાવભાવથી ન ફસાઇએ.

આટલું કરવાને હિંદુસ્તાનના જેટલી સંસ્કારી અને બુદ્ધિશાળી પ્રજાને ભારે કેળવણી આપવાની પણ જરૂર નથી. આજની પ્રજાને સમજાય—તેના અંતરમાં વસી જાય—એવો સર્વસામાન્ય હેતુ કે ક્ષેત્ર આપવું એ પણ આજે કઠણ નથી, પણ એ ક્યારે ? આપણે વાતો કરવી છોડી દઈ કામ કરવામાં અને પ્રજાને કેળવવામાં ગુંથાઇ જઇએ ત્યારે જ. આ સાચું હોય તો પ્રજાને મ્હારાથી તો એકજ વાત સૂચવી શકાય, અને તે એ કે આવતા જૂનની ૩૦ મી તારીખની અંદર મહાસભાના ચોપડામાં એક કરોડ સભાસદ નોંધવાનું માથે લેવું. આમાં કોઇપણ શખ્સ મહાસભાનું ધ્યેય કબૂલ ન રાખે એવો અગર ચાર આના ભર્યા ન હોય એવો નોંધાએલો ન હોવો જોઇએ. દરેક કુટુંબના દરેક ઉમ્મરે પહોંચેલ સ્ત્રી પુરૂષને સભાસદ બનાવવાની આપણી નેમ હોવી જોઇએ. મરદોના જેટલાં જ સ્ત્રીઓનાં પણ નામ આપણા ચોપડામાં નોંધવામાં આપણે અભિમાન માનવું જોઇએ. એકેએક મુસલમાન ભાઇબ્હેન, એકેએક ન્યાત, એકેએક કારીગર, એકેએક અંત્યજને આપણે મહાસભાના ચોપડામાં દાખલ કરવા તૈયાર થવું જોઇએ. આટલું કરીશું તો દુનિયાએ કદિ નહિ દેખ્યો હોય એવો પ્રજાકીય મતદારોનો સંઘ આપણે બનાવીશું. આ સૂચના જો કબૂલ હોય તો આવતી ૩૦ મી જૂન સુધીમાં આપણે આટલું કરવા પાછળ આપણી સર્વ શક્તિઓને રોકી દેવી જોઇએ:—

૧ ટિલક સ્વરાજ્ય ફાળા માટે એક કરોડ રૂ. ભેગા કરવા;
૨ મહાસભાના ચોપડામાં એક કરોડ સભાસદો નોંધવા;
૩ વીસ લાખ ઘરોમાં રેંટીઆ ચાલૂ કરવા.

મહાસભાને માટે એક કરોડ સભાસદો મેળવવા સારૂ મ્હારે હિસાબે આપણે સામાન્ય રીતે પાંચ પાંચ માણસોવાળાં વીસ લાખ કુટુંબમાં એકએક રેંટીઓ પણ સાથે સાથે ચાલૂ કરાવવો અથરૂ

કામ નથી. અને હિંદુસ્તાનના એકવીસ પ્રાંતોમાં મળીને ૨૦ લાખ રેંટીઆ ચાલૂ કરાવવાની વાત કંઈ ભારે સાહસ ન જ કહેવાય.

એકસામટાં અનેક કાર્યોનો વિચાર કરવામાં અને તે પાર પાડવામાં આપણાં સાધનો ખાલી ન કરવા તરફ આપણે સાવચેત રહેવું જોઇએ. એક સામટાં અનેક ઓસડ અજમાવનારો રોગી મરે છે, અને એકીવાર અનેક ઉપચારોથી દર્દીને સારો કરવા માગનાર દાક્તર પણ નામ ગુમાવે છે અને ઉંટવૈદ્યમાં ખપે છે. જીવનમાં જેટલી એકનિષ્ટા જરૂરી છે તેટલી જ કાર્ય પ્રત્યેની આપણી ભક્તિ પણ અવ્યભિચારિણી હોવી જોઇએ. શક્તિનો અપવ્યય માત્ર ભૂરો છે. આટલો બધો જ કાળ આપણે સૌએ જેને જેમ ફાવ્યું તેમ તાણવામાં પ્રજાઓની શક્તિઓને બેસુમાર વેડફી છે. એક વરસમાં પરદેશી કાપડને દેશમાંથી રજા દેવી એ સાવ સંભવિત વાત છે. મહાસભાને માટે એક સતત કાર્ય કરનારૂં તંત્ર ઉભું કરવું એ પણ શુદ્ધ દાનતના લોકોને માટે સહેજ છે. અને પદ્ધતિ પૂર્વક એક કરોડ જો આપણે ભેગા કરી શકીશું તો એટલી એજ વાત આપણામાં અજબ શ્રદ્ધા પૂરશે અને આપણી ઉત્કટતા તેમજ નિશ્ચયનો દેખીતો પુરાવો ગણાશે.

આ કાર્યક્રમ વાંચીને કોઇએ એમ નથી માની લેવાનુ કે અસહકારનો બીજો કાર્યક્રમ આથી અટકે છે. એતો બધાં ચાલુજ રહેવાનાં. દારૂની બદી અને અસ્પૃશ્યતાનું પાપ સમાજના શરીરમાંથી ધોવાઈ જવાંજ જોઇએ. કેળવણીનું કાર્ય તો ચાલુ જ છે. ધીરે પણ મકકમ રીતે તે આગળ વધ્યે જાય છે. જે જે રાષ્ટ્રીય સંસ્થાઓ ઉભી થઇ છે તે દક્ષતાપૂર્વક ચાલશે તો જરૂર આગળ આવશે અને અનિશ્ચિત મનના વિદ્યાર્થીઓને નિશ્ચયી બનાવી આકર્ષશે. વકીલો ને સાવધ અને હંમેશાં હિસાબો કરવામાં તાલીમ પામેલો વર્ગ પણ જેમ જેમ આ હીલચાલને આગળ ધપતી જોશે તેમ પ્રજા જોઇ

ચાલશે. અદાલતોનો ત્યાગ પણ પ્રજા કરતી જાય છે. આ વસ્તુઓની પાછળ પ્રજાએ પોતાની બધી જ શક્તિઓ રોકવાની જરૂર હવે નથી રહી. એ બાબતો પણ આખર અમુક વર્ગોને લગતી છે. પણ મ્હેં ઉપર ગણાવી તે ત્રણ બાબતો તો અત્યારે આપણે માટે અત્યંત અગત્યની છે. અત્યારે જ પ્રજાએ તેનો આરંભ કરી દેવો જોઇએ. જો આટલું આપણે ન કરી શકીએ તો આપણી હીલચાલને આખી પ્રજાની હીલચાલ બનાવવાની વાત આપણે છોડી દેવી જોઇએ.

યંગઇન્ડિયા, તા. ૩૦ માર્ચ, ૧૯૨૧.

# બેઝવાડાનો ઠરાવ.

સને ૧૯૨૧ ના માર્ચ માસની ૩૧ મી તારીખે બેઝવાડામાં મળેલી મહાસમિતિની બેઠકમાં નીચેનો ઠરાવ થયો હતો:--

આ સમિતિનો અભિપ્રાય છે કે મહાસભાની તમામ સમિતિઓએ અને મહાસભાના કાર્યકર્તાઓએ પોતાનું સમગ્ર ધ્યાન નીચેના કામોમાં રોકવું.

દરેક પ્રાન્તની વસ્તીના પ્રમાણમાં ૩૦ મી જુન સુધીમાં

( ૧ ) એક કરોડ રૂપિયા ટિળક સ્વરાજ ફાળામાં ભેગા કરવા,

( ૨ ) એક કરોડ સભાસદો મહાસભાના ચોપડે નોંધવા, અને

(૩) વીસ લાખ રેંટીઆ ગામડામાં અને ઘરોમાં ચાલુ કરવા.

# દારૂગોળો.

એક કરોડ રૂપીઆ સ્વરાજ્ય ફાળા માટે, એક કરોડ સભાસદ રાષ્ટ્રીય મહાસભા માટે અને વીસ લાખ રેંટીઆ હિન્દુસ્તાનની આબરૂ ઢાંકવા માટે—હિંદનાં સાત કરોડ ભૂખ્યાને અન્ન ભેગાં કરવા માટે—આ બેઝવાડાની બેઠકમાં પસાર થએલા મહાસમિતિના ઠરાવને શ્રીયુત ચિત્તરંજન દાસે સ્વરાજ્યની લડતના 'દારૂગોળા' તરીકે વર્ણવ્યો હતો. આ વર્ણનમાં અતિશયોક્તિ છે એમ ન કહી શકાય. મહાસમિતિએ પ્રજા સમક્ષ રજૂ કરેલો આ કાર્યક્રમ બહુ ભારે કે ગૂંચવાડાભર્યો છે એમ પણ નહિ કહી શકાય. આપભોગ પણ ખરૂં જોતાં એમાં ઝાઝો નથી. માત્ર યોજનાની, નિશ્ચયની અને ઉદ્યોગનીજ જરૂર છે. મહાસભાના ૨૧ પ્રાંતો છે અને દરેક પ્રાંતમાં મહાસભાનો આ કાર્યક્રમ ઉપાડી લઈ તેને પાર પાડવાના કામમાં આખા પ્રાંતને પરોવી દે એવા કાર્યકર્તાઓ પણ પડેલા છે. તેથી મ્હારી તો આગ્રહભરી સલાહ છે કે તેમણે દરેકે સભાસદો નોંધવાના, સ્વરાજ્ય ફાળો ઉઘરાવવાના અને રેંટીઆ ચાલૂ કરવાના કામમાં વગર વિલંબે પરોવાઇ જવું.

એક દિવસ ગુમાવ્યો અત્યારે આપણને પોસાય તેમ નથી એ વાત સતત આપણી આંખ આગળ રહેવી જરૂરી છે. આપણા પ્રાંતમાંનાં દરેક ઉમ્મરે પહોંચેલ સ્ત્રીપુરૂષ પાસે આપણે પહોંચી જવું જોઇએ અને તેમને મહાસભામાં જોડાવાની તક કરી આપવી જોઇએ. આપણે તો સમજણાં છોકરાંછોકરીઓને પણ દરેકને સ્વરાજ્ય ફાળામાં ભળવાનો રસ્તો કરી આપવો જોઇએ. ગરીબમાં ગરીબ પ્રાંતને પણ આ કાર્યક્રમનો પોતાનો હિસ્સો ભજવવામાં અંદેશો આણવાનું કારણ નથી. મ્હારા ધારવા મુજબ હિંદુસ્તાનમાં ઓરિસ્સાપ્રાંત સૌથી ગરીબ છે. ત્યાંના કાર્યકર્તાઓ જોડે મ્હારે જ્યારે આ કાર્યક્રમ ઉપાડી લેવા વિષે વાત થઇ ત્યારે તેઓએ વગર આનાકાનીએ પોતાનો હિસ્સો આપવા હા પાડી.

અને કેમ ના પાડે ? પ્રત્યક્ષ જગન્નાથ તેમની વચ્ચે બિરાજતા હોય ત્યાંના કાર્યકર્તાઓની શ્રદ્ધાને શા સારૂ સીમા હોય ? તેમની નિર્ધનતાને નવાં પૂર આવે અને તેમની સ્થિતિ સાવ નાદાર થઇ જાય એમ માનીએ તોપણ આખર જગન્નાથજીનાં જાત્રાળુઓ પાસેથી ભિક્ષા માગીને– જગન્નાથજીના તાલેવંત મહંતો અને પંડાઓ પાસેથી ભિક્ષા ઉઘરાવીને પણ તેઓ સહેજે હિસ્સો આપી છૂટે. એ મહંતો અને પંડાઓ પણ એમને ઘટતી રીતે સમજાવવામાં આવે તો રાજીખુશીથી ફાળો આપ્યા વિના ન રહે. બાકી આપણી શ્રદ્ધા તો શ્રીમન્તોના પૈસાના પૂરના કરતાં ગરીબોએ આપેલા એકએક પૈસામાં જ વધુ હોવી જોઇએ. સખા ગોપાલનાં હજારો સાવ નિર્ધન લોકોને પોતાના ગજવામાં પૈ પૈસા ખાલી કરી આપતાં મેં જોયા ત્યારથી જે શ્રદ્ધા અને આશા મ્હારામાં આવી છે તે વર્ણવી જાય એમ નથી. બિહારાઓએ તો મૂઠી ભિક્ષા માગવી શરૂ કરી દીધી છે ? આવી મૂઠી અનાજની ભિક્ષા પણ જો વ્યવસ્થાપૂર્વક ઉઘરાવાય અને વપરાય તો એક કરોડ રૂપીઆ એકઠા કરવામાં કશીએ અડચણ આવે નહીં.

હું તો એટલે સુધી સૂચવું કે દરેક પ્રાંતના કાર્યકર્તાઓએ પોતપોતાને ત્યાંના કારીગર વર્ગના મુખીઓની જોડે નિર્મળમાં નિર્મળ પ્રેમ અને સેવાનો નાતો બાંધી દેવો. સુતાર, લુહાર, ધોબી, કડિયા, ભંગી, મોચી, ચમાર,—સૌકોઇને આપણે આપણી પ્રવૃત્તિમાં રસ લેતા કરી મૂકવા જોઇએ. સ્વરાજ્યની અગત્યની કંઇ તેમને નિશાળે બેસાડીને શીખવવી પડે એમ નથી. સ્વરાજ્ય જોડે રેંટીઆનો સંબંધ તો તેઓ સાનમાં સમજી જાય એમ છે. આપણાં હજુ આજે પણ હયાતી ભોગવતાં ન્યાત બંધારણો—જે આપણાં સાચાં મહાજનો છે—દ્વારા આપણે એકેએક ન્યાતને અને પ્રત્યેક સ્ત્રી પુરૂષને સહેલાઇથી પહોંચી શકીએ.

વળી એ પણ આપણે યાદ રાખવાનું છે કે આ પૈસો તેમજ માણસો આપણે આપણી લડતનો ખરો દારૂગોળો—રેંટીઆ—બનાવવા અને વહેંચવાને સારૂ જોઇએ છીએ. એ દારૂગોળાની મદદથી આપણે આજ વરસે, અને બને તો આવતા જુલાઇ માસની આખર પહેલાં પરદેશી કાપડનો સંપૂર્ણ બહિષ્કાર કરી દેખાડવો જોઇએ. એક કરોડ રૂપીઆ અને વીસ લાખ રેંટીઆ—આટલા દારૂગોળાની ઓછામાં ઓછી માગણી છે. અને ગયા ડિસેમ્બરની ૩૧ મી પ્હેલાં જે રેંટીઆ દેશમાં ચાલૂ હતા તે ગણવાના નથી. જાડું સુતર માથા દીઠ કરતલ આપણે વરસે દહાડે જોઇએ એ હિસાબે આપણે હિંદુસ્તાનને સ્વતંત્ર કરવાને સારૂ ૧૮૦ કરોડ રતલ સૂતર પેદા કરવું રહ્યું. આટલું કાપડ એક વરસમાં પેદા કરવા વરસમાં ઓછામાં ઓછા ત્રણસેં દિવસ ફરનારા એક કરોડ વીસ લાખ રેંટીઆ જોઇએ. દરરોજના અધશેરને હિસાબે વરસ દહાડે ૧૫૦ રતલ સૂતર આપે. મહાસભાએ તો જૂન આખર સુધીમાં માત્ર ૨૦ લાખ રેંટીઆ ચાલુ કરવાની માગણી કરી છે. આ માગણીના મૂળમાં એ શ્રદ્ધા અવશ્ય રહેલી છે કે આ ત્રણ મહિનામાં વીસ લાખ રેંટીઆ ચાલૂ કરીને પ્રજા જે ચેતન પ્રાપ્ત

કરશે તે તેને હાથે પછીના ત્રણ મહિનામાં સ્હેજે બીજા વીસ લાખ ચાલૂ કરાવ્યા વગર રહેશે નહિ. હિન્દુસ્તાનમાં અત્યારે ૭ ૭ માણસ-વાળાં પાંચ કરોડ કુટુંબો હશે. તેમાંના માત્ર વીસ લાખ કુટુંબોને જ રેંટીઆનો રસ ચડાવવાની અત્યારે વાત છે.

અત્યારે ઠેકઠેકાણે જે કોઇ કાર્યકર્તાઓ પ્રજાનું કાર્ય કરી રહ્યા છે તેમનામાં રેંટીઆને વિષે મ્હારામાં છે તેટલી શ્રદ્ધા હોય તો તેઓ વગર વિલંબે કાંતતાં શીખી લેશે. સારા નરસા રેંટીઆની પરીક્ષા પણ જાણી લેશે. સારા રેંટીઆનાં મુખ્ય લક્ષણો હું નવજીવનમાં આપી ચૂકયો છું. એ જેમાં ન હોય તેવા રેંટીઆ ક્યાંએ ચાલૂ ન કરવાની તેમણે સંભાળ લેવી ઘટે. અલબત્ત, કાર્યકર્તાઓએ પોતે પરદેશી કાપડનો સંપૂર્ણ ત્યાગ નહિ કર્યો હોય ત્યાં સુધી તો તેઓ પ્રજા ઉપર કશી જ અસર નહિ કરી શકે એ કહેવાની તો કશી જરૂર જ નથી રહેતી. આપણે જાતે આજ ક્ષણે સર્વ પ્રકારના પરદેશી કાપડનો સંપૂર્ણ ત્યાગ કરી દાખલો બેસાડવા તૈયાર ન હોઇએ તો તો આપણે આ વરસે કોઈ કાળે પરદેશી કાપડનો સંપૂર્ણ બહિષ્કાર કરી શકવાના નથી. એથી ઉલટું આટલું આ એક જ કાર્ય જો આપણે સચ્ચાઇપૂર્વક ઉદ્યમમાં લાગી જઇને શોભાવી દેખાડશું તો એ એક જ આપણામાં અદ્ભુત આશા, શ્રદ્ધા અને હિમ્મત પૂરશે.

યંગ ઇન્ડિયા તા. ૧૩ એપ્રિલ, ૧૯૨૧.

# ભરૂચની પરિષદ.

તા. ૩૧ મે, ૧૯૨૧ ના રોજ ભરૂચમાં મળેલી પાંચમી ગુજરાત રાજકીય પરિષદ્ આગળ બેઝવાડાના કાર્યક્રમને સ્વીકારી તા. ૩૦ મી જુન સુધીમાં ગુજરાતમાં ત્રણ લાખ સભાસદો નોંધવાનો, દશ લાખ રૂપિયા એકઠા કરવાનો અને એક લાખ રેંટીઆ ચાલુ કરવાનો ઠરાવ રજુ કરતાં મહાત્મા ગાંધીજી નીચે પ્રમાણે બોલ્યા હતા:--

## પુરાણી પ્રતિજ્ઞા.

આ ઠરાવ સીધો, સાદો, એક બાળક કે બાળા પણ સમજી શકે એવો છે. આ ઠરાવના પૂર્ણપણા પર હિન્દુસ્તાનના સ્વરાજ્યનો આધાર છે, ખિલાફતનું કામ પૂરૂં થવાનો આધાર છે, પંજાબના ઈન્સાફનો આધાર છે. ગુજરાતનાં ભાઇબ્હેનોને હું ગયા વર્ષની યાદ દેવડાવું છું. ગયે વર્ષે મહાસભાએ અસહકારનો ઠરાવ નહોતો કર્યો ત્યારે આપણે તે કર્યો હતો. જ્યારે પંજાબના ઈન્સાફ અને સ્વરાજ્યની વાત પણ ન હતી ત્યારે આપણે ગુજરાતના હિન્દુ અને મુસલમાનોએ વિચારી લીધું હતું કે ખિલાફતનો ફડચો આપણે આપણી પોતાની સાત્ત્વિક સત્તાને બળે કરવો છે. ખિલાફતના ફડ-

ચાની અંદર પંજાબ અને સ્વરાજ્યનો ફડચો આવી જાય છે એવો વિચાર આખું હિંદુસ્તાન ન કરી લે, તોય આપણે ગુજરાતીઓએ સર્વસ્વ હોમીને પણ ખિલાફતનો ફડચો લાવવાનો નિશ્ચય કરી દીધો હતો. તે વખતે ગુજરાતે જે શ્રદ્ધા બતાવેલી તેની હું તમને યાદ દેવા ઇચ્છું છું. રા. વિઠ્ઠલભાઇ સાહેબે આપણને મહેણું માર્યું છે કે આપણે આપણું કર્તવ્ય નથી કર્યું, આપણો પૂરો ફાળો નથી આપ્યો. આપણે કર્તવ્ય નહિ કરીએ તો એ મહેણાને લાયકજ રહીશું. પણ આપણે નિશ્ચય કરીશું તો કર્તવ્ય કરીને આપણે ત્રીસ દિવસમાં એ મહેણાંને અવશ્ય ધોઇ શકીશું. આ પરિષદ્‌માં આવેલાં પ્રતિનિધિ ભાઇબ્હેનો આખું હિંદુસ્તાન શું કરશે એનો વિચાર ન કરતાં સૂતાં, બેસતાં, ખાતાં ગુજરાતમાંના પોતાના કર્તવ્યનો વિચાર કરી લેશે તો દશ લાખ રૂપીઆ, ૧ લાખ રેંટીઆ અને ત્રણ લાખ સભાસદો જરૂર થઈ શકશે.

## રેંટીઆથી સરકાર કઇ રીતે ચાલી જવાની ?

રેંટીઆથી તે સરકાર કઇ રીતે ચાલી જવાની એ પ્રશ્ન પૂછાયા છે. એનો જવાબ એ છે કે રેંટીયા દેખીને સરકાર નહિ ચાલી નીકળે પણ એ ૨૦ લાખ રેંટીઆ ધારી મુદતમાં ચાલતા કરી મૂકીને તમે જે શ્રદ્ધા દુનિયાને દેખાડી દેશો તે શ્રદ્ધા જોઇને સરકાર શરણ આવશે. એ આપણી શક્તિનું માપ છે. તમે આટલું કરી બતાવશો તે વખતે જગત જાણી લેશે, સરકાર સમજી ગઈ હશે કે તમે શ્રદ્ધાળુ છો, તમે સ્વરાજ્ય સાચેજ લેવા માગો છો. તે વખતે આપણે સિપાઇઓને હથિયાર મૂકવાનું કે પ્રજાને કર નહિ આપવાનું કહેવાપણું રહ્યું નહિ હોય. જ્યાં સુધી હિંદુસ્તાનને એ શ્રદ્ધા નહિ આવે ત્યાં સુધી રેંટીઓ એ જેટલી સહેલી વસ્તુ છે તેટલીજ મુશ્કેલ છે. રેંટીઓ પૂરેપૂરો દાખલ થયો હશે તે વખતે હિન્દુસ્તાનમાં એક પણ માણસ ભૂખે નહિ મરતો હોય, ઓરતોને કમાવા માટે લાજ લૂંટા-

વવી પડતી નહિ હોય; તે વખતે હિન્દુસ્તાનમાં ધર્મરાજ્ય હશે, રામરાજ્ય હશે, ખુદાઈ રાજ્ય હશે.

## દશ લાખ શા સારૂ ?

એક લાખ રેંટીઆ ચાલૂ કરવા, ત્રણ લાખ સભાસદ મેળવવા અને ૧૦ લાખ રૂપીઆ ભેગા કરવા એ ગુજરાતની શક્તિનું માપ છે. ગુજરાતને હિસ્સે તો ત્રણ લાખ રૂ. આપવાના આવે છતાં દશ લાખ રૂપીઆ ભેગા કરવાનો બોજો ગુજરાતને માથે શા માટે એ સવાલ પણ પૂછાયો છે. ગુજરાતને આપણે આ લડતનો પાયો બનાવ્યું છે. પાયાને વધારેમાં વધારે બોજો ઉચકવાનો હોય એ કોણ નથી જાણતું ? અને તેથી તેને માટે આંકણી પણ ભારે છે. આપણા બધામાં શ્રદ્ધા હોય તો દશ લાખ રૂપીઆ મેળવવા મુશ્કેલ નથી. આપણે ગુજરાતમાં જો એટલી શ્રદ્ધા નહિ બતાવી શકીએ તો હું મુંબઇમાં જઇને વેપારીઓ પાસ રી રીતે બોલી શકવાનો ! બેઝવાડામાં નક્કી કરેલો કાર્યક્રમ વખતસર પાર ઉતારવાને સારૂ આપણે મરી છૂટવું જોઇએ. ત્રીસમી જૂને આ કામ ન થાય તો આપણે માટે મરી જવું એજ બહેતર છે. આ સ્વરાજ્યની ચાવી છે. એ ચાવી હિન્દુસ્તાને જાણી લીધી એમ આ બાદશાહી જે ઘડીએ જોશે તેજ ઘડીએ કાં તો તે નાસી જશે નહિ તો પ્રજાની નોકર બનીને રહેશે.

## કયો ચમત્કાર મ્હોટો ?

કલકત્તામાં કોઇએ મો૦ મહમદઅલીને પૂછેલું કે કેટલાક લોકો કહે છે કે રેંટીઆથી સ્વરાજ્ય મેળવવાની વાત ચમત્કાર જેવી છે. મૌલાનાએ કહ્યું: હશે, પણ છ હજાર માઇલથી આવેલા મૂઠીભર ગોરાઓ તેત્રીસ કરોડ માણસો પર સત્તા ચલાવી શકે એ ચમત્કાર મ્હોટો કે આ મ્હોટો ? સ્વરાજ્ય મેળવવાને માટે આપણામાં આત્મશ્રદ્ધા આવવી જોઇશે, આપણે એક થવું જોઇશે. હિન્દુસ્તાન જેવું મહાન મંદિર જેમાં મુસલમાનોની મસ્જીદો છે, હિન્દુઓનાં મન્દિરો છે, શી-

ખોનાં ગુરુદ્વારા છે, પારસીઓનાં દેવળો છે—એ મંદિરમાં પૂજા કરવા ગુજરાતીઓ જેવા પૂજારીઓ ૧૦ લાખ રૂપીઆ આપી દે તો આપણે સ્વરાજ્યને માટે લાયક છીએ. ગુજરાત એકલું બાથ ભીડવા તૈયાર થાય તોયે બસ છે. આપણે આટલી યોજનાશક્તિ ન બતાવીએ, આટલું હોમવા તૈયાર ન હોઇએ તો આપણે સ્વરાજ્યની વાત છોડી દેવી જોઇએ આટલામાં ફકીર બનવાપણું કશુંએ નથી. તમે ગુજરાતી બ્હેનો એકલીજ જો આ વાતનો નિશ્ચય કરો તો ગુજરાતમાંથી ૧૦ લાખ રૂપીઆ કાલેજ આપી શકશો. અત્યારે હિંદુસ્તાન રાંડીરાંડ છે તે વખતે આપણને ઘરેણાં કે શણગાર ધારણ કરવાનો અધિકાર કેમ હોય ? હજારો માણસો ભૂખે મરતાં હોય તે વખતે સોનાચાંદીના દાગીના પહેરાયજ કેમ ? તમે સૌ બ્હેનો સૌભાગ્ય સાચવવા જેટલા શણગાર રાખી બીજા બધા આપી દો તો ૧૦ લાખ રૂપીઆ ઘડીવારમાં તૈયાર છે. એ ભાવના ગુજરાતની બ્હેનોમાં પ્રગટશે તે દિવસે દેવો આકાશમાંથી જોવા ઉતરશે. ગુજરાતની બ્હેનોએ સ્વરાજ્યનો, સ્વધર્મનો, આ મંત્ર જાણી લેવો જોઇએ કે અત્યારે તેમની લાજ ઘરેણાં ઉતારીનેજ સાચવી શકાય એમ છે.

## ગાંધી ગમે ત્યાંથી પૂરા કરશે !

આપણામાં અવિશ્વાસ છે; કેટલાકને મારામાં અતિવિશ્વાસ છે. તેમને લાગે છે, કે ગાંધી ગમે ત્યાંથી એક કરોડ રૂપીઆ લાવીને ત્રીસમી જૂન પ્હેલાં પૂરા કરશે. પણ હું કહું છું કે એ સાવ ભૂલભરેલી માન્યતા છે. ગાંધીમાં કદાચ એવું બળ હોય તોપણ એમ ગાંધીને બળે મળેલું રાજ્ય એ ગાંધીરાજ્ય હશે, સ્વરાજ્ય નહિ હોય. ગાંધીરાજ્યને તમે રાક્ષસી રાજ્ય સમજજો. ગાંધીની તો એવી ઇચ્છા છે કે એના જેટલું બળ, એના જેટલી આત્મશ્રદ્ધા બધામાં આવે. માત્ર મારી ખામીઓ, મારામાં રહેલું પાખંડ ઇત્યાદિ તમારામાં ન આવો એ

મારી ઇચ્છા છે. હું મારૂં રાજ્ય ઇચ્છતો નથી; હું સ્વરાજ્ય ઇચ્છું છું. અમે ત્રણ ભાઇઓમાં જે શૌર્ય અને એકદિલી છે તે તમારામાં આવો એમ હું ઇચ્છું છું.

## ઘરથીજ શરૂઆત કરજો.

મ્હેં એવા પણ માણસો જોયા છે કે જેમણે પોતાની ધર્મપત્નીને વિવેકથી સમજાવીને તેમની પાસેથી તેમનાં ઘરેણાં દેશને માટે લીધાં છે. તમે બધા પુરુષો એ વાતનો વિચાર કરજો. તમારી બ્હેનોને, તમારી પત્નીઓને સમજાવીને તેમના શણગાર ઉતરાવવાનો નિશ્ચય કરજો. શરૂઆત હમેશાં ઘરથીજ કરજો. જે જે સારાં કામ છે તેની શરૂઆત કુટુંબથી જ થવી જોઇએ. કુટુંબને બચાવીને વળગા રાખીએ ત્યાં સુધી કામ નથી થઇ શકવાનું. હું આ પ્રતિનિધિ ભાઇઓને કહું છું કે તમે ફકીર થજો. એક લંગોટીથી ચલાવજો, રાતદિવસ દશ લાખ મેળવવા મહેનત કરજો અને ત્યાર પછીજ કહેજો કે રૂપીઆ ભેગા ન થઇ શક્યા. એ વખત આવશે તે વખતે ધનિકો પણ એની મેળે શરમાશે. આપણામાં ફકીરની શ્રદ્ધા આવવી જોઇશે.

## હું શું માગું છું ?

હું તમને હંમેશને માટે ફકીર બનવા નથી કહેતો. જે ભોગ અંગ્રેજ સ્ત્રી પુરુષોએ છેલ્લી લડાઇમાં આપ્યા, જે ભોગ દક્ષિણ આફ્રિકામાં જંગલી ગણાતા બોઅર લોકોએ આપ્યા, જે ભોગ આરબોએ આપ્યો તેનાથી તો હું તમારી પાસે ઓછો ભોગ માગું છું. આરબોએ સ્વદેશ ખાતર પોતાની પ્યારી જાનો આપી. અંગ્રેજને કહી દીધેલું કે અમારે તમારી ટ્રામ, મોટર, રેલ્વે નથી જોઇતી, અમને તો અમારો દેશ વ્હાલો છે. એ આરબોએ જે જોસ્સાથી

આત્મયજ્ઞ કર્યા તેજ જોસ્સાથી તમે, હું એથી ઓછું માગી રહ્યો છું તે આપો.

## ત્હમારાં આભૂષણો પર મ્હને દ્વેષ આવે છે !

સ્વરાજ્ય ઘેર આવે ત્યારે હીરા, મોતી, આભૂષણો બધું પહેરજો. તે વખતે મ્હને તમારા પર દ્વેષ નહિ આવે. અત્યારે તો મ્હને દ્વેષ આવે છે. જો કે દ્વેષથી હું ઘણો મુક્ત થયો છું છતાં જ્યારે હિન્દુસ્તાન આટલું પડેલું છતાં આજે શણગાર અને ઝવેરાત પહેરેલાં કોઇને હું મારી પાસે જોઉં છું ત્યારે મને દ્વેષ આવે છે. મને થાય છે કે આ હજી કેમ નહિ સમજતાં હોય? આ કામ તમે આજ રાતથી શરૂ કરી દેજો. નર્મદાને પવિત્ર તટેથી તમે આનો રંગ લઇને જશો તો ઘણું છે. હિન્દુ મુસલમાન બંનેના ભલાની ખાતર કામ કરવામાં, ધર્મનુ રક્ષણ કરવામાં પાછી પાની ન કરશો. મંદિરો બાંધવા પાછળ અને દીકરા દીકરીના વિવાહમાં જેટલું ધન વાપરો છો તેટલું આ મહાન દેવાલય બાંધવામાં, આ વિવાહ કરતાં પણ વધારે મંગળ કાર્યમાં આપશો તો દશ લાખ રૂપીઆ ભેગા કરવા એ કંઇ જ વાત નથી. ગરીબ માણસો પાસે પૈસા ન હોય તો તેમની વતી તમે પોતે ચાર આના આપીને તેમનાં નામ મહાસભાના ચોપડામાં નોંધાવજો. રેંટીઆ માટે સુતારો અને લુહારો મેળવી લઇએ તો એ પણ રમત વાત છે. હું તો કહું છું એકલી બ્હેનો જ ત્રીસે દિવસ કામ કરવા નીકળી પડે તોપણ પેસા ભેગા કરવા એ રમત વાત છે. ભાષણો કરીને હવે હું થાકી ગયો છું. પણ મ્હને હજુ ગુજરાતની બ્હેનો પરથી વિશ્વાસ નથી ગયો. તેમનામાં એટલી નિર્મળતા, એટલી શ્રદ્ધા છે કે ધર્મરાજ્યની વાત સાંભળતાં જ તેઓ પીગળી જાય છે. એમની પાસેથી જે ઘરેણાંના વરસાદ વરસે છે તેમાંથી મારામાં શ્રદ્ધા આવી છે.

## લૉર્ડ રેડિંગ પાસેથી મ્હારામાં શ્રદ્ધા નથી આવી !

મ્હારી શ્રદ્ધા બ્હેનો પાસેથી, ભંગીઓ પાસેથી આવી છે. થોડા જ દિવસ પર વળી એક પારસી ભાઇએ મ્હને બાર હજાર રૂપીઆ મોકલી આપ્યા છે. તે પારસી દક્ષિણ આફ્રિકાવાળા ભાઇ રૂસ્તમજી છે. એ ટાટા કરતાં ઓછા પૈસાદાર છે પણ એમની પાસે ટાટા કરતાં વધારે વિશાળ હૃદય છે. એમને પહોંચ મોકલવાનો પણ મ્હને વખત નથી મળ્યો. આવા લોકો પાસેથી મ્હારામાં શ્રદ્ધા આવેલી છે.

## આ ઉત્તમ ચોઘડિઉં છે.

આપણું સ્વરાજ્ય સીમલાથી નથી આવવાનું. અહીંઆ લાલ લીલા અને સફેદ રંગવાળો જે વાવટો ફરકે છે, અને જેના પર રેંટિયાનુ ચિત્ર આલેખાયલું છે તે વાવટાને માટે તમે મરવાને તેયાર થાઓ તે દિવસે સ્વરાજ્ય છે. તમારી વાત સાંભળવા જે અંગ્રેજ તમને બોલાવે તેને તમે તે સુખે કહો—સમજાવો. પણ સ્વરાજ્ય તો તમારે જ બળે આવવાનું છે તે સમજી રાખજો. આ ઉત્તમ ચોઘડિઉં છે. આ અમૃત ચોઘડિઉં ભૂલ્યા તો જેમ લક્ષ્મી ચાંલ્લો કરવા આવે તે વખતે મ્હોં ધોવા જનારને આપણે મૂરખ કહીએ છીએ તેમ હિન્દુસ્તાન પણ મૂરખ ગણાશે. આ પરિષદને એ અમૃત ચોઘડિઉં ગણીને તમે એનો ઉપયોગ કરી લેજો. આપણે જો દૃઢ પ્રતિજ્ઞા કરીને કામ કરીશું, મરવાને તેયાર થઇશું તો પંજાબનો ન્યાય, ખિલાફતનો ઇન્સાફ અને સ્વરાજ્ય એ ત્રણે વાત આપણા હાથની છે.

# આપણી કસોટી.

હિન્દુસ્તાને બે માસ પહેલાં બેઝવાડામાં પોતાના પનોતા પ્રતિનિધિઓની મારફતે ચર્ચા કર્યા પછી વિચારપૂર્વક પ્રતિજ્ઞા કરી કે ત્રીસમી જૂન સુધીમાં—

(૧) આપણે **ઓછામાં ઓછા એક કરોડ રૂપીઆ** તિલક મહારાજના સ્મરણ અર્થે એકઠા કરવા, ને તેનો ઉપયોગ સ્વરાજ્ય મેળવવા સારૂ કરવો,

(૨) આપણે મહાસભાના દફતરમાં ઓછામાં ઓછા **એક** કરોડ, ૨૧ વર્ષનાં સ્ત્રી પુરૂષોનાં નામ નોંધાવવાં,

(૩) આપણે ઓછામાં ઓછા વીસ લાખ રેંટીઆ હિન્દુસ્તાનમાં ચાલુ કરવા. **આમાંનું એક પણ કાર્ય જો આપણે હાથે અધુરૂં રહે તો હિન્દુસ્તાનની લાજ જાય.** વાંચનારની જાય. મારી પણ જાય. હાલ તો પૈસાની વાત કરવા માગું છું. એ લાજ રાખવા

> મારે ભિખારી બનીને પણ મારી પાસે હોય તો એક કરોડ રૂપીઆ આપવા જોઇએ. વાંચનારે પણ તેમજ કરવું ઘટે. **લાખના કરતાં લાજ વધારે વહાલી હોવી જોઇએ.** સ્વરાજ્ય મેળવવું એટલે હિન્દુસ્તાનની લાજને આપણી પોતાની લાજ જાણવી. હિન્દુસ્તાનનું દુઃખ તે આપાણું અંગત દુઃખ માનવું.

આખા હિન્દુસ્તાનમાં મળી હજુ આપણે વીસ લાખ કરતાં વધારે રૂપીયા એકઠા નથી કર્યા. એંશી લાખ એકઠા કરવા રહ્યા. તેટલું કરવાને આપણી પાસે આજથી ચોવીસ દહાડા જ રહ્યા. આગલે વેગે કામ કરીએ તો ચોવીસ દહાડા કંઈજ નથી. આપણી ગતિને નવો વેગ આપીએ તો ચોવીસ દહાડા ઘણા છે.

ગૂજરાત ધારે તો એકલું એંશી લાખ રૂપીઆ આ માસની આખરે એકઠા કરી લે. પણ ગૂજરાતને પોતાનામાં એટલો વિશ્વાસ નથી, તેથી ગૂજરાતે કંજુસની જેમ પોતાની શક્તિનો આંક દસ લાખ રૂપીઆનો માંડ્યો છે. ભરૂચમાં ગૂજરાતના પ્રતિનિધિઓએ. પરિષદ્‌માં વિચારપૂર્વક પ્રતિજ્ઞા કરી કે હિન્દુસ્તાનના કર્ત્તવ્યના બોજામાંથી ગૂજરાતના બોજા તરીકે

(૧) દસ લાખ રૂપીઆ દેવા,
(૨) ત્રણ લાખ સભાસદો દેવા,
(૩) ને એક લાખ રેંટીઆ ચાલુ કરી દેવા.

આ પત્રિકાનો મુખ્ય હેતુ તો દસ લાખ રૂપીઆ એકઠા કરવાની ફરજને તે કેમ અદા કરી શકાય તે બતાવવાનો છે.

વધારેમાં વધારે કેટલું આપી શકાય એ તો મ્હેં સૂચવ્યું, પણ એવા આપનારા ઘણા નથી હોતા. ઘણાને તો કંઇક આધાર કે ધોરણ જોઇએ. મિત્રોની સાથે ચર્ચા કર્યા પછી હું નીચેનું ધોરણ સૂચવું છું:—

1. પગારદારે પોતાના માસિક પગારનો ઓછામાં ઓછો દસમો ભાગ આપવો.
2. વેપારી, વકીલ, દાક્તર વિ. સ્વતંત્ર ધંધાદારે છેલ્લા બાર માસની પોતાની ચોકખી કમાણીનો **ઓછામાં ઓછો** બારમો ભાગ આપવો.
3. સ્થાવર મિલ્કતનું ભાડું કે રોકડ મિલ્કતનું વ્યાજ ખાનારે પોતાની મિલ્કત ગીરો મૂકી હોય તો ગીરોની રકમ બાદ કરતાં વધે તેટલી મિલ્કતની કિંમત ઉપર ઓછામાં ઓછા અઢી ટકા આપવા.

ઉપરના ધોરણે બધા આપે તો આપણને એક કરોડ રૂપીઆ સ્હેજ મળે.

વાંચનાર, તમે હિંદુ હો કે મુસલમાન, પારસી, ખ્રિસ્તી કે યહુદી; તમે સ્ત્રી હો કે પુરૂષ; તમે મીલના માલેક હો કે મજૂર; તમે નોકર હો કે સ્વતંત્ર ધંધાદારી હો,– બીજાનો ખ્યાલ ન કરતાં કોઈની સાથે સરખામણી ન કરતાં, તમારી શક્તિ હોય તેટલું તો તમે આજે જ કોઇ ઉઘરાવનારની રાહ જોયા વિના ફાળો લેવાને નક્કી થએલાં મથકોમાંથી કોઈ પણ ઠેકાણે આપી તમારૂં કરજ અદા કરી લેજો.

## જ્યાં પૈસા ભરો ત્યાંથી પહોંચ લેજો.

તમારાં સગાંને, મિત્રને આ પત્રિકા વંચાવજો ને તેમની પાસેથી પણ ઉઘરાવી ભરી દેજો.

'નવજીવન' તા. ૯ જુન, ૧૯૨૧.

# બહેનો પ્રત્યે—

બેઝવાડાનો કાર્યક્રમ પાર ઉતારવા માટે ગુજરાતના જુદા જુદા વર્ગો પ્રત્યે મહાત્માજીએ જે પત્રિકાઓ બહાર પાડી હતી તેમાંની આ બહેનો પ્રત્યે તા. ૧૪ જુન, ૧૯૨૧ ના રોજ લખેલી પત્રિકા નીચે આપી છે:

આ મારી છેલ્લી પત્રિકા છે. પત્રિકાઓનું આજલગીનું પરિ-ણામ હું જાણતો નથી. જે જે વર્ગને સારૂ પત્રિકા લખેલા છે તે તે વર્ગમાંનો એક પણ પૂરો જવાબ આપે તો દસ લાખ રૂપીઆ જૂન માસના અંત સુધીમાં થાય જ.

બહેનોએ આખા ભારતવર્ષમાં જે જાગૃતિ બતાવી છે તેટલી બીજા વર્ગે નથી બતાવી. બહેનોએ આજલગી રાષ્ટ્રીય સભાઓમાં સંખ્યાબંધ આવવાનું રાખ્યું જ નથી. પણ હવે બધી જગ્યાએ તેઓ હજારોની સંખ્યામાં આવવા લાગી છે. એ જ મારા જેવા શ્રદ્ધાળુને સારૂ તો શુભ ચિહ્ન છે. એ જ મને તો બતાવે છે કે હવે ધર્મરાજ્ય નજીક આવતું જાય છે.

હિન્દુસ્તાનની લાજ બીજા વર્ગ ન રાખે તોયે સ્ત્રીઓ રાખી શકે છે. સ્ત્રીઓએ હમેશાં ધર્મને સાચવ્યો છે. ધર્મને સારૂ સ્ત્રીઓએ પોતાનો દેહ આપ્યો છે. ધર્મને સારૂ સીતા–દમયંતીએ હજારો દુઃખો ઉઠાવ્યાં.

સ્ત્રીઓથી સ્વર્ગસ્થ લોકમાન્ય તિલકનું નામ અજાણ્યું નથી. તેઓનું સ્મરણ તેમને ઓછું પ્રિય નથી. તેમનું ચારિત્રબળ હિંદુસ્તાનને દીપાવે છે. તેમનો આત્મભોગ હિન્દુસ્તાનને પોષે છે. તેમનું સ્મરણ કાયમ રાખવા સારૂ અને સ્વરાજ્ય સ્થાપવા સારૂ ગુજરાતનો ફાળો દસ લાખ રૂપીઆ છે. આ ફાળામાં બહેનો રૂપીઆ ને ઘરેણાં આપી શકે છે.

ઘરેણાંને આજે બહેનો શું કરશે? જ્યારે હિન્દુસ્તાનના કરોડોને ખાવાનું પૂરૂં નથી મળતું, જ્યારે હિન્દુસ્તાનમાં અત્યાચાર વ્યાપી રહ્યો છે ત્યારે બહેનો ઘરેણાંને કેમ પહેરી શકે? અશોકવાટિકામાં સીતાજી ઘરેણાં પહેરતાં હતાં? દમયંતી વનમાં વલવલતી હતી ત્યારે તેના અંગ ઉપર દાગીના હતા? તારામતી જ્યારે હરિશ્ચંદ્ર સંગે ભટકતી હતી ત્યારે શું હીરા મોતીના હાર પહેરતી હતી! આ અધર્મના જમાનામાં ઘરેણાં પહેરવાં એ મને તો અયોગ્ય જણાય છે.

જે બહેનો ઘરેણાં પોતાના દુઃખના સમયને સારૂ સંઘરે છે તેમને હું એટલું જ કહીશ કે જો તમે ઇશ્વર ઉપર વિશ્વાસ રાખો તો ઘરેણાં કરતાં તે વિશ્વાસ તમને વધારે મદદગાર થશે યાદ રાખજો કે હિન્દુસ્તાનમાં કરોડો સ્ત્રીઓ તો એવી જ છે કે જેમની પાસે વાલની વીંટી પણ નથી ને જેઓને ઉંચે આભ અને નીચે ધરતી જ છે. તેઓને પણ ઈશ્વર ખાવાનું આપી રહે છે. તમે પણ

જો કામ કરતાં નહિ શરમાઓ તો તમારા પવિત્ર હાથ પગ તમને ઘરેણાંના કરતાં વધારે જવાબ દેશે. જેને દાંત આપ્યા છે તેને ઇશ્વર જરૂર ચાવણુ આપશે. મહેનતુ પ્રમાણિકને આજલગી ભૂખે મરવું નથી પડયું. આળસુને જ ઘરેણાં ઉપર આધાર રાખવા પડે છે. બહેનો આળસ તજો અને ઘરેણાં પણ તજો.

બહેનો જે પૈસા ભરશે તેનો ઉપયોગ જ ઘરેણાંની ગરજ સારશે. કેમકે તે પૈસા ગરીબ બહેનોને રેંટીઆ આપવામાં અને આપણા બાળકોને ખરૂં ભણતર આપવામાં થશે. એટલે જે પૈસા કે ઘરેણાં બહેનો ભરશે તેનો ઉપયોગ ખરૂં જોતાં તેમને જ મળશે. પોતાની કમાણી પોતાની પાસે રાખી પોતે જ તેનો ઉપયોગ મોજ-શોખમાં કરે છે. તે કુટુંબઘાતી ગણાય છે, સ્વાર્થી કહેવાય છે. જે પોતાની કમાણી કુટુંબની પેટીમાં નાંખે છે તેને પણ તેટલો જ ઉપયોગ પોતાની કમાણીનો મળે છે, પણ તે કુટુંબસેવક ગણાય છે, નિઃસ્વાર્થી ગણાય છે. દેશસેવા એટલે દેશને કુટુંબ ગણવું. દેશની પેટીમાં આપણે મૂકેલા પૈસાનો પણ આપણને પૂરો ઉપયોગ મળે છે તેમ બીજાએ મૂકેલાનો ઉપયોગ આપણને મળે છે. આમ જે બહેનો પૈસા કે ઘરેણાં આપશે તે કશુંએ નહિ ખુએ.

બહેનો પોતાના પતિને ને કુટુંબને પણ આ કામમાં પ્રેરી શકે છે. ઘણી વેળા સ્ત્રીઓના અતિ ખરચને લઇને પુરુષો ઇચ્છે એટલું દેશને દાન નથી દઈ શકતા, કોઈ વેળા પોતાના પતિને દાન કરતાં રોકે પણ છે. આમ ન કરતાં પુરુષવર્ગને ઉત્તેજન આપવા હું બહેનોને વિનવું છું. મારી જાણ બહાર નથી કે ઘણી સ્ત્રીઓ પુરુષ વર્ગને વધારે આપવા પણ પ્રેરે છે ને તેમાં ફતેહમંદ પણ થાય છે. એના જેવી બીજી બહેનો પણ થાઓ.

જે બહેનો આ પત્રિકા વાંચે તે બીજીને વંચાવે એવી મારી પ્રાર્થના છે. બહેનો પોતે જ આપીને સંતુષ્ટ નહિ રહે પણ પોતાની બહેનપણીઓને પણ આપવા પ્રેરશે એવી મારી આશા છે.

**જ્યાં પૈસા ભરો ત્યાંથી પહોંચ લેજો.**

સત્યાગ્રહ આશ્રમ,<br>જેઠ સુદ ૯,<br>સં. ૧૯૭૭.

મોહનદાસ કરમચંદ ગાંધી.

# પરદેશી કાપડનો બહિષ્કાર

બેઝવાડામાં મળેલી મહાસમિતિના ઠરાવ મુજબ ૩૦ મી જુન ૧૯૨૧ સુધીમાં આખા દેશમાં મળીને એક કરોડ સભાસદો નોંધવાના હતા, એક કરોડ રૂપીઆ ભેગા કરવાના હતા અને ૨૦ લાખ રેંટીઆ ચલાવવાના હતા. તે મુદત સુધીમાં જોઈતા સભાસદો નોંધાવ્યા નહીં, પણ એક કરોડ રૂપીઆ તો ભેગા થયા અને મહાત્માજીની અને મહાસભાની ફતેહ આખા દેશમાં તથા દુનિયામાં ગવાઈ. તેમજ જુદા જુદા પ્રાંતોમાંથી મળેલી હકીકત પ્રમાણે આખા દેશમાં મળીને ૨૦ લાખથી પણ વધારે રેંટીઆ ચાલે છે, એવી ખાત્રી ગાંધીજીને થઈ.

પણ માત્ર રેંટીઆ ચાલે એ બસ નહોતું. તેમાંથી ઉત્પન્ન થતા સૂતરની ખાદી જો સપાટાબંધ ન વેચાય તો રેંટીઆ પાછા બંધ પડી જાય. ગુજરાતમાં ઘણે ઠેકાણેથી તો તેમને ચોક્કસ ખબર મળતી હતી કે અમુક ગામડાંની ખાદી મોટાં શહેરોમાં ખપે તો જ ત્યાં રેંટીઆ ફરતા રહે. આથી મહાત્માજીને ગામડાંમાં તેમજ શહેરોમાં, ગરીબ તેમજ તવંગરમાં સર્વત્ર ખાદીના ખૂબ પ્રચારની જરૂર જણાઈ તેથી જુન મહિનાની આખરે ટિલક ફાળાનું કામ સમેટતાં જ તેમણે મુંબઈમાં જાહેર કરી દીધું કે ૩૧ મી જુલાઈ સુધીમાં સહુ પરદેશી કાપડનો ત્યાગ કરીને નખથી શિખ સુધી ખાદીનાંજ વસ્ત્ર ધારણ કરે તોજ સ્વરાજ્ય મળી શકે.

ખાદીના પ્રચારની ભારે ચળવળ ચલાવતાં જ ગાંધીજીને પરદેશી કાપડના બહિષ્કાર ઉપર ખાસ ભાર મૂકવાની જરૂર જણાઈ. કલકત્તામાં મળેલી ખાસ કોંગ્રેસે તો તમામ પરદેશી માલનો બહિષ્કાર કરવાનો ઠરાવ કર્યો હતો તે ગાંધીજીને રૂચ્યો નહીં. તેથી તેમની ચળવળમાં સ્વભાવિક રીતે તેમણે જુન મહિના સુધી તે ઉપર ઓછો જ ભાર મૂક્યો હતો. પણ જ્યારે ખાદીના પ્રચારનો જ ક્રમ હાથમાં લીધો ત્યારે તેની સાથે જ પરદેશી કાપડનો બહિષ્કાર કરવાનું ફરમાન બહાર પાડયું.

પણ તેઓ આટલેથી જ અટકયા નહીં. પહેલી ઓગસ્ટને દિવસે ખાદીનાં કપડાં પહેરીને લોકમાન્ય તીલકનું સંવત્સરી ઉજવતાં પહેલાં ૩૧ મી

જુલાઇને દીવસે પરદેશી કાપડની મોટી હોળી કરવાનું તેમણે જાહેર કર્યું. સ્વદેશીનું મહત્વ પિછાનનારા કેટલાક સજ્જનોએ એવી ટીકા કરી છે કે રાજદ્વારી ચળવળમાં ખુબ આવેશના બળથી લોકોની લાગણીને ઉશ્કેરવાના હેતુથી ગાંધીજીએ આ યુક્તિ શોધી કાઢી. તેમને ખબર નથી કે સન ૧૯૧૯ માં રાજદ્વારી ચળવળ પ્રમાણમાં ઓછી હતી તે વખતે પણ સ્વદેશીના એક વૃત્તમાં પરદેશી કાપડ બાળવાની કલમ નાંખી હતી, અને તેનું ખરૂં રહસ્ય ન સમજીને લોકો તોફાન કરે એ દેહશતથી જ તેમણે તે કાઢી નાંખી હતી. પરદેશી માલની વપરાશથી આપણો દેશ ગુલામી ભોગવે છે અને જેને લીધે આપણું બધું સત્વ નષ્ટ થયું છે, તેનો પ્રધાનપણે ધાર્મિક દૃષ્ટિથી નાશ કરવાનો જ ગાંધીજીનો હેતુ હતો. આ વિભાગના લેખો વગેરે ધ્યાન પૂર્વક વાંચનારને આ વાત શમજાયા વિના રહેશે નહીં.

# પરદેશી કાપડનો બહિષ્કાર.

## અમૃત ચોઘડિયું.

ગિરનારની ટોચે પહોંચવા ઇચ્છનાર જેમ કાંઇ પગથિયે પહોંચ્યા પછી પહોંચ્યો ગણાતો નથી તેમ આપણે સ્વરાજ્યની નિસરણીને એક પગથિયે થોભી રહેવાથી સ્વરાજ્યને પહોંચવાના નથી. આપણે એક સાસે ચઢવું જોઇશે. પૈસા એકઠા કર્યા એ તો ભલું થયું. એથી વિશ્વાસ આવ્યો. આપણી સાથે કોણ છે, કેટલા છે, એનું કંઇક માપ મળ્યું. આપણે જે કામો કરવાનાં છે તે કરવામાં આપણને ખરચ કરવાની સગવડ મળી. પણ જે કામમાંથી આપણને સ્વરાજ્યની ઝાંખી થાય એ તો સ્વદેશી જ છે. હજારો રૂપીઆ આપવાથી આપણે સ્વરાજ્યમંદિરમાં પેસી શકતા નથી. તે મંદિરમાં પેસવાની શરત તો સ્વદેશી જ છે. એ મંદિરનો દરવાન આપણી પાસે કેટલા પૈસા છે એ પૂછશે નહિ, પણ આપણે ખાદી પહેરી છે કે નહિ એ જોશે, આપણું મ્હોં શરાબથી વાસ મારે છે કે નહિ એ તપાસશે. સ્વદેશીનું પાલન કરનાર પોતેજ સ્વતંત્રતા અનુભવતો થશે. જેને સ્વતંત્રતાની લાગણી પેદા નથી થઇ તે બીજાના કહેવાથી

સ્વતંત્ર નહિ બને. પ્રત્યેકને એ અનુભવ થવો રહ્યો છે. એ અનુભવ પરદેશી કાપડનો ત્યાગ ન કરનારને થવાનો જ નથી.

જાપાની સાડી, ફ્રેન્ચ સાટીન, માંચેસ્ટરની મલમલ, એ બધાં એક જાતનું વ્યસન જ છે. એ વ્યસનની ગુલામીમાં સપડાએલ સ્વતંત્રતાનો વિચાર જ ન કરે. કેમકે તે પહેરવેશે પરદેશી થએલ છે. જેને મન પરદેશી બધું સારૂં તેને સ્વદેશીની ભાવના ક્યાંથી ? તેને પોતાનું તંત્ર કયાંથી ? જેને હિન્દુસ્તાનની હવા ન ગમે, તેના પોષાકો ન ગમે, તેનો ખોરાક ન ગમે, તેના રિવાજો ન ગમે, છતાં હિન્દુસ્તાનને પોતાનો દેશ માને એનો અર્થ શો હોય ? હિન્દુસ્તાનની હવાથી હજુ કરોડો કંટાળ્યા નથી, હિન્દુસ્તાનની ઘઉંબાજરીની રોટી હજુ હાથે પકાવી સંતોષ માનીએ છીએ, પણ હિન્દુસ્તાન જે કાપડ આપે છે તેથી આપણી તૃપ્તિ નથી ! પરદેશી કાપડ પર આપણને મોહ ઉત્પન્ન થયો છે. તે મોહ ન જાય ત્યાં લગી હિન્દુસ્તાને પરાધીન જ રહેવું પડશે.

પરદેશી કાપડ આપણને કોઇ મફત આપે તોયે નકામું છે એટલું જ નહિ પણ નુકસાનકારક છે; કેમકે ભેટ લઇને જીવનાર માણસ તો ભિક્ષુક બને છે અને ભિક્ષુક તો સદાયનો પરાધીન છે. તેણે તો પોતાનો આત્મા વેચ્યો છે.

આપણને સ્વરાજ્યમંદિરમાં પ્રવેશ કરવાને સારૂ સ્વદેશીની જ જરૂર છે. સ્વદેશી એટલે પરદેશી કાપડનો બહિષ્કાર. રેંટીઆની શક્તિ હિન્દુસ્તાને પારખી લીધી છે. હિન્દુસ્તાનનો એક પણ પ્રાંત હવે રેંટીઆથી અણજાણ નથી. ઓછાવત્તા પ્રમાણમાં ખાદી વણાવાનું દરેક પ્રાન્તમાં શરૂ થઈ ગયું છે. એ કળા હાથ આવી ગઈ છે.

પણ—?

પણ પરદેશી કાપડનો મોહ ઉતરવો જોઇએ. એ મોહ ઉતરે

નહિ ત્યાં લગી રેંટીયો નિરંતર ન જ ચાલી શકે. જ્યાં સુધી રેંટી-યાનો ચમત્કાર હિન્દુસ્તાન ન ઓળખે, ત્યાં સુધી બાહુબળ ન આવે, આત્મવિશ્વાસ ન આવે. આવો બહિષ્કાર કરવાનું ચોઘડિયું હવે આવી પહોંચ્યું છે.

અકટોબરની પહેલી તારીખે સ્વરાજ્ય ન મળ્યું હોય તો મારી લાજ જાય, હિન્દુસ્તાન પરનો મારો વિશ્વાસ ખોટો ઠરે. ડિસેમ્બર સુધી ન મળે તો હિન્દુસ્તાનની પ્રતિજ્ઞા તૂટે, હિન્દુસ્તાનનું નાક ચીબું થાય, નાગપૂરમાં આવેલા પ્રતિનિધિઓનું પ્રતિનિધિત્વ લાજે.

પરદેશી કાપડના બહિષ્કાર વિના સ્વરાજ્ય ન મળે. પરદેશી કાપડનો ત્યાગ કરીને આપણે શરીરશુદ્ધિ કરીયે છીયે. શરીરશુદ્ધિ વિના સ્વરાજ્યમંત્ર જપવાનો આપણને અધિકાર નથી.

એટલે જો આ વર્ષમાં સ્વરાજ્યમંદિરમાં પેસવું હોય તો હવે બહિષ્કારને ઢીલ ન જ હોવી જોઇયે. કેમકે સ્વદેશી ધારણ કરીને આપણે અપૂર્વ શક્તિ ધારણ કરીયે છીયે. પણ એ મંદિરનો કબજો રાખનારા આપણી શક્તિને ઓળખે નહિ, ને કબજો ન મેલે તો આપણે તેઓની સાથે ભેટ કરવી રહી. તે ભેટમાં થોડો સમય તો જાય જ. મારો વિશ્વાસ છે કે જો આપણે પરદેશી કાપડનો સર્વથા બહિષ્કાર કરીયે તો આપણને યુદ્ધ કરવું નહિ પડે, ને આપણો કબજો આપણને મળી રહેશે.

છતાં આપણો યુદ્ધનો કાળ પણ ગણવો જોઇયે. તેથી આપણે જો ઓકટોબર માસમાં સ્વરાજ્ય મેળવવું હોય તો ઑગસ્ટની ૩૧ મી લગીમાં બહિષ્કાર પૂરો કરી લેવા જોઇયે. એમ કરી શકશું કે નહિ એનો નિશ્ચય પહેલી ઓગસ્ટે થઈ શકે. પહેલી ઓગસ્ટે ટિલક મહારાજની સંવત્સરી છે. જો કાર્ય કર્યું હોય તો તે દહાડો ઉત્સાહથી ઉજવીયે; જો આપણે કર્તવ્યપાલન ન કરીયે તો આપણે શરમમાં ઘેર બેસી રહીયે. જેમ આપણે જૂનના છેલ્લા દિવસોમાં જ ઘણું

કામ કરી શક્યા તેમ આપણે આ માસના બાકીના દિવસોમાં ખૂબ કામ કરી પરદેશી કાપડનો બહિષ્કાર પૂરો કરી મૂકીયે. જે પોતાને અસહકારી કહેવડાવે છે તેણે તો ખાદી જ પહેરવા જોઇયે. તેણે ઓછામાં ઓછાં કપડાંથી ચલાવવું જોઇયે. આ સંધિકાળ—કઠિન કાળ છે. એકદમ બહિષ્કાર કરતાં આપણી પાસે કપડાં ઓછાં થવાનાં, દેશમાં તંગી થવાની, એમ સમજીને પણ આપણે ઓછાં કપડાં વાપરવાં જોઇયે. વળી બધાની પાસે નવાં કપડાં લેવાની સગવડ ન હોય, તથા ઓછાંમાં ઓછાં કપડાંથી આપણે ચલાવ્યે છૂટકો.

આપણી પાસે જેટલું પરદેશી કાપડ હોય તે કાં તો બાળીયે, કાં તો પરદેશ મોકલીયે અથવા તો શૌચાદિની ક્રિયા વખતે તેને પ્હેરી ફાડીયે. પરદેશી કાપડને આપણે ગુલામીની નિશાની સમજી તેનો ઉપયોગ બહુ ગરીબ હોઇયે તો ન ચાલતાં જ કરીયે.

ગરીબોની સગવડને સારૂ પરદેશી કાપડ લેવાની વખારો રાખીયે ને તેના બદલામાં જોઈતી ખાદી પૂરી પાડીયે. આમ અનેક પ્રકારની યોજનાઓ ઘડી આપણે પરદેશી કાપડનો બહિષ્કાર ૧ લી ઓગસ્ટે આપણા પહેરવેશમાં તો પૂરો કરવો જ જોઇયે. આપણે બધાયે પરદેશી માલ હવે પછી ન લેવાનો ને આપણા ઘરમાં અમુક તોલા સૂતર કાંતવાનો નિશ્ચય કરવો જોઇયે.

પણ આટલેથી બસ નથી. આપણે કાપડની દરેક દુકાનોયે ફરી વળવું જોઇયે. જેઓ પરદેશી કાપડ વેચતા હોય તેઓને પરદેશી કાપડ ન મંગાવવા વિનવવા જોઇયે. તેઓના પાસે જે પરદેશી કાપડ હોય તેનો નિકાલ બહાર દેશાવરમાં કરવા પ્રયત્ન થવો જોઇયે.

અને જેમ ખરીદનાર ને વેપારીની ફરજ છે તેમજ મીલના માલેકોની પણ છે. તેઓને આપણે વિનવવા રહ્યા, કે તેઓ બહિષ્કારને લીધે કાપડનું દામ ન વધારે. આજે જ તેઓ એટલું બધું દામ લે છે કે તેમાંથી પણ ઓછું કરાય તેમ છે. તેમાં જો તેઓ

પ્રજાની તંગીનો લાભ લઈ દામ વધારે તો તેઓ પોતે પરદેશી બને, દેશના દુશ્મન બને. એટલી હદ તેઓ ન ઓળંગે એમ હું માનું છું.

સ્વરાજ્ય મેળવવાની હીલચાલને આપણે આત્મશુદ્ધિ માની છે. આપણે જેમ ઉંચે જઇયે છીયે તેમ આપણી કસોટી થતી જાય છે. દરેકના મનમાં દેશદાઝ હશે, દેશને પોતાના ઘર સમાન સમજી તેને તે શુદ્ધ રાખવા ઇચ્છશે, તો સ્વરાજ્ય આ વર્ષમાં મેળવવું હું સહેલામાં સહેલી વાત સમજું છું. જૂન માસની ત્રીસમી તારીખે દેશે એક ચમત્કાર બતાવી આપ્યો, તેથી બહિષ્કારના ચમત્કારની પુરી આશા રાખવાનું આપણને કારણ છે. પ્રભુ લાજ રાખો.

'નવજીવન' તા. ૧૦ જુલાઇ, ૧૯૨૧.

# પંચમહાયજ્ઞ.

યજ્ઞના ઘણાએ અર્થ થઇ શકે છે. ગૃહસ્થને સંસારીને હિંદુસ્તાનમાં પાંચ યજ્ઞ આવશ્યક છે. ચૂલો, સાંબેલું, ઘંટી. બેડું ને રેંટીયો. આમાંથી જેટલું ઓછું તેટલી ઓછી બરકત સમજવી. પણ આ યજ્ઞો ઉપર નજર ફેરવી જતાં એમ જોવામાં આવશે કે ખરૂં જોતાં મહાયજ્ઞ બે જ છે, ને ત્રણ વચલા તે પેટાયજ્ઞ છે. ઘંટી, સાંબેલું ને બેડું એ ચૂલાને અંગે છે. જેને ત્યાં ઘંટી કે સાંબેલું ન ચાલે તેનો ચૂલો મોળો પડે, તેનું તેજ ઓછું થાય. પણ ચુલો તો ચાલે. પણ જેને ત્યાં રેંટીયો ન ચાલે તેને ત્યાં તો એક મુખ્ય અંગ ગયું, ત્યાં તો પક્ષઘાત થયો. અન્નને સારૂ ને વસ્ત્રને સારૂ જે યજ્ઞ ન કરે તેને અન્નનો કે વસ્ત્રનો અધિકાર જ નથી. ચૂલાની પ્રવૃત્તિ ન કરે તે ખાય નહિ, રેંટીયો ચલાવે નહિ તે પહેરે નહિ, એવો રિવાજ હોવો જોઇયે. પણ આપણે તો રેંટીયો છોડયાં છતાં વસ્ત્ર ન છોડયાં. જેઓ યજ્ઞ કર્યા વિના ખાય છે તે જેમ ચોર છે તેમજ જેઓ યજ્ઞ

કર્યા વિના પહેરે છે એ ચોર છે. યજ્ઞ એટલે કુરબાની, યજ્ઞ એટલે આપભોગ, યજ્ઞ એટલે શારીરિક મહેનત. જે ચૂલો ને રેંટીયો ચલાવે છે તે બુદ્ધિપૂર્વક યજ્ઞ કરે છે. એવી પોષક મજૂરી નથી કરતા તે છેવટે કંઇક પણ અંગકસરત કરી અન્ન પચાવે છે.

હવે કદાચ વધારે સમજાશે કે રેંટીયો છોડીને આપણે કેટલું પાપ કર્યું છે. એ નાજુક પણ પોષક પરિશ્રમ હિંદુસ્તાનની કરોડો મહિલાઓ એક કાળે ઉઠાવતી હતી ત્યારે હિંદુસ્તાન સુખી હતું, તન્દુરસ્ત હતું, તેજસ્વી હતું. આજે હિંદુસ્તાન રેંટીયો છોડી દુઃખી, રોગી ને તેજહીન થયું છે.

ચૂલો, રેંટીયો ઇ૦ ઘરના શણગાર છે. રેંટીયો ગયા પછી હિંદુસ્તાનમાં લાખો ઘરો ખંડિયેર થયાં છે. આ વાક્યમાં કોઈ અતિશયોક્તિ ન માને. વાંચનારનું ઘર એવું ભલે ન હોય. પાણીની તંગીનો અર્થ એમ નથી હોતો કે કોઇને પાણી ન મળે. પણ બધાને ઓછું, ઘણાને બહુઓછું ને થોડાને મુદ્દલ નહિ એમ બને છે. રેંટીયાની ગેરહાજરી છતાં ૭ કરોડ ઘરોમાંનાં ઘણાં ભલે ચાલે. પણ કેટલાંક તો જમીનદોસ્ત થયાં જ છે. જુઓ ઓરિસ્સા ને ચંપારણ. તેમાંના ઘણાં ગામોમાં ખંડિયેર છે. જે મુલકનાં માણસો દોઢસો વર્ષ પહેલાં બારે માસ કંઇક ને કંઇક પ્રવૃત્તિમાં રોકાએલાં રહેતાં તેમાંનાં એંશી ટકા કેટલાંએ વર્ષો થયાં ચાર માસ કામ વિના બેકાર રહેતાં હોય તો તે મુલકના શા હાલ થાય?

ધાતુ એ તો દોલતની નિશાની માત્ર છે. મજૂરી એજ ખરો પૈસો છે. એંશી ટકા માણસ ચાર માસ કામ વિનાના રહે એટલે તેઓની ત્રીજો ભાગ કમાણી કરવાની શક્તિ ઘટી. વર્ષો થયાં ત્રણ રૂપીઆનું કામ કરવાની લાયકાત ને મરજી, બન્ને વસ્તુ પોતાનામાં હોવા છતાં હિંદુસ્તાન બે જ રૂપીઆનું કામ કરી રહ્યું છે; તેને બે રૂપીઆનું જ કામ મળે છે. આવો મુલક કેમ કંગાળ ન થાય? આવી

સ્થિતિ મટાડવાનો ઉપાય એ જ રહ્યો કે આપણે હાથે કાંતેલા સૂતરનાં જ કપડાં પહેરવાની પ્રતિજ્ઞા લેવી. આમ કરીયે ત્યારે આપણે રેંટીયો ગરજે ચલાવીશું. છેવટ માલમ પડશે કે આપણે તેને છોડયો એમાં ભૂલ થઇ. પણ દરમ્યાન આપણે તેને લોકપ્રિય કરવા ખાસ પ્રયત્નો કરવા જ રહ્યા.

જ્યાં સુધી પરદેશી કાપડની લાલચ અને લત આપણને વળગી છે, ત્યાં લગી આપણે રેંટીયો દાખલ કરવા, ને દાખલ કર્યા પછી ચલાવવા અધીરા નથી થતા. જો આપણે પરદેશી કાપડ ન પહેરવાની પ્રતિજ્ઞા લઇએ તો રેંટીયો ચલાવ્યે જ છૂટકો. આમ રેંટીયો અને પરદેશી કાપડનો બહિષ્કાર અરસપરસ નિકટ સંબંધ ધરાવે છે. જેની જરૂર ન હોય તેની ગરજ આપણે ઓછી રાખીયે છીયે. રેંટીયાની જરૂર ઉત્પન્ન કરવી એ આપણો ધર્મ છે. તે વિના હિંદુસ્તાનની કંગાલિયત દૂર થાય જ નહિ. એવી અમૂલ્ય વસ્તુને છોડીને આપણે જે ભૂલ કરી છે તેનું પ્રાયશ્ચિત જેટલું કરીયે તેટલું ઓછું છે. જો સ્વેચ્છાએ પ્રાયશ્ચિત કરીશું તો અલ્પ ત્યાગથી ચાલશે. પરાણે તો શું શું કરવું પડશે એ દૈવ જાણે.

નવજીવન, તા. ૧૦ જુલાઇ, ૧૯૨૧.

# બાળવું શાને ?

ખભાતથી એક બ્હેન લખે છે, ને બીજી જગ્યાએથી પણ કાગળો આવ્યા છે, તેમાં લખનારા લખે છે કે પરદેશી કાપડને બાળ-વાને બદલે ગરીબોને આપી દેવું જોઇએ, અથવા બહાર દેશાવર મોકલવું જોઇયે. બધી દલીલો વિચાર્યા પછી હજુ મને એમ જ લાગે છે કે આપણે પરદેશી કાપડ બાળવું જોઇએ. પરદેશી કાપડ પહેરવું એ જો આપણે પાપ સમજતા હોઇએ, એથી જો દેશ કંગાળ થયો છે એમ માનતા હોઇએ, એથી અસંખ્ય બહેનોને પોતાનાં ઘરબાર તજવાં પડયાં છે એમ માનતા હોઇએ, તો પરદેશી કાપડને આપણે મેલ સમજીયે, અને આપણે જેમ આપણો મેલ બીજાને ન આપીયે તેમ આ પરદેશી કાપડરૂપી મેલ પણ બીજાને ન આપીયે. જો તે કાપડનો આપણે ત્યાગ ન કરવા ધાર્યું હોત તો, તે કાપડ આપણે જ પહેરી ફાડત. હવે આપણે તેનો ત્યાગ કરવા ધારીએ છીએ તો ત્યાગ જ કરીએ. તે કોઇને આપીને તેનું પુણ્યફળ આપણે માગીએ છીએ. મને ભાસે છે કે આપણને તેવા ફળનો અધિકાર નથી. સડેલું અનાજ જેમ આપણે ફેંકી દઇએ છીએ, તેમ પરદેશી કાપડ પણ ફેંકી દેવું

ઘટે છે. હિંદુ મુસલમાન પારસી બધાને સારૂ પરદેશી કાપડ હરામ ગણાવું જોઇએ: અને જો આપણે તેમ ગણીએ, તો તે કાપડનો ઉપયોગ ન જ કરીએ. આ ભાવના પેદા કરવા સારૂ આપણી પાસે રહેલા પરદેશી કાપડનો આપણે ત્યાગ કરવો ને તેને બાળવું એ આવશ્યક સમજું છું. તેમાંથી જે ભાવના પેદા થાય તેને હું કિંમતી માનું છું. પરદેશી કાપડ વિષે આપણને છેતરવાની કોઇની હિમ્મત ન ચાલી શકે એટલે સુધી આપણામાં જોસ ફેલાવવાની હું જરૂર જોઉં છું. તેથી પહેલી ઑગસ્ટે આપણે પહેરવાનાં પરદેશી કપડાં બધાં બાળી નાંખીએ, તો આપણે શુદ્ધિ કરી હું ગણીશ. પરદેશી કાપડ વિષે અણગમો પેદા કરવાની આપણને જરૂર છે. પણ એથી શું પરદેશી સામે અણગમો પેદા નહિ થાય, એમ કોઇ પૂછે છે. દુષ્ટતાને વખોડવી છતાં દુષ્ટની ઉપર પ્રેમભાવ રાખતાં શીખવાની આ લડત છે. મનુષ્ય જેટલી દુષ્ટતા કરે છે તેટલો દુષ્ટ હોતો નથી; આપણે બધા ભૂલથી ભરેલા છીએ, ત્યાં એકબીજાનો તિરસ્કાર શો કરીએ ? દુષ્ટની પણ સેવા કરવી એ સર્વ ધર્મનું શિક્ષણ છે. ધર્મીની પરીક્ષા જ તેના રાગદ્વેષાદિના રોકવામાં છે. ગુસ્સાનું કારણ મળતા છતાં જે ગુસ્સાને રોકે છે એણે જ પ્રભુને પિછાન્યો. મનુષ્ય માત્રનું કામ પ્રભુને જાણી લેવાનું તો છે જ. ગુસ્સો રોકવો એ કંઇ માત્ર સંન્યાસીનો જ ધર્મ નથી. સંન્યાસીએ તો બીજાં અનેક કઠણ વ્રતો પાળવાં રહ્યાં, એટલે આપણે કપડાં બાળીયે પણ કપડાંના બનાવનાર પર ગુસ્સો ન કરીએ. માંચેસ્ટર, જાપાન કપડાં ભલે બનાવે, આપણે ન લઇએ તો માંચેસ્ટર કે જાપાન શું કરે ? આપણને દારૂ ન પીવો હોય તો પીઠાંવાળો શું કરે ? વિવેકથી વિચારીએ તો સ્વરાજ્યની ચાવી આપણા ખીસામાં જ રહેલી છે. આપણને દારૂનો છંદ વળગ્યો છે, તે બાળીયે; રેશમી બારીક કાપડનો શોખ છે તે સળગાવીએ; અનેક તરેહનાં પકવાનો ખાવાનો શોખ છે તે નાંખી દઇએ. સર્વ સ્ત્રીને બહેન સમાન ગણતા નથી શીખ્યા, આંખે પાટા બાંધીએ. જે જે વસ્તુઓ વિષે શાસ્ત્રકારોએ અણગમો ઉત્પન્ન કરાવવા ઇચ્છ્યું

છે, તે તે વસ્તુના દોષ એવા આબેહૂબ ચિતર્યા છે, કે તેનું મનન કરનારને તે તે વસ્તુ વિષે અણગમો ઉપજે જ. પણ તેના કર્તા વિષે કેમ અણગમો ઉપજાવાય ! આપણે શું દારૂ બનાવનારને, પરદેશી રેશમ વણનારને, પકવાન્ન રાંધનારને, સૌંદર્યવાળી સ્ત્રીને બાળીયે કે આપણા વિષયોને અને આપણને તેમાં લલચાવનાર વસ્તુઓને બાળીયે ! સ્વરાજ્ય કોને મળે ? દારૂ છોડનારને કે દારૂના બનાવનારને ને બાળનારને ?

પણ જે કપડાં બાળીને કાપડને છોડતાં ન શીખે, પણ કાપડના બનાવનારને ગાળો આપતાં શીખે, તે તો કપડાં ન જ બાળે. તેને તેમ કરવાનો અધિકાર નથી.

આટલું કહ્યા પછી પણ જેઓ કપડાં બાળવાનું પસંદ ન કરતાં બહાર મોકલવાનો વિચાર કરે એ પણ સ્તુત્ય પગલું ભરશે. સ્મર્ના, મુસલમાનભાઇઓ કપડાં પણ મોકલી રહ્યા છે તેમાં મોકલવા સારૂ આપણે પરદેશી કપડાં આપીએ તોયે આપણો અર્થ સરશે. પરદેશી કાપડનો ત્યાગ કરીએ એટલે આપણું પ્રથમ કાર્ય સર્યું. ત્યાગેલાના ઉપયોગ વિષે મતભેદ હોય તો જેમ જેને રૂચે તેમ તે કરે.

નવજીવન, તા. ૧૭મી જુલાઇ, ૧૯૨૧.

# ત્યાગ અને ઉત્પત્તિ.

ત્યાગ અને ઉત્પત્તિ—નાશ અને રચના એમ અસહકારનાં બે અંગ છે. એમાંથી એકે વિના આપણે ચલાવી શકતાજ નથી. જે પગથીએ આપણે ઉભા છીએ એ પગલામાં એ બન્ને અંગ સંપૂર્ણતાએ આવી જાયછે; અને મારી મતિ પ્રમાણે તો એ વિના આપણે આગળ ચઢી નહિ શકીયે. શાંતિમય અસહકાર બીજી રીતે હું અશક્ય સમજું છું.

સ્વદેશી વિના આપણુથી એક પણ ડગલું ન જઈ શકાય એવું મને ભાસ્યાંજ કરે છે. તે અંગને કસરત અને તેની પરીક્ષા પણ તેમાંજ છે. પ્રજા આજ લગી એક પણ કાર્યમાં તન્મય નથી થઇ. સ્વદેશીનો સફળ પ્રયોગ તન્મયતા વિના અસંભવિત છે. જે પ્રજા તન્મય થઇ તેને સ્વરાજ્ય હથેળીમાં રહેલા આમળાની માફક છે; અને સ્વદેશી વિના સ્વરાજ્ય આકાશપુષ્પ જેમ સમજવું.

સ્વદેશીની સફળતાને સારુ આપણે પરદેશી કાપડનો સર્વથા ત્યાગ કરવો રહ્યો ને નવું કાપડ ઉત્પન્ન કરવું રહ્યું. નાશ કરતાં આપણે આજલગી ડરતા હતા. હવે આપણે રેંટીઆરૂપી રત્ન-ચિંતામણી હાથ આવ્યો છે; એટલે ઉત્પત્તિનો અકસીર ઇલાજ મળી રહ્યો છે. આપણે ત્યાગ ઉપર ખૂબ ધ્યાન આપવાની જરૂર છે. ઉ-ત્પત્તિનો વેગ અમુક હદ લગીજ વધારી શકાય. પછી તે તેના આ-વક પ્રમાણેજ થયા કરે. નાશ એક ક્ષણમાં થઈ શકે છે. નાશ કરવામાં ભાવનાની આવશ્યકતા રહે છે. જ્યારે આપણું મન બદલાયું ત્યારે આપણે નાશ કરવા તૈયાર થયા ગણાય.

ત્યાગ વૈરાગ્ય વિના ન ટકે એ અનુભવનું વાકય છે. આપણને પરદેશી કપડાં તરફ એટલો વૈરાગ્ય-એટલો અણગમો આવવો જોઇએ કે જેવો આપણને કંઇ પણ મેલી વસ્તુ તરફ આવે છે. એવો વૈ-રાગ્ય પેદા ન થાય, ત્યાં સુધી ફરી ફરી આપણું મન જાપાનની સાડી તરફ, માંચેસ્ટરના મલમલ તરફ ખેંચાયાંજ કરશે; ને ત્યાં લગી આ-પણે તેના જેવી ચીજો માગશું ને ત્યાં લગી તેના જેવી ચીજો આ-પનારા દગો દઇ તેજ ચીજો આપણને વેચાવશે. તેથી અત્યારે તો તેના જેવી દેખાવની ચીજોને પણ આપણે ન અડકીએ. રખેને આપણે છેતરાઇ જઇશું એવો ભય આપણને લાગવો જોઇએ. આવો વૈરાગ્ય ઉત્પન્ન થવા આપણને એમ પણ ચોખ્ખું જણાઇ જવું જોઇએ કે આપણી ગુલામીનું મૂળ પરદેશી કાપડ છે. બીજું બધું તેની પાછળ આવ્યું. ઇસ્ટ ઇન્ડિયા કંપનીની કોઠી કાપડની પાછળ ને કાપડને સારુ બંધાઇ.

ઑગસ્ટની પહેલી તારીખ એ આપણે સારુ ભારે સ્મરણનો દહાડો હોવો જોઇએ. આ જમાનાના પ્રજામાન્ય પુરૂષની પહેલી સંવત્સરી તે દહાડે છે. તે દહાડે આપણે શો ચમત્કાર જગતને દેખાડીએ?

લોકમાન્ય તરફનો આપણો પૂજ્યભાવ આપણે કેમ બતાવીએ? માત્ર એકજ રીતે, આપણે બધા પરદેશી કાપડનો તે દિવસે સર્વથા ત્યાગ કરીને. તે દહાડે આપણે બધા પ્રત્યેક ગામમાં એકજ જગ્યાએ એકઠા થઇએ ને આપણી પાસેના કુલ પરદેશી કાપડનો ત્યાગ હંમેશાને સારૂ કરીએ. આમાં મોટામાં મોટી પૂજા છે ને આ એક કાર્યથી આપણે સ્વરાજ્ય આજ વર્ષમાં મેળવવું તદ્દન શકય કરીએ છીએ. તેથી પહેલી ઓગસ્ટ સુધીતો આપણે ખાતાં, પીતાં, બેસતાં, ઉઠતાં પરદેશી કાપડનો કેમ ત્યાગ કરી શકાય ને બીજાની પાસે કરાવી શકાય તે વિચારીયે. જેમ આપણે પૈસા ઉઘરાવવા ભારે પ્રયત્ન કર્યો, તેમ તેથી પણ વધારે પ્રયત્ન પરદેશી કાપડના ત્યાગને સારૂ કરવો જોઇએ. દરેક કોમે, દરેક જ્ઞાતિયે, પોતાનો બંદોબસ્ત કરી લેવો જોઇએ. દરેક જાતિએ પરદેશી કાપડ ઉઘરાવી મહાસભાની સમિતિને આપી દેવું જોઇએ; તેની પહોંચ પણ લઈ લેવી જોઇએ. સ્ત્રીઓને ભારે મુશ્કેલ લાગશે. પૈસા આપવાનું સહેલું હતું, દાગીના આપવા એ પણ સહેલું હતું, પણ પરદેશી કાપડની સુંદર લાગતી સાડીઓ કહાડી નાંખવી એતો બહુ કઠિન લાગે. છતાં એટલો કડવો ઘુંટડો પીવો જરૂરી છે. આખી પ્રજાને સારૂ આ છેલ્લો ઘુંટડો છે. પછી તો થોડાં સ્ત્રીપુરૂષોયે જેલમાં જવાને સારૂ તૈયાર થવું રહ્યું. ઇશ્વર ગુજરાતનાં સ્ત્રીપુરૂષોને આ ત્યાગવૃત્તિ આપો.

**આપણી પાસે વખત થોડો છે પણ તેટલા વખતમાં આપણે પહોંચી વળવું જોઇએ.**

બીજું અંગ ઉત્પત્તિ. જેણે ખાદી પહેરી લીધી છે તેણે બીજી ખાદી ઉત્પન્ન કરાવવામાં મચી જવું જોઇએ. તેમાં ઢીલ કરવી પાપ ગણાશે. જો પ્રજા પરદેશી કાપડનો સર્વથા ત્યાગ કરે તો જરૂર આપણને ખાદી ખૂબ જોઇશે. પરદેશી કાપડનો નાશ કરીયે છીયે, કેમકે ખાદીનો ઉપયોગ વધારી પ્રજાને ઉદ્યોગી બનાવીયે છીયે ને પ્રજાના

ઝુંપડામાં બરકતનો પ્રવેશ કરાવીએ છીએ. પ્રત્યેક હિંદુસ્તાનીની સરેરાશ વાર્ષિક આવક ૨૬ રૂપિયાની છે તેને બેવડાવવાનો આ સહેલામાં સહેલો રસ્તો છે. બીજો એકે રસ્તો કરોડોને સારૂ છેજ નહિ. તેથી ગુજરાતના દરેક ઘરમાં રેંટીઓ ચાલવો જોઇએ, ગુજરાતના દરેક ગામમાં હાથસૂતરની ખાદી ઉત્પન્ન થવી જોઇએ. ત્યાગ કરાવવો ને ઉત્પન્ન કરાવવું. આમાં આપણી કાર્યદક્ષતા જણાઇ આવશે.

મીલના કાપડનો ઉપયોગ જેઓ મહાસભાને ઓળખે છે, ને પૂજે છે તેનાથી નજ થાય, જો તેઓ તેનો ઉપયોગ કરશે તો મીલનું કાપડ ગરીબોને નહિ મળે ને સઘળું દામ વધશે. ખાદીની પ્રતિષ્ઠા વધારવી હોય, વણકરોને વધારે રોજ આપવું હોય તોપણ આપણે ખાદીને ખાનદાન બનાવવી જોઇશે. હિંદુસ્તાનની અસલી જાહોજલાલી, અસલી કળા ખાદીના સદુપયોગ વિના અશકય છે. સ્વરાજ્ય મેળવીને ભલે બારીકમાં બારીક સૂતર કંતાવી, ફરી ઢાકાની મલમલ પહેરતા આપણા શ્રીમંતો થઈ જાઓ. અત્યારે તો તેઓ પણ ખાદીથી જ શોભે.

ગુજરાતના વેપારીઓ હવેથી પરદેશી કાપડ તો નજ સંઘરે એવી આશા રાખવી વધારે પડતું ન ગણાય. દરેક ગામમાં જ્યાં પરદેશી કાપડ વેચાય છે ત્યાં મહાસભાનાં મહાજનોએ જઈ પરદેશી કાપડના વેપારીઓને વેપાર બંધ કરવા વિનવવા જોઇયે. આમ મહાસભાના સભાસદોએ પ્રજાના દરેક અંગને સ્વદેશી ભણી વાળવાના કામમાં રોકાઈ જવું એ તેમનું પ્રધાન કાર્ય છે.

નવજીવન, તા. ૨૧ જુલાઈ, ૧૯૨૧.

# મહાસમિતિના ઠરાવો.

મહાસભાના નવા બંધારણ મુજબ ચૂંટાએલી મહાસમિતિની પ્હેલી સભા તા. ૨૮-૨૯-૩૦ જુલાઇ, ૧૯૨૧ ના રોજ મુંબઇ ખાતે મળી હતી, જેમાં પ્રાંતેપ્રાંતના લગભગ બધાજ આગેવાનો તેમ જ સમિતિમાં ચૂંટાએલા ઘણાખરા સભ્યો હાજર રહ્યા હતા. સમિતિએ હાલની રાજદ્વારી સ્થિતિની સર્વ બાજૂએ ચર્ચા કરી જે ઠરાવો પસાર કર્યા છે તેમાંના મુખ્ય નીચે આપ્યા છેઃ--

૧ શાહજાદાના આગમનનો બહિષ્કાર.

૨ મેઝવાડાનો કાર્યક્રમ પાર પાડવા માટે બધા પ્રાંતોને અને ખાસ કરીને મુંબઇને ધન્યવાદ; તથા સપ્ટેમ્બરની ૩૦ મી તારીખ સુધીમાં પરદેશી કાપડનો સંપૂર્ણ બહિષ્કાર કરવા પ્રજાને આગ્રહભરી ભલામણ. રાષ્ટ્રીય શિક્ષણની સંસ્થાઓને બની શકે તેટલો વધુ વખત કાંતવા તથા વણવા પાછળ આપવાની ભલામણ; દેશમાંના વણકર, રેંટીઆ, હાથવણાટનું કાપડ ઇ૦ ના આંકડા કાઢવાની તેમ જ પરદેશી કાપડ જેની જેની પાસે

હોય તેમને તે બાળી નાંખવાની અગર તો સ્મર્ના મોકલવાની ભલામણ; તેમજ આ પ્રવૃત્તિનો લાભ લઇ કાપડના ભાવો વધારી ન મૂકવાની મીલ-માલેકોને વિનંતિ.

૩ દારૂ અગર બીજા કેફી પદાર્થો સામે હાલ ચાલેલી પ્રવૃત્તિ માટે સમિતિ સંતોષ જાહેર કરે છે; અને પીઠાંઓના પહેરા કરનારાઓને ગેરવાજબી રીતે અટકાવવાનું ધોરણ સરકાર ચાલુ રાખશે, તો તે છતાં પણ પહેરાનું કામ ચાલુ રાખવા સમિતિ સલાહ આપશે. દારૂ તેમજ તાડીના દુકાનદારોને પણ સમિતિની વિનંતી છે કે તેમણે લોકલાગણીને માન આપી પોતાનો ધંધો તાબડતોબ બંધ કરવો.

૪ માલેગામ તેમજ અલીગઢના લોકોને હાથે સામા પક્ષના લોકોની પજવણીભરી વર્તણુકથી ચીડાઇને જે અત્યાચાર થયા તે માટે સમિતિને દુઃખ થાય છે. સમિતિ મહાસભાસમિતિઓને ભલામણ કરે છે કે અસહકારનું બધું બળ તે પ્રવૃત્તિને શાંતિપૂર્વક ચલાવવામાં જ રહેલું છે, એ વાત પ્રજાના મનપર ઠસાવવા ખૂબ પ્રયત્નો કરવા. બાકી ધારવાડ, માતિઆરી, ગુંતુર, કાલિકત, ચિરાલા, વગેરે ઠેકાણે લોકોએ જે ખામોશી અને સંયમ બતાવ્યાં તે માટે સમિતિ તેમને ધન્યવાદ આપે છે.

૫ ઠેકઠેકાણે થએલા નાહકના ગોળીબારથી મરણ પામેલા લોકોનાં કુટુંબો તરફ સમિતિ પોતાની સહાનુભૂતિ પ્રકટ કરે છે અને તેમને મુબારકબાદી આપે છે. તેમ એવા ગોળીબારમાં જખમી થએલા તેમ જ જુદા જુદા મુકદ્દમાઓમાં જેલ ગએલા બહાદુર લોકોને પણ સમિતિ મુબારકબાદી આપે છે. વળી એવા જેલ ગયેલા ઘણાખરા દેશભક્તોએ જામીન ન આપતાં અગર તો અદાલત આગળ પોતાનો બચાવ ન કરતાં જેલમાં જવાનું પસંદ કર્યું તે માટે આ સમિતિ પોતાનો સંતોષ જાહેર કરે છે. આ સમિતિનો એવોજ મત છે કે સ્વેચ્છાપૂર્વક દુઃખ સહન કરવા તૈયાર થવું એ જ હિન્દુસ્તાનને સારૂ સ્વરાજ્ય મેળવવાનો માર્ગ છે, અને તેથી જ નિર્દોષ સ્ત્રીપુરૂષોએ પોતાનો કશો જ બચાવ કરવાની ના પાડી જેલમાં જવું જરૂરનું છે

# ચોપાટીપરનું ભાષણ.

તા. ૧ લી ઑગસ્ટને દિવસે ચોપાટી ઉપર લોકમાન્યની દહનભૂમિના દર્શન કરી તેમની પુણ્યતિથિ ઉજવવા મળેલી બે ત્રણ લાખની મેદનીમાં ગાંધીજીએ નીચેનું ભાષણ ઇંગ્રેજીમાં આપ્યું હતું:—

લોકમાન્યના નામમાં રહેલા જાદુએ ગઇ કાલે શહેરની સામાન્ય મેદાનમાં બે લાખ માણસની મેદનીને આકર્ષી હતી. મ્હારે મને તો એ દૃશ્ય હૃદય ઉભરાવે એવું હતું. આ રમ્ય મુંબઇ નગરીએ ગઇ કાલે જે અગ્નિ પ્રગટાવ્યો તે પારસીઓના આતશબહેરામની પેઠેજ નિરંતર અખંડપણે બળતો રહેવો જોઇએ અને તેમાં આપણો બધો મેલ ભસ્મ થવો જોઇએ. કાલે આપણે પરદેશી કાપડ બાળીને આપણો મ્હોટામાં મ્હોટો બાહ્ય મેલ બાળ્યો. આ પવિત્ર કૃત્યને આપણે ભવિષ્યમાં કદિ પણ પરદેશી કપડાંને સ્પર્શ ન કરવાની આપણી પ્રતિજ્ઞાની નિશાનીરૂપ ગણીએ. હિન્દુ, મુસલમાન, શીખ, પારસી, ખ્રિસ્તી, યહુદી હરકોઇ ધર્મ પાળનારી એકેએક કોમો, જેમણે હિન્દુ-

સ્તાનને પોતાનું વતન કર્યું છે, તે દરેકને સારૂ પરદેશી કાપડની અસ્પૃશ્યતા એ ધર્મ છે. એને જ આપણે હિન્દુસ્તાનના દરેક ધર્મનું એક આવશ્યક કુદરતી અંગ કરી મૂકીએ. પ્રત્યેક ધર્મનિષ્ઠ હિન્દુને સારૂ અંત્યજવર્ગની અસ્પૃશ્યતા એ જેટલી પાપરૂપ છે તેટલી જ વિદેશી કાપડની અસ્પૃશ્યતા દરેક હિંદીને સારૂ પુણ્યરૂપ હોવી જોઇએ. આ દૃષ્ટિએ ગઈ કાલે આપણે જે યજ્ઞ કર્યો તે અલૌકિક હતો એમાં સંદેહ નથી. લોકમાન્યની પુણ્યતિથિને આમ ઉજવીને મુંબઇએ પોતાની જાતને ખરેખર દીપાવી છે.

લોકમાન્યના જીવનને યાદ કરીને તેમના મહાન આપભોગ, તેમની અડગ હિમ્મત, તેમની નિર્ભયતા અને તેમની ભવ્ય સાદાઇને આપણે અંતરમાં ભરીએ. દેશસેવાને તેમણે ધર્મની પાયરીએ ચડાવી. એ ધર્મને માથે ચડાવી એમના સ્વરાજ્યના સ્વપ્નાને સાચું કરી બતાવવા આપણે આપણાં જીવન સમર્પણ કરીએ. સ્વરાજ્યસ્થાપનાથી ઓછું બીજું કોઇપણ સ્મારક એમના પુણ્યસ્મરણને માટે યોગ્ય ન જ ગણાય.

અને જેમ મ્હેં કાલે કહ્યું તેમ સાચો સ્વદેશી ધર્મ અંગીકાર કર્યા સિવાય હિન્દુસ્તાનનો તરણોપાય નથી. તેથી જ કાલે આપણે જે અગ્નિ પ્રગટાવ્યો તે જ સાચા અને આવશ્યક બલિદાનનો અગ્નિ હતો.

અને જે બાહ્યસૃષ્ટિને વિષે સાચું છે તેજ અંતરસૃષ્ટિને વિષે પણ તેટલુંજ સાચું છે. મારે મન તો ગઇ કાલનો બાહ્ય અગ્નિ આપણાં હૃદય તેમ જ બુદ્ધિની બધી જ દુર્બળતાઓને ભસ્મ કરનારા આંતરઅગ્નિનો સૂચક હતો. એ અગ્નિમાં શુદ્ધ થઇને નિકળેલી આપણી બુદ્ધિને સ્વદેશીમાં રહેલો સાચો આર્થિક ઉદ્ધાર દેખાયા વગર રહેશે નહિ. અને એવી વિશુદ્ધિ પામેલાં આપણાં

અંતઃકરણથી પરદેશી કાપડની મોહની સામે આપણે દઢ બનવું જોઇએ. હિન્દ બ્હાર પરદેશી કાપડના ચાહે તે ફાયદા હોય પણ હિન્દનું તેમાં કલ્યાણ છે જ નહિ.

આમ ગઇ કાલે આપણે પ્રગટાવ્યો તે અગ્નિ જો સાચા બલિદાનનો હોય, લોકમાન્યના પુણ્યસ્મરણને ઉજવવા આજે અહીં આપણે ભેળા થયા છીએ તે આપણી પૂજાભક્તિ જો સાચી હોય તો, આપણે આપણી જાતને કે પ્રજાને છેતરતાં ખૂબ સાવચેત રહીએ. ખાદી ઝપાટાભેર પ્રતિષ્ઠિત વર્ગનો પોશાક થતી જાય છે, અને શુભ પ્રસંગો ઉપર પણ હવે પછી વિદેશી મલમલ કે રેશમ નહિ પણ પવિત્ર ખાદી જ આપણો શણગાર બને એવો આપણે ઉદ્યોગ કરીએ. એ પવિત્ર ખાદીજ આપણા એકેએક શુભ અને પવિત્ર પ્રસંગોનો પોષાક હોય. કારણ એ ગરીબોના હાથનો ધંધો કાઢી લઇ તેને બળજોરીથી બેકાર બનાવીને કે ભૂખે મારીને વણેલી નહિ પણ ઝુંપડાના ઉદ્યોગોને સજીવન કરી ગરીબમાં ગરીબ મજૂરના ઘરમાં પણ રસ મૂકનારી બરકત અને ઋદ્ધિની સૂચક છે.

અને ગઇકાલના યજ્ઞનો તેમ જ આજથી બરાબર એક વર્ષ ઉપર જે જગાએ આપણા પુણ્યશ્લોક લોકમાન્યના દેહને આપણે અગ્નિદેવને અર્પણ કર્યો તેજ સ્થાન ઉપર મળેલા આ મહાન દૃશ્યનો જો એજ અર્થ હોય તો જેમ કરેલા ઠરાવમાંથી પાછું હઠવાની વાત આપણા મ્હોંમાં કદિ હોય જ નહિ, તેમ મનને મનાવવાની કે ખોટા ડોળ દેખાડવાની પણ વાત હોય નહિ. પરદેશી કાપડનો ત્યાગ આપણે હમેશને માટે કરી દેવો જોઇએ. જેમ ચોખ્ખામાં ચોખ્ખું દૂધ પણ તેમાં ઝેરનો ભેળ થવાથી તદ્દન નિરૂપયોગી બની ફેંકી નાંખી દેવાને જ યોગ્ય થઇ પડે છે તે જ મુજબ આપણી પાસેનાં વિદેશી કપડાં પણ આપણે માટે તેટલાં જ નકામાં છે એ આપણને

ઠસી જવું જોઈએ. અને જો પરદેશી કપડાં આપણને કોઈ પણ દિવસને માટે નકામાં જ છે તો પછી તેને નાહક ટ્રંકો કે આલમારીઓમાં ભરી મૂકવાં એ પણ નકામો બોજો નથી શું? યુરોપમાં શું એકાદ વસ્તુ ગમે તેટલી કિમતી હોય તોપણ એક વખત તે ફૅશનમાંથી નીકળી ગઈ એટલે તેને રદ કરવાનો રિવાજ નથી? આ ચોખવટ હું અત્યારે આરંભથી જ એટલા માટે આપી રહ્યો છું કે તમે ઘણાઓએ 'આગળ ઉપર કોઈ દિવસ વાપરીશું' એ વિચારે પોતાનાં ઘણાં કપડાં સંઘરી રાખ્યાં છે અને માત્ર થોડાંક જ તજ્યાં છે! પરદેશી કાપડનો ત્યાગ એ કંઈ પૈસા કે ઘરેણાં આપવાનો જેવો નથી કે જેમાં કુલ સંઘરામાંથી માત્ર અમુક જ ભાગ આપી દીધે ચાલી શકે. પરદેશી કાપડનો ત્યાગ એ તો ઘરનો કચરો કાઢવા સમાન છે. અને સુઘડ ગૃહિણી જેમ ઘરનાં ખૂણેખાંચરેથી સિફ્ખે વાળીઝાડીને ક્યાંય ચપટી રજ પણ ન રહેવા દઈ ઘરને આભલા જેવું રાખે તેમ આ પરદેશી કાપડરૂપી કચરાથી પણ આપણે આપણાં શરીર અને ઘર ઝાડીઝપટીને સાફ કરી દેવાં જોઈએ. જો આપણી બજારોમાં પરદેશી કાપડને આપણે કેવળ અપવાદરૂપ જ કરી મૂક્યું હોય તો આપણે શાખમાં ક્રાંતિ કરી નાંખી. આ ભભકાદાર પરદેશી માલની મોહનીમાંથી આપણે ઉગરી જ જવું જોઈએ. જો ગાંડા થઈશું તો પરદેશી બનાવટની નકલી ખાદીઓથી આપણે ઘેરાઈ પડીશું. આ બધાથી બચવા આ ક્રાંતિના કાળ વીતતાં સુધી જાડી વગર ધોએલી ખાદી જ આપણે માટે ઉત્તમ વસ્તુ છે.

હું સ્વદેશી ઉપર આટલો ભાર મૂકું છું, કારણ એમાં જ હું આપણી શક્તિઓને પૂરેપૂરી ખીલવવાની અને આપણાં આબાલવૃદ્ધ લાખો સ્ત્રીપુરુષોની પરીક્ષાની તક જોઈ રહ્યો છું. જો હિન્દુસ્તાન એકદિલ બનીને આ આન્દોલનમાં ઉદ્યમ કરે તો જ આ પ્રવૃત્તિ પાર

ઉતરે એમ છે. અને સ્વદેશીની પ્રવૃત્તિને વિષે હિન્દુસ્તાન એટલું કરી 'બળશે' તે દિવસે 'સ્વરાજ્યની ચાવી એને' હાથ લાગી ગઈ હશે; તે દિવસે નાશની તેમ જ ઉત્પત્તિની 'અન્નેની કળા' શાસ્ત્રીય ઢબે એણે હાથ કરી લીધી હશે.

હવે એક જ વાત કહીને હું પૂરૂં કરીશ. જે સ્થળે આપણે ગઈ કાલે આપણા પાપના અંશ બાળ્યા તે સ્થાન આપણે માટે પવિત્ર બન્યું છે. શેઠ સોબાનીએ સ્વરાજ ફાળામાં ઉદાર રકમ ભરી છે. શિવાય લડતને તેમણે પોતાનો પુત્ર આપ્યો છે. આટલી સખાવત સાથે જ એમની જે જગા પર આપણે ગઈ કાલનો પવિત્ર વિધિ ઉજવ્યો તેટલી જગા પણ એ પવિત્ર કાર્યનું સ્મારક ઉભું કરવાને સારૂ એઓ દેશને આપી દેશે એવી હું આશા રાખું છું. તે જ પ્રમાણે આજે જ્યાં આપણે ભેગા થયા છીએ અને જ્યાં આપણે એક વર્ષ પર લોકમાન્યના દેહાવશેષને અગ્નિસંસ્કાર કર્યો તે જગા પણ આપણે આપણા રાષ્ટ્રીય સ્મારકને સારૂ મેળવવી જોઇએ. આજ સ્થળે તેમની ભસ્મમાંથી અસહકારનો જન્મ થયો. ઑગસ્ટની ૧ લી તારીખે જ અસહકારનો આરંભ થયો.

અને ગઇ કાલે ભાઇ ઉમર સોબાનીની જમીન ઉપર જ પ્રજાએ તો મ્હારે મન જે સ્વરાજની મજલરૂપ છે તે કાર્યની શરૂઆત કરી છે, અને હું ઇશ્વરને પ્રાર્થના કરૂં છું કે આવતી ૩૦ મી સપ્ટેમ્બરને દિવસે હિન્દ મોળું ન નિવડે.

છેલ્લે સ્વયંસેવકોને વિષે એક શબ્દ કહી લઉં. આપણી ઉપર એક એવું તહોમત મૂકવામાં આવે છે કે આપણામાં યોજના કરવાની કે તે પાર ઉતારવાની શક્તિ નથી. ગઇ કાલનો મેળાવડો આ તહોમતનો જવાબ છે. પોલિસની કશી જ મદદ નહોતી માગવામાં આવી, છતાં બધું નિર્વિઘ્ન પાર પડયું. કપડાં ઉઘરાવવાથી માંડીને બાળવા સુધીનું બધું જ કાર્ય સ્વયંસેવકોને હાથ હતું. તેઓને

તેમ જ બીજા જેઓ આ મહાકાર્યમાં રોકાયા હતા તેમને ધન્યવાદ ઘટે છે. આવા ધૈર્યની, શાંતિની, દૃઢતાની ને બંદોબસ્ત રાખવાની શક્તિ મેળવીને જ આપણે સ્વતંત્રતા મેળવવાની આશા રાખીએ છીએ.

# મુંબઇએ હદ વાળી.

ટિલક મહારાજની પૂજા મુંબઇએ ભલી કરી. તા. ૩૧ મી જુલાઇને રવિવારે શેઠ હાજી યુસુફ સોબાનીની જમીનપર યજ્ઞ કરી લગભગ બે લાખ માણસોએ પોતાનો મેલ બાળ્યો. બાળવાની યોગ્યતાને વિષે જેમના મનમાં શંકા હતી એવા અસંખ્ય માણસોની શંકા ઉડી ગઇ. લગભગ દોઢ લાખ જણસ ઓછામાં ઓછી બળી. જ્યારે યજ્ઞ શરૂ થયો ત્યારે જેઓ હજુ કાળી પરદેશી ટાપીઓ પહેરીને આવ્યા હતા તેઓ શરમાયા અને ટાપીઓનો વરસાદ વરસ્યો.

તે દિવસનો લોકોનો ઉત્સાહ વર્ણવ્યો જાય તેમ નથી. કેમ જાણે આખું મુંબઇ એ મેદાનમાં જ સમાયું ન હોય તેમ ધોળી ખાદીની ટાપીઓ અને ખાદીનાં કપડાંથી શોભા રહેલાં સ્ત્રીપુરૂષોથી મેદાન ઉભરાઈ ગયું. તે દિવસે પ્રગટેલો અગ્નિ હિંદુસ્તાનના હ્રદયમાં આજે સળગી રહેલા અગ્નિની નિશાનીરૂપ હતો. અને જ્યાં લગી એક તસુ પણ પરદેશી કપડું આપણા ઘરમાં રહેલું છે, ત્યાં લગી એ અગ્નિ પૂરો શાંત ન થાય; અને દરેક અઠવાડિએ એકલા એ પવિત્ર

મેદાનમાં જ નહિ પણ હિંદુસ્તાનમાં ગામેગામ અને રસ્તે રસ્તે એ અગ્નિ પ્રગટો, અને તેમાં આપણો પરદેશી કાપડરૂપી મેલ બળો એમ હું ઈચ્છું છું. આ પ્રમાણે ત્યાગ કરી પવિત્ર થએલાં મુંબઈનાં સ્ત્રી પુરૂષો અને બાળકોએ પવિત્ર ખાદી પહેરીને જે જગ્યાએ ટિલક મહારાજના દેહને અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો હતો તે જગ્યાએ ચોપાટીના મેદાનમાં તે પવિત્ર આત્માની પૂજા કરી તેને માન આપ્યું. ચક્રવર્તિની સંવત્સરીએ પણ આટલાં માણસો આટલી પવિત્રતાથી કદિ નહિ ભેળાં થયાં હોય.

મુંબઈએ જૂન માસમાં હિન્દુસ્તાનની પ્રતિજ્ઞાનું પાલન થાય તેટલા સારૂ ભારે સખાવત કરીને પોતાની મનોહરતા સિદ્ધ કરી અને આ બીજા એક મહિનામાં બીજા [illegible] પાયો નાંખીને મુંબઈ વધારે મનોહર બન્યું છે.

પણ હજુ બહુ કરવાનું બાકી રહ્યું છે. પરદેશી કાપડરૂપી કચરો મુંબઈએ બધો નથી કાઢયો. આપનારાઓએ અને આપનારી બહેનોએ પોતાના હિસ્સો ચોરીને પરદેશી કાપડ આપ્યું છે. જ્યાં સુધી બધો મેલ કાઢી નાંખવામાં નથી આવ્યો, ત્યાં સુધી પૂરી શુદ્ધિ થઈ નથી, અને જેમ થોડો રહેલો મેલ પણ ફરી રોગને પેદા કરી શકે છે, તેમ થોડું રહેલું પરદેશી કાપડ ભારે નુકસાન પહોંચાડી શકે છે. તેથી મારી ઉમેદ છે કે મુંબાઈમાં શું કે બીજે જ્યાં જ્યાં હું, કુલ પરદેશી કાપડરૂપી મેલ ચાળીચાળીને કાઢી નાંખવામાં આવશે. આપણાં ઘરોમાંથી જ્યાં સુધી આ સાવ સાફ નથી થઈ ગયું ત્યાં સુધી પરદેશી કાપડરૂપી મરકી પાછી ફેલાવવાનો ભય રહેવાનો જ. જો આપણે સ્વરાજ મેળવવું જ હોય તો પરદેશી કાપડ આપણને [illegible] સારૂ કેવળ અસહ્ય થઈ પડવું જોઈએ, અને તે એ કાપડને ઉત્સાહપૂર્વક બાળી નાંખવાથી જ ઉત્પન્ન થઈ શકે તેમ છે.

નવજીવન, તા. ૭ આગસ્ટ, ૧૯૨૧.

# નવી પ્રતિજ્ઞા.

અખિલ ભારત રાષ્ટ્રીય સમિતિએ બેઝવાડામાં જે પ્રતિજ્ઞા કરી તે પૂરી થઈ ગણાય. એક કરોડ રૂપીઆ એકઠા કરવામાં પ્રતિજ્ઞાનું પાલન રહેલું હતું. તે ઇશ્વરે પાળીને હિંદુસ્તાનનું નાક ને માન રાખ્યાં. હવે બીજી પ્રતિજ્ઞા લીધી છે તે વધારે મુશ્કેલ છે. એમ જ હોવું જોઇયે. ત્રીસમી સપ્ટેમ્બર પહેલાં આપણે પરદેશી કાપડનો ત્યાગ કરવો જોઇએ.

આમાં ગુજરાતને કરવાનું પ્રમાણ ગુજરાતને કહાડવાનું રહ્યું નથી. બધાયે પરદેશી કાપડનો પૂરો બહિષ્કાર કરવાનો રહ્યો છે. એટલે આ કામમાં એકે બીજાના કરતાં વધારે કે ઓછું કરવાપણું નથી. બહારથી આવતું કાપડ અટકાવવાનું કાર્ય બધા તેનો ત્યાગ કરે ત્યારે જ થઇ શકે. એટલે ગુજરાતનો ફાળો એ જ રહ્યો: કે દરેક ગુજરાતીયે પરદેશી કાપડનો ત્યાગ કરવો.

આ ત્યાગ કરતાં આપણે દરેક ગુજરાતી બોલનારને અને ગુજરાતમાં વસનારને પહોંચી વળવું જોઇયે ને તેની ઉપર અસર ઉપજાવવી જોઇયે. આટલું આટલું સમજવામાં પણ આપણા કાર્યની કઠિનતા આપણે જોઈ શકીયે છીયે. પણ તેથી કંઇ આપણે હારવાના? પરદેશી કપડાનો ત્યાગ કરવો એ આપણુને એટલો ભારે પડે તેમ છે? આપણા દેશ કરતાં આપણાં રેશમી ને ઝીણાં કપડાં આપણુને વધારે વહાલાં છે? કદાચ આપણુને સ્વદેશીની સ્વરાજ અપાવવાની શક્તિ વિષે શક હોય તોપણ સ્વદેશીના પાલન વિષે તો કોઇને શંકા ન જ હોય.

આ દૃષ્ટિએ વિચારતાં આપણું કામ સહેલું છે. પૈસા આપતાં આપણુને સંકોચ થતો હતો, વકીલાત છોડતાં આજીવિકાનો પ્રશ્ન ખડો થતો હતો, સરકારની નિશાળો છોડતાં કેળવણી ખોવાનો ભય હતો, પણ પરદેશી કાપડના ત્યાગમાં શો ભય હોય? નુકસાન તો નથી જ. જેનો ઉપયોગ નથી તેને સંઘરીને શું કરીયે? દરદ મટયે દવાની બાટલી ગમે તેટલા પૈસા ખરચ્યા હોય તોયે ફેંકી દઇયે. મોહ મટયે ભારે શણગાર પણ એક ઘડીમાં ફેંકી દઇયે. શું પરદેશી કાપડનો મોહ આપણુને એટલો છે કે તેને છોડી જ ન શકીયે? હું ઉમેદ રાખું છું કે પરદેશી કાપડની અપાએલી કિંમતનો વિચાર તો કોઈ નહિ જ કરે, તેની કિંમતનો વિચાર કરતાં આપણે કંજુસાઇના પાપમાં પડશું. કંજુસ મા બાળકને ભાણામાં રહેલો ખોરાક ખાઈ જવાનો આગ્રહ કરી તેને માંદું પાડે છે. ખરી કરકસર ખોરાક ફેંકી દેવામાં જ રહેલી છે. તે જ રીતે ખરી કરકસર પરદેશી કાપડને ત્યાગવામાં જ રહેલી છે.

પરદેશી કાપડના ત્યાગની સાથે જ સાદાઇ દાખલ થાય છે, ખોટા વૈભવ જાય છે; ને ખાદીનાં કપડાં ટકાઉ હોવાથી લાંબો

વખત ચાલે છે. જેનું કપડાંનું ખરચ દર માસે સો રૂપીયાનું હતું તેવાનું ખરચ હવે આખા વરસનું તેટલું નથી રહ્યું. એવાને પોતાનો હજારોનો પરદેશી પોશાક ફેંકી દેવો કંઇ તકલીફની વાત નથી. પરદેશી કપડાંનો આજે ત્યાગ કરી દેશના કરોડો રૂપીયા આપણે બચાવી લઇયે છીયે. તેથી લાખો કે કરોડો રૂપીયાનું કાપડ નાંખી દેવું એ દૂરંદેશીની નિશાની છે.

સ્વદેશી એ આપણી આખરની મજલ છે. તેમાં હાર્યા તો આ વર્ષ સ્વરાજ્ય મેળવવાની આશા મૂકયે જ છૂટકો છે. તેથી મારી ઉમેદ છે કે ગુજરાત હવે સ્વદેશીનું કામ તુરત ઉપાડી લઈ પોતાનું કર્તવ્ય પૂરૂં કરશે.

પણ ત્યાગ કરવાનો ધર્મ સહુની પર સરખો રહ્યો હોય તોપણ કાપડ ઉત્પન્ન કરવામાં તો ગુજરાત સહુથી આગળ જઇ શકે છે. દરેક નિશાળ અને દરેક ઘર કાંતવા વણુવાનું કામ કરવા મંડી જાય તો આપણને કાપડની તાણ પડવાની નથી. ગુજરાત ખાદીમય ન બને તો આપણે જીતી બાજી હારી જવાના.

સ્વદેશીની મતલબ સમજી લઇયે. તેનાથી આપણે સાઠ કરોડ રૂપીઆ પરદેશ જતા બચાવવા માગીએ છીએ એટલું જ નહિ, પણ આપણે તેટલા રૂપીઆનું કાપડ કરોડો સ્ત્રીપુરૂષોની મારફત તૈયાર કરાવી તેમના ઘરમાં કરોડો રૂપીઆ દાખલ કરવા માગીએ છીએ. તેમ કરીને આપણે હિન્દુસ્તાનમાંથી ભૂખમરાનો બહિષ્કાર કરવા માગીએ છીએ. તેથી પરદેશી કાપડના સંપૂર્ણ બહિષ્કારને હું ભૂખ-મરાનો બહિષ્કાર ગણું છું. વળી આપણાં સદાવ્રતો વધતાં જાય છે; લાખો માણસો આળસુ બની કેવળ ભિક્ષા પર રહેતા થઈ, ભગવું લજવે છે. સશક્ત માણસ કામ ન કરે તો ન ખાય. આજે આપણી પાસે એવું કામ જ નથી કે જે દરેક ભિક્ષુકને સોંપી શકાય. જ્યારે રેંટીઓ ને સાળ દેશમાં પ્રતિષ્ઠા પામશે ત્યારે જેઓ પ્રજાને જ્ઞાન દેતા હશે તેવા બ્રાહ્મણફકીરો જ માત્ર ભિક્ષા માગતા હશે.

દરેક અશક્ત અપંગને પ્રજા ભાવસહિત જમાડશે. ધૂતારાઓ સાધુને વેષે ભમીને ભિક્ષા નહિ માગી શકે. આમ સ્વદેશીમાં ઢોંગનો નાશ ને સાધુતાનો પ્રભાવ રહેલો છે.

આટલું સમજ્યા પછી ગુજરાત દરેક ઘરમાં રેંટીઆની, સાળની અને પીંજવાની પ્રવૃત્તિ તુરત વધારી મૂકી પોતાની ને હિન્દની સેવા કરશે, એવી હું આશા રાખું છું.

'નવજીવન,' તા. ૭ ઑગસ્ટ, ૧૯૨૧.

# મારી ભૂલ.

મ્હેં જીવનમાં કેટલી ભૂલો કરી છે, એનો એક ઈશ્વર જ સાક્ષી છે. જેઓ મ્હને નિર્ભ્રાન્ત અને કેવળ ભૂલ વગરનો સમજે છે તેઓ મ્હને ઓળખતા જ નથી. આટલા આયુષ્યના મ્હારા જાતઅનુભવે તો મ્હને એ જ શીખવ્યું છે કે ભૂલો સામે ઝૂઝવું, એ જ જીવન છે; અને એ વાતને અતિ નમ્ર અને નિરભિમાનભાવે મ્હેં હમેશાં મ્હારા અંતરમાં જાગૃત રાખવા પ્રયત્ન કર્યો છે. ૧૯૧૯ ના એપ્રિલમાં મ્હેં સ્હેલો માનીને સત્યાગ્રહ શરૂ કરી દીધો અને તુરત જ મ્હેં જોયું કે મ્હેં ભારે ભૂલ કરી; જ્યારે નડિયાદમાં દૂરદેશીનો ભારે અભાવ જોયો ત્યારે મ્હેં એને હિમાલય જેવડી ભૂલ કહી. આમાં મ્હેં અતિશયોક્તિ નહોતી કરી; અને હું તો માનું છું કે એ બનાવોથી હિન્દુસ્તાનની નૈતિક ઉન્નતિને ધક્કો ન પહોંચ્યો એનું કારણ પણ એ જ છે કે મ્હેં સમજુ થઇને તુરત જ મ્હારી ભૂલનો સ્વચ્છ અને સંપૂર્ણ એકરાર કીધો.

એવી જ બીજી એક ભૂલનો એકરાર એકાગ્ર સ્વદેશીની પ્રવૃત્તિ કરવાના આ થોડાક દિવસોમાં મ્હારે કરવો રહ્યો છે. વિદ્યાર્થીઓ અને અધ્યાપકોની જોડેની મ્હારી વાતોમાં તો એ એકરાર હું કરી ચૂક્યો છું, પરંતુ આજની ( સ્વદેશીની ) પ્રવૃત્તિને ખાતર વધુ ચોક્કસપણે અને વધુ જાહેર રીતે એ જ એકરાર કરવાની હું જરૂર જોઉં છું. છેલ્લા નવ મહિનાના અનુભવે સરકારી શિક્ષણસંસ્થાઓના બહિષ્કારની યથાર્થતા વધુ ને વધુ જ મજબૂત કરી છે. પણ એ શિક્ષણનો બહિષ્કાર કરીને બદલામાં વિદ્યાર્થીઓને કઇ પ્રવૃત્તિમાં રોકવા એ સૂચવવામાં મ્હેં દુર્બળતા દેખાડી. હું દુર્બળ બન્યો, કારણ શંકિત લોકોની ખાત્રી કરી આપવાની મ્હારી શક્તિને વિષે મ્હેં અવિશ્વાસ દેખાડયો. મ્હેં કાર્યના ફળનો ધણી ઇશ્વરને બનાવવાને બદલે પરિણામની આશા ધરી ને તે ગણત્રી ઉપર હું ચાલ્યો, અને એ દુર્બળતાને લીધે જ શાળાકૉલેજો છોડયા પછી સ્વરાજ્ય સ્થપાય ત્યાં સુધી વિદ્યાર્થીઓને ફરવાની, ફાવે ત્યાં એનો એ અભ્યાસક્રમ ચાલૂ રાખવાની, અગર તો સૌથી સારા માર્ગ તરીકે રેંટીઓ કાંતવાની સલાહ મેં આપી. આમ બેપાંચ રસ્તાઓ સૂચવવામાં કરેલી ભૂલ મ્હેં નાગપૂર મહાસભાના ઠરાવ પછી તુરત જ જોઇ.

પણ થવાનું નુકસાન તો થઈ ચૂકયું હતું. ગયા સપ્ટેંબરમાં મ્હેં ઉપલી બહુગામી સલાહ આપી ત્યારથી જ એ થઇ ગયું. જાન્યુઆરીથી જ હું બિગરી સુધારી લેવા મથવા મંડયો, પણ સુધારવા જવું એ હમેશાં ફાટયાપર થીગડું દીધા સમાન હોય છે. અને તેથી જ આજ ઘણીખરી અસહકારી શાળાઓમાં રેંટીઓ એ ઓછાવત્તા પ્રમાણમાં પણ કેવળ આગંતુક જેવો કે આળસુના વિનોદ જેવા થઇ પડેલો જોવામાં આવે છે. મ્હારે મૂળથી જ આખી વાત કરી દેવી જોઈતી હતી, અને શિક્ષણસંસ્થાઓના બહિષ્કારને લગતા ઠરાવમાં રેંટીઆ અને હાથવણાટને આવશ્યક અંગ તરીકે સૂચવવાં જોઇતાં હતાં. સંભવ છે કે આથી આવ્યા તેટલા વિદ્યાર્થી-

એ પણ સરકારી કે અર્ધસરકારી શિક્ષણસંસ્થાઓ છોડી બ્હાર ન આવ્યા હોત. પણ જે થોડા બ્હાર આવ્યા હોત તેમણે તો હાલના—શાળાકૉલેજો છોડી બ્હાર પડેલા પણ કશા ચોક્કસ કાર્યક્રમ વગરના—હજારો વિદ્યાર્થીઓ કરતાં અનેક દરજ્જે વધુ વિશાળ કાર્ય કરી બતાવ્યું હોત: આટલા વખતમાં તેઓ કાંતવામાં તેમજ હાથ-વણાટના કામમાં પૂરા પારંગત થઇ ગયા હોત, અને સ્વદેશીની પ્રવૃત્તિમાં કાપડસુતર ઉત્પન્ન કરવાનું કાર્ય આજે અનેકગણું સરળ થઈ પડયું હોત. અસહકારી શાળાકૉલેજોના વિદ્યાર્થીઓ તેમજ અધ્યાપકો આ દિશાએ ખૂબ પ્રયત્ન કરી રહ્યા છે એ હું જાણું છું. છતાં એ બીચારાઓને પણ કફોડી સ્થિતિ વચ્ચે કામ લેવું પડે છે. તેઓ બધા કંઇ રેંટીઓ જ કાંતવાની અગર તો સ્વદેશીની પ્રવૃત્તિના સામાન્ય વિચારો વિષે પણ પૂરી શ્રદ્ધા ધરીને આ સંસ્થાઓમાં આવ્યા નહોતા. તેમણે તો અલબત્ત, શિક્ષણના દૃષ્ટિબિન્દુથી જ આ પ્રશ્નનો વિચાર કરેલો; અને તેમાં તેમનો કશો વાંક પણ ન ગણાય. સરકારી શિક્ષણસંસ્થાઓમાંથી નીકળી જઇને સરકારની પ્રતિષ્ઠાને ઘટાડવી, એટલું જ એમને સારૂ બસ હતું. હવે તેમને કહેવું કે સરકારી શિક્ષણના એવા બહિષ્કારનો અર્થ એ જ છે કે સુતર પેદા કરવું અને ખાદી વણવી—તેમને કહેવું કે સ્વરાજ્યની ઢબની નવી શિક્ષણપદ્ધતિમાં લડાઇના સમય તરીકેની પ્રાથમિક કેળવણી એ જ છે, કે દરેક વિદ્યાર્થીએ રેંટીઓ કાંતી સુતર પેદા કરતાં શીખવું અને તેમાંથી કાપડ વણતાં તથા કાપડ ઉત્પન્ન કરવાને લગતી બીજી બધી ક્રિયાઓ શીખી લેવી, તેમ જ તેવું કાપડ પ્રજાને સારૂ તૈયાર કરવામાં લાગી જવું—આ તેમની પ્રત્યે અલબત્ત વધુપડતું જ ગણાય.

પણ ભૂલ થઇ તે તો થઇ જ; અને તેથી હવે મ્હારે તો તેનું પ્રાયશ્ચિત્ત, શંકાશીલ લોકોને ધીરજપૂર્વક સમજાવીને અસહકારી શિક્ષણ-સંસ્થાઓના અભ્યાસક્રમોમાં કાંતવાના કામનો જ આગ્રહ ધરવાનું કેવું શુભ પરિણામ આવ્યું હોત, એ વિષે તેમની ખાત્રી કરી આપી-

ને જ લેવું રહ્યું. અને જેઓ આ બાબતમાં મ્હારી જોડે સહમત હોય તેમને પણ બધાને મ્હારી એ જ વિનંતિ છે કે તેમણે સુદ્ધાં પોતપોતાને લાગતીવળગતી શિક્ષણસંસ્થાઓમાં સુતર કાંતવાની તેમજ કાપડ પેદા કરવાની પ્રવૃત્તિને ઉપાડી લઇને આ થએલી ભૂલને તાબડતોબ સુધારી લેવામાં પરોવાવું.

કાંતવાવણવાના શિક્ષણને મુશ્કેલ તરીકે અત્યારે તો હવે કોઇ નહિ જ ગણાવે એવી મ્હને ઉમેદ છે. શિક્ષકોની માગણી પણ મ્હારી પાસે કોઈ ન કરે. કાંતવાની, પીંજવાની, પૂણી બનાવવાની, ઇ૦ ક્રિયાઓ બાળક પણ બેચાર દિવસમાં હાથ કરી લે એટલી સ્હેલી છે. વણાટમાં અનુભવદ્વારા જ ઉત્તરોત્તર નિપુણતા અને કૌશલ્ય પ્રાપ્ત થાય છે. આ ક્રિયાઓ શીખવાની શકયતાને વિષે હું જે સ્હેલ અને સરળતાનો દાવો કરૂં છું તેનાથી વાચકે ચકિત થવાનું કારણ નથી. કુદરતી અને જીવનને જરૂરી એવી બધી જ ક્રિયાઓ સાવ સ્હેલી અને સરળ છે. તેમાં પારંગત થવાને માત્ર અભ્યાસ અને ઉદ્યમ જોઇએ. ઉદ્યમ કરવાની—વૈતરૂં કરવાની—શક્તિ એ જ સ્વરાજ્ય છે; એ જ યોગ છે.

એકની એક ક્રિયા કલાકના કલાક કરીને માણસ કંટાળે એમ માની લેવાની કશી પણ જરૂર નથી. કુદરત આખી એકરાગી ઘટમાળ છે. સૂર્ય અનંતકાળથી એનો એ, એકનો એક, એક જ રૂપે, એક જ ઢબે, જેમનો તેમ ઉગતો અને આથમતો નથી શું? એ સૂર્ય પોતાનું એકરાગીપણું છોડી થોડી સહેલ કરી લેવા કોઈ ઘડી આડો અવળો નીકળી પડે તો?

છતાં કામ કામમાં પણ ફેર હોય છે. કેટલાંક કામ એનાં એ કરી કરીને માણસ કંટાળે, જડ બની જાય; બીજાં કેટલાંક કામ એનાં એ કરીને તો માણસ અપાર સિદ્ધિ હાથ કરે અને અવર્ણનીય આનંદ મેળવે. જીવનના આવશ્યક વ્યવસાયોમાં રહેલી એક-

રાગીતા તો ઉત્સાહદાયક અને પ્રાણપ્રેરક હોય છે. કળાકાર પોતાની કળાના સહવાસથી કદિ થાકતો નથી, તે જ રીતે કાંતવાની ક્રિયામાં પણ જે પારંગત થયો છે તે કલાકના કલાકો સુધી કશા કંટાળા વગર કાંતશે અને તેમાં અપૂર્વ રસ અને આનંદ અનુભવશે. રેંટી-આના નાદમાં જે સંગીત ભર્યું છે, તેનો આનંદ લુંટવામાં ખરા કાંતનારને વાર નથી લાગતી.

અને આમ વગર કંટાળ્યે કાંતીકાંતીને હિન્દુસ્તાન જે દિવસે સુતરને તાંતણે સ્વરાજ્યને કાંતી લેશે તે દિવસે એણે એમાંથી જ પોતાના એકરાગી ઉદ્યમનું એવું અલૌકિક સ્મારક ઉભું કર્યું હશે જે ચિરકાળને માટે એના ઇતિહાસમાં સૌન્દર્ય અને આનંદનાં નમૂનારૂપે અમર રહેશે. પણ આ બધું રેંટીઓ વ્હાલો કર્યે જ થાય તેમ છે. તેથી હિન્દુસ્તાનને માટે આજે જો કોઇ ઉત્તમમાં ઉત્તમ રાષ્ટ્રીય શિક્ષણ હોય તો તે સમજીને–બુદ્ધિપૂર્વક–રેંટીઆને અપનાવવો એ જ છે, એવો મ્હારો નિશ્ચિત મત છે.

'યંગઇન્ડિયા,' તા ૧૮ ઑગસ્ટ, ૧૯૨૧.

# નાશની મીમાંસા.

ભાઇ એન્ડ્રુઝે મને નીચેનો હૃદય પીગળાવનારો સુંદર પત્ર મોકલ્યો છે:—

"હું જાણું છું કે આપ પરદેશી કાપડ બાળવાની જે હિમાયત કરી રહ્યા છો તે ગરીબોને મદદના હેતુથીજ કરી રહ્યા છો; છતાં મને એમજ લાગ્યાં કરે છે કે આમાં આપે ભૂલજ કરી છે. જો બધુંજ અગર તો મ્હોટા ભાગનું પરદેશી કાપડ બહિષ્કાર કરવામાં સફળ થશો તો મ્હને તો સ્પષ્ટ દેખાય છે કે દેશી મીલોનું કાપડ મોંઘું થવાનું, અને ગરીબોને જ એનો ફટકો પડવાનો. પણ આ ઉપ-રાંત એ ' પરદેશી ' શબ્દમાં જાતિદ્વેષની જે ભાવના જાગૃત કર વાની સૂક્ષ્મ ચીનવણી રહેલીછે, તેને પણ દિવસે દિવસે અધિક પેટવવાને બદલે રોકવાનીજ વધુ જરૂર છે એમ મ્હને તો લાગે છે. જાતજાતનાં સુંદર કપડાંઓના ઢગને આપ અગ્નિદાહ દેતા ઉભેલા છો એ ચિત્ર દૃષ્ટિ સન્મુખ આણતાં મ્હને તો ખરેજ ભારે આઘાત પહોંચ્યેન. મ્હને થયું કે જાણે આપણે દિવસે દિવસે વિશાળ અને સુંદર દુનિ-

યાને ભૂલી કેવળ હિંદુસ્તાનથી જ આપણાં હૃદયમન ભરતા જઇએ છીએ. મ્હને ધાસ્તી લાગવા માંડી છે કે આ બધું આપણને અળખામણા પાશ્ચાત્ય રાષ્ટ્રપૂજાધર્મમાં જ તાણી જવાનું. અને જો આવું બને તો તો જે બદીની ગર્તમાંથી બહાર નીકળવા યૂરોપ આજે જીવતોડ મહેનત કરી રહ્યું છે તેમાંજ આપણે અચૂક જઇ ભરાવાના. પણ દલીલથી આ બધું હું આપને નહિ જ સમજાવી શકું. હું ફરી એકવાર આપને મ્હારી એની એ લાગણી કહી બતાવું કે આપને પરદેશી કાપડની હોળી સળગાવતા ઉભેલાની કલ્પના માત્ર મ્હને કમકમાવી મૂકે છે ? મ્હને તો એમાં લગભગ હિંસાજ દેખાય છે. અને છતાં હું જાણું છું કે હિંસા આપના મનને કેટલી અસહ્ય વસ્તુ છે. મ્હને તો સાચેજ આ પરદેશી કાપડના સવાલને આટલી ધાર્મિકતા પહેરાવવાની વાત જરાય ગમતી નથી.

આટલા દિવસ જ્યારે આપ દારૂ, અફીણ, અસ્પૃશ્યતા, જાતિ-શ્રેષ્ઠતાની તુમાખી ઇ૦ નૈતિક બદીઓ સામે ઝુંબેશ ચલાવી તેમના પર મરણતોલ ગદાપ્રહારો કરતા હતા, અગર તો વેશ્યાગમન જેવા મહા ભયાનક સામાજિક રોગ સામે થતા હતા, ત્યારે મ્હારૂં હૃદય સુખની સમાધિમાં ગરક થતું. પણ પરદેશી કાપડની આમ હોળીઓ કરાવવી, લોકોને કહેવું કે પરદેશી કાપડ પહેરવું એ ધર્મદૃષ્ટિએ પાપ છે, અને અન્યદેશોનાં વતની છતાં પોતાનાજ જેવા માનવ ભાઇબ્હેનોના હાથની સુંદર કારીગરીઓના નમૂનારૂપ કાપડની 'આભડછેટ' મનાવી તેને બાળી મૂકીને ભસ્મ કરી દેવા કહેવું,—મ્હારાથી નથી લખી શકાતું, આ બધું મારી દૃષ્ટિને કેટલું બધું વિરોધી દેખાય છે તે ? આપ માનશો ? આપે મ્હને જે ખાદી આપી છે તે પહેરતાં પણ હવે મ્હને સંકોચ થવા લાગ્યો છે—કે રખેને ફારિસી ધર્મધૂર્તોની પેઠે હું પણ બીજાઓની નજરમાં 'હું તમારા કરતાં વધુ પવિત્ર છું' એમ કહેતો દેખાઉં ! સાચેજ, આવું અગાઉ મ્હને કોઇ દિવસ નહોતું લાગતું.

આપ જાણો છો કે જ્યારે જ્યારે આપનું કોઇ પણ કાર્ય મ્હારા અંતરને આઘાત કરે છે ત્યારે ત્યારે મ્હારી વેદના આપની સન્મુખ રડી ઉઠું છું, અને આજે પણ મ્હારી એજ સ્થિતિ થઇ પડી છે.

જોડેના ' મૉડર્ન રિવ્યુ ' પરના લેખો મ્હેં કેટલા આનંદપૂર્વક લખેલા કારણ મ્હને ચોક્કસ લાગ્યું હતું કે આપના જીવનનું રહસ્ય હું સમજી શકયો હતો. પણ અત્યારે તો મ્હારૂં અંતર આર્તસ્વરે એમજ પોકારી રહ્યું છે કે આપ કોઇ ભારે હિંસાભર્યું, ક્રૂરતાભર્યું, અસ્વાભાવિક કામ કરી રહ્યા છો ! આપ જાણો છોજ કે આ કહેતી વેળાએ આપની પ્રત્યેનો મ્હારો પ્રેમ જેવોને તેવોજ નિરવધિ છે; બલ્કે હમેશના કરતાં કંઇક વધારેજ પ્રબળ છે,—જેમ આપનો પોતાનો આપના ભાઇ પ્રત્યેનો પ્રેમ જ્યારે તે કંઇ ખોટું કરતા આપને જણાતા ત્યારે પ્રબળ હતો. આપના હેતુનું ગૂઢ મ્હને સમજાવો જ. આ ગૂંચ મ્હને ઉકેલાવો. આપે ' યંગઇન્ડિયા ' માં બાળવાની તરફેણમાં જે કંઇ લખ્યું છે તેથી તો મ્હારા મનનું લગીરે સમાધાન નથી થયું. "

આખો કાગળ ભાઈ એન્ડ્રૂઝના હૃદયનું પ્રતિબિંબ છે. જ્યારે જ્યારે મારા કોઈ કૃત્યને લીધે એમનું દિલ દૂખાયું છે ( અને એવો પ્રસંગ આ કંઇ પહેલવહેલો જ નથી ) ત્યારે ત્યારે તેમણે મારા ઉપર કાગળોનો વરસાદ વરસાવ્યો છે. તેના જવાબોની પણ તે રાહ જુવે નહિ, કારણ એમાં હૃદયેહૃદય વાત કરે છે. એમાં દલીલ નથી હોતી. એતો આઘાત પામેલા હૃદયનો ઉભરો હોય છે. પરદેશી કાપડ બાળવાના સંબંધમાં પણ આમજ બન્યું છે.

જે ભાઇ એન્ડ્રૂઝે પ્રેમાળ ભાષામાં કહ્યું છે તે મારાથી છેડાઇ ગયેલા પત્ર લખનારાઓએ તોછડી, ગુસ્સાભરી અને જંગલી ભાષામાં મને સુણાવી દીધું છે. ભાઇ એન્ડ્રૂઝનું કહેવું પ્રેમ અને કરૂણામય

હોઇ મારા અંતરમાં ઉંડું ઉતરી ગયું છે, ત્યારે ક્રોધમાં મ્હારી ઉપર ઉતરી આવનારાઓનાં લખાણોની તો કોઇ સ્થળે સ્હેજસાજ અણુસારો કરવા ઉપરાંત હું વધુ ભાળ લઇ શકયો નથી. ભાઇ એન્ડ્રુઝના શબ્દો અહિંસક અને પ્રેમથી ઓતપ્રોત છે; બીજાઓના શબ્દો હિંસક અને દ્વેષથી ભરેલા હોઇ છુટી પડ્યા છે. અને જો કદાચ તેની અસર થાત તો પણ તે મારામાં સામા ટાણા મારવાની વૃત્તિ અગર ઇચ્છા હોત તો તેને ઉશ્કેરવા ઉપરાંત બીજી કશી જ થાત નહિ. સ્વરાજ્ય મેળવવા માટે જે અહિંસાભાવની જરૂર છે તેનો ભાઇ એન્ડ્રુઝનો કાગળ એક નમૂનો છે.

પણ આતો આડી વાત થઇ. પરદેશી કાપડ બાળવાની આવશ્યકતા બાબત મારા વિચારો જેવાને તેવાજ દઢ છે. એ ક્રિયામાં જાતિદ્વેષ ઉપર કશો ભાર મૂકવામાં આવતો જ નથી. કુટુંબનાં અથવા મિત્રોનાં ખાસ પવિત્ર મંડળો વચ્ચે પણ હું બરોબર એજ ન્યાયે વર્તુ. હું જે કરૂં છું અથવા કહું છું તેને હું હમેશ આ અચૂક કસોટીએ કસી જોઉં છું કે હું જે કરવા બેઠો છું તે મ્હારાં અંગતમાં અંગત અને પ્રિયમાં પ્રિય સ્વજનોની બાબતમાં પણ હું લાગુ પાડી શકું કે નહિ. જે ધર્મ મને પ્રિય છે તેનો ઉપદેશ આ બાબતમાં દીવા જેવો સ્પષ્ટ છે. તેના બે અર્થ થાય તેમ જ નથી. વ્હાલો અને વેરી બન્ને મારે મન સરખા હોવા જોઇએ. મારાં કેટલાંયે કાર્યો વિષે મારા મિત્રો ગૂંચાય છે; છતાં તે કાર્યોને વિષે મારા ઉપર પ્રમાણેના જાત અનુભવથી હું પોતે નિઃશંક રહું છું.

મ્હને યાદ છે કે એકવાર એક સુંદર દૂરબીનને મેં દરિયામાં ફેંકી દીધેલું, કારણ મારા પ્રિય મિત્ર અને મારી વચ્ચે તે હરઘડી તકરારનું કારણ થઇ પડતું. ઘડીકતો એનું મન ખાટું થયું પરંતુ એવી સુંદર અને કિંમતી વસ્તુ અને તેય વળી એક મિત્ર તરફથી ભેટ મળેલી તેનો પણ નાશ કરવામાં રહેલી વાસ્તવિકતા એ તરત જ સમજી

શકયો. કિંમતીમાં કિંમતી ભેટ પણ જો તે આપણી નૈતિક ગતિ આડે આવનારી થઇ પડે તો દિલમાં લગીરે ખટકો ખાધા વિના, બેધડક તેનો નાશ કરવો જોઇએ, એમ અનુભવ કહે છે. વારસામાં મળેલી કિંમતી ચીજોને જો પ્લેગના જંતુ લાગ્યા હોય તો તેને બાળી નાંખવી એ શું પવિત્ર ફરજ નહિ ગણાય ? હું જ્યારે જુવાન હતો ત્યારે મને યાદ છે કે મેં એકવાર મારી પોતાની વ્હાલી સ્રીની અત્યંત પ્રિય બંગડીઓની જોડના ચૂરેચૂરા કરી નાંખ્યા હતા, કારણ એ બંગડીઓ અમારી બેની વચ્ચે કંકાસનું કારણ થઇ પડી હતી. ઘણું કરીને તો તે તેની માએ આપેલી હતી, છતાં મેં તે ભાંગી. તે દ્વેષને લીધે નહિ પણ પ્રેમને લીધે. આજની ઉમરે હું જોઇ શકું છું, કે એ પ્રેમ, સ્થૂલ—અજ્ઞાન—પ્રેમ હતો, છતાં તે કર્યું તો હતું પ્રેમનેજ કારણે. એ વિનાશે અમને વધારે સાંધ્યાં. જો મેં તમામ પરદેશી વસ્તુ બાળવાનો આગ્રહ ધર્યો હોતતો તે કાર્ય જાતિદ્વેષવાળું, ટુંકી નજરનું અને દુષ્ટતામૂલક ગણાત. આજે તો આગ્રહ માત્ર તમામ પરદેશી કાપડનોજ છે: અને આ મર્યાદાથી મ્હોટો ડુંગર જેવડો ફેર થઈ જાય છે. હું વિલાયતી ઘડિયાળ અથવા જાપાની રોગાન અને તેથી થતી બનાવટોનો નિષેધ કરતો નથી. પરંતુ યૂરોપથી મારે ત્યાં આવનારા તોફાદારૂનો તો મારે નાશ જ કરવો જોઇએ, પછી ભલે તે ભારેમાં ભારે સંભાળ અને કાળજીપૂર્વક તૈયાર કરવામાં આવ્યો હોય, અને સંભાળી રાખેલો હોય. શયતાન પોતાની જાળ ભારે ખૂબીથી પાથરે છે. અને જ્યારે ખરા ખોટાને પારખવાની લીટી ન દેખી શકાય એટલી ઝીણી હોય છે, ત્યારે તો વળી તેની લાલચો બેહદ આકર્ષક હોય છે. પરંતુ ખરાખોટાના એ ભેદની લીટી તો હોય છે જ; ખાંડાનીધાર જેવી. આઘીપાછી ન કરાય એવી. એની મર્યાદા જરા પણ ઓળંગી કે નિશ્ચે મોત.

આજે હિંદુસ્તાનમાં જાતિદ્વેષ છે જ. મહામહેનતે, લોકોની અભદ્ર વૃત્તિઓને હું અંકુશમાં રાખી રહ્યો છું. પ્રજાનો મોટો ભાગ

ઝેરથી ઉકળી રહ્યો છે, કારણ પ્રજા નબળી છે. અને તે નબળાઇને ખંખેરી નાંખવાના ઉપાયની તેને ગતાગમ નથી. તેમનામાંના આ ઝેરને હું પ્રયત્નપૂર્વક મનુષ્યો પ્રત્યેથી વછોડાવીને વસ્તુઓ પ્રત્યે વાળી રહ્યો છું. પરદેશી કાપડના મોહથી પરદેશી રાજ્ય આવ્યું. ગરીબાઇ આવી. અરે એટલું જ શું ? કેટલાંયે ઘરની લાજ લૂંટાઇ. વાચકો નયે જાણતા હોય કે બહુ થોડા જ કાળ પૂર્વે કાઠિયાવાડના અસ્પૃશ્ય વણકરો, તેમનો ધંધો પડી ભાંગવાને કારણે મુંબઇ જઇ મ્યુનિસિપાલિટીના ભંગી બન્યા; અને એ શહેરમાં આ લોકોનું જીવન એવું તો કષ્ટમય થઈ ગયું છે કે કેટલાય પોતાનાં બાળકો ખોઇ બેસે છે, અને શરીરે હાલહવાલ તથા નીતિમાં સંપૂર્ણ ભ્રષ્ટ થઈ તારાજ થઇ જાય છે. વળી કેટલાક તો પોતાની દીકરીઓની, પોતાની સ્ત્રી સુદ્ધાંતની લાજ લૂંટાતી મૂગે મ્હોડે જુએ છે ! વાચકો નયે જાણતા હોય કે ગુજરાતમાં આ વર્ગની ઘણી સ્ત્રીઓ પોતાના ઘરમાં રહીને કરવાના રોજગારના અભાવે જાહેર રસ્તાની સડકોપર કામે જાય છે, અને ત્યાં કોઇને કોઇ પ્રકારના દબાણથી તેમને પોતાની લાજ વેચવાની ફરજ પડે છે. વાચકો નયે જાણતા હોય કે પંજાબના ગરવા વણકરો હજી થોડાં જ વર્ષો ઉપર બીજા કશા ધંધાને અભાવે સરકારની પલટનોમાં ભરતી થયા અને તેમના ઉપરીઓના હુકમ ઉઠાવવાને અંગે બહાદુર, નિર્દોષ આરબોને મારવામાં હથિયાર રૂપ બન્યા. અને આ બધું કોને ખાતર ? પોતાના દેશને ખાતર નહિ, પણ કેવળ પેટને ખાતર. આ ભમાયલા ભાડુતી લોકોને હવે સમજાવવા અને તેમના ખૂની ધંધામાંથી ઉગારી લેવા એ કઠણ કામ છે. માણસને મારવાના ધંધામાં પડી, એકવાર જે આબરૂદાર અને કળામય કસબ ગણાતો તે પોતાના—બાપીકા ધંધાને તેઓ આજે હલકો ગણતાં શીખ્યા છે ! ઢાકાના વણકરો આખી દુનિયામાં મશહૂર ‘ સબ્નમ ’ વણતા હશે ત્યારે તેમને કોણ હલકા ગણતું હશે ?

આમ, પરદેશી કાપડને અડવામાં હું પાપ માનું એમાં કાંઇ આશ્ચર્ય રહે છે ખરૂં ? મંદ પડી ગયેલા જઠરવાળો માણસ ભારે

પદાર્થ ખાય તો તે શું પાપ નથી? તેણે તેનો નાશ ન કરી નાંખવો જોઇએ ? અથવા તે આપી ન દેવો જોઇએ ? મારો દીકરો પથારીવશ હોય, તેણે ભારે ચીજ ખાવી જોઇએ નહિ, છતાં ખાવાનું મન કરે તો તેવી ભારે ચીજનું હું શું કરૂં ? તેની એ લલુતામાંથી તેને ઉગારી લેવાની ખાતર હું જાતે સંયમ સ્વીકારૂં અને તે પદાર્થ હું પોતે સુખેથી પચાવી શકું એમ હોઉં તો પણ તે હું ન ખાઉં અથવા તો તેના દેખતાં જ તેનો નાશ કરી નાંખું, જેથી કરીને તે ખાવામાં કેટલું પાપ રહેલું હતું તેનું તેને બરાબર ભાન થાય.

આમ સર્વોચ્ચ નીતિની દૃષ્ટિએ પરદેશી કાપડનો નાશ એ ધર્મ્યવસ્તુ હોય તો પછી પરદેશી સમૂળ નાશ કરવાથી સ્વદેશી કાપડના ભાવ વધી જશે, વિગેરે બ્હીક રાખવી ઘટે ખરી ? એક વસ્તુનો નાશ કીધો એટલે તેની જગા લેવા બીજી વસ્તુ ઝપાટાબંધ પેદા થવાની જ. એક જબરદસ્ત પ્રયાસ કરીને અને મેલકચરાને ઝપાટાભેર બાળી મૂકીને ભારતવર્ષને તેની મૂર્છા અને તેના ઉપર ઠોકી બેસાડેલી સુસ્તીમાંથી જગાડવું પડશે. આ સંબંધમાં આસામ ગેઝેટીઅરના કર્તા મિ૦ એલને ૧૯૦૫ માં કામરૂપ વિષે જે લખ્યું છે તે અહીં ઉતારૂં છું:

"થોડાં વર્ષ થયાં પરદેશી કાપડ આયાત કરવાનો ચાલ અહીં બહુ વધ્યો છે. આ નવો ચાલ જરાયે પસંદ કરવા જેવો નથી, કારણ પહેલાં ( લોકોનો ) જે વખત સાળ ઉપર જતો તે હવે ફાજલ પડે છે, છતાં તેનો ઉપયોગ બીજા કોઈ ઉપયોગી કાર્યમાં સાધારણ રીતે થતો નથી"

આસામી લોકો સાથે મારે વાત થઈ છે, અને આ વચનોની વાસ્તવિકતા ખતા ખાધા પછી તેઓ હવે સમજ્યા છે. હિંદુસ્તાનમાં હવે પરદેશી કાપડ દાખલ કરવું એતો શરીરમાં કોઇ બહારનો ચેપ દાખલ કરવા સમાન છે; એવા ચેપને શરીરના આરોગ્યની ખાતર

વગર ઢીલે કુહાડી નાંખવો એ જેટલું જરૂરી છે તેટલું જ જરૂરનું, હિંદુસ્તાનના આરોગ્ય માટે પરદેશી કાપડનું બાળવું છે; અને એકવાર તમે સ્વદેશીની જરૂર તાત્કાળિક છે એમ સ્વીકાર્યું એટલે પછી પરદેશી કાપડનો નાશ કર્યા વિના બીજો કોઇ વચલો માર્ગ છે જ નહિ.

વળી શુદ્ધ સ્વદેશીનો જુસ્સો આપણામાં સંપૂર્ણતાએ જાગૃત કરવાથી આપણે સંકુચિતતા અને ભેદભાવ વધારીશું એવી બ્હીક રાખવાની પણ કશીજ જરૂર નથી. બીજાની પવિત્રતાનું રક્ષણ કરવાની કાળજી ધરતાં પહેલાં આપણું પોતાનું શરીર અસંયમનો કીડો કોરી ન ખાય એ જેવાનો આપણો ધર્મ છે. આજે તો હિંદુસ્તાન બીજાની મરજી પ્રમાણે હલાવી ચલાવી શકાય એનો એક જડ સમૂહ માત્ર છે. આત્મશુદ્ધિ એટલે આત્મસંયમદ્વારા તેમજ આપભોગને માર્ગે જો તેમાં ચેતન આવશે, તો તેની પોતાની જાતને અને આખી માનવજાતિને તે કલ્યાણરૂપ થઇ પડશે. પણ જો કદિ તે લાપરવા, સ્વચ્છંદી અને પારકું પડાવી લેવાની ઇચ્છાવાળું બનીને જાગ્યું તો તે કુંભકર્ણની જેમ જાગશે—કેવળ નાશ કરવાને સારૂ. આવું હિંદુસ્તાન પોતાને અને માનવજાતને શાપ સમાન થઇ પડશે.

જે સ્વદેશીમાં અવિચલ શ્રદ્ધાવાળો છે તેને ખાદી વાપરવામાં ફારિસીના જેવો આત્મસંતોષ માનવાનું કાંઇજ કારણ નથી. ફારિસી તો પોતાને ધર્મ અને સદાચારના સ્તંભ રૂપે માને છે, ત્યારે ખાદી પહેરનાર તો, સ્વદેશીની દષ્ટિએ, પોતાનાં ફેફસાંનો ઉપયોગ કરનારા માણસના જેવો છે. જે સ્વાભાવિક અને આવશ્યક કાર્ય છે તે કરવું જ જોઇએ, પછી બીજા જોઇએ તો તેજ કાર્ય અશુદ્ધ હેતુથી કરતા હોય અગર તો તેની આવશ્યકતા કે ઉપયોગિતામાં વિશ્વાસ ન હોવાથી બિલકુલ ન કરતા હોય.

યંગઇન્ડિયા, તા. ૧૫ સપ્ટેમ્બર, ૧૯૨૧.

# મારો કચ્છ.

મારી જીંદગીમાં મેં જે જે ફેરફારો કર્યા તે મહાન પ્રસંગોને લઇને જ કર્યા છે. અને તે એટલા બધા વિચારપૂર્વક, કે મારે પાછળથી ભાગ્યે જ પસ્તાવું પડયુંછે. વળી તે ફેરફાર કર્યા વગર મારાથી જ્યારે નથી રહેવાયું ત્યારે જ મેં તે કર્યા છે. એવો ફેરફાર મેં મદ્રાસમાં મારા પોશાકમાં કર્યો.

પ્રથમ વિચાર મને બારીસાલમાં થયેલો. ખુલનાના દુષ્કાળ-પીડિત લોકોને સારૂ જ્યારે મને ઠીક મ્હેણું મારી કહેવામાં આવ્યું, કે જ્યારે ત્યાંના લોકો ભૂખે અને નાગા મરતા હતા ત્યારે હું કપડાં બાળતો હતો, ત્યારે મને લાગ્યું કે હું માત્ર કચ્છભેર રહી મ્હારૂં પહેરણ ને મારૂં ધોતિયું ડૉ. રૅાયને મોકલું. પણ મેં મારા ઉભરાને રોકયો. તેમાં હું પામું હતું. હું જાણતો હતો કે એ મ્હેણામાં કંઇ જ વજૂદ નહોતું. ખુલના મદદ જતી હતી ને એક જ બંગાળી જમીન-દાર તેનું નિવારણ કરવા સમર્થ હતા. ત્યાં મારે કંઇ જ કરવાની જરૂર ન હતી.

બીજો પ્રસંગ મારા સાથી મહમદઅલી મારા દેખતાં જ પકડાયા ત્યારે આવ્યો. તે પકડાયા પછી હું તુરત જ સભામાં ગયો. તે જ વેળા પહેરણ ને ટોપી ઉતારવાનો ઇરાદો કર્યો. પણ તેમાં દેખાવ થવાનો દોષ આવશે એમ ધારી મેં મારા આવેશને રોકયો.

ત્રીજો પ્રસંગ મદ્રાસની મુસાફરીમાં આવ્યો. લોકો મને કહેવા લાગ્યા કે અમારી પાસે પૂરી ખાદી જ નથી. ખાદી મળે છે તો પૈસા નથી. 'મજૂરો પોતાનાં પરદેશી કપડાં બાળે તો પછી તેઓ ખાદી ક્યાંથી લાવે?' આ મ્હારા હૃદયમાં પેસી ગયું. મને આ દલીલોમાં સાચ ભાસ્યું. "ગરીબો શું કરે?" એ ધ્વનિએ મને અકળાવ્યો. મારૂં દુ:ખ મેં મૌલાના આઝાદ સોબાની, શ્રી રાજગોપાલાચારી, ડાકતર રાજન વિગેરે આગળ મૂકયું, ને સૂચવ્યું કે મારે હવે કચ્છભેર જ રહેવું જોઇએ. મૌલાના સાહેબ મારૂં દુ:ખ સમજ્યા; તેઓએ મારો વિચાર ખૂબ પસંદ કર્યો. બીજા સાથીઓ ગભરાયા. તેમને લાગ્યું કે મારા એટલા મોટા ફેરફારથી લોકો અકળાશે. કોઇ સમજશે નહિ, કોઈ મને દીવાનો ગણશે, ને બધાને તેની નકલ કરવી અશકય નહિ તો મુશ્કેલ લાગશે.

મેં ચાર દિવસ સુધી વિચારો ઘોળ્યાં જ કર્યાં અને દલીલોને ઘૂંટી. મારા ભાષણમાં કહેવા લાગ્યો, કે 'જો તમને ખાદી ન મળે તો તમે માત્ર લંગોટીજ પહેરજો, પણ પરદેશી કપડાં તો કાઢજો જ.' પણ એ કહેતાં હું મનમાં સંકોચાતો હતો. જ્યાં સુધી મેં પોતે ધોતિયું, પહેરણ વગેરે પહેર્યાં હતાં ત્યાં સુધી મારા બોલવામાં કંઈ જોર ન લાગ્યું.

વળી મદ્રાસમાં સ્વદેશીનો જે અભાવ મ્હેં જોયો તેનાથી પણ હું ગભરાયો. લોકોનો પ્રેમ ખૂબ જોયો, પણ તે મને લુખો લાગ્યો.

વળી પાછો મને ઉથલો માર્યો. વળી સાથીઓની સાથે ચર્ચા કરી. તેઓની પાસે નવી દલીલ તો નહોતી. દરમ્યાન સપ્ટેમ્બરનો

અંત નજર આગળ તરવા લાગ્યો. સપ્ટેમ્બરને અંતે બહિષ્કાર પૂરો થવો જોઇએ. એ કેમ થાય? અથવા હું તેને સારૂ શું કરૂં ?

આમ વિચારતાં મદુરા અમે તા. ૨૨ મી ની રાત્રે પહોંચ્યા. મેં નિશ્ચય કર્યો ને તોડ કહાડયો કે ઓછામાં ઓછું અકટોબરની આખર સુધી તો મારે કચ્છમેર જ રહેવું. પ્રાતઃકાળમાં મદુરાના વણુકરોની જ સભા હતી, ત્યાં હું કચ્છમેર હાજર થયો. આજે ત્રીજી રાત છે.

મૌલાના સાહેબને તો આ વાત એટલી ગમી છે કે તેમણે પોને શરીઅત પ્રમાણે ફેરફાર કરી શકાય તેટલો ફેરફાર કરી નાંખ્યો છે. ઇજારને બદલે એક ટૂંકી લુંગી ધારણ કરી છે ને કોણી સુધીજ પહોંચે એટલું કુડતું લીધું છે. નિમાજની વખતે માથે કંઇક હોવું જ જોઇએ તેથી તેટલા જ વખતને માટે ટોપી પહેરે છે.

બીજા સાથીઓ શાંત છે. મદ્રાસનો સામાન્યવર્ગ આશ્ચર્યવત્ થઇ જોયાં કરે છે.

પણ મને હિંદ દીવાનો કહેશે તેથી શું? અથવા સાથીઓ નકલ નહિ કરે તેથીયે શું? આ કાર્ય સાથીઓને નકલ કરવા સારૂ તો નથી જ. આથી જનસમાજને ધીરજ આપી માર્ગ બનાવવો ને મારો રસ્તો સાફ કરવો છે. હું કચ્છમેર ન રહું ત્યાં લગી બીજાને કચ્છમેર રહેવાનું મારાથી કેમ કહેવાય ? હિંદુસ્તાનમાં લાખો નાગાં ફરે ત્યાં મારે શું કરવું ? છેવટે સવા માસ કચ્છમેર રહી અનુભવ ના લઉં ? મેં મારૂં કરવામાં બાકી ન રાખ્યું એટલો સંતોષ ના મેળવું ?

આમ વિચારી મેં પગલું ભર્યું છે. મારા ઉપરથી તો બોજો ઉતર્યો છે. અહીંની હવામાં પહેરણ વિ૦ ની જરૂર વરસના આઠ માસ તો નથી જ લાગતી. તેમાંએ મદ્રાસમાં તો બાર માસમાં ટાઢ જેવું જ નથી હોતું એમ કહીએ તો ચાલે. અને મદ્રાસમાં મારા કહેવાના લોક પણ ધોતિયા શિવાય બીજું ઓછું જ પહેરે છે.

હિંદના કરોડો ખેડુતોનો પોશાક તો ખરે કચ્છ જ છે. તેઓને એથી વધારે નથી હોતું એવું હું ચોમેર જોઉં છું.

આ બધાનો સાર માત્ર એટલો જ કહાવવા ઇચ્છું છું કે વાંચનાર મારા મનનો સંતાપ સમજે. મારા સાથી અથવા વાંચનાર પોતે કચ્છબેર રહે એમ હું ઇચ્છતો નથી. પણ હું એટલું જરૂર ઇચ્છું છું કે તેઓ વિદેશી કાપડના બહિષ્કારનો અર્થ પૂરો સમજે ને બહિષ્કાર કરાવવા તથા ખાદી ઉત્પન્ન કરાવવા પોતાથી બનતો પ્રયત્ન કરે. અને સ્વદેશીમાં સર્વસ્વ છે એ સમજે.

નવજીવન, તા. ૨ ઑક્ટોબર, ૧૯૨૧.

# કવિની ચોકી.

શાંતિનિકેતનના પ્રાણ કવિવર રવીન્દ્રનાથે 'મૉડર્ન રિવ્યુ'માં અત્યારે દેશમાં ચાલી રહેલી હીલચાલ ઉપર એક સુંદર નિબંધ લખ્યો છે. એમાં આપેલાં શબ્દચિત્રો તો એજ ચીતરી શકે. સત્તા, મનની ગુલામગીરી કે બીજું જે કંઇ નામ આશાએ કે બીકને માર્યે પ્રચલિત વાપરાના આંધળા સ્વીકારને આપીએ, તેની સામે તેમણે સખત વિરોધ દર્શાવ્યો છે. આપણને બધા સિપાહીઓને તેમણે મધુર રીતે બતાવી આપ્યું છે કે આપણે બધારા ન બનવું જોઇએ અને ભલે ગમે તેવા નામાંકિત હોઇએ તોપણ આપણે સત્તા ન ચલાવવી જોઇએ. આ સાવચેતી આવકારદાયક છે. જે કંઈ આપણી બુદ્ધિ અથવા આપણું હૃદય કબૂલ ન કરે તે બધાનો તત્કાળ ઇન્કાર કરવાનું કવિશ્રી સૂચવે છે. જો આપણે સ્વરાજ ઇચ્છતા હોઇએ તો ગમે તે સંકટ સહન કરીને પણ આપણે જેને સત્ય માનતા હોઇએ તેને સારૂ સાક્ષી થવુંજ જોઇએ. પોતાનો સંદેશો કબૂલ ન થાય તેથી જે સુધારક ખીજે ઉઠે તેણે એકાંતવાસ શોધવો ઘટે; ત્યાં ધ્યાન ધરવું, રાહ જોવી અને પ્રાર્થના કરવી.

આ બધાની સાથે આપણે દિલોજાનીથી મળતા થઇએ; અને સત્ય તથા બુદ્ધિની હિમાયતને સારૂ કવિવરને ધન્યવાદ દઇએ. જો આપણે આપણી બુદ્ધિને ગીરો મૂકીએ તો આપણી પડેલી દશા કરતાં છેલ્લી વધારે ખરાબ થશે એમાં શક નથી. અને જો મને એમ માલમ પડે કે મારૂં કહેવું કે કરવું પ્રજાએ વગર વિચાર્યે અંધશ્રદ્ધાથી કબૂલ કર્યું, તો મને બહુ દુઃખ થાય. જુલમગારના ચાબુકને પરાણે વશ થવા કરતાં વિચાર કર્યા વિના પ્રેમના પાશમાં દોરાઇ જવું એ ઘણી વેળા વધારે નુકસાન કરે છે એ હું જાણું છું. જે જુલમનો ગુલામ બને છે તેની મુક્તિ સંભવે, પણ જેને પ્રેમે આંધળો કર્યો છે તેને કોણ છોડવી શકે? નબળાને સબળા કરવા એ પ્રેમનો અધિકાર છે. પણ જ્યારે શ્રદ્ધા વિના માણસ પ્રેમથી દબાઈ જાય છે ત્યારે પ્રેમ જુલમગાર બને છે. જે વગર સમજ્યે મંત્ર પઢે છે તે મનુષ્ય નથી પણ પોપટ છે. તેથી જેઓ રેંટીઆના સંદેશાનો રૂઢીને વશ થઇને કેવળ શબ્દોચ્ચાર કર્યા કરેછે તેવાઓને ખુલ્લી રીતે બહાર પડી પોતાનો વિરોધ દર્શાવવા કવિવર ભલામણ કરે છે, તે વધાવી લેવા જેવી છે. આપણી સાથે જેને મતભેદ હોય તેવા પ્રત્યે અધીરાઇ અથવા તો તેથી આગળ જઇને ગુસ્સો દર્શાવવો એની સામે કવિશ્રીનો નિબંધ આપણને સાવધાન કરે છે. ધર્માંધપણું, મંદતા, અસહિષ્ણુતા, અજ્ઞાન, જડતા, ઇ૦ દુશ્મનોના હુમલાની સામે આપણને ખબરદાર કરનાર એક પહેરેગીર તરીકે હું કવિને ગણું છું.

પણ જોકે અસાવધાનીમાં આપણે આપણી વિચારશક્તિનો ત્યાગ ન કરવા વિષે જે કંઇ કવિશ્રી કહે છે તેનો હું સ્વીકાર કરૂં છું, તોપણ કોઇ એમ ન માની લે કે આપણા દેશમાં આજે લોકો સમજ્યા વિના મોટા પાયા ઉપર હીલચાલમાં જોડાઇ ગયા છે એવા મતને હું મળતો આવું છું. વખતોવખત મેં બુદ્ધિદેવીની આરાધના કરી

છે અને હું કવિશ્રીને ખાત્રી આપું છું કે જો દેશ સુભાગ્યે રેંટીઆને કામધેનુ તરીકે માનતો થઇ ગયો છે તો તે બનાવ ઘણા વિચાર પછી અને ઘણી શંકાઓના સમાધાનને અંતે બન્યો છે. મને હજી ખાત્રી નથી કે શિક્ષિતવર્ગના મનમાં રેંટીઆના રહસ્યે ઘર કર્યું છે. પોતે પોતાની આસપાસ અનુભવેલા અજ્ઞાનથી કવિ રખે એવા ભૂલાવામાં પડે કે બધે અંધેર જ છે. જરાક ઉંડા ઉતરવાની હું તેમને ભલામણ કરૂં છું, અને તેઓ જોઇ શકશે કે જે સ્થાન આજે રેંટીઓ ભોગવે છે એ કંઇ અંધશ્રદ્ધાને લઇને નથી પણ સમજાઇ ગએલી આવશ્યકતાને પ્રતાપે તેણે મેળવ્યું છે.

કાંતવાની ક્રિયાને ધાર્મિક ક્રિયા ગણવાનું અવશ્ય કવિ તેમજ કિંકર બન્નેને હું કહું છું. લડાઇને સમયે કવિ પોતાની વાંસળી છોડે છે, વકીલ કાયદાના થોથાં છોડે છે અને વિદ્યાર્થી પોતાનાં પુસ્તકો કોરે મૂકે છે. લડાઈ પૂરી થયે કવિની વાંસળીમાંથી ખરો સૂર નીકળશે, અને ત્યાર પછી માંહોમાંહે લડનારા લોકોને સારૂ વકીલ ભલે એનાં થોથાં ફરી ચૂંથે. ઘર બળતું હોય ત્યારે બધા બહાર નીકળી પડે છે અને ઘડા ભરી દોડે છે. મારા પડોશી બધા જ્યારે ભૂખે મરવાની અણી ઉપર આવ્યા હોય ત્યારે તેઓને અનાજ આપવાના જ કામમાં રોકવાનો મને અધિકાર છે. મારી ખાતરી છે કે ભારતવર્ષ અંગારથી બળી રહ્યો છે, કેમકે તેના મનુષ્યત્વનો નાશ થઇ ગયો છે. ભારતવર્ષ ભૂખના દુઃખથી લોહાઈ રહ્યો છે, કેમકે અનાજ મેળવવા પૂરતો તેની પાસે ઉદ્યોગ નથી. ખુલનામાં લોકો ભૂખથી પીડાય છે તેનું કારણ તેઓ કામ કરવા અશક્ત છે એમ નથી, પણ તેઓને કામ જ નથી. દત્તમંડળમાં આ વર્ષે ચોથો દુષ્કાળ છે, ઓરિસ્સામાં દુષ્કાળે ઘર કર્યું છે. આપણાં શહેરો એ કાંઇ હિંદુસ્તાન નથી. હિંદુસ્તાન તો સાડાસાત લાખ ગામડાઓમાં વસે છે; અને શહેરો ગામડાંઓની ઉપર નભે છે, શહેરોની દોલત

પરદેશોમાંથી ઘસડાઈ નથી આવતી. શહેરોના લોકો યુરોપ, અમેરિકા અને જાપાનની મોટી પેઢીઓનાં દલાલ છે, અને બસેં વર્ષ થયાં પશ્ચિમના મુલકો તરફથી હિંદુસ્તાનનું લોહી ચૂસવાની જે ક્રિયા ચાલી રહી છે તે ક્રિયામાં શહેરો ભાગીદાર બન્યાં છે. અનુભવ પરથી હું માનું છું કે હિંદુસ્તાન દહાડે દહાડે કંગાલ થતું જાય છે. તેને પગે અને જાંઘે લોહી ફરતું બંધ થયું છે. તેથી જો આપણે હવે નહિ ચેતીએ તો હિંદુસ્તાન ચકરી ખાઈ પડશે. ભૂખથી પીડાતા ધંધા વગરના લોકોનો પરમેશ્વર તો યોગ્ય ધંધો અને તેને પરિણામે મળતું અનાજ જ હોઈ શકે. ઈશ્વરે માણસને પોતાના પેટને સારૂ મજૂરી કરવા પેદા કર્યો છે, અને તેણે કહ્યું છે કે જેઓ મજૂરી કર્યા વિના ખાય છે તે ચોર છે. દર વર્ષે છ માસ સુધી હિંદુસ્તાનના એંસી ટકા સ્ત્રીપુરૂષો પરાણે ચોર બને છે, એટલે આખું હિંદુસ્તાન એક જંગી કેદખાનું બન્યું છે તેમાં શી નવાઈ?

આમ હિંદુસ્તાનનું ચિત્ત રેંટીઆ પર ચોંટાડનારી મોટામાં મોટી દલીલ તો ભૂખ છે. રેંટીઆનો સંદેશો બધાથી મધુર છે કેમકે તે પ્રેમનો સંદેશો છે, ને પ્રેમ તે સ્વરાજ્ય છે. કવિશ્રી કહે છે કે રેંટીઓ એ બુદ્ધિને કચરે છે. હું નમ્રતાપૂર્વક કહું છું કે આવશ્યક મજૂરી જો બુદ્ધિના વિકાસને રોકનારી જણાય તો જ રેંટીઆ પર કવિએ મૂકેલો આપેક્ષ સાબિત થાય. હિંદુસ્તાનના કરોડો, જેઓ આજે પશુઓ કરતાં પણ ઉતરતા થઈ પડયા છે અને જેઓ મરણ-પથારીએ પડયા છે, તેઓનો સાથે આપણે રેંટીઆનું અનુસંધાન કરવું રહ્યું છે. તેઓને હોશમાં લાવવાની માત્રા આજે રેંટીઓ જ છે. પણ કોઈ એમ પૂછશે, "જેને અનાજને સારૂ કામ નથી કરવું પડતું તે શાને કાંતે?" તેનો જવાબ એ છે કે તેઓ જે ખાય છે તે બીજાનું છે. તેઓ બીજાઓને લૂંટીને નભે છે. દરેક જણ પોતાના હાથમાં આવતા પૈસાનો સગડ કહાડી જુએ તો મારા લખવાનું સત્ય

તેઓને દીવા જેવું દેખાશે. જે કરોડોને પરાણે ઘર ઝાલીને બેઠા રહેવું પડે છે તેઓને જો કંઇ કામધંધો ન મળે તો સ્વરાજ્ય તેઓને સારૂ અર્થ વિનાનું છે. આવું સ્વરાજ્ય થોડા વખતમાં મેળવવું શક્ય છે અને એમ કરવાને સાધન માત્ર રેંટીયાનો પુનરૂદ્ધાર છે.

હું ઉન્નતિ ઇચ્છું છું, આત્મનિર્ણયનો હું ભૂખ્યો છું, સ્વતંત્રતા મને પ્રિય છે, પણ એ બધું આત્માના વિકાસને જ સારૂ. લોખંડનો યુગ ચકમકના યુગ કરતાં આત્મવિકાસમાં ચડે છે એ વિષે મને શંકા છે, પણ હું એ વિષે બેદરકાર છું. આપણી બુદ્ધિ અને બીજી બધી શક્તિનો ઉપયોગ કેવળ આત્મોન્નતિને સારૂ જ કરવો ઘટે. પગથી તે માથા સુધી જેણે આ યુગનાં હથિયારો ધારણ કર્યા છે તેવો માણસ કોઇ ભારે લોકોપયોગી શોધ કરી શકે એવું કલ્પવામાં મને મુશ્કેલી નથી આવતી, પણ જેના હાથમાં એક ચકમક અને લોખંડનો કટકો શોભી રહ્યો હોય અને જે તેનો ઉપયોગ પોતાના રસ્તા ઉપર અજવાળું પાડવા અથવા પોતાની જામગરી સળગાવવા કરતો હોય તે ભક્તિનાં ચમત્કારી પદો શોધી કાઢે, અને જગતને શાંતિ દે એવો સંદેશો આપે એવી કલ્પના કરતાં મને પહેલાના કરતાંયે ઓછી મુશ્કેલી જણાય છે. રેંટીયાની હિમાયત મજૂરીની ખાનદાનીની હિમાયત છે. હું દાવો કરીને કહી શકું છું કે રેંટીયો ખોતાં આપણે આપણું ડાબું ફેફસું ખોયું અને તેથી આપણે તીવ્ર ક્ષયમાં સપડાયા છીએ. રેંટીયાનો પુનરૂદ્ધાર આપણા ઘસારાને રોકનારો ઇલાજ છે. કેટલીક વસ્તુઓ બધા દેશમાં બધાં માણસે કરવી પડે છે, અને કેટલીક વસ્તુઓ બધાને કોઈ કોઇ વાતાવરણમાં કરવી પડે છે. રેંટીયો આપણે બધાએ આજની સ્થિતિમાં તો અવસ્ય ફેરવવો જ જોઇએ, અને ઘણાને હમેશાં ફેરવવો જોઇશે.

પરદેશી કાપડના આપણા મોહથી આપણે રેંટીયાને તેના સિંહાસનેથી પદભ્રષ્ટ કર્યો, અને તેથી પરદેશી કાપડના ઉપયોગને હું પાપ ગણું છું. મારે કબૂલ કરવું જોઇએ કે અર્થશાસ્ત્ર અને નીતિશાસ્ત્ર વચ્ચે હું ભેદ પાડતો નથી. જે અર્થશાસ્ત્ર વ્યક્તિ અથવા પ્રજાના હિતને ઇજા કરે તે નીતિથી વિરૂદ્ધ હોઇ પાપ છે. તેથી એક દેશને હાથે બીજા દેશને કચડવાને સારૂ અર્થશાસ્ત્રનો પ્રયોગ થાય તેને હું અનીતિ ગણું છું. મજૂરોનું લોહી ચૂસીને બનેલી વસ્તુઓ લેવી કે વાપરવી એ પાપ છે. મારી પડોશમાં રહેનાર કણબીઓને ભૂખે મારીને મારે અમેરિકાથી ઘઉં મંગાવીને ખાવા એ પાપ છે. તેજ પ્રમાણે મારા પડોશી કાંતનારાઓ અને વણનારાઓ મને આપે તે કપડાંથી હું મારૂં શરીર ઢાંકી શકું અને તેથી તેઓને અન્નવસ્ત્ર લેવામાં મદદ રૂપ થઈ પડું એમ જાણવા છતાં વિલાયતનાં ભાતીગર કપડાં હું પહેરૂં એ પાપ છે; અને જ્યારે મને એવું જ્ઞાન થાય ત્યારે મારાં પરદેશી કપડાં બાળી મારે પવિત્ર થવું એજ મારો ધર્મ છે. અને તેવા જ્ઞાનનો ઉદય થયા પછી મારા પડોશીએ બનાવેલી ખાદીથી જ મારે સંતોષ માનવો જોઇએ. વળી, મારાં બધાં ભાઇબહેનો કાંતવાવણવાનો ધંધો ભૂલાઈ જવાથી ઝટ ગ્રહણ ન કરે એમ જાણીને મારે પોતે તેને ગ્રહણ કરી લોકપ્રિય કરવો જોઇએ.

કવિશ્રી માને છે કે જે કપડાં બાળવાની હું સૂચના કરૂં છું એ તેમનાં નથી પણ ગરીબોનાં છે. હું એમ સૂચવું છું કે એ તેમનાં પોતાનાં જ હોવાં જોઇએ, અને છે. જો એ કપડાં ગરીબોનાં અથવા નવસ્ત્રાંનાં હોત તો તેઓએ ક્યારનાં ગરીબોને તે આપી દીધાં હોત. મારાં પરદેશી કપડાં બાળીને હું મારી શરમને બાળું છું. જે કપડાંની તેઓને દરકાર નથી એવાં કપડાં નવસ્ત્રાંને આપી હું તેમનું અપમાન કેમ કરૂં ? જે ધંધાની તેઓને જરૂર છે એ ધંધો તેમને આપું. તેઓનો મહેરબાન થવાનો દોષ કેમ કરૂં ? તેઓને કંગાળ બનાવવામાં

મેં ભાગ લીધો છે એવું ભાન થશે હું તો તેઓને ઉંચું સ્થાન આપું. મેં કાઢી નાંખેલાં અન્નવસ્ત્ર ન આપું પણ મારા સારામાં સારા અન્નવસ્ત્રનો ભાગ આપું અને તેઓની મજૂરીમાં તેઓનો સાથી થાઉં.

અસહકારમાં અને સ્વદેશીમાં કવિને એકલપેટાપણાનો આભાસ આવ્યો છે, પણ તેમાં એવું કશુંયે નથી. મારા સંકોચને લીધે મેં અગાસીએ ચઢીને પોકાર નથી કર્યો કે અસહકાર, અહિંસા અને સ્વદેશીનો સંદેશો એ આખા જગતને સારૂ છે. એવો પોકાર કરતાં છતાં પણ જે ભૂમિમાં ઉત્પત્તિ થઇ છે તે ભૂમિમાં જો એ ફળવાન ન થાય તો તે મિથ્યા પોકાર થઇ પડે. આજનું હિન્દુસ્તાન પોતાની ગુલામગીરી, ભૂખમરા અને મરકીનો ભાગ જગતને આપે ? અથવા તો આપણે આપણાં પ્રાચીન શાસ્ત્રો જગતને મોકલીએ ? જો એ શાસ્ત્રો જ મોકલવાં હોય તો તેની તો ઘણીયે આવૃત્તિઓ છપાએલી છે. પણ શ્રદ્ધારહિત અને મૂર્તિપૂજક જગત તેની ઉપર નજર કરવાનું યે ના કહે છેઃ કેમકે આપણે, એ શાસ્ત્રોના વારસ અને રખેવાળ, તેને આપણાં જીવનમાં ઉતારતા નથી. તેથી જગતને ભાગ આપવાનો વિચાર કરતાં પહેલાં મારી પાસે સંગ્રહ હોવો જોઇએ. આપણો અસહકાર નથી અંગ્રેજો સાથે કે નથી પશ્ચિમ સાથે. પણ જે પ્રથા અંગ્રેજોએ હિંદુસ્તાનમાં દાખલ કરી છે તેની સાથે, ઇશ્વરશૂન્ય સુધારાની સાથે, તેમાંથી નીપજતા રાક્ષસી લોભ અને તેને લઇને થતા ગરીબોના મરાની સાથે આપણો અસહકાર છે. આપણો અસહકાર એ આપણી વૃત્તિઓને અંતર્મુખ કરવાનો પ્રયાસ છે. અંગ્રેજ અમલદારોની શરતે તેઓની સાથ કરવાનો આપણો ઇનકાર છે. આપણા અસહકારથી આપણે તેમને કહીએ છીએ, “ આવો, અમારી શરતે અમને મળો; અને એમ કરશો તો અમારૂં, તમારૂં અને જગતનું ભલું છે.” આપણે સ્થાનભ્રષ્ટ થવાનો ચોકખો ઇનકાર કરવો જોઇએ. ડૂબતો બીજાને શું તારે ? બીજાનું તારણ કરવાને

યોગ્ય થવાને સારૂ આપણે જાતેજ તરવાનો પ્રયત્ન કરવો જોઈએ. ભારતવર્ષનું રાષ્ટ્રીયત્વ સ્વાર્થી નથી, ઉદ્ધત નથી, નાશકારક નથી; પોષક છે, ધાર્મિક છે, અને તેથી જગતને કલ્યાણકારી છે. જગતને સારૂ મરવાની હોંશ કરે તેના પહેલાં હિન્દુસ્તાને જીવતાં શીખ જોઈએ. જે ઉંદરો ન ચાલતાં બિલાડીના દાંત વચ્ચે સપડાઈ જાય છે તેમને કંઈ એવા અનાયાસે થએલા યજ્ઞનું પુણ્ય મળતું નથી.

કવિ ભવિષ્યને સારૂ જીવે છે અને આપણને પણ તેમ કરવા કહે છે. એ તેમના કવિત્વને શોભાવે છે. પાંખો ફાટતાં પક્ષીઓ હમેશાં આકાશમાં ઉડતાં ઉડતાં કલ્લોલ કરી ઇશ્વરનું સ્તવન કરે છે તેનો સુંદર ચિતાર આપણી નજર આગળ કવિશ્રી ખડો કરે છે. પણ તે પક્ષીઓને તો આગલે દહાડે ખાવાનું મળ્યું હતું, તેઓની પાંખોમાં આગલા રાતે નવું લોહી ફરવાથી જોર હતું, અને તેથી આરામ લઈ તૈયાર થએલી પાંખોથી તેઓ ઉડયાં. પણ મેં એવાં પક્ષીઓને જોવાનું પણ દુઃખ અનુભવ્યું છે કે જેઓ બીચારાં પાંખમાં જોર નહિ હોવાને લીધે તેને ફફડાવી પણ નથી શક્યાં. હિંદુસ્તાનના આકાશ નીચે વસતું મનુષ્યપ્રાણી રાત્રીના સૂવાનો તો ડોળજ કરે છે, અને હમેશાં ઉઠતી વખતે આગલા દહાડા કરતાંયે નબળું હોય છે. કરોડોને સારૂ તો હમેશાંનું જાગરણ અથવા તો હમેશાંની મૂર્છા હોય છે. એ દુઃખી સ્થિતિનું વર્ણન અશક્ય છે. એનો અનુભવથી જ ઓળખી શકાય. કબીરનું ભજન ગાઇને હું દુઃખથી પીડાતા દરદીઓને શાંતિ નથી આપી શકવો. દુઃખથી રીબાતાં હિંદનાં કરોડો બાળક એક જ કાવ્યની આશા રાખે છે—સત્ત્વ આપનારા અનાજની. એ અનાજની ભેટ થઈ શકે તેમ નથી. તેઓએ તે કમાવું જોઈએ. અને તે કમાવા પૂરતી મજૂરી જ તેઓ માગે છે.

> **नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।**
> **शरीरयात्राऽपि च ते न प्रसिध्येदकर्मणः ॥**

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः ।
तदर्थं कर्म कौंतेय मुक्तसंगः समाचार ॥
सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अने प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥
देवान्भावयतानेन ते देवा भावयंतु वः ।
परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥
इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्तं स्तेन एव सः ।
यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्बिषैः ।
भुंजते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात् ॥
अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः ॥
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥
कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।
तस्मात्सर्वगतं ब्रह्म नित्य यज्ञे प्रतिष्ठितम् ॥
एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।
अघायुरिन्द्रियारामो मोघं पार्थ स जीवति ॥

ગીતાના આ શ્લોકોમાં મારી માન્યતા પ્રમાણે હિંદુસ્તાનને સારૂ અનિવાર્ય યજ્ઞ રૂપે રેંટીયો છુપાએલો છે. જો આપણે આજની જ ભાળ કરીશું તો કાલની સંભાળ લેનારો ઈશ્વર બેઠો છે.

યંગઇન્ડિયા, તા. ૧૩ અક્ટોબર, ૧૯૨૧.

# મુંબઈ શું કરશે ?

૩૧ મી જુલાઇએ મેં મુંબઇમાં પરદેશી કાપડની પહેલી હોળી સળગાવી. બીજી એવડી જ હોળી ગયા રવિવારે સળગાવી. ૩૧મી જુલાઇએ પણ રવિવાર હતો.

મુંબઇએ જ પોતાની ઉદારતા બતાવી હિંદુસ્તાનની લાજ રાખી, ને તિલક સ્મારક સ્વરાજ ફાળો પૂરો કર્યો. મુંબઇએ સ્વદેશીનો પાયો રોપ્યો. સત્યાગ્રહની વિશાળ સભામાં સ્વદેશી તથા હિંદુમુસલમાન દોસ્તીની વાત ચોપાટી પર પ્રથમ થઇ.

મુંબઇમાં હિંદુ છે, મુસલમાન છે; પારસી વીરોનું મથક મુંબઈ છે. મુંબઇમાં ગરવા ગુજરાતીઓ છે; મુંબઇમાં પહાડોના ઉછરેલા બહાદુર મરાઠા છે; મુંબઇમાં મેમણ, ભાટીઆ, પારસી અને સિંધી વેપારી જોદ્ધા છે. મુંબઇના લોકો સાહસિક છે. તેઓ ઘડીમાં કમાય છે ને ઘડીમાં ગુમાવે છે, તેનો વિચાર સરખોયે નથી કરતા.

મુંબઈ જ ધારે તો તેનામાં સ્વરાજ મેળવવાની શક્તિ કંઈ ઓછી નથી.

સ્વદેશીમાં સ્વરાજ્ય છે એ તો હવે સર્વમાન્ય છે.

સ્વદેશીમાં જીત મેળવવા સારૂ વેપારીની અને સ્ત્રીઓની મદદ જોઇએ.

જેટલો રસ સ્વરાજ્યની ચળવળમાં મુંબઈના વેપારીઓએ લીધો છે તેટલો બીજા ભાગના વેપારીઓએ નથી લીધો. તેઓ પોતાને ભોગે મદદ કરશે ? વિચારે તો ભોગ કશોએ આપવાનો નથી કેમકે તેમણે પરદેશી માલમાંથી જે લાભ ઉઠાવ્યો છે તેનો તો તેમને હકજ ન હતો. તેથી તો દેશને પારાવાર નુકસાન થયું છે. જેટલું નુકસાન પરદેશી કાપડના વેપારથી થયું છે તેટલું નુકસાન હિંદને બીજી એકે વસ્તુથી નથી થયું. એટલે જો પરદેશી કાપડના વેપારી હવે સમજે તો તેઓ પાપમુક્ત થાય, તેઓ શુદ્ધ થાય. શું તેઓ પૈસાની લાલચ છોડશે ?

કેમ નહિ છોડે ? જાપાનના ધનિક લોકોએ પોતાનું ધન ને ધનથી મળતા હોદ્દા જતા કર્યા ત્યારપછી જ જાપાન જાગ્યું. લડવાનું બળ પણ આપભોગ પછી જ આવી શકે છે. લડનારી પ્રજા પ્રથમ માલમિલ્કતનો ભોગ આપીને જ લડતાં શીખે છે. શસ્ત્રબળ કે આત્મબળ બંનેની પૂર્વે ધનનો ભોગ તો રહ્યો જ છે.

પણ આમાં તો એવો ભોગ જ નથી. વિચારથી થએલા કાર્યમાં હમેશાં ઓછામાં ઓછો ભોગ હોય છે. વેપારી જો જ્ઞાનપૂર્વક પરદેશી કાપડનો વેપાર છોડે તો ખાદીનો વેપાર લઈ પોતાની પ્રમાણિક આજીવિકા મેળવી શકે છે. છેવટે દર વર્ષે સાઠ કરોડ રૂપીઆનો નફો થાય એવી મૂડીનો વેપાર કોઇએ તો કરવો જ રહ્યો છે. સાઠ કરોડનો નફો ઉપજાવવાને સારૂ કેટલા વેપારી ને કેટલા વાણોતર જોઇએ ?

પણ એક વાતની જરૂર ખરી. વિચારવાન વેપારી જોઇએ. જે આળસુ વેપારી બીજાની નકલ જ કર્યા કરે છે, સટ્ટોજ કર્યા કરે છે,

આપે મૂકેલા ધંધામાંથી સ્વાભાવિક રીતે કમાયાં કરે છે, તે બધા જો આળસ ન તજે તો ન કમાય. આળસુ કદિ બહાદુર ન થઇ શકે. આળસુ કદિ સ્વરાજ ન મેળવી શકે. સ્વરાજ અને સુસ્તી એ બેને હાડવેર છે.

જેમ મુંબઈના વેપારી જાગૃત છે તેમ જ સ્ત્રીઓ. મુંબઇની સ્ત્રીઓના જેટલી આગળ પડતી સ્ત્રીઓ બીજે ક્યાં છે? અને સ્ત્રીઓની મદદ વિના સ્વદેશી ચાલે જ નહિ. તેથી તેની મદદ વિના સ્વરાજ મળે નહિ. સ્ત્રીઓની મદદ કંઈ શોભા રૂપે નથી માગવાની. સ્ત્રીઓને ભાષણને સારૂ નથી નોતરવામાં આવતી. હિંદુસ્તાન અત્યારે સ્ત્રીઓની શુદ્ધ સાદાઇ અને સ્ત્રીઓની મહેનતની ભિક્ષા માગે છે. સ્ત્રીઓમાં જ્ઞાન, સ્ત્રીઓમાં દેશભક્તિ જોઇએ. પરદેશી કાપડનો મોહ આઓ ન જ છોડે, તેઓ પરદેશી ભડકામણા રંગોની સાડીઓનો, સાટીનોનો ને મલમલનો વાદ લઇને બેસે તો પુરૂષ બીચારા શું કરે?

બળાત્કારે કંઈ સ્ત્રીઓની પાસે સ્વદેશીવ્રત લેવરાવાય? સ્ત્રીઓની ઉપર બળ વાપરીને જ તેમને સ્વદેશી બનાવાતી હોય તો હું તે પરદેશી રહે એ જ ઇચ્છું. સ્ત્રીઓની જાગૃતિમાં, સ્વેચ્છાએ કરેલા આપભોગમાં જ સ્વરાજ રહેલું છે. સ્ત્રીઓ જો પરદેશી કાપડ છોડે તો તે માત્ર ધર્મ સમજીને જ છોડશે. મુસલમાન બહેન ખિલાફતને સમજશે, હિંદુ બહેન ગાયને સમજશે, બધી બહેનો કંગાલિયત કહાડવાનો પડોશી પ્રત્યેનો ધર્મ સમજશે,--એટલે જો હિંદુસ્તાનની બહેનો પરદેશી કાપડ પહેરવું અધર્મ સમજે, ખાદી પહેરવી, હમેશાં રેંટીયો ચલાવવો એ ધર્મ સમજે—તો સ્વદેશી પવનવેગે પ્રસરે. આ કામ મુંબઇની બહેનો કરી શકે છે.

તેમજ મુંબઈના પુરૂષો. પુરૂષોએ પોતાનો બારીક કપડાંનો શોખ તજવો જોઇયે. તેઓએ રેંટીયો હાથમાં લેવો જોઇયે. એમ થાય તો જ સ્વદેશીનું કામ આગળ ચાલે.

જો આખું હિંદુસ્તાન સંપૂર્ણ સ્વદેશી સમજે તો કાયદાના સવિનય ભંગ વિના, શાંતિમય બંડ વિના, સ્વરાજ મેળવે એવો મારો ખાસ અભિપ્રાય છે. પણ સંભવ છે કે એવો સુયોગ ન બને અને હિંદુસ્તાનના હજારોને જેલ જવું પડે, મરવું પણ પડે. એક જ ઈલાકામાં સ્વદેશી પૂર્ણ પ્રસરે તો તેની અસર એટલી પેદા ન થાય કે જેથી સ્વરાજની સ્થાપના થાય. પણ એક પ્રાંત કે જીલ્લો તૈયાર થાય તો તેને બંડ કરવાની અખત્યારી કાં ન મળે? અને તેની શક્તિથી હિંદુસ્તાન આખું સ્વતંત્ર કાં ન બને? બની શકે એમ મારી ખાસ માન્યતા છે. આવી રીતે પહેલ કરવા મુંબઈ તૈયાર થઇ શકે?

તેનો જવાબ મુંબઇથી જ અપાય. જે સ્વદેશીનું પૂરૂં પાલન ન કરે તેને બંડ કરવાનો અધિકાર નથી, કેમકે તે પોતાના ગુસ્સાને નહિ રોકે; તેને અણીને વખતે શાંતિ રાખતાં નહિ આવડે. અને જો શાંતિ ન રહે તો જીતવાની અણી પર આવેલી બાજી આપણે ખોઈ બેસીયે. એવી ભૂલ આપણાથી ન જ થવી જોઇયે.

મુંબઈ શાંતિપાઠ સમજે છે, મુંબઇ ગંભીર બન્યું છે, મુંબઈ નિશ્ચયવાન છે, મુંબઈના હિંદુ મુસલમાન પારસી એક મનના ને એક દિલના થાય છે, એ બધાની નિશાની રેંટીયો છે. એની નિશાની પીંજણ છે, સાળ છે, ખાદી છે. મુંબઇના શહેરીઓ, સ્રી, પુરૂષ, બાળકો હજારોની સંખ્યામાં પીંજે, કાંતે, વણે ને ખાદી પહેરે તો તે જરૂર શાંતિયુદ્ધ કરવા લાયક થાય.

આનો અર્થ એમ નથી કે દરેક સ્રીપુરૂષ કાંતતાં હોય કે ખાદી પહેરતાં હોય. અંગ્રેજો નહિ પહેરે એ સંભવ છે; સહકારી નહિ પહેરે એ બનવાજોગ છે; સરકારી નોકરો એટલી હિંમત ન કરે એમ બને. તેથી એવાઓને અર્થે એકાદ પરદેશી કાપડની દુકાનમાં કંઈક વેચાણ થતું હોય એમ મનાય. પણ મુંબઇની બજારનો, મસજીદોનો,

મંદિરોનો, મેળાવડાઓનો, શાદીઓનો રંગ તો બદલાઈ જ જાય. ત્યાં તો બધે આપણે ખાદી જ ખાદી જોઇયે. નાટકોનો રંગ પણ બદલેલો જ હોય. જો લોકોને પરદેશી કાપડ નાપસંદ હોય તો કંઈ જે નાટકોમાં પરદેશી કાપડ વપરાય ત્યાં તેઓ જાય ? પરદેશી કાપડનો મોહ ન ઉતરે ને ખાદીનો પ્રચાર થાય એ હું અસંભવિત સમજું છું. જ્યાં જ્યાં સામાન્ય સ્વતંત્ર વર્ગ જાય છે તેવી જગ્યાઓમાં હું જરૂર ખાદીનાજ ઉપયોગની આશા રાખું.

આટલું મુંબઇ આ માસની આખરીએ કરી શકે છે. જ્યારે કરે ત્યારે મુંબઇ એકલું ભલે શાંત યુદ્ધ શરૂ કરે.

કોઇ એવી શંકા ન લાવે કે શાંત યુદ્ધની સાથે ખાદીનો શો સંબંધ છે. હું ઉપર બતાવી ગયો છું કે રેંટીયો તે શાંતિની નિશાની છે, અને વળી જ્યારે તેની માગણી જ શાંતિને નામે કરવામાં આવે છે ત્યારે જે શાંતિને નહિ માનતો હોય તે તેનો ઉપયોગ નહિ કરે, અથવા રસપૂર્વક નહિ કરે. રેંટીયામાં આપણે શૌર્ય, સચ્ચાઇ, સાદાઈ ને શાંતિ આરોપીએ છીએ, તેથી રેંટીયો વધારે ને વધારે ગુણોને પોષનારો બનશે.

સ્વરાજ મેળવવા અને ખિલાફત રક્ષવા કરેલા બંડમાં થોડાં માણસોથી ન ચાલે. તેમાં આપણને હજારો માણસ જોઇયે. એકલા મુંબઇની મારફતે આપણે સ્વરાજ મેળવવાની તાકાત કેળવવી હોય તો આપણને એક લાખ યોદ્ધા જોઇયે. તેમાં ભલે પુરૂષ ને સ્ત્રી બંને હોય. સોળ વર્ષથી માંડી ગમે તે ઉમરનાં સ્ત્રીપુરૂષ કામ આવી શકે. એટલા યોદ્ધાને ખાવાનું કોઈ સંસ્થા નહિ આપી શકે. જો મહાસભા આપવા બેસે તો આપણે હારી જઇયે. તેટલાનું ખર્ચ રોજનું આપણે જણ દીઠ આઠ આના ગણીએ તોપણ ૫૦૦૦૦ રૂપીઆ થયું. એક મહિનાની આપણી લડત ગણીએ તો પંદર લાખ રૂપીઆ માત્ર તેટલાં માણસના ખોરાકના થાય. તેઓનાં કુટુંબનું ભરણપોષણ કરવું

પડે તો કેટલું ખર્ચ થાય તેનો અંદાજ કહાડવો જ મુશ્કેલ છે. પણ મેં માંડેલી રકમને ઓછામાં ઓછી ખેવડાવવી જોઇયે.

એવું ખર્ચ કહાડવા આપણે તૈયાર નથી, ને કદાચ તેટલા પૈસા મુંબઇને સારૂ ભારે ન માનીએ તોયે તેમાંથી આપણે લાભ નહિ ઉઠાવીએ, પણ હારી જવાના. કેવાં માણસો દાખલ થાય તેની ગણત્રી ન રહે. હિંદની લડત ચલાવવાનો બોજો ઉઠાવનાર આવાં માણસો ચારિત્રમાં, સચ્ચાઇમાં, શૌર્યમાં પ્રથમ પંક્તિના હોવાં જોઇએ. આની કસોટી પણ રેંટીયો અથવા રૂની ક્રિયાઓ છે. જ્યાં સુધી લડવૈયાને સૂજ ન પડે કે પીંજવાથી કે વણવાથી પોતાની રોજી મેળવી શકાય છે ત્યાં સુધી આપણે લાખો યોદ્ધા મેળવી શકવાના જ નથી.

જો મુંબઇને પહેલ કરવી હોય તો મુંબઇએ શું કરવું તેનો આપણને હવે ખ્યાલ આવી શકે છે.

(૧) આ માસની આખર સુધીમાં દરેક યુદ્ધ કરવા ઇચ્છનારે પીંજવા, કાંતવા તથા વણવાની ક્રિયાની માહિતી મેળવી લેવા જોઇયે. તેણે છેવટે એક કલાક તો કાંતવું જ જોઇયે.

(૨) આ માસની અંદર મુંબઇમાં લોકોએ મુખ્યભાગે હાથે કાંતેલા સૂતરનીજ ખાદી વાપરતા થઇ જવું જોઇયે.

(૩) આ માસની આખર સુધીમાં મુંબઇની બજારોનો, મંદિરોનો, મસ્જીદોનો, નાટકશાળાઓનો દેખાવ ફરવા જોઇયે ને ખાદીમય થવો જોઇયે.

(૪) મુંબઇની સ્ત્રીઓએ અને પુરૂષોએ પોતાનો નવરાશનો વખત પીંજવા, કાંતવા, કે વણવામાં આપવો જોઇયે.

(૫) મુંબઇના શહેરીઓનાં મનમાં હજુ પણ મારપીટ ઉપર વિશ્વાસ રહ્યો હોય તો તે નીકળી જવો જોઇયે.

(૬) મુંબઈના હિંદુ મુસલમાનોમાં હજુ કંઈ ત્રુટી હોય, કંઈ મેલ હોય, તો તે નીકળી જવાં જોઈએ.

આટલું કામ જો આ માસની આખરીએ થાય તો નવેંબરમાં મુંબઈ મોટા પાયા પર કાયદાનો શાંત ભંગ શરૂ કરી શકે.

શાહજાદાને મુંબઈ ઉતરવાની તારીખ ૧૭ મી નવેંબર છે. તેના પહેલાં મુંબઈ પોતાની શક્તિનો ચમત્કાર દેખાડી શકશે ? જ્યારે મુંબઈ ઉપરની સહેલી શરતો પાળે ત્યારે જ બંડ કરે. તે પહેલાં નહિ. જે પ્રાંત તેમ કરે તે જ સવિનય ભંગ આદરી શકે.

નવજીવન, તા. ૧૬ અક્ટોબર, ૧૯૨૧.

# સ્વદેશી વિ૦ ખાદી.

'સ્વદેશી' અતિશય જાણીતો શબ્દ છે. તે બહોળો શબ્દ છે. આવા શબ્દની અસર સારી પણ પડે છે ને માઠી પણ હોય છે. સમુદ્ર બહોળો છે. તે ન હોય તો આપણને પ્રાણવાયુ જ ન મળે. પણ સમુદ્ર અગ્નિની જેમ સર્વભક્ષી છે. તેમાં મેલ તો એટલો બધો ચાલ્યો જાય છે કે તેનું માપ જ નથી, છતાં તે તો વિશુદ્ધ જ છે. કાંઠો છોડો એટલે તેનું પાણી કાચના જેવું પારદર્શક જોવામાં આવે છે. સૂર્યનાં કિરણોમાં તેનાં ફીણ હીરામોતીની જેમ ઝગમગે છે, હીરામોતીનું તેજ તેની પાસે તો કંઇ જ નથી. સમુદ્ર નૌકાને તારે છે. છતાં તેનું પાણી કોઇ પીવા બેસે તો તેને ઉલટી જ થાય. પીવાનું પાણી તો કુવામાંથી, વીરડામાંથી, નાના ઝરાઓમાંથી મીઠામાં મીઠું મળે છે. તેમ જ સ્વદેશી એ સમુદ્ર છે, મહાસાગર છે. તેના સહેજ પાલનથી દેશો તરી શકે છે. વ્યાખ્યામાં તે શબ્દ શોભે છે. પણ અત્યારે તો સ્વદેશીસમુદ્રમાં આપણે ઝંપલાવીએ તો આપણે ડૂબીએ તેમ છે. તે તો 'ગજા ઉપરવટ હાલ મનોરથરૂપ જો' છે.

સ્વદેશીને નામે કોઈ કહે છે, તે તો સ્વદેશી તાળાં બનાવશે કે લેશે, ચપ્પનાં નહિ લે. કોઈ રાજેસ ચપ્પુ છોડીને ખાડાળું નક ટાનું નાકે ન કાપે એવું ચપ્પુ પસંદ કરે છે અથવા નવાં બનાવવાનો પ્રયાસ આદરે છે. કોઇને સ્વદેશી કાગળ જોઇએ, કોઇને શાહી, કોઇને ટાંક તો કોઇને ટાંકણી. એમ દરેક પોતાની ઇચ્છા પ્રમાણે સ્વદેશી વસ્તુ માગી તેની ભાવનાને પોષે છે. પણ તેથી દેશનું કામ નથી થતું. આથી તો સ્વદેશીનું કામ ને નામ બંને બગડે છે.

ઘર ચણનાર પ્રથમથી જ ઝરૂખા, ગોખ, બારીબારણાં, રાચ-રચીલું ગોઠવવા નથી માંડતો. પ્રથમ તો તે પાયો નાંખે છે, પછી દિવાલો ચણે છે ને જ્યારે ઘાટ થઇ રહે ત્યારે તેને ઓપ શરૂ કરે છે. તેમ જ સ્વદેશી રચનાનું છે.

આપણે હવે સ્વદેશીનું રહસ્ય એટલે દરજ્જે સમજ્યા છીયે, તેનો વ્યાવહારિક ઉપયોગ એટલો જાણ્યો છે કે હવે તેનો ખરો ને વિશેષ અર્થ આપણને મળ્યો છે. સ્વદેશીને નામે આપણે આપણને આજ લગી છેતર્યા, કંઇક ફેરફારો કર્યા. સ્વદેશી એટલે દેશમાં થએલું કાપડ, એ પહેલું પગથિયું હતું. પછી જોયું કે પરદેશી સૂતરને દેશમાં વણ્યું હોય તે ખરૂં સ્વદેશી ન હોય, તેથી દેશને ઘણો જ થોડો લાભ થાય.

બીજું પગથિયું એ થયું કે દેશની મીલમાં સૂતર કંતાયું હોય ને વણાયું હોય તો ચાલે, પણ વધુ અનુભવે જોયું કે તેથીયે ધારેલો અર્થ નહોતો સરતો. તેનું ખરાબ પરિણામ એક એ આવ્યું કે મીલના કાપડનું દામ ખૂબ વધ્યું ને આપણને કાપડની તાણ પડે એવો સમય આવ્યો.

ત્રીજું પગથિયું એ હતું કે સૂતર તો ભલે મીલનું હોય, પણ તે હાથે વણાય તો સરસ કહેવાય. આમાં પણ આપણને સ્વદેશીનો મર્મ નહોતો મળ્યો.

હવે આપણે ચોથે પગથિયે શીખ્યા જણાઇયે છીયે કે સ્વદેશી એટલે હાથે કાંતેલા સૂતરની હાથે વણેલી ખાદી. આ વિના બીજું બધું ખોટું ને નિરર્થક છે.

ખાદી એટલે રેંટીયો. રેંટીયા વિના ખાદી હોય જ ક્યાંથી ? ખાદી એ સ્વરાજની જેમ આપણો જન્મસિદ્ધ હક છે ને કેવળ તેનો જ ઉપયોગ આપણી આજન્મ ફરજ છે. તે ફરજ અદા ન કરે તે સ્વરાજને જાણતો જ નથી.

સ્વદેશીનો કે સ્વરાજનો હેતુ એ જ હોય–એ જ છે કે તેથી હિંદુસ્તાનના ભૂખે પીડાતા મનુષ્યોનાં પેટ ભરાય, હિંદુસ્તાનમાંથી દુષ્કાળ જાય, હિંદુસ્તાનની મહિલાઓની નીતિનું સંરક્ષણ થાય, હિંદુસ્તાનનાં બાળકોને દૂધનું ટીપું મળે.

જયાં સૂધી હિંદુસ્તાનમાં રેંટીયો ચૂલાની જેમ સર્વવ્યાપક ન થાય ત્યાં સૂધી હિંદુસ્તાન ફરી આબાદ થાય એ હું અસંભવિત માનું છું.

ધારો કે હિંદુસ્તાન આજે સ્વેચ્છાપૂર્વક વર્તી શકે, ધારો કે હિંદુસ્તાને બહારથી સોંઘામાં સોંઘું કાપડ દાખલ કર્યું, હિંદુસ્તાને વિલાયતની ને પોતાની પરિસ્થિતિનો વિરોધ વિચાર્યા વિના 'ફ્રી ટ્રેડ' કે મુક્ત વ્યાપાર એટલે બાધક જકાત વિનાનો વ્યાપાર દાખલ કર્યો, તો આજે છે તેના કરતાં પણ હિંદુસ્તાનની સ્થિતિ ખરાબ થાય.

હિંદુસ્તાનને કોઇ મફત રાંધી આપે તોપણ જેમ ઘરના ચૂલા કહાડી નાંખવા પોસાય નહિ, તેમ જ રેંટીયો કહાડયો પોસાયો નથી. 'ચૂલામાં કેટલી ઉપાધિ ! ઘેર ઘેર ચૂલા, ઘેર ઘેર અગ્નિ એ કેટલો અનર્થ ! દરેક ગૃહિણીએ સવાર પડયું કે ધૂમાડો જ ખાવો એ કેટલો અત્યાચારો !' એવી લલચાવનારી દલીલથી છેતરાઇ આપણે ચૂલા કહાડી નાંખીયે ને ગામેગામ એક જ વીશીમાં રસોઇ કરી જમીયે તો ? તો હિંદુસ્તાનનાં બાળકો રવડે એને વિષે કોઇને પણ

શંકા છે ? ચૂલાનો નાશ અર્થશાસ્ત્ર નથી, એ અનર્થવાદ છે. તેને અર્થશાસ્ત્રનું નામ પણ ન શોભે.

રેંટીયો બાળીને આપણે ભૂખ ને વ્યભિચાર વહોર્યા છે. ચૂલો બાળીએ તો મ્હોત વહોરીયે. રેંટીયાની પુનઃસ્થાપના કરીયે તો આપણે ફરી આપણાં ખંડીએર જેવાં થઇ ગએલાં ઘરો દીપાવીયે.

તેથી અત્યારે આપણો વિશેષ અને સર્વોપરી ધર્મ ખાદી છે. ખાદી ઘીની જેમ ખપવી જોઇયે. હાથે કાંતેલું સૂતર દૂધની જેમ કિંમતી ગણાવું જોઇયે. રેંટીયો એ પણ એક પૂજનીય ગાય છે. ગાય વિનાનું ઘર જેમ ન શોભે તેમ રેંટીયા વિનાનું ઘર ન શોભે. નાનામોટા કોઇ ગાયને દોહવામાં હલકાઇ નથી માનતા તેમ નાના-મોટા સર્વેએ રેંટીયો ચલાવવામાં હલકાઇ ન માનતાં ગૃહસ્થાઇ માનવી જોઇયે. ગાય તો કોઇ વેળા પાટુ મારે છે, ગાય ખાણુ માગે છે. રેંટીયો તો એવો પરોપકારી છે કે તે પાટુ મારે જ નહિ; તેની પાસેથી ઉજળું દૂધ જેવું સૂતર તમારી ઇચ્છાએ લઇ શકો છો. ગાય પોતાની શક્તિ પ્રમાણે દૂધ આપે છે. રેંટીયો આપણી શક્તિ પ્રમાણે સૂતર આપે છે. રેંટીયાની રક્ષા એ પણ ગૌરક્ષા છે. રેંટીયાની રક્ષા કરનારે જેમાં તાણોવાણો બંને હાથના જ છે તેવી ખાદીનો જ ઉપયોગ કરવો ઘટે.

પ્રાંતિક સમિતિને ખાદીની જાહેરખબર નાંખવી પડે છે તેથી હું શરમાઉં છું, દરેકે શરમાવું જોઇયે. પરદેશી કે મીલનાં કપડાં ખપે ને ખાદી પડી રહે એ કંઇ હિંદુસ્તાનના ઉદયનાં લક્ષણ ન ગણાય. જવ મેલીને કુશકા ખાવા જેવો એ ન્યાય થયો.

રેંટીયાના ઉદ્ધાર વિના ગાયની રક્ષા લગભગ અસંભવિત થઇ પડી છે. હિંદુસ્તાનના ખેડૂતોની પાસે દ્રવ્ય નથી તેથી તેઓ પોતાનાં ઢોર વેચી કહાડે છે અથવા તેમને ભૂખે મારે છે. હિંદુસ્તાનના માણસો જેમ દુબળા છે તેમ તેનાં ઢોર પણ દુબળાં છે, કેમકે

હિંદુસ્તાનની હાલત દીવાળિયાની છે. હિંદુસ્તાન પોતાની મૂડી ઉપર નભે છે. તેની મૂડી દહાડે દહાડે ઘટતી જાય છે. હિંદુસ્તાનને પૂરતો પ્રાણવાયુ જ નથી મળતો તેથી તેનો શ્વાસ રૂંધાય છે. હિંદુસ્તાન ઓછામાં ઓછા ચાર માસ અનિચ્છાએ નિરુદ્યમી રહે છે. આમ જેને નિરુદ્યમી રહેવું પડે તેનો નાશ જ સંભવે. કરોડો માણસને પોતાનાં ખેતરોમાં પૂરણી રૂપે તો રેંટીયાનો જ ઉદ્યમ છે, બીજો નથી જ.

નવજીવન, તા. ૫ માર્ચ, ૧૯૨૨.

સને ૧૯૨૧ ના જુલાઇ માસની આખરે મહાસમિતિએ પરદેશી કાપડની હોળી કરવાનો ઠરાવ કર્યો તે પહેલાં પણ કેટલાક પ્રાન્તોમાં સરકારે અતિશય અયોગ્ય અને ક્વચિત ગેરકાયદેસર હુકમો બહાર પાડવા માંડેલા અને તેથી તે સમિતિની સભામાંજ એવા હુકમોનો સવિનય ભંગ કરવાની રજા માગવાની ચળવળ થએલી. આ માગણીની નોંધ લઇને તે સમિતિએ એવો ઠરાવ કર્યો કે અહિંસાના વાતાવરણને વધારે સ્થિર બનાવવાને તેમજ સ્વદેશીનો પ્રચાર ખૂબ વધારવાને માટે અકટોબર માસની આખર સુધી તે કામ પરજ એકાગ્રપણે લક્ષ આપવું.

જુલાઈની ૩૧ મી તારીખે એલફિન્સ્ટન મીલ્સના મેદાનપર પરદેશી કાપડની ગંજાવર હોળી ચેતાવી ગાંધીજીએ આ ઠરાવનો અમલ શરૂ કર્યો. ઓગસ્ટથી અકટોબર માસ સુધીમાં દેશમાં ચોમેર પરદેશી કાપડની ખૂબ હોળીઓ થઇ અને શુદ્ધ ખાદીની વપરાશ ઘણીજ વધી ગઈ. વળી નવેમ્બર માસની શરૂઆતમાંજ મૌલાના મહમદઅલી અને શૌકતઅલીને કેદ કરીને સરકારે પોતાનું સૂકાન બદલ્યું, એટલે ગાંધીજીને પણ છેલ્લો પાસો નાંખવાની જરૂર લાગી. વળી ચારે બાજુએથી સવિનય ભંગની માગણી વધારે ને વધારે આગ્રહથી થવા લાગી. પરિણામે નવેમ્બર માસની તા. ૪ થી ૫ મીએ મહાસમિતિએ દિલ્હી મુકામે મળીને વ્યક્તિગત કે સામુદાયિક સવિનય ભંગ કરવાની રજા પ્રાન્તિક સમિતિઓને આપી, તેમજ તેવો ભંગ કરવા માટે જરૂરી લાયકાત વિગતવાર સૂચવી.

આ પહેલાં પણ ગાંધીજીએ નવજીવનમાં સામુદાયિક સવિનય ભંગ કરવાની લાયકાત વર્ણવી હતી, તેથી તે વિષેનું બીડું ઝડપવાને બારડોલી અને આણંદમાં તૈયારીઓ ચાલી રહી હતી. પણ ગાંધીજી બારડોલી જઇને તેની લાયકાત તપાસે તે પહેલાં શાહજાદાની પધરામણી વખતે મુંબઇમાં ભારે હુલ્લડ થયું. આથી તેમણે સ્પષ્ટ રીતે જણાવી દીધું કે દેશના ચારે ખૂણામાં મહાસભાની પ્રવૃત્તિને અંગે પૂરેપૂરી શાન્તિ જાળવવાની આપણી તાકાત હોય તોજ એક તાલુકામાં પણ સામુદાયિક ભંગ થઇ શકે. અને તે મુજબ તેમણે બારડોલીની લડત તરતને માટે બંધ રાખી. વળી ફેબ્રુઆરી માસમાં જંગ મચાવવાની તેઓ અણી પર હતા, તે વખતે ચૌરીચોરામાં ભારે હુલ્લડ થવાથી તેમણે કેટલાએ વખત સુધી આવી લડત ચલાવવાનું અશક્યજ લાગ્યું અને રચનાત્મક કાર્યક્રમનો મશહૂર ઠરાવ ઘડીને તેમણે લડતને નવુંજ સ્વરૂપ આપ્યું. આ આખા ગાળાનાં તેમનાં લખાણોનો આ ભાગમાં સમાવેશ કર્યો છે.

# દિલ્હી મહાસમિતિનો નિર્ણય.

દિલ્હીમાં મહાસમિતિની તા. ૪-૫ નવેમ્બર ૧૯૨૧ ના રોજ મળેલી ઐતિહાસિક બેઠકમાં સત્યાગ્રહની બાબતમાં નીચેનો નિર્ણય થયો હતો:—

આ વર્ષની આખર પહેલાં સ્વરાજ્ય સ્થાપવાના રાષ્ટ્રના નિશ્ચયને પૂરેપૂરો અમલમાં આણવાને હવે એક માસથી બહુ વધારે વખત નથી; અલીભાઈઓ અને બીજા નેતાઓ પકડાતાં અને કેદમાં પૂરાતાં સંપૂર્ણ અહિંસાનું પાલન કરીને પ્રજાએ નમૂનેદાર આત્મસંયમ માટેની પોતાની શક્તિ બતાવી આપી છે; અને સ્વરાજ્ય સ્થાપવાને માટે પૂરતી થઈ પડે એટલી તાલીમ લેવાને સારૂ હજુ વધારે દુઃખ સહન કરવાની અને વ્યવસ્થા જાળવવાની શક્તિ બતાવવી એ રાષ્ટ્રને માટે ઇષ્ટ છે, તેથી મહાસમિતિ નીચેની શરતોએ દરેક પ્રાંતની પ્રાંતિક સમિતિને પોતપોતાની જવાબદારી પર અને પોતાને સૌથી વધારે અનુકૂળ જણાય તેવી પદ્ધતિએ સત્યાગ્રહ (કરો આપવાનો ઇન્કાર કરવાની હદ સુધી) શરૂ કરવાની સત્તા આપે છે:—

(૧) વ્યક્તિગત સત્યાગ્રહ કરનાર દરેક જણને સારૂ જરૂરી શરત એ છે કે તેને કાંતતાં આવડતું હોવું જોઇએ અને અસહકારના કાર્યક્રમનો જે ભાગ તેને લાગૂ પડતો હોય તેનું તેણે સંપૂર્ણ પાલન કર્યું હોવું જોઇએ; દાખલા તરીકે, તેણે પરદેશી કપડાંનો પૂરેપૂરો ત્યાગ કરીને હાથે કાંતેલાં ને હાથે વણેલાં કપડાંનો અંગીકાર કર્યો હોવો જોઇએ; હિંદુમુસલમાનની એકતા ઉપર તેમ જ હિંદમાંની જૂદા જૂદા ધર્મો પાળતી કોમોની એકદિલી વિષે તેને શ્રદ્ધા હોવી જોઇએ; ખિલાફત અને પંજાબના અન્યાયો દૂર કરવા માટે અને સ્વરાજ્ય સ્થાપવા માટે અહિંસાનું પાલન અનિવાર્ય છે એવી તેની દૃઢ માન્યતા હોવી જોઇએ, અને જો તે હિંદુ હોય તો તે પોતે અસ્પૃશ્યતાને હિંદની રાષ્ટ્રભાવના પરના એક કલંકરૂપ ગણે છે એમ તેણે પોતાના વર્તનથી સાબિત કરી આપવું જોઇએ.

(૨) સામુદાયિક સત્યાગ્રહને માટે એક એક જીલ્લો કે તાલુકો તે એક એક ટુકડી ગણાશે. આવી જે કોઇ સ્થળની ટુકડી બહાર પડે તે જીલ્લા કે તાલુકાની વસ્તીના ઘણા મ્હોટા ભાગે પૂર્ણ સ્વદેશીનો સ્વીકાર કર્યો હોવો જોઈએ, અને એ જીલ્લાની કે તાલુકાની કાપડને લગતી બધી જરૂરિયાત ત્યાંના જ લોકોને હાથે કંતાએલા અને વણાએલા કાપડમાંથી પહોંચી વળાતી હોવી જોઇએ. વળી સદર જીલ્લા કે તાલુકાની વસ્તીના મ્હોટા ભાગને અસહકારનાં બીજાં અંગોપર પણ શ્રદ્ધા હોવી જોઇએ અને તેમનું પાલન તે લોકોને હાથે થતું હોવું જોઇએ.

કોઇ પણ સત્યાગ્રહી રાષ્ટ્રીય ફાળાઓનાં નાણામાંથી પોતાનો નભાવ થશે એવી આશા ન રાખે; કેદ ભોગવતા સત્યાગ્રહીઓનાં કુટુંબનાં માણસોએ પણ કશી જાહેર મદદની આશા ન રાખતાં પીંજીને, કાંતીને કે વણીને અગર બીજી હરકોઇ રીતે પોતાનું ગુજરાન કરવાની તૈયારી રાખવી.

કોઈ પણ પ્રાંતિક સમિતિની અરજી પરથી આ શરતોમાંથી કોઇ પણ શરત ઢીલી કરવી મુનાસબ છે એવી કારોબારી સમિતિને ખાતરી થાય તો સત્યાગ્રહની શરતોમાં તેવી છૂટછાટ મૂકવાની સત્તા આ મહાસમિતિ કારોબારી સમિતિને આપે છે.

# બેઠો બળવો.

હવે થોડાજ દિવસની અંદર દેશના કોઈ ને કોઇ ભાગમાં સત્યાગ્રહનો આરંભ થશે અને શાંતિની પ્રતિજ્ઞાને વરેલા સત્યાગ્રહીઓને હાથે કાયદાનો સવિનય નિરાદર થવા લાગશે. કાયદાના ચોક્કસ હદ સુધીના નિરાદરના વ્યક્તિક દાખલાઓથી તો દેશ હવે સારી પેઠે જાણીતો થઇ ચૂક્યો છે એમ કહેવાય. એવો કાયદાનો નિરાદર સંપૂર્ણ સત્યાગ્રહની ટુંએશે પહોંચે એટલે તે બેઠો બળવો કહેવાય. એમાં લોહી રેડવાનું ન હોય, એમાં ખૂનખરાબી કે જોરજબરાઇ ન હોય; એમાં જાતે લોહી આપવાનું, જાતે કુરબાન થવાનું હોય.

સત્યાગ્રહી બળવાખોર, રાજની સત્તાને ગણતરીમાંથી જ કહાડી નાંખે; પોતે બહારવટીઓ બને અને નીતિને બાધ ન હોય એવા રાજના પ્રત્યેક કાયદા સામે બહારવટું કરે. દાખલા તરીકે, તે રાજના કર આપવા ના પાડે; પોતાના રોજના વહેવારની હરકોઇ બાબતોમાં તેની આણ માનવાનો ઈન્કાર કરે; તે રજા વગર દાખલ ન થવાને લગતા મનાઇકાયદાને ભાંગે અને લશ્કરી સિપાહીઓ જોડે ગુફ્તેગો કરવા સારૂ તેમનાં ડેરાછાવણીઓમાં વગર પરવાનગીએ દાખલ થવા

પોતાને સ્વતંત્ર સમજે. તે પીકાં પરના પહેરાને વિષે નક્કી કરવામાં આવેલી મર્યાદાઓનું ઇરાદાપૂર્વક ઉલ્લંઘન કરે, અને બાંધી આપેલી હદની અંદર પેસીને દારૂડીઆઓને વીનવે. આ બધું કરવામાં પોતે કદિ શરીરબળ ન વાપરે અને પોતાની સામે શરીરબળ વાપરવામાં આવે તોપણ કદિ પોતે તેનો સામો ઉપયોગ ન કરે. હકીકતમાં, એવો સત્યાગ્રહી જેલ તેમજ બીજા શરીરબળના પ્રયોગ પોતાની જાત ઉપર માગી લે.

આવો યજ્ઞ સત્યાગ્રહી ત્યારે જ અને એટલા કારણસર જ આદરે કે જ્યારે એને જે શારીરિક સ્વતંત્રતા ભોગવવા મળતી હોય તે કેવળ ફારસરૂપ હોય અને તેથી તે ભોગવવી તેના આત્માને નરી વિડંબના હોય. એ વિચારે છે કે રાજ્ય તેના શહેરીને તે જેટલે લગી તેના કાયદાકાનૂનોને માન આપે છે તેટલી જ હદ લગી, અંગત સ્વતંત્રતા ભોગવવા દે છે. મતલબ કે રાજના કાયદાને તાબે રહેવું એ દરેક શહેરીને પોતાની અંગત સ્વતંત્રતાને સારૂ આપવું પડતું મૂલ છે. આ સ્થિતિમાં પોતાનાં સુખસ્વતંત્રતા કાયમ રાખવા ખાતર કોઈ પૂરા કે અધૂરા અન્યાયી રાજને તાબે રહેવા તૈયાર રહેવું એ અધર્મ જોડે સહીઆરૂં કર્યા સમાન છે. અને જેને રાજની એવી શેતાનીઅતને વિષે શંકા નથી રહી તે શહેરીને એવા જાલિમની દયા ઉપર પોતાની સ્વતંત્રતા ઘડી પણ નભાવવી માથાનો ઘા જ થઇ પડે છે. અને તેથી તે નીતિનિયમોની હદમાં રહેતો છતો એવા રાજને પોતાને કેદ કરી પૂરી દેવા ફરજ પડાવવા મથે છે. જેઓની માન્યતા તેના જેવી ન હોય તેવા લોકોને આવો માણસ સમાજમાં એક બલારૂપ પણ લાગે.

આમ વિચારતાં સત્યાગ્રહ એ આત્માની પીડનો ભારેમાં ભારે પોકાર અને અધર્મી રાજની હસ્તી સામે જબરામાં જબરો જીવતો વાંધો છે. અને દુનિયાની બધી સુધારણાનો ઇતિહાસ શું આવો જ

નથી ? સુધારકોએ એકાદી પાપી પ્રથાને દફનાવવાની ઝુંબેશ દરમ્યાન પોતાના જ લોકોની ઘૃણા માથે લઇને પણ ઘણીવાર તે પ્રથાને લગતાં નિર્દોષ ચિન્હોનો સુદ્ધાં શું ત્યાગ નથી કર્યો ?

આમ જ્યારે કોઇ લોકસમૂહ જેની હકુમત હેઠળ પોતે આટલો વખત રહ્યો તેની આણ માનવી છોડી તેનો ત્યાગ કરે, ત્યારે તેણે લગભગ તેનું પોતાનું સ્વતંત્ર રાજ સ્થાપ્યું કહેવાય. 'લગભગ' એટલા સારૂ કહુંછું કે તેમ કરનારાઓ જ્યારે રાજ તેમને તેમની પ્રવૃત્તિમાંથી શરીરબળનો ઉપયોગ કરીને અટકાવશે ત્યારે સામો શરીરબળનો ઉપયોગ કરીને ' હું કે તું ' નો હિસાબ નહિ કરે.

તેમનું કામ તો જ્યાંસૂધી રાજ તેમની સ્વતંત્રતાને કબૂલ ન રાખે, એટલે કે તેમની ઇચ્છાને ન નમે ત્યાં સુધી વ્યક્તિની પેઠે જ એ રાજને હાથે ગિરફતાર થઇ કેદ પૂરાવાનું અગર તો તેની ગોળીઓથી વીંધાવાનું જ રહ્યું. દક્ષિણ આફ્રિકાના ત્રણ હજાર હિંદીઓએ ૧૯૧૪ની સાલમાં આજ રીતે ટ્રાન્સવાલની સરકારને રીતસર નોટિસ આપીને તેના પરદેશીઓની વસાહતના કાયદાનો ભંગ કરી ટ્રાન્સવાલની સરહદમાં પ્રવેશ કરેલો અને તેમને કેદ કરવાની ટ્રાન્સવાલ સરકારને ફરજ પાડેલી. અને જ્યારે એ સરકાર એક બાજુએ તેમને ખૂનામરકી કે મારફાડ કરવા ઉશ્કેરવાની દિશાએ મથી થાકી અને બીજી બાજુએ તેમને મ્હાત કરીને પોતાની સત્તા કબૂલ કરાવવામાં પણ તેવી જ હારી, ત્યારે અંતે તે નમી અને હિંદીઓની માગણીઓ કબૂલ કરી.

આમ સત્યાગ્રહીઓનો કોઇપણ સમૂહ ફોજ અગર લશ્કર જેવોજ છે, અને તેને લશ્કરી જીવનને લગતા બધા જ નિયમો લાગૂ સમજવાના છે. ઉલટા સામાન્ય લશ્કરના નિયમોના કરતાં એ વધુ આકરા અને અઘરા છે, કારણ આ સેનાના સિપાઈના જીવનમાં સામાન્ય સિપાઇના જેવું ખૂન ચડવાને અને તે જીરવવાને

સારૂ ગાંડાતૂર બનવાને અવકાશ નથી. બીજી બાજુએ એ પણ સાચું છે કે સત્યાગ્રહીઓનું લશ્કર 'જેસે કુ તેસા' ના જુસ્સાથી મુક્ત હોય, જેથી તેમની વૃત્તિમાં વેર કે વિકાર ન હોય, એટલે ઓછામાં ઓછી સંખ્યાથી તે પોતાનો ઉદ્દેશ સાધી શકે. ખરે જ, એકજ પૂરો સત્યાગ્રહી અધર્મની સામે ધર્મની લડાઇમાં જય મેળવવાને સારૂ બસ છે.

તેથી જો કે અખિલ ભારતીય મહાસમિતિએ પ્રાંતિક સમિતિઓને પોતપોતાના પ્રાંતમાં પોતાની જોખમદારી પર સત્યાગ્રહ આદરવાની સત્તા આપી છે છતાં મ્હને ઉમેદ છે કે દરેક પ્રાંત તેમાંના 'જોખમદારી' શબ્દ ઉપર પૂરતું વજન મૂકી ફરીફરીને વિચારી જોશે અને કોઈ સ્હેલ સમજીને સત્યાગ્રહ શરૂ નહિ કરી દે. સત્યાગ્રહ આદરનાર પ્રાંત કે સમૂહને માટે જે શરતો મૂકવામાં આવી છે તે દરેકનો પૂરેપૂરો અમલ થવો જ જોઇએ. એ શરતોમાં હિંદુમુસલમાન એકતા, અહિંસા, સ્વદેશી અને અસ્પૃશ્યતા નિવારણનો ઉલ્લેખ કરવો પડ્યો છે, એનો અર્થ જ એ છે કે એ વસ્તુઓ આપણા પ્રજાકીય જીવનનું હજુ અંગ નથી બની ગઈ. આમ જે વ્યક્તિ અગર સમૂહ હિંદુમુસલમાન એકતાને વિષે હજુયે શંકિત છે, પંજાબ, ખિલાફત અને સ્વરાજને સારૂ અહિંસાની જરૂરિયાત હજુ જેને હૈયે નથી બેઠી, જેણે હજુ પૂર્ણ સ્વદેશીનો અંગીકાર નથી કીધો, જેમનામાંના હિંદુઓ હજુ અસ્પૃશ્યતા રૂપી પાપને પોતાનામાં નભાવી રહ્યા છે તો તે સમૂહ અગર તે વ્યક્તિ સત્યાગ્રહ આદરવાને અધિકારી નથી. આવો એનો આંક છે. વળી સૌથી સરસ તો એ છે કે અધીરા ન બનતાં સબૂરી પકડી એક ચોક્કસ પ્રદેશમાં અખતરો ચાલૂ થાય તેને બાકી દેશ બધાએ ધ્યાનપૂર્વક નિહાળવો.

લશ્કરની ઉપમાને ફરી એકવાર લઇએ તો લશ્કરનાં જે દળો લડાઇમાં ન ઉતરતાં સજ્જ રહ્યાં રહ્યાં બાજુએ ઉભાં રાહ જુએ

છે અને પ્રસંગ જોયાં કરે છે તેઓ લડાઇમાં મોખરે રહી પ્રત્યક્ષ લડી રહેલાં દળોથી લડાઇમાં કોઇ રીતે ઓછો ભાગ લે છે એમ ન જ કહેવાય. આવો અખતરો ચાલૂ હોય તે વેળાએ પણ વ્યક્તિઓ દ્વારા સત્યાગ્રહ અખત્યાર કરવાનો એકજ પ્રસંગ સંભવી શકે છે. જો સરકાર પ્રજાને હાથે થનારી શાંત સ્વદેશીની પ્રવૃત્તિમાં પણ દખલ દે અને કનડગત કરે તો જે કોઇના સ્વદેશીના કાર્યમાં એવી અઘટિત દખલ થાય તે હરહાલતમાં બેલાશક સરકારના હુકમોને કોરે મેલે અને જાલિમના રોષની વેદી ઉપર કુરબાન થાય. દાખલા તરીકે, કાંતતાં શીખવવા અગર ઠેક ઠેકાણે રેંટીઆ ચાલૂ કરાવવા જનારા કાંતકામના કોઇ કાર્યકર્તાની સામે મનાઈ હુકમ નીકળે તો એવા હુકમનો ઘડીની વાટ જોયા વગર અનાદર કરી તેણે જેલને વહાલી કરવી ઘટે. બાકી બીજી બધી બાબતોમાં મને અત્યારે સૂજે છે ત્યાં લગી દેશના એક ભાગમાં નીતિની મર્યાદાઓ કાયમ રાખીને રાજના બની શકે તેટલા કાયદા ભાંગવાની દિશાએ પ્રજાએ ઇરાદાપૂર્વક હુમલો ચલાવેલો હોય તે ઘડીએ બાકીના આખા દેશે બધા હુકમો અને સૂચનાઓને ધર્મબુદ્ધિપૂર્વક માન આપવું, એજ સૌથી સારો માર્ગ છે.

આવો અખતરો ચાલૂ હોય ત્યારે દેશના બીજ કોઈપણ ભાગમાં ખૂનામરકી થાય તો તો દેખીતી રીતેજ એ અખતરાને ભારે ધક્કો પહોંચે અને કદાચ અખતરો બંધ પડવાનો પણ વખત આવે, એ વાત તો દેશને હૈયે ઠસાવવાની હવે જરૂર નથી રહી. જે ભાગમાં સત્યાગ્રહ ચાલૂ હોય ત્યાંના લોકો કેદ થાય, ગોળીઓથી વીંધાઇને ચાળણીઓ થાય અગર તો જાલિમના દૂતોને હાથે તેમના પર સિતમોના વરસાદ વરસે તોપણ દેશના બાકીના ભાગોએ ખામોશ અને સ્વસ્થ રહેવું જોઇએ; ચાહે તેવા પ્રસંગો વચ્ચે પણ સો ટચનું સોનું નીવડીને બહાર આવવાની શક્તિની આપણે તેમનામાં આશા રાખીજ.

યંગઇન્ડિયા, તા. ૧૦ નવેમ્બર, ૧૯૨૧.

# પરીક્ષા.

ગુજરાતની પરીક્ષાના દહાડા નજીક આવતા જાય છે. હવે મહિના ગણાવાના નથી રહ્યા, અઠવાડિયાની વાતો છે. ઘડીમાં દહાડાની વાત આવશે ને પછી કલાકો ગણાશે.

એક તરફથી ગુજરાતે મહાસભાને શોભાવવી રહી છે. પરોણાગતમાં, વ્યવહારકુશળતામાં, ઉદારતામાં આપણે પાછા ન પડીએ એ જોવાનું રહ્યું.

બીજી તરફથી અસહકારની જે પહેલ ગુજરાતે કરી તે શોભાવવી રહી. ગુજરાતે એક તાલુકો ઓછામાં ઓછો તૈયાર કરવો જોઇએ કે જે મરણપથારી કરવા રાજી હોય ને તેટલી શક્તિ ધરાવતો હોય.

તેની શરતો હું લખી ગયો છું. મહાસમિતિએ તે કબૂલ રાખી છે એમ કહી શકાય. એ શરતો તો એવી છે કે જેને વ્યવહારૂ સ્વરૂપ આપી શકાય. પણ જેને વિષે ઠરાવ ન થઇ શકે અને છતાં જે પાળ્યા વિના તે શરતો ન પળી શકે એ વસ્તુ પણ આપણે વિચારી જવી જોઇએ. ભૂમિતિના સિદ્ધાંતો જે મોઢે ગોખી જાય

પણ સમજે નહિ તે બારનું બારમું કરી નાંખે તો શી નવાઈ? ‘તેથી’ ગોખેલ હોય ને ‘કેમકે’ બોલી જાય તો તેના શા હાલ થાય? જેમ તેની ગોખણપટ્ટી ઉઘાડી પડી જાય તેમ જ જે સમજ્યા વિના સમિતિની શરતોનું પાલન કરવાનો દાવો કરે તે ઝાંપેથી પાછો વળવાનો; કારણ કે ઝાંપે જતાં તે ઉઘાડવાની રીત તેને નહિ આવડતી હોય.

આ લડત જ ધર્મની છે. તેને વ્યવહારૂ કહો કે અવ્યવહારૂ, તેને રાજનૈતિક કહો કે સાંસારિક, ગમે તે નામે તેને ઓળખો; તેનું મૂળ ધર્મમાં છે. ધર્મને ખાતર, ધર્મને નામે તે લડીએ છીએ. અલીભાઇઓએ ચોખ્ખી વાત કરી. “રાજ્યના કાયદાની ને ઇશ્વરના કાયદાની, પીનલ કોડની ને કુરાને પાકની, સરખામણી કરવાની હોય ત્યારે અમે અમારા ઇશ્વરને ને અમારા પાક કુરાનને જ પસંદ કરીયે” આ તેમનું કહેવું હતું. મુસલમાન પોતાનો, હિંદુ પોતાનો, પારસી પોતાનો ને ખ્રિસ્તી પોતાનો ધર્મ જાણે ને પાળે એની આ લડત છે. સૌ ધર્મને ખાતર મરે. મરે તે તરે. મારે તે મરે. બીજાને મારીને પોતે ધર્મ પાળી શકત તો આજે લાખો મોક્ષ પામ્યા હત.

તેથી આપણે તો સંકટ સમયે ઈશ્વરને જ સ્મરવાનો રહ્યો છે. જેને એટલો વિશ્વાસ નથી તે છેવટ જતાં અટકવાનો. ખોટો રૂપીઓ ભલે ઘણી દુકાને ફરી આવે; તેથી કંઇ તેની કિંમત વધવાની નથી. શરાફને ત્યાંથી તો પાછો જ ફરવાનો. ને વચમાં જ્યાં જ્યાં તે ફર્યો હશે તે બધા તેના અડકવાથી થોડાઘણા અભડાયા હશે. તેમ જ આપણામાંના જે ખોટા હોઇશું તે છેલ્લી તુકેથી પાછા ફરવાના જ.

જેને ગમે તે રમે. જેને પાલવે તે જ મેદાનમાં આવે. નોતરૂં સૌને છે. પણ ભૂખ્યા જ ભાણે બેસે. બીજા બેસશે તોયે અકળાશે.

જે ભૂખ્યો નથી તેને પકવાનો પણ નહિ ગમે. જે ભૂખ્યો છે તે સૂકો જારનો રોટલો પણ રસપૂર્વક જમી જશે. તેમ જ જે અસહકાર સમજ્યા છે, જેણે ધર્મનો મર્મ જાણ્યો છે, તે જ ઉભા રહી શકશે. સમજેલાને સૌ સહેલું છે, અણસમજુને બધું અઘરૂં. આંધળાની પાસે આરસી શા કામની ?

આ સમય આકરો છે. વગરવિચાર્યે પગલું ભરી પાછળથી પસ્તાવો ન કરીયે. જો કોઇ તાલુકો તૈયાર ન હોય તો ગુજરાત ભલે હુંડી પાછી વાળે. પણ તેમાં સહી કર્યા પછી તો ભર્યે જ છૂટકો. અત્યારે ગુજરાતને પસંદગીનો મોકો છે. પસંદગી કર્યા પછી પાછી પાની નહિ થાય. શેખીમાં ને શેખીમાં અત્યારે બીડું ઝડપી લીધું હશે ને પછી આપણાથી કંઈ ન થાય એ જીવતે મૂઆ સમાન થશે. અત્યારે તો ગુજરાતને જરાએ ગભરાવાનું કે સંકોચાવાનું કારણ નથી.

હવે વિચારીયે કે આપણી લાયકાત શામાં રહેલી છે.

૧. શાંતિ ૩. સ્વદેશી

૨. હિંદુમુસલમાન એક્તા ૪. અસ્પૃશ્યતાનિવારણ

આ તો સહેલું છે.

કાયદાનો સવિનય ભંગ ? એથી પણ આપણે અજાણ્યા નથી. જેલ તો તેની સાથે છે જ. તે ભોગવી આવીશું. ભલભલા ગયા છે, જોઇ આવ્યા છે, તો આપણે શીદને આટલું ન કરી શકીયે ? એટલે તેમાં તો કંઇ નથી.

પણ—?

મારશલ લૉ થાય તો ? ગુરખા આવે તો ? ટૉમી ઍટકીન્સ આવે તો ? ને પછી ભાલાં મારે, ગોળી છોડે, પેટ ચલાવે તો ? અરે ભલેને આવે. છો આવતો. પેટે ચલાવે તો વારૂ ? મરીયે પણ પેટ ન ઘસડીયે. ભાલું મારે તો મારે. મરકીને બદલે ભાલે મરશું.

ને ગોળીબાર કરે તો થોડા આપણે પીઠ ફેરવવાના હતા? હવે તો જોર એવું આવ્યું છે કે છાતી ખુલ્લી મૂકીને જેમ મોઇદાંડિયામાં મોઈ ઝીલીયે તેમ ગોળીને છાતીએ ઝીલશું. ગુરખાને ભાઈ બનાવશું; ને નહિ બને તો ભાઇને હાથે મરવું તેના જેવું સુખ કયું? આમ કહેતાં તો શેર લોહી ચડે જ.

પણ કરતાં?

હું વિશ્વાસ તો રાખું છું કે બીકણુ ગુજરાત આ વેળા કરી બતાવશે. પણ આ વચન લખતાંએ કલમ ભારે લાગે છે. ગુજરાતે બંદુકના ભડાકા કયે દહાડે સાંભળેલા? ગુજરાતે લોહીની નદીઓ ક્યારે જોએલી? ફટાકડાની જેમ બંદૂકો છૂટતી હોય ને માટલીની જેમ માથાં ફૂટતાં હોય તે ગુજરાતથી જોયાં જાય કે?

બીજાનાં માથાં ફૂટતાં ગુજરાત જોઈ શકે તો એ ગરવી ગુજરાત મટે. પોતાનાં માથાં ફૂટતાં જુએ તો ગુજરાત અમરપદ મેળવે. તેને સારૂ તાલીમ શી?

વિશ્વાસ. એ વિશ્વાસ સમિતિના ઠરાવથી ન મળે. ઈશ્વર દુર્બળનો બેલી છે, ઈશ્વર હિંમતનો દેનાર છે. રામ રાખે તેને કોઈ ન ચાખે. તેણે આ દેહ દીધો; તે ભલે લઈ જાય. આ દેહને સંઘર્યો સંઘરાય તેમ નથી. જેમ રૂપીઓ તેમ દેહ સારા કામમાં ખરચવો જ ઘટે. અને આ અત્યાચારમાંથી નીકળવાના કામમાં દેહ દેવો એના જેવો રૂડો બીજો અવસર દેહ દેવાનો કયો હોય? આમ જે હૃદયપૂર્વક માને તે તો હસતે મુખે, છાતી ઉઘાડી મેલીને નિશ્ચિંતપણે ગોળીઓને દડાની જેમ ઝીલે.

આવો અડગ વિશ્વાસ હોય તો જ ગુજરાતના કોઇ તાલુકાએ રણમાં ઝુકાવવું.

બધાને આવો વિશ્વાસ ભલે ન હોય. મેં પ્રમાણુ આપ્યું છે. બીજાઓનામાં ભલે ગોળી ઝીલવાની તાકાત ન હોય. પણ બીજા-

ઓનાં ઘરબાર લૂંટે તોપણ તેઓ માથું ન ઝુકાવે એટલી તાકાત તો તેમનામાં હોવી જ જોઇએ. ઘરબાર લૂંટશે તો ભલે લૂંટે. તેમાં જ જીવતા હશું તો પાછા જઇશું, ને તે પાછાં લેતાં મરીશું તો એ જ સ્વરાજ છે.

આટલું બળ કોઈ એક તાલુકામાંએ ન હોય તો આપણે સ્વરાજને સારૂ લાયક કેમ બનીએ? પણ જે દહાડે એક તાલુકો આટલી પરીક્ષામાં પસાર થાય તે દહાડે સ્વરાજ છે જ. કારણ કે તે જ દહાડે હિંદુસ્તાન દિવ્ય શસ્ત્રનો ઉપયોગ કરવામાં કુશળ નીવડયું ગણાય.

એમાં કંઈ ભારે બળ આવી ગયું એમ પણ નથી. આત્માનો તો એ સ્વભાવ. બોઅરની ઓરતોએ એ બહાદુરી બતાવેલી. લાખો અંગ્રેજોએ એ બહાદુરી બતાવેલી છે. તુર્ક ઓરતમરદો આજે એ બતાવી રહ્યા છે.

પણ ભેદ છે. તેઓ તો મારે પણ ને મરે પણ, પણ અમરપણું તો મરવામાં જ છે, એમ આપણે જાણીયે છીયે. મારવાનો ધંધો છોડીને મરવાનો જ શીખવો એમાં કંઇ મુશ્કેલી ખરી કે? મરતાં શીખતાં તો છાતી જોઇયે. ને વિશ્વાસુને પલકમાં આવે. મારતાં શીખતાં શરીર જોઈયે, બંદૂકનો મહાવરો જોઇયે. હજારો ધતીંગ શીખીયે ત્યારે મારતાં શીખીયે ને પછી ખૂનીમાં ખપીયે.

પણ કોઇ હિંદુ કહેશે, આ તો ક્ષત્રિપણાની વાતો લખાઈ. ગુજરાતને ને ક્ષત્રિપણાને શા લેવાદેવા? આપણે તો વેપાર કરી જાણીયે. ગુજરાત ભલે આવું હોય: હિંદુપણું એવું ન્હોય. ચારે વર્ણમાં ચારે ગુણ હોવા જ જોઈયે. દરેકમાં પોતપોતાના વર્ણનો ગુણ વિશેષ હોય ખરો, પણ જો બીજા ગુણ તેનામાં ન જ હોય તો તે નપુંસક છે; જે માતા પોતાના બચ્ચાને સારૂ મરી જાણે છે તે ક્ષત્રિયાણી છે, જે પતિ પોતાની સ્ત્રીને સારૂ જાન દે છે તે ક્ષત્રિય

છે, પણ આ બધાનો ધંધો જગતની રક્ષા કરવાનો નથી હોતો. તેથી તેવાને આપણે ક્ષત્રિય તરીકે નથી ઓળખતા.

આ કાળે જગતની—હિંદુસ્તાનની રક્ષા કરવાનો બધાનો ધર્મ છે, કેમકે તે કોઇનો નથી રહ્યો–નથી જોવામાં આવતો.

આટલું તો હિંદુનું. ગુજરાતના મુસલમાન પારસી વિ. શું કરે ? તેઓનુંયે હિંદુસ્તાન છે, તેઓનુંયે ગુજરાત છે: તેઓએ પણ હિંદુસ્તાનને ગુલામીમાંથી છોડવવાનું છે. અને તેઓ પણ કેવળ મરીને છોડવી શકે છે.

એટલે હિંદુ મુસલમાન પારસી ઇસાઇ યહુદી ગમે તે, જે પોતાને હિંદુસ્તાની માને છે, તે બધાએ મરવાનો મંત્ર શીખવાનો ને સાધવાનો છે. એ પાઠ તો કેવળ જે ઇશ્વર ઉપર આસ્થા રાખનાર છે તે જ ભણી ને ભજવી શકે.

નવજીવન, તા. ૧૩ નવેમ્બર, ૧૯૨૧.

# મુંબઇનો અપયશ.

મુંબઇનાં તા. ૧૭-૧૮ નવેમ્બર, ૧૯૨૧ નાં તોફાનો દરમ્યાન મહાત્મા ગાંધીજી તરફથી નીચેની પત્રિકાઓ એક પછી એક અંગ્રેજીમાં બહાર પડી હતીઃ--

પત્રિકા ૧ લી( તા. ૧૮મીની સાંજ )

મ્હારા મનોરથોના ધામ મુંબઇની કીર્તિને ગઇ કાલે, એક મેર જ્યારે હું પૂરા વિશ્વાસમાં તેના શહેરીઓને જબ્બર પજવણી વચ્ચે તેમણે જાળવેલી શાંતિને માટે મુબારકબાદી આપી રહ્યો હતો તે જ વેળાએ બીજી મેર કલંક લાગી રહ્યું હતું. આગલી રાત્રે શાહજાદાના બહિષ્કારને લગતાં ચોપાનીઆં દિવાલે ચોડનારા સ્વયંસેવકો અને તેમના નાયકને પકડવામાં આવ્યા. ચોપાનીઆં ફાડી નાંખવામાં આવ્યાં. સ્વરાજ સભાની ઓફીસમાં પણ દૈવ જાણે કોણે ઘૂસ્યું અને સિલક પડેલા ચોપાનીઆં, જે હજુ સુધી રાજદ્રોહી ઠરાવવામાં આવ્યાં નથી, તે ઉઠાવી જવામાં આવ્યાં. શાહજાદાનું આગમન, તેને સારૂ તેના સામૈયાને લગતી ગોઠવણો અને

તેને જાહેર સત્કારનું રૂપ આપવા વેડફવામાં આવેલો પ્રજાકીય તિજોરીનો પૈસો—આ બધું લોકોને ઓછું અસહ્ય નહોતું અને છતાં મુંબઇ ખામોશ હતું. આથી મ્હને લાગ્યું, કે મુંબઇને ખરેખર મુબારકબાદી ઘટતી હતી. નોકરશાહીના સ્વાર્થી અને બનાવટી સામૈયાને પ્રજાએ સળગાવેલી પરદેશી કપડાંની હોળી એ ખરેખરો સચોટ પ્રજાકીય જવાબ હતો એમ મ્હને લાગ્યું.

મ્હને ખબર નહોતી કે એક બાજુ જ્યારે શાહજાદાને શણગારેલા રસ્તા વચ્ચે થઇને લઈ જવામાં આવતો હતો અને એક બીજી બાજુએ પ્રજાનું પરદેશી કાપડ રૂપી પાપ અગ્નિમાં ભસ્મ થતું હતું, ત્યારે શહેરના બીજા ભાગમાં મીલમજૂરો પોતાના માલેકોની ઇચ્છાને ગુન્હાખોર વૃત્તિપૂર્વક છાપરે ફેંકીને એકની પાછળ બીજો એમ ટોળે મળીને ટ્રામનાં ઉતારૂઓને કનડતા હતા અને ટ્રામવહેવાર અટકાવી રહ્યા હતા, પરદેશી ટોપી પહેરેલાઓની ટોપીઓ જબરાઇથી ખૂંચવી લઇ રહ્યા હતા અને રસ્તે જતા નિર્દોષ યુરોપીઅનો પર પથરા ફેંકી રહ્યા હતા. દિવસ વધતો ગયો તેમ આ ટોળાંઓનો પિત્તો પણ ઉકળતો જ ગયો અને પોતાનુ રાજ્ય નિષ્કંટકપણે ચાલેલું જોઇ હરખાયેલાં ટોળાંઓએ ટ્રામો બાળી, એક મોટર અને કેટલીક દારૂની દુકાનો ભાંગી અને એ દુકાનોને આગ લગાડી !

એક વાગે મ્હને રમખાણની જાણ થઇ. હું મિત્રોને લઇને તોફાનની જગ્યાએ પહોંચ્યો. ત્યાં મ્હેં પારસી બ્હેનોને પજવણી થયાની વાત સાંભળી ને હું સમસમી રહ્યો. કેટલીક બ્હેનોપર હુમલો કરવામાં આવેલો, કેટલીકની સાડીઓ ફાડી, તોડી નાંખેલી. મ્હને વીંટી વળેલા દોઢ હજારના ટોળામાંથી એક જણ, મ્હને રોષથી લાલ થઇને ધ્રુજતે હોઠે ઉપલી હકીકત કહેનાર પારસી ગૃહસ્થના શબ્દોનો ઇન્કાર કરી શક્યું નહિ. એક આધેડ પારસી ગૃહસ્થે મ્હને કહ્યું, ‘ આ ટોળાશાહીમાંથી અમને કૃપા કરીને બચાવો. ’ આ પારસી

બ્હેનોપરના હુમલાની વાત તીરની પેઠે મ્હારા હૈયામાં ભોંકાઈ. મ્હને મ્હારી પોતાની બ્હેનદીકરીઓની વિડંબના ટોળાંને હાથે થઇ હોય એમ જ થઇ આવ્યું. થોડાક પારસીઓ શાહજાદાના સામૈયામાં ગયા તેમાં શું ? તેમને પોતાને વ્યાજબી જણાયા તે વિચારો ધરાવવાનો પૂરેપૂરો હક હતો. એમની પજવણી થઈ જ કેમ શકે ? સ્વરાજમાં જોરજબરાઇ ન જ હોય. હિંદુને જબરાઇથી વટલાવનાર ઝનૂની મોપલો તો પોતે પુણ્યકૃત્ય કરે છે એમ પણ માને, પણ અસહકારીની ગુન્હાખોરીને તો કશો બચાવ જ નથી.

બે ટાંકીપર પહોંચ્યો ત્યાં પણ એક પીઠું તોડી પાડેલું અને બૂરી રીતે જખમી થયેલા બે પોલિસ સિપાઇઓને મ્હેં વવળતા જોયા. તેમને પાવળું પાણી પાવા કોઇ હતું નહિ. હું ગાડીમાંથી ઉતર્યો કે 'મહાત્મા ગાંધીકી જે' પોકારતાં ટોળાંએ મ્હને ઘેરી લીધો. આ શબ્દો મ્હારા કાનને હમેશાં જ કડવા લાગે છે પણ અત્યારે તો પોતાના બે જખમી ભાઇઓની રજ પણ દરકાર વગર ગાંડી 'જે'નાં બૂમરાણ મચાવતાં એ ટોળાંના પોકાર મ્હારા કાનમાં વીંછીના ડંખથીયે વધુ વેદના કરનારા નીવડયા. હું અકળાયો ને તેમને વઢવા માંડયું. તેઓ શાંત પડયા. પેલા જખમીઓને પાણી અપાવ્યું અને તેમને ઈસ્પિતાળમાં પહોંચાડવાની ગોઠવણ કરી હું આગળ ગયો ત્યાં આગ ભભૂકી રહી હતી. ટોળાએ બે ટ્રામો પેટવી મૂકી હતી ! પાછા ફરતાં એક મોટરને પણ મ્હેં બળતી જોઈ, મ્હેં ટોળાને વીખેરાવા વીનવ્યું. તેમણે ખિલાફત, પંજાબ અને સ્વરાજના કાર્યને આમ કરીને કેવો ફટકો માર્યો હતો તે સમજાવ્યું, અને ગમગીન અંતઃકરણે હું પાછો ફર્યો.

પાંચને શુમારે થોડાક બહાદુર સિંધી જુવાનો એવી ખબર લાવ્યા કે ભીંડી બજારમાં એક જબરૂં ટોળું પરદેશી ટોપી પહેરેલા દરેક રસ્તે જનારને પજવતું હતું અને ટોપી આપી દેવાની ના પા-

ડનારને સખત માર પણ મારતું હતું. પોતાનો ફેંટો આપી દેવા ના પાડનાર એક બહાદુર બુઢ્ઢા પારસીને એવી જ રીતે ખૂબ માર પડયો. હું અને મૌ. આઝાદ સોબાની ત્યાં પહોંચ્યા ને ટોળાને સમજાવ્યું કે નિર્દોષ માણસોને ઈજા કરીને તેઓ પોતાના દીનોઇમાનનો ઇન્કાર કરી રહ્યા હતા. ટોળાએ વિખેરાવાનું વલણ બતાવ્યું. પોલિસ હતી અને અજબ સંયમ ધરી રહી હતી. અમે આગળ ગયા અને થોડીવારે પાછા ફરીએ છીએ તો એક પીઠું ભડભડ સળગી રહ્યું છે ! બંબા-વાળાઓને પણ લોકો ખલેલ કરી રહ્યા હતા. ભલા પંડિત નેકીરામ અને બીજા મિત્રોના પ્રયાસથી પીઠામાંના લોકો સલામતીથી બ્હાર આવવા પામ્યા.

ટોળામાં એકલા મવાલીઓ કે છોકરાઓ જ હતા એમ પણ ન હતું. એ કંઈ અશિક્ષિત લોકોનું એક દળ નહતું. બધા મીલકામદારો પણ નહોતા. બધો શંભુમેળો હતો અને કોઇનું માનવા સાંભળવાની તેમની ઇચ્છા કે તૈયારી નહોતી. જાણે એક એક જણનું ભેજું જ ચસ્કી ગયું હતું ! વળી એ એક ટોળું પણ નહોતું. ટોળે ટોળાં એક બીજામાં ભળતા હતાં. બધાં મળીને કંઇ નહિ તો વીસ હજારનો આશરો હશે. તોફાન અને ભાંગફોડનોજ તેમણે સંકલ્પ કર્યો જણા-તો હતો.

મ્હેં સાંભળ્યું કે ગોળીબાર થયા અને કેટલીક જાનખુવારી પણ થઇ. એમ પણ સાંભળ્યું કે એંગ્લો–ઇન્ડિયન લત્તાઓમાં ખાદી પહેરેલા હરકોઇ ઉપર જબ્બર માર પડતો હતો અને તેમના ટોપી કે ખાદીનાં કપડાં ઉતરાવવામાં આવતાં હતાં. મ્હેં સાંભળ્યું કે ઘણાને ગંભીર ઇજા થઈ હતી. હજુ હમણાંજ લોહીલોહાણ થઈ આવેલા છ જખમી હિંદુમુસલમાન ભાઈઓની વચ્ચે હું આ લખી રહ્યો છું. તેઓમાંના કેટલાકનાં માથાં ભાંગ્યાં છે, એકનું નાકનું હાડકું તૂટી ગયું છે અને એક ગંભીર જખમોથી જીવના જોખમમાં છે. તેઓ મૌ. આ-

ઝાદ સોબાની અને મોઆઝમઅલી જોડે ટ્રામો અટકાવતા મીલકા-મદારોના ટોળાને સમજાવવા પરેલ ગયા હતા. આ કાર્યકર્તાઓ ત્યાં પહોંચવાજ પામ્યા નહિ. રસ્તામાંથીજ લોહીલોહાણ થઇ તેમને પાછા ફરવું પડ્યું.

આમ લોકસમુદાયને હાથે સત્યાગ્રહ અને કાયદાનો સવિનય ભંગ કરવાની આશાના, હું જોઉં છું ત્યાં સુધી, ફરી એકવાર ચૂરે-ચૂરા થઇ ગયા છે! લોકસમુદાયને હાથે કાયદાનો ભંગ થવાને જરૂરી શાંતિનું વાતાવરણ હવે ક્યાં રહ્યું? એકલા બારડોલી તાલુકામાં જ શાંતિ જળવાઈ રહે એટલું બસ નથી. મુંબઇમાં ખૂનામરકી ચાલે અને બારડોલીમાં શાંતિમય કાયદાનો ભંગ ચાલે એ બન્ને સાથે સાથે કેમ બને? એ અસંભવિત છે. એમ બારડોલીને અને મુંબઇને નોખાં પાડીને જુદાં જુદાં સ્વતંત્ર મથક ન જ સમજી શકાય. એક જ સળંગ પ્રજાસમૂહનાં તે અંગ છે. મલબારથી આપણે આપણને અળગા માની શક્યા. માલેગામને પણ આપણે ગણત્રી બ્હાર રાખી શક્યા, પણ મુંબઇ તે કેમ ગણત્રી બ્હાર રહી શકે?

અસહકારીઓ પણ પોતાના જુમ્માનો ઇન્કાર નથી કરી શકતા. આ તોફાનમાં અસહકારીઓ પોતાના શરીરને જબરા જોખમમાં નાંખીને પણ ઠેર ઠેર લોકોને શાંત પાડવા અને તોફાન અટકાવવા તનતોડ મહેનત કરી રહ્યા છે અને તેમણે અનેક કિંમતી જાન બચાવ્યા પણ છે. પણ એટલું કાયદાનો સવિનય ભંગ શરૂ કરવાને અગર તો થયું તે તોફાનના જુમ્મામાંથી બચવાને બસ નથી. આપણે શાંતિનું વાતાવરણ સ્થાપ્યાનો એટલે કે, તેમના હાથે ખૂનામરકી ન થવાદેવા જેટલો આપણી અહિંસાથી તેમના પર આપણે કાબૂ મેળવ્યાનો દાવો કર્યો છે. એ સ્થિતિમાં જ્યારે આપણી જીત સાબિત થવી જોઇતી હતી તેજ વખતે આપણે હાર્યા છીએ. કારણ કાલનો દિવસ આપણી કસોટીનો હતો. આપણે આપણી પ્રતિજ્ઞાથી શાહજાદાનું કામ પણ અંગત

અપમાન અગર ઈજાથી રક્ષણ કરવાને બંધાએલા હતા. અને તેના સત્કારમાં સામેલ થએલા એક પણ યૂરોપીઅનને અગર હિંદીને જેટલે અંશે અપમાન અગર ઇજા ખમવા પડયાં તેટલે અંશે આપણી પ્રતિજ્ઞાનો અલબત્ત ભંગ થયો છે. આપણને શાહજાદાના સત્કારનો બહિષ્કાર કરવાનો જેટલો હક હતો તેટલોજ એમને તેમાં ભળવાનો હક હતો.

મ્હારી પોતાની જોખમદારીનો પણ મ્હારાથી ઈન્કાર થાય તેમ નથી. લોકોમાં બળવાનો જુસ્સો પેદા કરવાને સૌથી વધારેમાં વધારે સાધનભૂત બનનાર શખ્સ હું છું. એ જુસ્સાને કાબૂમાં રાખવા અને તાલીમબદ્ધ કરવાને હું પૂરતો શક્તિમાન નથી એમ હું જોઉં છું. આને સારૂ મ્હારે પ્રાયશ્ચિત્ત કરવું રહ્યું. મ્હારે મન તો આ લડત મૂળથીજ ધાર્મિક છે. ઉપવાસ અને પ્રાર્થનાની અસરમાં મ્હને શ્રદ્ધા છે અને તેથી હવે પછી સ્વરાજ મળે ત્યાં સુધી દર સોમવારે ૨૪ કલાકનો ઉપવાસ કરવાનો મ્હેં ઠરાવ કર્યો છે.

કારોબારી સમિતિએ પણ આ નવી પરિસ્થિતિ પર વિચાર કરવો પડશે કે આમવર્ગ ઉપર આપણે પૂરેપૂરો કાબૂ મેળવી શકીએ ત્યાં સુધી કાયદાના સવિનય અનાદરને આપણે કશું ઉત્તેજન આપી શકીએ યા નહિ. હું પોતે તો વિચારપૂર્વક એવા અભિપ્રાય ઉપર આવું છું કે હાલ તુરતને માટે લોકસમુદાયને હાથે કાયદાનો સવિનય અનાદર શરૂ કરાવી શકાય એવી આપણી સ્થિતિ નથી. લોકોમાં સંપૂર્ણ શાંતિનો જુસ્સો ફેલાય નહિ ત્યાં સુધી કાયદાના સવિનય અ-નાદરના લડત સફળતાપૂર્વક ચલાવવાની મ્હારી અશક્તિ મ્હારે કબૂલ કરવી જોઇએ. આ નિર્ણય મ્હને જેવો તેવો દુઃખદાયી નથી. એ મ્હારી અશક્તિનો દુઃખદાયી એકરાર છે. પણ હું જે નથી તેવો બતા-વવાના કરતાં જેવો છું તેવોજ મ્હારી જાતને જાહેર કરવામાં મ્હારા સરજનહારની નજરમાં હું વધુ સારો ઠરીશ. જો સરકારની વ્યવસ્થિત

મારફાડ જોડે મ્હારા છૂટાછેડા હોય તો લોકોને હાથે થનારી અવ્યવસ્થિત મારફાડ જોડે પણ મ્હારે એથીયે ઓછો સહકાર હોઈ શકે. જો એવો ઉત્પાત ઇશ્વરને ઘેર મંજૂર હશે તો એ બે ઘમસાણ વચ્ચે ચગદાઈ જઈને હું સુખી થઈશ.

## પત્રિકા ૨ જી

**મુંબઈનાં નરનારીઓને,** (તા. ૧૯ મી)

છેલ્લા બે દિવસથી મ્હારૂં અંતર જે રીતે સળગે છે તે હું કઇ રીતે વર્ણવી બતાવું? આ હું સવારના સાડાત્રણ વાગે પૂરી શાંતિમાં લખી રહ્યો છું. બે કલાકની ઇશ્વરપ્રાર્થના અને ધ્યાન પછી એ મ્હને સાંપડી છે.

જ્યાં સુધી મુંબઇના હિન્દુ અને મુસલમાનો પારસીઓ, ખ્રિસ્તીઓ અને યહુદીઓ જોડે અને અસહકારીઓ સહકારીઓ જોડે સમાધાની ન કરે અને શાંતિ ન સ્થાપે ત્યાં સુધી કશો ખોરાક ન લેવાનો અને પાણી સિવાય કશું ન પીવાનો મેં નિશ્ચય કર્યો છે.

છેલ્લા બે દિવસ દરમ્યાન જે જાતનું સ્વરાજ મ્હેં મુંબઇમાં નિહાળ્યું તેથી મારાં હાજાં જ ગગડી ગયાં છે. હિંદુમુસલમાન એકતા તો મુંબઇના પારસી, ખ્રિસ્તી અને યહુદીઓને એક બલા જ થઇ પડી છે. અસહકારીઓના જોરજુલમ તો સહકારીઓના જોરજુલમને ભૂલાવી દે એવા નીવડયા છે, કારણ જીભને ટેરવે અહિંસાને રાખીને આપણે આપણી જોડે મળતા ન થનારાઓની ઉપર એવો તો જુલમ ગુજાર્યો છે કે આપણે આપણા ઈશ્વરના ગુન્હેગાર બન્યા છીએ. કુરાનમાંથી શું. બાઇબલમાંથી શું, ગીતામાંથી શું, અવસ્તામાંથી શું, ગમે તે શાસ્ત્રમાંથી આપણને એક જ ઇશ્વર મળે એમ છે અને એ સત્ય અને પ્રેમનો ઈશ્વર છે. આ મ્હારી શ્રદ્ધાને સાકાર ન કરી શકું તો જીવવામાં મને કશો રસ નથી. અંગ્રેજને શું કે બીજા કોઇને શું,

કોઇને જ ધિક્કારવા હું અસમર્થ છું. અંગ્રેજે સ્થાપેલી અનેક સંસ્થાઓ સામે—અને ખાસ કરીને તેણે આ દેશમાં સ્થાપેલા રાજતંત્ર સામે—બોલવામાં ને લખવામાં મેં કચાશ નથી રાખી. જો હું જીવતો રહીશ તો ભવિષ્યમાં પણ તેમ કરવું ચાલુ રાખીશ. પણ સંસ્થા કે તંત્ર સામેનો મ્હારો વિરોધ અને વ્યક્તિ તરીકે અંગ્રેજ લોકો, એ બે વચ્ચેનો તફાવત આપણને સમજાવો જ જોઇએ. મ્હારો ધર્મ મ્હને એ જ શીખવે છે કે મ્હારા પોતાની ઉપર હું જેટલો પ્રેમ કરૂં તેટલો જ અંગ્રેજ ઉપર પણ કરૂં અને આવે પ્રસંગે એ સાબિત કરી આપવા હું ન મથું તો મ્હારા માલેક પ્રત્યે હું બેવફા નીવડ્યો ગણાઉં.

અને પારસીઓ? તેમને વિષે હું જે જે કંઇ કહી ગયો છું તે અક્ષરે અક્ષર વિચારપૂર્વક જ બોલેલો છું. જો હિંદુમુસલમાન પોતાના પ્રાણ ખરચીને પણ તેમનું અને તેમની ઇજ્જતનું રક્ષણ ન કરે તો તેઓ સ્વતંત્રતાને લાયક નથી. પારસીઓએ તો હજુ હમણાં જ તેમની ઉદારતા અને મિત્રાચારીની સાબિતી આપી છે. મુસલમાનો તો ખાસ કરીને એમના આભારી છે. કારણ પારસીઓએ ખિલાફત ફંડોમાં જે આપ્યું છે તે તેમની સંખ્યા જોતાં ખુદ મુસમાનોના કરતાં પણ વધી જાય એમ છે. જો હિંદુમુસલમાન પોતે કર્યાના ભરપૂર અને સ્વેચ્છાપૂર્વક પશ્ચાતાપ ન કરે તો ૧૭ મી તારીખે જે પારસી સ્ત્રીપુરૂષોને મ્હેં જોયાં તેમની આજીજીભરી દૃષ્ટિ જોડે હું કઇ રીતે ફરી મીટ માંડી શકું?

તેમ ભાઇ એન્ડરૂસને પણ. જો હિંદી ખ્રિસ્તીઓનું આપણે આપણાં ભાઇબ્હેનોની પેઠે જ રક્ષણ કરવાને બંધાએલા છીએ તેમને કરેલા નુકસાનની ભરપાઇ આપણે નહિ કરી આપી હોય તો, જ્યારે તેઓ પૂર્વ આફ્રિકાથી પાછા ફરશે ત્યારે શું મોઢું લઇને હું મળવાનો? એમણે પોતાના બચાવની ખાતર અગર તો થએલાનું

વેર લેવા આપણી સામે શું શું કર્યું એનો વિચાર તો આપણે ન જ કરીએ.

ત્હમે જોશો કે જે થોડાં સ્ત્રીપુરૂષો ખાસ કરીને મ્હેં પેદા કરેલા જુસ્સાના આમ ભોગ થઈ પડયા તેમની મ્હારે પૂરેપૂરી ભરપાઈ કરવી રહી. દરેક હિંદુને અને દરેક મુસલમાનને પણ હું એ જ પ્રમાણે કરવા વીનવું. પણ દરેક જણને હું મ્હારી પેઠે અપવાસ કરવા નથી કહેતો. અપવાસ તો જ્યારે પ્રાર્થનાને પરિણામે અને આત્માની પ્રેરણાએ આવે છે ત્યારે જ તે યોગ્ય છે. દરેક હિંદુ અને મુસલમાનને હું પોતપોતાને ઘેર જવાને અને ખરા દિલથી ઈશ્વરની માફી માગવા અને ઈજા પામેલી કોમો જોડે ફરી એખલાસ કરવા વીનવું છું.

મ્હારા સાથીઓને મ્હારી વિનંતિ છે કે તેમણે મ્હારી તરફ દિલસોજી દેખાડવા પાછળ એક શબ્દ પણ વેડફવાની લેશમાત્ર જરૂર નથી. મ્હને એવી સહાનુભૂતિની જરૂર નથી, એને હું લાયક પણ નથી. મ્હારી તેમને એટલી જ વિનંતિ છે કે તેઓ હરપ્રયત્ને તોફાની લોકો ઉપર કાબૂ મેળવવાના પ્રયત્નમાં રોકાય. સાચે જ આ ખરેખરી ખાંડાની ધાર જેવી લડત છે. એમાં જૂઠ કે પ્રપંચને લગીરે અવકાશ નથી. તેથી આપણે આપણી લડતમાં એક પણ ડગલું આગળ વધીએ તે પહેલાં આપણાં દિલ સાફ કર્યે જ છૂટકો છે.

મ્હારા મુસલમાનભાઇઓને મ્હારે ખાસ એક શબ્દ કહેવાનો રહે છે. ખિલાફતને એક પવિત્ર લડત સમજીને જ હું તેમાં ઉતર્યો છું. હિંદુમુસલમાન એકતાને સારૂ હું મથ્યો છું, કારણ હું માનું છું કે એવી એકતા વગર હિંદુસ્તાન સ્વતંત્ર રહી શકે નહિ, અને જો બન્ને કોમો એક બીજીને પોતાની દુશ્મન માન્યાં કરે તો બન્ને પોતાના ઈશ્વરને બેવફા નીવડે. મ્હેં અલીભાઇઓને ખોળે માથું મૂક્યું છે, કારણ હું તેમને સચ્ચા, ઇમાની અને ખુદાથી ડરીને ચાલનારા માનું છું. તેથી છેલ્લા બે દિવસની ખૂનામરકીમાં મારી જાણ

મુજબ મુસલમાનોનો સૌથી વધુ ભાગ જોઇને મ્હારા દર્દનો પાર રહ્યો નથી. દરેક મુસલમાન કાર્યકર્તાને હું પ્રસંગ ઓળખવા અને પોતાના મજહબ પ્રત્યેની પોતાની ફરજ સમજી હરપ્રયત્ને આ રમખાણ અટકાવવા વીનવું છું.

ઇશ્વર આપણામાંના દરેકને ચાહે તે ભોગે પણ સત્ય જ આચરવાનું ડહાપણ અને હિંમત આપો.

## પત્રિકા ૩ જી

**મુંબઇના મવાલીઓને,** ( તા. ૨૦ મી )

હું તો એમ માની બેઠો હતો કે આટલા વખતમાં અસહકારીઓની અસર તમારી ઉપર પડી ચૂકી હશે. ધાર્મિક દૃષ્ટિએ અહિંસાપાલનની જરૂર તમો ન સમજ્યા હો તો પણ એટલું તો તમારે ગળે ઉતર્યું જ હશે કે અત્યારનો રાજદ્વારી મામલો જોતાં હિંસા કરતાં અહિંસાનો માર્ગ વધારે ડહાપણભરેલો છે. પણ એમ માની બેસવામાં મેં ભયાનક થાપ ખાધી એમ જોઈ રહ્યો છું. મેં ધારી લીધું કે આપણા દેશનું ભલું શામાં છે એ હવે તમે સમજી ગયા છો, એટલે તમારા ગુસ્સાના ઉભરાને પૂરપાર છૂટો મૂકી દઇને અને ચાલતી લડતમાં વિઘ્ન આણીને એને તમે કારી ફટકો નહિ મારો. પણ તમે તો લોકજાગૃતિની જ તક સાધીને લૂંટફાટ ને મારફાડની તમારી ભૂખ ભાગવા વળગી ગયા. નીચમાં નીચ હેવાનિયતભરેલી તમારી વૃત્તિઓને સંતોષવા લાગી ગયા. એ દેખીને મારે કાળજે ઉભો ચીરો પડયો છે. તમે પોતે હિંદુ હોવાનું અભિમાન ધરતા હો કે મુસલમાન, પારસી, ખ્રિસ્તી કે યહુદી હોવાનું અભિમાન ધરતા હો, પણ તમે તો તમારા પોતાના ધર્મનાં તત્ત્વોને નેવે મેલ્યાં છે એ ખુલ્લું છે.

હું જાણું છું કે કેટલાક મિત્રો મારી ઉપર હું મનુષ્યસ્વભાવ પારખી જાણતો નથી એવો આરોપ મૂકશે. એ આરોપ મને સાચો લાગતો હોત તો હું મારો ગુન્હો કબૂલ કરીને મનુષ્યસમાજને ત્યાગી ગયો હોત ને મનુષ્યસ્વભાવનું જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી જ સમાજમાં પાછો આવ્યો હોત. પણ હું જાણું છું, કે દક્ષિણ આફ્રિકામાં હિંદી મવાલીઓને પણ કાબૂમાં રાખતાં મ્હને બહુ મુસીબત પડી ન હતી. હું તેમને સાચવી શકયો, કેમકે હું દરેક જણની પાસે પહોંચી શકતો, જેમને રૂબરૂમાં ન પહોંચી શકતો તેમને મારા સાથીઓની મારફત પહોંચવામાં હું ફાવ્યો હતો. તમારી બાબતમાં, હું જોઉં છું કે અમે તમને પહોંચી જ શકયા નથી. હું નથી માનતો કે ધર્મનો અને દેશનો સાદ સાંભળવા છતાં તેને જવાબ દેવાની તમારામાં વૃત્તિ જ નથી.

હવે જુઓ, તમે શું કરી બેઠા છો તે ! હિંદુ અને મુસલમાન તોફાનીઓએ પારસીઓનાં પવિત્ર મંદિરોની પવિત્રતા લૂંટી, અને પોતાનાં મંદિરો કે મસીદોને પારસી મવાલીઓના કોપની ઝાળોના ભક્ષ થવા પોતાને હાથે જોખમમાં મૂકયાં. આનું પરિણામ એ થયું કે પારસી તોફાનીઓ ઓછા ગુન્હેગાર ઠર્યા. હિંદુ અને મુસલમાન મવાલીઓએ જંગલી અનાડીઓની જેમ દાદાગિરી ચલાવીને કેટલાક પારસી અને ખ્રિસ્તીઓનાં પરદેશી કપડાં ઉતરાવ્યાં. તેમણે એ વિચાર પણ ન કર્યો કે તેમના પોતાના લોકોમાં, હિંદુઓ અને મુસલમાનોમાં, બધાયે, અરે મોટા ભાગે પણ હજુ પરદેશી કપડાં પહેરવાં પાપ માનીને તેને ત્યાગ્યાં નથી. હવે તો પારસી ને ખ્રિસ્તી તોફાનીઓએ સામી હિંદુ ને મુસલમાનની ખાદી ઉતરાવવા માંડી છે. આમ આપણે બધા પાપના ચકરાવામાં ફરતા થઈ ગયા છીએ, અને આપણે કર્મે હિંદમાતા પીડાઇ રહી છે.

તમને ઠપકો આપવા સારૂ હું આ નથી લખતો. પણ આ કાગળથી હું તમને જાગૃત કરૂં છું ને અમારા અપરાધનો પણ એક-

રાર કરૂં છું કે અમે આટલા દિવસ તમારી સામું સરખું ન જોયું. હું એક રીતે પ્રાયશ્ચિત કરી રહ્યો છું. ભાઇ આઝાદ સોબાની, જયકર, જમનાદાસ મહેતા, સાઠે, આઝમઅલી વગેરે ભાઈઓ આ કમનસીબ ભડકાને કાબૂમાં લાવવાને જીવને જોખમે મથી રહ્યા છે. શ્રીમતી સરોજિની નાઇડુ તમને સમજાવીને, આજીજી કરીને શાંત પાડવા તમારા ટોળામાં દાખલ થયાં. તમારી અંદર અમારે કરવાનું જે કાર્ય તે હજુ હવે જ શરૂ થયું છે. વેર વાળવાનાં તમારાં ઘેલછાભરેલાં તોફાન શું તમે હજુ નહિ થોભાવો અને અમારૂં કાર્ય કરવાની અમને તક નહિ દો ? હિંદુમુસલમાનોએ પારસી અને ખ્રિસ્તીઓ સામે ફીનો લેતાં શરમાવું જોઇએ. વળી પારસીઓ અને ખ્રિસ્તીઓએ પણ સમજવું જોઇએ કે હિંદુમુસલમાનના ઝનૂન સામે પશુબળથી બાથ ભીડવા મથવું એ આપઘાત સમાન છે. તેમ કરવા જતાં તેમને પરદેશી સરકારનું શરણુ સ્વીકારવું પડે છે, એટલે કે પોતાની સ્વતંત્રતા વેચવી પડે છે. સારામાં સારો રસ્તો એ જ છે કે સહુ એક જ હિંદમાતાની પ્રજા છે એ તેઓ અંતરથી સમજે ને શ્રદ્ધા રાખે, કે સમજુ હિંદુમુસલમાનોએ તેમના લાભ સંભાળતાં પહેલાં નાની નાની કોમોના લાભ સંભાળવા જોઇશે, અને તેમ તેઓ સંભાળશે. મુંબઇએ તો આજે એજ સવાલ ઉકેલવો રહ્યો છે; નાની કોમોને સંપૂર્ણ રક્ષણ મળવું જ જોઇએ અને તોફાનીવર્ગ ઉપર કાબૂ મેળવવો જ જોઇએ. મને ઉમેદ છે કે તમે મુંબઇના મવાલીઓ તમારા હાથ થોભાવશો અને જે સ્વયંસેવકો તમારી સેવા કરવા ઇચ્છે છે તેમને સેવા કરવાની તક આપશો. ઇશ્વર તમારી વ્હારે ચડો. **પત્રિકા ૪ થી**

**સાથીઓને,** (તા. ૨૨ મી)

આ છેલ્લા દિવસો આપણે માટે અગ્નિચિતાની કસોટીના નીવડ્યા છે, અને ઇશ્વરનો આભાર માનીએ કે આપણામાંના કેટલાક તેમાં કાચા નીવડ્યા નથી. મ્હારી આસપાસ સૂતેલા જખમીઓ અને

જેમનાં મુડદાં પડયાનું મ્હેં સત્તાવાર શખ્સો પાસેથી સાંભળ્યું છે એ બધું આપણી વફાદારીનો પૂરતો પૂરાવો છે. કેટલાક કામદારોએ શાંતિ રાખવાની અગર તો પોતાના ઘેલા બનેલા દેશબંધુઓને તેમના કોપમાંથી ઠંડા પાડવાની જહેમતમાં પોતાની જીંદગીઓ ગુમાવી છે, હાથપગ આપ્યા છે અગર તો માર સહન કર્યો છે. આ મરણો અને શારીરિક દુઃખ બતાવે છે કે આપણા અનેક દેશબાંધવો અવળે માર્ગે ચડી ગયા છતાં પણ આપણામાંના થોડાઘણા પણ આપણા ધ્યેયને ખાતર પ્રાણ અર્પવા તૈયાર છે. જો આપણામાંના સૌ કોઈએ અહિંસાનું રહસ્ય હૃદયંગમ કર્યું હોત, અગર તો થોડાઓએ કર્યું હોત અને બીજા નિરૂપદ્રવી રહ્યા હોત તો કશું ખૂન રેડાત નહિ, પણ તેમ થવું સરજ્યું નહોતું. આ સ્થિતિમાં કોઈ ને કોઈએ તો સ્વેચ્છાથી પોતાનું લોહી આપવું રહ્યું, કે જેને પ્રતાપે શાંતિમય વાતાવરણ પ્રવર્તે. કારણ જ્યાં સુધી ખૂનામરકી કરી બેસે એટલા દુર્બળ લોકો આપણી વચ્ચે પડેલા છે ત્યાં સુધી પણ કેટલાક એવા નિર્બળ નીકળવાના જ, કે જે એવી ખૂનામરકીમાં વધુ પાવરધા અને વધુ સાધનવાળા લોકોની મદદ શોધવાના. તેથી જ આ તોફાનોમાં પારસીઓએ અને ખ્રિસ્તીઓએ સરકારની મદદ શોધી અને તે તેમને મળી પણ ખરી. તે એટલે સુધી કે સરકારે આ તોફાનમાં છડેચોક પક્ષ લીધો અને આ કોમોના લોકોને હથિયાર વિગેરેની મદદ આપીને સામું વેર વાળવાનાં તોફાનો કરવામાં ઉત્તેજન આપ્યું. આમ જેઓ મૂળમાં પહેલાં જ તોફાન શરૂ કરવાના ગુન્હેગાર હતા, તેવાઓ જ્યારે પારસી અને યહુદીઓના કોપના શિકાર થઈ પડવા લાગ્યા ત્યારે તેમાંના એકનેયે બચાવવાની સરકારે રજ પણ દરકાર કરી નહિ. આમ સરકાર શાંતિ જાળવવાને સારૂ નહિ પણ ઇજા પામી તોફાને ચડેલા પોતાના મળતીઆઓનાં તોફાન ચાલૂ રખાવવાને સારૂ ખૂનામરકી કરતી ઉઘાડી પડી છે. ખ્રિસ્તીઓ સકારણ ગુસ્સે થએલા એ ખરૂં, પણ ત્યારે તેમણે નિર્દોષ માણસોની સફેદ

ટોપીઓ' ઝૂંટવી લેવા માંડી અને તે આપવાની ના પાડનારાઓને તંગ કરવા મંડયા, અગર તો જ્યારે પારસીઓએ કેટલાક લોકોને સામસામી મારામારીમાં નહિ પણ કશા હુમલા વગર, કેવળ પેલાઓ હિંદુ, મુસલમાન અગર તો અસહકારીઓ હતા એટલા જ કારણસર મારવા માંડયા અગર તો ગોળીઓથી વીંધવા માંડયા, ત્યારે સરકારની પોલિસ અને લશ્કર નિર્લજ્જ બેપરવાઇપૂર્વક ઉભું ઉભું જોઇ રહ્યું હતું. પારસીઓ અને ખ્રિસ્તીઓનો રોષ તો ઘડીભર સમજી પણ શકાય, પણ પોલિસ અને લશ્કરે આમ છડેચોક પક્ષ લઇને ચલાવેલા ગુન્હાખોર વર્તનનો તો કોઇ રીતે બચાવ જડી શકે તેમ નથી.

તેથી અસહકારી કાર્યકર્તાઓને માટે તો, સરકારના, પારસીઓના, ખ્રિસ્તીઓના અને બીજા જે જે કોઈ હિંદુ મુસલમાન અસહકારીઓની તરફની સહાનુભૂતિને ખાતર પારસી, ખ્રિસ્તી કે યહુદીઓને મારફાડ કરવા નીકળી પડશે તે તે બધાના ઘા ખાવાપણુંજ રહ્યું છે. આ એકજ માર્ગ ખૂનામરકીનાં તત્ત્વોને થીજવી દેવાનો આપણી સામે ખુલ્લો છે. તાત્કાળિક સ્વરાજનો માર્ગ, મારફાડનાં તત્ત્વો ઉપર વધુ જબરૂં જોરજબરાઇનું બળ દાખવીને નહિ પણ નૈતિક અસર પાડીને કાબૂ મેળવવામાં જ રહેલો છે. કારણ એ તો આપણને દીવા જેવું સ્પષ્ટ દેખાવું જોઇએ કે પશુબળના માર્ગ અને સાધનસરંજામમાં સરસાઈ કરી બતાવીને આ સરકારને હંફાવવાની વાત તો આપણે માટે અસંભવિત વસ્તુ છે.

કેટલાક માને છે કે થયું તે ખૂરૂં થયું, પણ આખર તો બરાબર ૧૭ મી તારીખે જ આવાં રમખાણો ફાટી નીકળવામાં શાહજાદાના સત્કાર સામે પ્રજાનો તીવ્ર રોષ જે રીતે જાહેર થયો તેટલી અસરકારક રીતે તે બીજી કોઈ રીતે ભાગ્યે જ થાત. આ દલીલ જેટલું અજ્ઞાન તેટલી જ દુર્બળતા સૂચવનારી છે. અજ્ઞાન એ કે આપણી નેમ શાહજાદાના સત્કારને નુકસાન પહોંચાડવાની

હતી જ નહિ, અને દુર્બળતા એ કે આપણામાં જો કંઇ બળ છે તો તેના જ્ઞાનથી સંતુષ્ટ રહેવાનું છોડી તેની જાહેરાત કરવા પાછળ હજુયે આપણે તૂટી મરીયે છીયે. હું પ્રત્યેક કાર્યકર્તાને કઇ રીતે સમજાવું કે ખિલાફત, પંજાબ અને સ્વરાજને લગતા આપણા ત્રિવિધ કાર્યક્રમને આપણે આ કાર્યથી ચોક્કસપણે પાછો હડાવ્યો છે. જ્યારે ઠેઠ ૧૭ મી તારીખ સુધી અને તે છેક એલફિન્સ્ટન મીલના ચોગાનની જંગી સભામાં આપણે એકઠા થયા તે ઘડી સુધી, ૩૧ મી ડિસેમ્બર પહેલાં સ્વરાજ્યસ્થાપના કરવાને લગતો કાર્યક્રમ પાર ઉતારવાની બાબતમાં મ્હારી લગભગ ખાત્રી હતી, ત્યારે આજે હવે મ્હારી એ આશા રહી નથી. આજના વાતાવરણમાં બારડોલીમાં શું કે બીજી કોઇ જગાએ શું, લોકસમુદાયને હાથે કાયદાનો સવિનય ભંગ શરૂ કરાવવાની મ્હારી છાતી નથી. મહાસભાની કારોબારીસમિતિ સુદ્ધાં હું માનું છું ત્યાં સુધી આવા જ નિર્ણય ઉપર આવશે. અને આપણો કાર્યક્રમ આમ મુલ્તવી રાખવાની ફરજ પડે અગર તેમાં ફેરફાર કરવો પડે એ શાહજાદાના આગમનની બાબતમાં પ્રજાની ખરી લાગણીને વિષે બ્હારની દુનિયામાં વસતા અજ્ઞાનના કરતાં શું આપણું વધુ મોટું નુકસાન નથી? આપણા ટટપૂંજીઆ સામર્થ્યનું બેહુદું પ્રદર્શન કરવા કરતાં એ બળનો સંચય કરવો એ શું વધુ મહત્વનું નથી?

પણ કાર્યકર્તાઓ આ બધું સમજે અને પોતાની જોખમદારી શોભાવે તો હજુ બાજી હાથથી ગઇ ન કહેવાય. આપણે મુંબઇના તોફાનીઓનાં મન જીતી લઇયે. આપણે મીલકામદારોની ઓળખાણ કરીયે. તેમણે કાં તો સરકારની પાંખ હેઠળ રહેવું રહ્યું અગર તો આપણું કહ્યું કરવું રહ્યું. એટલે કાં તો તોફાન રમખાણ કરવાં અગર તો હરહાલતમાં તેની અશાંતિની સામા થવું રહ્યું. એમાં વચલો માર્ગ છે જ નહિ. તેઓએ આપણા કાર્યમાં દખલ ન જ દેવી

જોઇએ. કાં તો તેમણે આપણા પ્રેમને વશ થવું રહ્યું અગર તો લાચાર બનીને સંગીનોના ભોગ થવું રહ્યું. તેમણે અહિંસાના વાવટા હેઠળ ખૂનામરકી કરવાના હેતુથી આશ્રય ન જ શોધવો જોઇએ. અને આ આપણો સંદેશ તેમને પહોંચાડવાને સારૂ આપણે દરેક મીલકામદારને એકએક કરીને મળવું જોઇએ અને તેને આપણી લડતનું રહસ્ય સમજાવવું જોઇએ. તે જ પ્રમાણે બીજા મવાલી ગુંડવર્ગને પણ આપણે મળવું જોઇએ, તેમના ઉપર મમતા કરવી જોઇએ અને તેમને આ લડતની ધાર્મિકતા સમજવામાં મદદ કરવી જોઇએ. આપણે તેમને વિસારી ન મૂકીએ, આપણે તેમને મોઢે પણ ન ચડાવીએ. આપણે માત્ર તેમના સેવક બનીએ.

આપણે થીગડાં દીધેલી શાંતિ નથી ઇચ્છતા. આપણે તો સરકારની મદદ વગર અને કોઇવાર તેના પ્રત્યક્ષ વિરોધ છતાં નભી રહેનારી શાંતિની ખોળાધરી જોઇએ છે. આપણે તો હિંદુમુસલમાન-પારસીખ્રિસ્તીયહુદીની વચ્ચે દિલની એકતા જોઇએ છે. છેલ્લી ત્રણુ કોમો પહેલી બેનો અણુવિશ્વાસ રાખે, અને કદાચ રાખે પણ-છેલ્લા બનાવોએ એવા અણુવિશ્વાસને મજબૂત થવાનાં કારણો આપ્યાં છે—તો એ અણુવિશ્વાસ હડાવવાને સારૂ આપણા તરફથી ખસૂસ પ્રયત્નો થવા જોઇએ. જો તેઓ પૂરા અસહકારી થવા ના પાડે અગર તો સ્વદેશી કે ધોળી ટોપી અખત્યાર ન કરે તો આપણે તેમને કનડવા ન જોઇએ. તેઓ હરવખતે સરકારનો બચાવ કરે તોપણુ આપણે ચીડાવું ન જોઇએ. આપણે નરી પ્રેમભરી સેવાને બળે જ તેમને અંતે આપણા કરી લેવા જોઇએ. આ અત્યારની સ્થિતિની આપણી જરૂરીઆત છે.

આ ન જોઇતું હોય તો બીજો રસ્તો એક જાદવાસ્થળીનો છે. અને એ જાદવાસ્થળી પણ એવી સ્થિતિમાં કે જ્યાં એક ત્રીજી વિદેશી સત્તા ઘડીમાં એક બાજુનો અને ઘડીમાં બીજી બાજુનો પક્ષ

કરીને પોતાની સત્તાનાં મૂળ વધુવધુ મજબૂત કરવાને ટાંપી રહી છે. આવી જાદવાસ્થળીમાં દેશને હોમવાનું તો આ કાળમાં અસંભવિત જ હોવું જોઇએ.

અને નાની કોમોની બાબતમાં જે સાચું છે તેજ સહકારીઓની બાબતમાં પણ એટલું જ સાચું છે. આપણે તેમની જોડે પણ આકળા ન જ થઇએ, તેમને પણ બરદાસ કરીએ. જો આપણે સરકારની જોડે અસહકાર કરવાને આપણને સ્વતંત્ર માનીએ છીએ તો સરકારની જોડે સહકાર કરવાની તેમની સ્વતંત્રતાને પણ આપણે સ્વીકારવી જ જોઇએ. જો આપણે પોતે અલ્પ સંખ્યાવાળા હોત અને સહકારીઓ મોટી સંખ્યામાં હોવાથી આપણી સામે જોરજુલમ શરૂ કરી દેત તો આપણને કેવું લાગત ? અહિંસામય અસહકાર એ જ આપણા વિરોધીઓને જીતી લેવાનો એકમાત્ર રામબાણ ઇલાજ દુનિયાને જાણીતો છે. અને આપણી લડતનું રહસ્ય અંગ્રેજો સમેત આપણા એકેએક વિરોધોને એજ રસ્તે જીતી લઇને આપણા પક્ષના કરી મૂકવામાં રહેલું છે. અને એમાંના દુર્બળથી માંડીને બળીઆમાં બળીઆ સુધીના પ્રત્યેક જણને વિષે દ્વેષભાવ ત્યાગીને જ આપણે તેમ કરી શકીએ. આ મહત્કાર્ય આપણાથી ત્યારેજ થઈ શકે જ્યારે આપણે આપણામાં રહેલા સત્યને ખાતર જેઓ તે સત્યને ભાળી શકતા નથી તેમને મારીએ નહિ પણ તેને ખાતર જાતે મરવા તૈયાર થઇએ.

# બારડોલી—આણંદને.

બારડોલી તથા આણંદનાં ભાઇબ્હેનો,

હું જાણું છું કે તમારા દુ:ખનો પાર રહ્યો નથી. તમે મોટી આશા રાખી હતી. તમે આ વર્ષમાં જ તમારાં યજ્ઞ—કુરબાની—થી સ્વરાજ મેળવવાની, મુસલમાનભાઇઓનો ને પંજાબનો જખમ રૂઝવવાની અને અલીભાઇઓ ૯૦ કેદીઓને છોડાવવાની હામ બીડી હતી.

પણ ઈશ્વરે ધાર્યું હતું બીજું.

'નીપજે નરથી તો કોઇ ન રહે દુ:ખી'

એવું સત્ય નરસિંહે ગાયુંછે. આપણામાં નીપજાવવાની શક્તિ જ નથી. આપણે તો ઇચ્છીએ ને મહેનત કરીએ. રામચંદ્ર જેવાને જે ચોઘડીએ ગાદી મળવાની હતી તે ચોઘડીએ વનવાસ મળ્યો તો આપણે કોણ?

મારા પરમ મિત્ર, પંજાબના સાથી, જેમને મેં પંજાબના દુ:ખે રોતાં જોયા છે ને જેમણે આજે ઘડપણમાં જુવાન જેટલું

કામ આદર્યું છે, જીંદગી આખી એશઆરામમાં રહેલ એવા જેમણે તમારે ને મારે સારૂ એશઆરામ છોડયા છે ને તેમાં સુખ માની લીધેલ છે, તેમનું દુઃખ હું વિચારી રહ્યો છું. તે પોતાના ખેડા જીલ્લાને અને તેમાંયે આણંદને જેલમાં તુરત નહિ મોકલી શકે એ તેમને ભારે દુઃખ લાગે છે. તેઓને અને તમને હું ખાત્રી આપું છું કે ધીરજનાં ફળ મીઠાં જ આવશે.

કંઇ ઢોળાઈ નથી ગયું. આપણે બાજી હારી નથી ગયા. આપણે તો દુઃખમાંથી સુખ નીપજાવી શકયા છીયે. અશાંતિ થઈ ગઇ પણ તેમાંથી શાંતિ મેળવી લીધી છે એમ લાગે છે. ઇશ્વરે નાનું દુઃખ આપી મોટામાંથી આપણને ઉગારી લીધા છે.

બારડોલીથી મને એક કાગળ આવ્યો છે. બારડોલી વિષે બીજો કાગળ આવ્યો છે. તેમજ ખેડા વિષે મેં કાગળ જોયો છે. તે બધામાં એમ જણાવે છે કે તમે ખરી રીતે તૈયાર નથી. નથી શાંતિની બાબતમાં કે નથી સ્વદેશીમાં. એક કાગળ વિગતો આપી જણાવે છે કે બારડોલીમાં બળાત્કાર થયો છે, બળાત્કારે ટોપીઓ ઉતરી છે, પીઠાવાળા પર પણ બળાત્કાર થયા છે, ગાળો દેવાઇ છે. બન્ને તાલુકાઓમાં ઘણા લોકો ખાદી પહેરવાનો ડોળ માત્ર કરે છે, ઘણા બહાર ખાદી પહેરીને નીકળે છે પણ ઘરમાં પેટીઓ તો પરદેશી કપડાંથી ભરી છે, ખીંટીએ પણ પરદેશી કપડાં ટાંગેલાં છે, ઓરતોમાં મરદો કરતાં પણ ઓછું સ્વદેશી છે. ખેડાવાળો કાગળ કહે છે કે ઉજળું એટલું દૂધ નથી. ઘણું ઢંકાય છે, ઘણું છૂપાવવામાં આવે છે. કોઈ બીચારા શંકા ઉઠાવે તો તેમને દાબી દેવામાં આવે છે.

આ બધું ખરૂં જ છે એમ હું નથી કહેતો. તેમાં અતિશયોક્તિ હોય. પણ ટીકાકારો પાસેથી આપણે બહુ શીખીયે છીયે. તેમની આંખે આપણે પોતાને જોવાની ટેવ પાડીયે તો જોતજોતામાં આપણા દોષોમાંથી મુક્ત થઇયે. આપણી પીઠ તો બીજા જ જોઈ શકે.

તમારી પાસેથી હું તો શુદ્ધમાં શુદ્ધ યજ્ઞ ઇચ્છું છું. ઇશ્વરના દરબારમાં શુદ્ધ બલિદાનનો જ સ્વીકાર છે. વણમાગ્યો જે વખત મળ્યો છે તેમાં ખોડો બધી કહાડો, બધા રેંટીયાધર્મને ખૂબ પાળો. દરેક ઘરમાં સારૂં, મજબૂત, કીટી વિનાનું સુતર રોજ કંતાતું હોય, કોઇ ભૂખે ન મરતું હોય, કોઇના ઘરમાં પરદેશી કાપડનો મેલ ન રહે, એવી તજવીજ કરો. મેં સૂચવ્યા છે તે આંકડા ભેળા કરો.

જો કોઇનાં પણ કપડાં બળાત્કારે પડાવ્યાં હોય તો તેની માફી માગો. સહકારીઓ તરફ મનમાં પણ ગુસ્સો ન રાખો. તેમના દુઃખમાં તેમની સેવા કરો. અમલદારોની ખુશામત ન કરો, તેમ તેમનાથી ડરો પણ નહિ. પોલિસનો ડર ન રાખો. તેઓ પણ આપણા ભાઇઓ છે એમ સમજી તેમની ઉપર પ્રીતિ રાખો. હજુ પણ તમારાં છોકરાં સરકારી નિશાળોમાં જતાં હોય તો તેમને ઉઠાડી લ્યો. અને અસહકારને વધારતાં બળાત્કાર ન વાપરો. તમારાં ગામોમાં એક પણ સહકારી હોય તો તેના પ્રત્યે વેરભાવ ન રાખો, પણ એમ સમજો કે જેટલો હક તમને તમારો મત ધરાવવાનો છે તેટલો જ તેને તેનો મત ધરાવવાનો છે.

તમારા મનમાં હજુ ઢેડભંગી પ્રત્યે તિરસ્કાર હોય તો તે કહાડો. તેમનાં છોકરાંને તમારી નિશાળોમાં પ્રેમપૂર્વક રાખો, નોતરો. તેમના વાડા તપાસો, ત્યાં પાણી વિ૰ની સગવડ ન હોય તો કરો, તેમને એઠા અન્નની ભિક્ષા ન આપો, તેને બદલે પગાર વધારજો અથવા કાચું વગર રાંધેલું અનાજ આપજો.

તમારા ગામમાં દારૂ પીનારા હોય તો તેમને વીનવીને, સમજાવીને તેમની આ બૂરી આદતથી તેમને છોડવજો. ન જ માને તો ભલે દારૂ પીએ. તમારા ગામમાં પીઠું હોય તો પીઠાવાળાને પણ નમ્રતા પૂર્વક સમજાવજો. તેની ઉપર રોષ ન કરજો, તેની દયા ખાજો,

તમારા ગામમાં કોઇ મવાલી, ઠાંડ કે ચોર રહેતા હોય તેમ-નાથી પણ ન ડરજો કે ન તેમને ડરાવજો. તેમને પણ ભાઇ ગણી ભેટજો ને તેમની આદતોથી તેમને બચાવવા તેમની સ્થિતિ સમજજો, ને એવા ચોર લુંટારાનાં મન ફેરવવા પ્રયત્ન કરજો. અને સાથે તેમના ત્રાસથી બચવા ને તમારાં બાળબચ્ચાંને બચાવવા, મિલ્કતનું રક્ષણ કરવાની શક્તિ મેળવજો. એ શક્તિ મેળવવા સારૂ તમે તમારા જ ચોકીદાર નીમજો. તેઓને ચોરની સાથે લડવાની જરૂર નહિ પડે. ચોકી થતી હશે તો ચોર નહિ આવે. જાગતાને ભય નથી, એ કહેવત તદ્દન ખરી છે. છતાં કોઇ મારી જાય એમ બને, તો તેથી નિડર રહેજો. તમારા તાલુકાના દુર્જનોની તમને ખબર હોવીજ જોઇએ.

આણંદમાં તો ડાકોરજી બિરાજે છે. ડાકોરજીનું વર્ણન હું એક વેળા આપી ગયો છું. તેની બાહ્ય ને અંતર અવસ્થાને તમે સુધારો ત્યારે આણંદ તાલુકો ખરો લાયક બન્યો કહેવાય. મંદિરનો ઝગડો મટયો? તળાવ સ્વચ્છ છે? યાત્રાળુઓ નામના મટી ખરા થયા? અત્યાચારો મટયા? ડાકોરમાં બધે સ્વચ્છતા ફેલાઈ? ડાકોરના મંદિ-રમાંથી પરદેશી કપડાંનો બહિષ્કાર થયો? તમારા તાલુકામાં હજુ લોકોને પોતાના ઝગડા કોરટોમાં લઈ જવા પડે છે?

તમે ખચિત માનજો કે જો અસહકારીઓ ખરા થાય, તેઓમાં પ્રેમ પેદા થાય તો તે પ્રેમને વશ બધા થવાના જ છે. હું પ્રતિજ્ઞા કરીને કહું છું કે જો તમારા બે તાલુકા અસહકારનાં બધાં અંગોનું સર્વાંશે પાલન હજુ કરી શકે તો આ વર્ષમાંજ સ્વરાજ છે. અને તમે વિચારો તો તે મુશ્કેલ નથી. જો તમારાં બધાનાં દિલ ઉપર ચોટ લાગી હોય તો સહેલું છે. જો તમે વગર સમજ્યે, ને દ્વેષભાવે કામ કરી રહ્યા હશો તો અઘરૂં છે.

હું ઘણીવાર કહી ગયો છું કે અસહકારનું મૂળ પ્રેમમાં છે. વેરમાં નથી જ. આત્મબળ એ પ્રેમબળ છે ને જગત્ તે બળને વશ છે.

તમારા બળથી તમારે હિંદુસ્તાનને મુક્ત કરવું હોય તો તમે પ્રેમ વરસાવો. તમારે પરદુ:ખભંજન કહેવાવું હોય તો તમારામાં સહનશીલતા, શૌર્ય, સત્ય ઇ૦ મૂર્તિમંત થવાં જોઇએ. દેખાવ માત્રથી કંઈ સ્વરાજ મળવાનું નથી.

મુંબઇમાં થએલા દોષ છતાં પણ તમારે આ વર્ષે સ્વરાજ મેળવવું હોય તો તમારે હાલ છે તેના કરતાં ઘણી જ વધારે આત્મશુદ્ધિ કરવી પડશે. એટલે તમારે સાચા હિંદુ, સાચા મુસલમાન, સાચા પારસી, સાચા ખ્રિસ્તી બનવું જોઇશે.

રખેને ભૂલતા. તમારી વચ્ચે રહેલા પારસી, ખ્રિસ્તીઓને ભેટજો. તેમને તમારા શુદ્ધ પ્રેમથી નિર્ભય કરજો.

મારી આશા તમે ન છોડજો. તમારી આશા મારે ન છોડવી પડે એમ ખચિત કરજો. બનતી ઉતાવળે તમને મળવા હું આવીશ. દરમ્યાન તમારી તૈયારી કર્યા જ કરજો.

તમારો સેવક,

**મોહનદાસ કરમચંદ ગાંધી.**

**નવજીવન, તા. ૨૭ નવેમ્બર, ૧૯૨૧.**

# એરણ ઉપર.

છાપાંઓમાં ને ખાનગી ખબરો ઉપર ખબરો ચાલી આવે છે અને સ્વરાજની મુંબેશમાં કેદ થનારા વીર યોદ્ધાઓનાં નામની લાંબી લાંબી યાદીઓ એક પૂરી ન થાય ત્યાં બીજી હાથમાં આવીને પડે છે. પં. મોતીલાલ નેહરૂ પકડાયાની ખબર સાંભળી નીચેનો લેખ ગાંધીજીએ છેલ્લા 'યંગ ઇંડિયા' ના વધારા તરીકે પાછળથી ઉમેરાવ્યો. ત્યારબાદ અલ્લાહાબાદ ખાતે શ્રી. કપિલદેવ માલવિય અને તેમના છ સાથીઓ શ્રી. મોહનલાલ નેહરૂ, મૌ. કમાલુદ્દીન જાફરી, શ્રી. ગૌરિશંકર મિશ્ર, શ્રી. પુરૂષોત્તમદાસ ટંડન ( અલ્લાહાબાદ મ્યુનિસિપાલિટીના ચેરમન ) લખનૌના મૌ. સલામતુલ્લા, આસામવાળા મૌ. મુસાવીર અને બીજાઓ પકડાયાની, મહાસભા તથા ખિલાફત સમિતિઓની ઑફિસોની જડતીઓ લેવાયાની, દફતરો જપ્ત થયાની, અને કલકત્તા ખાતે દેશબંધુ ચિત્તરંજન દાસનાં પત્ની, ભગિની, ભત્રીજી તથા બીજી પચાસ બ્હેનો રસ્તાપર ખાદી વેચવાના 'ગુન્હા'સર ગિરફતાર થયાની ખબરો આવી લાગી છે.—ઉપતંત્રી.

અલાહાબાદ તાર આવ્યો છે તેમાં જણાવે છે કે પંડિત મોતીલાલજી નેહરૂ, ભાઈ જવાહરલાલ નેહરૂ, પં. શ્યામલાલ નેહરૂ અને 'ઇન્ડિપેન્ડન્ટ'ના તંત્રી શ્રી૦ જ્યોર્જ જોસફને પકડવામાં આવ્યા છે. તાર મ્હને ગઇ રાતના ૧૧ વાગે મળ્યો. વાંચીને હું સાચે જ ખુશી ખુશી થયો. મ્હેં ઇશ્વરના ધન્યવાદ ગાયા.

પંડિતજીને પકડશે એમ મ્હેં ન્હોતું જ ધાર્યું. હું પંડિતજીને હમેશ કહેતો કે તમારી વારી છેલ્લી રહેવાની. મ્હને લાગતું કે સર હારકોર્ટ બટલર પંડિતજી ઉપર હાથ નાંખવાની હિમ્મત કરે નહિ: પંડિતજીને પકડે તેજ દિવસે એમના મિત્ર મહમદાબાદના રાજાસાહેબ સરકારના હોદ્દામાં રહેવાની ના લખી મોકલે સર હારકોર્ટ બટલરની નિષ્કામ હિમ્મતને જોઇ હું તાજુબ થઇ રહ્યો છું.

પંડિતજી જેવીતેવી મુસ્કેલીઓ વચ્ચે નહોતા ઝૂઝી રહ્યા. દમનો વ્યાધ એ એમનો જુનામાં જુનો વેરી છે. હું જાણું છું કે આજે નિર્ધન હિંદની ખાતર તેઓ જે ધગશથી લોહીનું પાણી કરી રહ્યા છે તેવો પરિશ્રમ પોતાના ધનવાનમાં ધનવાન અસીલોને સારૂ અગર તો એ વરસ પર જખમી પંજાબને સારૂ પણ તેમણે ઉઠાવ્યો નથી. મ્હેં અનેક વેળા તેમને વિશ્રાંતિ લેવા વીનવ્યા હશે, પ્રત્યેક વેળાએ તેમણે ના પાડી છે. મ્હને આનંદ થાય છે કે જે અથાગ પરિશ્રમ તેમના શરીરને ક્ષીણ કરી રહ્યો હતો તેમાંથી હવે તેમને આરામ મળ્યો.

પણ વધુ આનંદ તો મ્હને એ વિચારે થયો કે મુંબઇના દુષ્કૃત્યે જે સુફલનાં બારણાં મ્હને બંધ થયાં ભાસ્યાં હતાં તે જ સુફલ આમ એકાએક દેશના મ્હોટામાં મ્હોટા ને ઉજ્જ્વળમાં ઉજ્જ્વળ પુરૂષોનાં નિર્દોષ બલિદાન શરૂ થઇને પાછું લાધવાનો વખત આવી લાગ્યો છે. મ્હારે હિસાબે તો નિર્દોષોની આવી શુદ્ધ કુરબાનીઓ એ જ સ્વરાજ છે. હવે અલીબિરાદરો અને તેમના સોબતીઓ જેલમાં રહે તેમાં શરમ નથી. હિંદુસ્તાને બતાવી આપ્યું છે કે પ્રજા અલીબિરાદરોની કુરબાનીને સાવ નાલાયક નથી નીવડી.

પણ મ્હારા આ આનંદને—જેમાં દેશના હજારો લોકો આજે ભાગ લઇ રહ્યા છે એમ હું માનું છું—શરત રહેલી છે. તે શરત એ કે જ્યારે આપણા એકેએક આગેવાનને આપણી વચ્ચેથી પકડી જવામાં આવે ત્યારે પણ ચાહે તેવા અંતર ઉકાળનાગ સંજોગો છતાં આપણે સંપૂર્ણ શાંત જાળવીયે. **જો આ બધી જ પકડાપકડી છતાં આપણી વચ્ચે સંપૂર્ણ અહિંસાની આણ વર્તેલી રહે તો આપણી જીત સંપૂર્ણ છે. જો શાંતિ જાળવવાને સારૂ આપણી વચ્ચેનાં બધાં જ શાંત અશાંત તત્ત્વો ઉપર આપણે પૂરેપૂરો કાબૂ ન રાખી શકીએ તો આપણે ભૂંડી રીતે હારવાના.** આપણે માર્યા વિના મરવા નીકળ્યા છીએ. આપણે કશું દુઃખ માન્યા વગર—કશો ધોખો કર્યા વગર—જેલમાં જઇ બેસવાની પરહણ કરી છે. આપણે જ કરેલી બોલીની સામે આપણે કેમ વાંધો ઉઠાવીએ ?

ઉલટું આપણો અહિંસાધર્મ તો આપણને આપણા શત્રુઓ પર પણ પ્રેમ કરવાનું શીખવે છે. આપણે તો અહિંસામય અસહકારથી જ આપણા અંગ્રેજ રાજકર્તાઓના અને તેમના મળતીઆઓના રોષને જીતવા માગીએ છીએ. આપણે તો તેમની ઉપર પ્રેમભાવ જ રાખીએ અને પ્રાર્થના કરીએ કે ઇશ્વર તેમને આપણી નજરે જે તેમની ભૂલ દેખાય છે તે જોવાની દૃષ્ટિ બક્ષે. આપણી એ પ્રાર્થના દુર્બળની નહિ પણ બળિયાની જ પ્રાર્થના હોવી જોઇએ. આપણું બળ અનુભવીને આપણને સરજનહારની આગળ ઉલટા વધુ નમ્ર બનીએ.

આ કસોટીની ક્ષણે કહો કે વિજયની ક્ષણે કહો, મ્હારા ધર્મનો પણ હું એકરાર કરી લઉં. હું તો મ્હારા શત્રુઓની ઉપર પણ પ્રેમ કરવાના પંથમાં માનનારો છું. વળી હું માનું છું કે હિંદુસ્તાનના હિંદુ મુસલમાન શીખ પારસી ખ્રિસ્તી અને યહુદીઓને સારૂ અહિંસા એ જ એક માત્ર તરણોપાય છે. હું માનું છું કે સ્વેચ્છાપૂર્વક

આપેલા આત્મબલિદાનમાં પથ્થરનાં અંતઃકરણને પીગળાવવાની શક્તિ છે. હિંદુસ્તાનની મુક્તિની લડતનો મુખ્ય ભાર ઉપર ગણાવેલી કોમો-માંની પહેલી ત્રણ ઉપર જ રહેવાનો. છેલ્લી ત્રણ કોમો તો પ્હેલી ત્રણને એકઠી થયેલી જોઇ ડરશે. પણ આપણે આપણી નમૂને-દાર વર્તણૂકથી તેમને બતાવી આપવું જોઇએ કે તેઓ આપણા સગા ભાઇ છે. ખુદ અંગ્રેજોને પણ આપણે બતાવી આપવું જોઇએ કે હિંદુસ્તાનના દૂરમાં દૂરના ખૂણામાં સુદ્ધાં તેઓ આપણી વચ્ચે તેટલા જ સલામત છે જેટલા તેઓ પોતાને મશીનગનોની પાછળ સલામત માને છે.

ઇસ્લામની, હિંદુધર્મની, શીખધર્મની, ખ્રિસ્તીધર્મની, પારસી-ધર્મની, યહુદીધર્મની અત્યારે કસોટી ચાલી રહી છે. બલ્કે **ધર્મ** પોતેજ અત્યારે આ દેશમાં એરણ ઉપર છે. કાં તો આપણે ઈશ્વરને અને તેના ન્યાયને માનનારા છીએ એ આપણે બતાવી આપવું રહ્યું છે અગર તો આપણે એ બન્નેનો ઇન્કાર કરીએ છીએ એમ આપણે જાહેર કરવું રહ્યું છે. મ્હારો ખાનદાનમાં ખાનદાન મુસલમાનો જોડેનો પરિચય તો મ્હને એજ શીખવે છે કે તલવારથી નહિ પણ પ્રાર્થના અને ઇબાદતને પરિણામે પ્રેમથી ઓતપ્રોત બનેલા અને પ્રત્યેક જમાનામાં ચાલ્યા આવતા એના સંતફકીરોથી જ ઇસ્લામ દુનિયામાં ફેલાયો છે. તલવાર ખેંચવાની ઈસ્લામમાં પરવાનગી છે એ સાચું: પણ તેને માટે મૂકેલી શરતો પણ એટલી કડક છે કે તે દરેક માણસને હાથે પૂરી થવી અસંભવિત છે. ધર્મને ખાતર એવી જેહાદ ફરમાવનારો કશી જ ભૂલ કે દોષ વિનાનો સેનાપતિ અત્યારે ક્યાં? એવી તલવાર ખેંચવાના વિચાર પ્હેલાં જે **અનહદ વિશ્વપ્રેમ**, અને જે શુદ્ધિ આવેલી હોવી જોઇએ તે ક્યાં? હિંદુઓ પણ હિંદી મુસલમાનોના જેવા જ મર્યાદાઓથી બંધાએલા છે. શીખોનો તાજો ઇતિહાસ પણ એવા શરીરબળના ઉપયોગની સામે જ સાક્ષી પૂરી

રહ્યો છે. આપણામાં હજુ એટલા બધા દ્વેષ, એટલો મેલ, એટલો સ્વાર્થ ભરેલો છે કે મ્હારા ભાઈ શૌકતઅલી કહે તેમ 'અલ્લાહ કી રાહ મેં' તલવાર ખેંચવાનો અધિકાર આપણો નથી. અને પોતાનો સર્વ મેલ ધોઈ નાંખી શુદ્ધ બનેલા હિંદુસ્તાનને તલવાર ખેંચવાની રહેશે ખરી? આવી આત્મશુદ્ધિનો કાર્યક્રમ જ આપણે ગયે વરસે કલકત્તામાં અખત્યાર કર્યો.

ત્યારે આપણે શું કરીએ? અલબત્ત, અહિંસાપરાયણ રહીએ અને છતાં સરકારને જેટલા જોઈતા હોય તેટલા હસતાં હસતાં શિકાર આપવા જેટલા બળવાન બન્યા રહીએ. આપણું કાર્ય આપણે ઘડિયાળના જેટલી નિયમિતતાથી ચલાવ્યે જઈએ. દરેક પ્રાંત જેમ પોતાના આગેવાનો પકડાતા જાય તેમ એક પછી એક નવા મુખીઓ ચૂંટતો જાય. લાલાજીએ આ બાબતમાં દરેક જાતની ગોઠવણ કરી બતાવીને સુંદર દાખલો બેસાડી આપ્યો છે. દરેક પ્રાંતમાં સમિતિના પ્રમુખ અને મંત્રીને જરૂર પડે વાપરવાની ખાસ સત્તાઓ આપી મૂકવી જોઈએ. કારોબારી મંડળો બની શકે તેવડાં ન્હાનામાં ન્હાનાં રહે. મહાસભાનો દરેક સભ્ય સ્વયંસેવક બને.

વળી આપણે જેમ કેદથી ભાગીએ નહિ તેમ નાહકનું અડપલું કરીને પણ કેદ ન જ માગીએ.

સ્વદેશીની પ્રવૃત્તિને આપણે દિન પ્રતિદિન વધુ ને વધુ જોસભેર ચલાવીએ અને જ્યાં સુધી આપણને જરૂરી બધી જ હાથકંતામણની ખાદી આપણે હાથે પેદા કરતા થઈ જઈ પરદેશી કાપડનો સંપૂર્ણ બહિષ્કાર પાર ઉતારીએ નહિ ત્યાં સુધી જંપીએ નહિ.

આપણો એકેએક આગેવાન અને એકેએક મુખી પકડાય તોપણ જ્યાં સુધી સરકાર બળનો ઉપયોગ કરીને વીખેરી નાંખે નહિ ત્યાં સુધી ચાહે તેમ થઈ જાય તોપણ આપણે મહાસભા ભરીએ જ છૂટકો.

અને જો આપણે ડરી ન જઇએ, તેમ ઉશ્કેરાઇને ખૂનામરકી પણ ન કરી બેસીએ અને આપણી સામેનું રાષ્ટ્રકાર્ય આગળ જ ધપાવ્યે જઇએ તો આપણે અલબત્ત સ્વરાજ મેળવ્યું સમજવું. કારણ એવી અહિંસાપરાયણ, નિશ્ચયી અને ધર્મનિષ્ઠ પ્રજાની પ્રગતિને અટકાવવાની આ દુનિયામાં કોઈ સત્તાની મગદૂર નથી.

યંગઇન્ડીઆ, તા. ૮ ડીસેમ્બર, ૧૯૨૧.

# ગુજરાત શું કરશે?

બંગાળાના પાંચસેં યોદ્ધા છેલ્લા દસ દિવસમાં પકડાયા છે. સંયુક્ત પ્રાંતના બસેંથી ત્રણસેં પકડાયા હોવા જોઇયે. પંજાબમાં સોએક પકડાયા છે. જો તે તે જગ્યાઓમાં વધારે ન પકડાયા હોય તો તે કંઇ તે પ્રાંતના અસહકારીઓનો દોષ નથી. જે કાગળો મારા ઉપર આવ્યા છે તે પરથી હું જોઉં છું કે એ ત્રણે પ્રાંતોમાં સરકારને માગે છે એટલા યોદ્ધા મળ્યે જાય છે. આટલા પકડાયા તે જો થોડા ગણાય તો તે સરકારની સુસ્તીને આભારી છે. દરેક પ્રાંતમાં જેલને સારૂ સેંકડો યાત્રાળુઓ તૈયાર છે.

આવે સમયે ગુજરાત શાંત છે, મૂંગું છે, ધીરજ ધારી બેઠું છે. મને આ શાંતિ, ધીરજ અને માન અતિશય પ્રિય છે, કેમકે મને વિશ્વાસ છે કે સેંકડો ગુજરાતીઓ જેલ જવા તૈયાર જ બેઠા છે. ગુજરાતે જેલો ભરવામાં પહેલ કરવાની આશા રાખી હતી, પણ તે માન તો અત્યારે બંગાળ ખાટી રહ્યું છે; પણ આપણે ખરેખરા

તૈયાર હોઇયે તો આમાં બંગાળની અદેખાઈ કરવાનું કારણ નથી. હું માની લઉં છું કે આપણો સમય આવશે ત્યારે આપણે બંગાળને ક્ષણવારમાં પહોંચી વળશું.

એ સમય નજીક આવતો જાય છે.

બારડોલી તૈયાર ન થાય, આણંદ તૈયાર ન થાય તો આપણે સામુદાયિક ભંગ નહિ કરી શકીયે. પણ વ્યક્તિગત ભંગ કરવામાં તો આપણને પ્રતિબંધ છે જ નહિ. સામુદાયિક ભંગથી તો આપણે ધાર્યું પરિણામ તુરત લાવી શકીયે; વ્યક્તિગત ભંગથી જરા ઢીલ થાય. મારી ઉમેદ તો એવી છે કે બારડોલી તો તૈયાર થશે જ અને તેથી આપણે સામુદાયિક તેમ જ જરૂર પડ્યે વ્યક્તિગત એમ બન્ને ભંગ કરવા તૈયાર થઇ જઇશું.

બારડોલી, આણંદ, નડિયાદ ભલે સામુદાયિક ભંગને સારૂ તૈયારી કરે. બીજા બધા ભાગોમાં વ્યક્તિઓએ તૈયાર થઇ રહેવું જોઇયે. દરેક ગામમાં જેટલા માણસો તૈયાર હોય તેમણે પોતાની ગ્રામસમિતિમાં નામ નોંધાવી દેવાં જોઇયે. જો ગ્રામસમિતિ ન હોય અથવા કોઈ નામ નોંધવા તૈયાર ન હોય તો તાલુકાસમિતિમાં નોંધાવી દેવાં. ગ્રામસમિતિએ તાલુકાસમિતિમાં નોંધાવવાં. એ નામો બધાં છેવટે ગુજરાત પ્રાંતિકસમિતિમાં નોંધાઇ જવાં જોઇયે.

જેની શ્રદ્ધા શાંતિથી જ સ્વરાજ મળી શકે એવી ન હોય, જે હિંદુ હોય તો અસ્પૃશ્યતાનો ત્યાગ કરવા તૈયાર ન હોય, જે સારૂં કાંતી ન જાણતો હોય, જેણે પરદેશી કાપડનો સર્વથા ત્યાગ ન કર્યો હોય, જે હાથે કાંતેલ અને હાથે વણેલ ખાદીનો જ ઉપયોગ ન કરતો હોય, જે હિંદુ, મુસલમાન, શીખ, પારસી, ખ્રિસ્તી, યહુદીની વચ્ચે મિત્રતાની આવશ્યકતા ન માનતો હોય તેણે જેલ જવાનો વિચાર જ

ન કરવો અને તેથી તેણે સ્વયંસેવકોમાં પોતાનું નામ નોંધાવવાનો વિચાર અવશ્ય છોડી દેવો.

જેઓએ આત્મશુદ્ધિ નથી કરી, જેઓએ શરાબ ઇત્યાદિ નથી છોડયાં, તેઓ આ ધાર્મિક યુદ્ધમાં નહિ જોડાય તો તેથી તેઓ દેશસેવા કરશે, કેમકે તેઓ પોતાની મર્યાદા સમજ્યા ગણાશે.

જેઓ સ્વયંસેવક થાય તેમણે પોતાના ભરણપોષણનો બંદોબસ્ત પોતાની મેળે કરી લેવો. સમિતિ પાસેથી ભરણપોષણ મેળવવાનો વિચાર ન રાખવો. જેઓ દેશસેવા કરવા ધારે તેમને એવો એક પણ મિત્ર ન મળે, કે જે તેમની હાજતો આવે સમયે પૂરી પાડે, તેવા દેશસેવા કરવા યોગ્ય ન હોઇ શકે એમ મારી માન્યતા છે. એવા માણસનું ખર્ચ વધારે હોય નહિ ને હોય તેટલું કોઇને ભારે ન જ પડે.

જે મેં પુરૂષોને માટે લખ્યું છે તે સ્ત્રીઓને પણ લાગૂ પડે છે. જો કે સ્ત્રીઓને એકાએક જેલમાં જવા કહાડવાની જરૂર નથી, તોપણ તેઓમાંથી જેમણે સ્વદેશપ્રીતિનું પાન કર્યું છે તે તો તૈયાર થઇ જ રહે.

કાઠિયાવાડથી એક મિત્ર પૂછે છે કે દેશી રાજ્યોમાં રહીને શું કરવું? દેશી રાજ્યોમાં રહીને રૈયતવર્ગે ભરતી ન કરવી, પણ જેમનો જેલમાં જવા વિચાર હોય તે પોતે પોતાનું નામ પ્રાંતિક સમિતિ પાસે નોંધાવી શકે છે: ને જેઓ નામ નોંધાવવા તૈયાર ન હોય તે પણ સ્વયંસેવકના જે ગુણોનું હું વર્ણન કરી ગયો છું તે તો કેળવે જ.

આમ આપણે તૈયારીઓ કરી હજારોની સંખ્યામાં જેલ જવા તૈયાર થઇએ તો જ આપણાં ધીરજ, શાંતિ ને મૌન શોભી નીકળે ને ખરી બહાદુરીમાં ખપે. જો આપણે સમય આવ્યે એટલું જોર ન બતાવી શકીએ, એટલો આપભોગ ન આપી શકીએ, તો આપણે

નામર્દ ને નમાલામાં ખપીયે. પણ મારા મનમાં ગુજરાતની હિમ્મત વિષે શંકા નથી.

હું એટલું જ માત્ર ઇચ્છું છું કે એ હિમ્મતની સાથે જ્ઞાન પણ આવે. જે જ્ઞાનની જરૂર છે તે જ્ઞાન સ્વદેશીની આવશ્યકતા વિષે અને અસ્પૃશ્યતા દૂર કરવા વિષે. દરેક પુરૂષે એ જ્ઞાન પોતાના કુટુંબને ને પરણેલાએ પોતાની સ્ત્રીને આપવા પ્રયત્ન કરવો જોઇયે. સ્ત્રીઓમાં હજુ જોઇયે તેટલો ખાદીનો પ્રેમ જાગ્યો નથી, રંગબેરંગી ને ભડકામણી ભાતોવાળાં પરદેશી કપડાંનો મોહ ગયો નથી. તેઓએ હજુ અસ્પૃશ્યતાના પાપનો ત્યાગ કર્યો નથી. તેમને ધીરજથી ને પ્રેમથી સમજાવવાનું બાકી રહ્યું છે. આ કાર્ય સૌ પોતપોતાના કુટુંબમાં સહેલાઇથી કરી શકે છે. હમેશાં તેમાં સફળતા ન મળે એ સમજી શકાય તેમ છે, પણ આપણો પ્રયાસ કુટુંબથી જ શરૂ થવો જોઇયે. જેમ નવા ભોગોમાં આપણે કુટુંબને પહેલું મેળવીયે તેમ જ નવા ત્યાગોમાં કે નવા સુધારામાં પણ તેમને પ્રથમ ભાગીદાર બનાવવા જોઇયે.

આ માસમાં ગુજરાત મહાસભાના સ્વાગતમાં ગૂંથાયેલું રહી શકે છે, પણ જાનેવારીમાં ગુજરાતે પરીક્ષાને સારૂ તૈયાર થયે જ છૂટકો છે. તેથી હું આજથી ગુજરાતીઓને સાવધાન કરવા ઇચ્છું છું. પ્રાંતિકસમિતિનું નવા ખ્રિસ્તી વર્ષનું પહેલું કામ ગુજરાતીઓને આપભોગ સારૂ તૈયાર કરવાનું હશે.

નવજીવન, તા. ૧૮ ડીસેમ્બર, ૧૯૨૧

# સભ્યતા.

સભ્યતા, વિનય, નમ્રતા—આ ગુણોની ઉપર એટલો બધો ઓછો ભાર મૂકાય છે કે કેમ જાણે તેની આપણા ચારિત્ર્ય ઉપર કંઈ અસર જ ન પડતી હોય. કોઇ માણસ સ્થૂળ બ્રહ્મચર્ય પાળે તો એ બાજીરાવ બનીને સહુને વગોવે ને ધમકાવે અને આપણે તેની અસભ્યતાને દૂઝણી ગાયના પાટૂની જેમ સાંખી લઇયે છીયે. તેમ જ જો કોઇ માણસ સાચાબોલો હોય તો તેને આખાબોલો થવાનો ઇજારો આપણે આપીયે છીયે. અને જે ખાદી પહેરતો થયો તે ખાદી ન પહેરનારની ઉપર કટકની માફક ચડી આવી શકે. તે જ રીતે જે સવિનય ભંગ આદરે તે તેને પોતાની વર્તણુકમાં અવિનય વાપરવાની રજા મળ્યા જેવું કરીને બેસે છે. આ અસભ્ય સેનાના નાયકો નથી બ્રહ્મચારી, નથી સત્યવાદી, નથી ખાદીવાદી કે નથી સવિનયભંગી. આ ચારે જણ પોતપોતાની પ્રતિજ્ઞાથી એટલા બધા વેગળા છે, જેટલી ઉત્તર દિશા દક્ષિણથી. જ્યાં વિનય નથી ત્યાં વિવેક નથી અને જ્યાં વિવેક નથી ત્યાં કંઇ જ નથી, એમ કહી શકાય. વિદ્યા-

મિત્રની તપશ્ચર્યા જ્યાં સુધી તે વિનય ન શીખ્યો ત્યાં સુધી અધૂરી ગણાઈ.

વિનય ને નમ્રતા શાન્તિની નિશાની છે. અવિનય ને ઉદ્ધતાઇ અશાન્તિસૂચક છે. એટલે અસહકારીથી અવિનયી તો થવાય જ નહિ. છતાં અસહકારીની ઉપર મોટામાં મોટો આરોપ અવિનયનો ને ઉદ્ધતાઇનો મૂકવામાં આવે છે અને તેમાં વજૂદ ઘણું છે. અસહકારી થયા એટલે આપણે કંઇક મહાભારત કાર્ય કર્યું હોય એમ આપણે માનીયે છીયે, કેમ જાણે જેણે પોતાનું કરજ પતાવ્યું હોય તેને માનપત્ર લેવાનો હક પ્રાપ્ત થયો હોય!

આવા અવિનયથી આપણી લડતમાં જીત મળતાં આપણને ઢીલ થાય છે, કેમકે જેમ વિનય રોષને અને દ્વેષને રોકે છે તેમ જ અવિનય શત્રુતા વધારે છે. જો અસહકારી સહકારી તરફ વિનયવાન રહ્યા હત, તેઓને ગાળો ન દીધી હત ને તેઓના પ્રત્યે આદર વિ૦ રાખ્યાં હત તો અત્યારે જે ખટાશ બે પક્ષ વચ્ચે થઇ ગઇ છે તે ન થાત; તો મુંબઇમાં જે માઠું પરિણામ આવ્યું તે ન આવત. જે વિદ્યાર્થીએ સરકારી નિશાળ છોડી છે તે ન છોડનારને પજવે નહિ, તેને ગાળો ન દે, પણ તેને પોતાના પ્રેમથી જીતે. પોતે તેની જેવી સેવા પૂર્વે કરતો હતો તેવી જ હજીયે કર્યે જાય. જે વકીલે વકીલાત છોડી છે તે ન છોડનારની સામે મોઢું ન મરડે, પણ તેની જોડે પ્રથમના જેવી જ મીઠાશ રાખે. જેણે સરકારની નોકરી છોડી છે તે ન છોડનારને ગાળો ન દે.

આમ જો આપણે આપણું કામ લઈ શક્યા હોત તો સંભવ છે કે આજે તો આપણે આપણું કામ ઉકેલીને પણ બેસી ગયા હોત ને દેશ ચઢ્યો છે તેના કરતાં ઘણો આગળ વધ્યો હોત. વિનીત પક્ષ આપણાથી અલગ રહી જ ન શકત.

વિનય વાપરવો એટલે ખોટી ખુશામત કરવી એવો અર્થ કોઇ નહિ કરે, એવી ઉમેદ રાખું છું. વિનય વાપરવો એટલે આપણે આપણો ધર્મ છૂપાવવો એમ નથી. વિનય વાપરવો એટલે આપણા પોતાના ધર્મ પર ચૂસ્ત રહેતા છતાં બીજાના પ્રત્યે આદરભાવ રાખવો. હું તિલક કરૂં એટલે તિલક ન કરનારની મશ્કરી ન કરૂં. હું પૂર્વ ભણી ઉભી પ્રાર્થના કરૂં એટલે પશ્ચિમ ભણી નિમાજ પઢનાર મુસલમાનભાઇનો તિરસ્કાર ન કરૂં. મને સંસ્કૃત ઉચ્ચાર આવડે તેથી અરબી ઉચ્ચારને વખોડી ન કહાડું. ખાદીવાદી પોતાની ખાદીની ટોપી પહેરતો છતો સોલા હૅટ પહેરનારની પ્રત્યે સહનશીલતા ને પ્રેમ બતાવી શકે છે. ખાદીથી લદાએલો માણસ જો પરદેશી કપડાં પહેરનારને ગાળ ભાંડવા મંડી જાય તો તે પરદેશી કપડાંનો મોટો પ્રચાર કરનારો નીવડવાનો. મુંબઇના ઉપદ્રવથી ખાદીનો પ્રચાર વધ્યો નથી. કેટલાકને તો અત્યારે ખાદીમાંથી બદબો છૂટતી જણાય છે.

જો આપણે ખાદીવાદીઓ આખા હિંદુસ્તાનને ખાદી પહેરતું કરી મૂકવા ઇચ્છતા હોઇએ તો આપણે ધીરજથી પરદેશી કપડાં વાપરનારાને સમજાવવા જોઇશે. પરદેશી કપડાંને ગમે તેટલાં વખોડીયે, પણ તે પહેરનારની સાથે તો મહોબતથી જ વરતીયે. મરકી ભૂંડી છે, પણ મરકીથી પીડાતાનો ત્યાગ કરીયે તો આપણને પણ મરકીનો ચેપ લાગવાનો સંભવ છે. આપણે રોગનો નાશ ઇચ્છીયે, રોગીનો કદી નહિ. પરદેશી કપડાં પહેરવાં એને આપણે રોગ માનીયે છીયે, તો તે રોગથી પીડાતાની આપણે સેવા કરીયે. પરદેશી કપડાં પહેરનાર આપણને કાં રોગી ન માને? ભલે માને. તેમ છતાં જો આપણે એક બીજાની સેવા જ કર્યા કરશું તો કોઇ ને કોઇ દિવસે જેનું અજ્ઞાન હશે તે બહાર આવશે. એમ નહિ કરીયે તો ધર્મ અને અધર્મનો ભેદ આપણને કદિ નહિ જણાય.

જેમ સહકારી પ્રત્યે વિવેક વાપરવાની જરૂર છે તેમ જ આપણે જેલમાં જનારે પણ વિનય જાળવવો પડશે. એક તરફથી જેલના

નિયમોનું પાલન ને બીજી તરફથી સ્વમાનનું, એ બન્ને વસ્તુ સાથે જાળવવી મુશ્કેલ છે. જેલના કેટલાક ધારા કુદરતથી જ હીણુપદ લગાડનારા હોય છે. જેલમાં આપણે કોટડીમાં પૂરાયે જ છૂટકો. એમ જે ધારા બધા કેદીને લાગૂ પડતા હોય તેને આપણે માન આપવું જ જોઇયે. અને તે સાથે જ જ્યાં આપણને હલકા પાડવા ખાતર જ કંઈ કરવામાં આવતું હોય ત્યાં દૃઢતાપૂર્વક તેની સામે પણ થવું જોઈયે. એકવાર વિનયની કેળવણી આપણે પામીયે તો કયે પ્રસંગે કેમ વરતવું એ આપણને એની મેળે માલમ પડી જશે.

જ્યાં હુંપદ છે ત્યાં અવિનય ને ઉદ્ધતાઈ છે. જ્યાં હુંપદ નથી ત્યાં સભ્યતાની સાથે જ સ્વમાન છે. હુંપદવાળો શરીરનું અભિમાન રાખે છે. સ્વમાન જાળવનાર આત્માને ઓળખી તેની જ ચિંતા કરે છે, ને તે પાછળ શરીરને ગાળી નાંખવાને તૈયાર રહે છે. સ્વમાનના પૂજારી આ જગતમાં બધાની સાથે મિત્રભાવથી વરતે છે, કેમકે તેને પોતાના માન જેટલું જ સહુનું માન પ્રિય લાગે છે. તે બધામાં પોતાને અને પોતામાં બધાને જુએ છે, બીજાની જોડે પોતાને મૂકે છે. અહંકારી બધાથી અતડો રહે છે ને પોતાને બધાનો ઉપરી માની જગતનો કાજી થવા જતાં જગતની પાસેથી પોતાની હલકાઈનું માપ કઢાવી લે છે.

તેથી શાન્ત અસહકારીએ વિનયને નોખો ગુણ ગણીને તે પણ કેળવવો જોઇશે. એમાં જ વ્યક્તિની કે પ્રજાની સભ્યતાનું માપ આવી જાય છે. અસભ્યતા પશુતા છે, એમ નિશ્ચયપૂર્વક સમજી અસહકારી તેનો સમૂળો ત્યાગ કરે.

**નવજીવન, તા. ૧૮ ડીસેમ્બર, ૧૯૨૧.**

# અમદાવાદની મહાસભા.

તા. ૨૭ મી ડીસેમ્બર, ૧૯૨૧ ના રોજ અમદાવાદમાં મળેલી ૩૬ મી રાષ્ટ્રીય મહાસભાની બેઠકમાં નીચેનો અસહકારનો ઠરાવ રજૂ કરતાં મહાત્મા ગાંધીજીએ ઠરાવનો એક પછી એક હિસ્સો લઇને વાંચી સંભળાવ્યો અને તેની મતલબ હિન્દુસ્તાનીમાં સમજાવી. પોતાને સરમુખત્યાર નીમવાનો હિસ્સો સમજાવતાં તેમણે સૌને ચેતવણી આપી કે પોતાના હાથનો અખત્યાર બીજા કોઇને સોંપી દેતાં સભાએ ખૂબ વિચાર કરવો જોઇએ. બનતાં સુધી બીજાના હાથમાં પોતાનો અખત્યાર ન સોંપીએ, પરંતુ જ્યારે તેવો મોકો આવ્યો ત્યારે વગર સંકોચે છતાં સમજીને સોંપીએ, એમ કહી નીચેનો ઠરાવ તેમણે મહાસભા સમક્ષ રજૂ કર્યોઃ-

### ઠરાવ.

" છેલ્લી મહાસભાની બેઠક બાદ હિન્દુસ્તાનના લોકોએ સ્વાનુભવ ઉપરથી જોયું છે કે અહિંસાત્મક અસહકાર અખત્યાર કરવાને લીધે દેશે નિર્ભયતા, આપભોગ અને આત્મ-માનમાં ભારે પ્રગતિ કરી છે તેથી, તથા એ પ્રવૃત્તિથી સરકારની પ્રતિષ્ઠાને ભારે ધક્કો

પહોંચ્યો છે તેથી, તથા દેશ આખો સ્વરાજ્યની દિશામાં ઝપાટાભેર પ્રગતિ કરી રહ્યો છે તેથી, આ મહાસભા કલકત્તાની મહાસભાની બેઠકમાં પસાર થયેલો અને નાગપૂરમાં ફરી મંજૂર થયેલો ઠરાવ કાયમ રાખે છે અને જ્યાં સુધી ખિલાફતનાં તથા પંજાબનાં દુઃખોનું નિવારણ ન થાય તથા સ્વરાજ્ય ન સ્થપાય અને હિન્દુસ્તાનના રાજ્યવહીવટનો કબજો બિનજવાબદાર સરકારના હાથમાંથી હિન્દુસ્તાનના લોકોના હાથમાં ન આવે ત્યાં સુધી અત્યાર કરતાં વધુ જોસથી અહિંસાત્મક અસહકારનો કાર્યક્રમ દરેક પ્રાન્ત પોતાને માટે જે રીતે ચલાવવાનું ઠરાવે તે રીતે ચાલૂ રાખવાનો પોતાનો મક્કમ નિશ્ચય જાહેર કરે છે.

અને વાઇસરૉય સાહેબે તાજેતરનાં પોતાનાં ભાષણોમાં જે બધી ધમકીઓ આપી છે તેથી, તથા તેને પરિણામે હિન્દની સરકારે જુદા જુદા પ્રાંતોમાં સ્વયંસેવકનાં દળો વિખેરી નાંખીને, ગેરકાયદે અને આપખુદ રીતે જાહેર સભાઓની તથા સમિતિ સભાઓની પણ જબરદસ્તીથી બંધી કરીને, અને કેટલાક પ્રાંતોમાં મહાસભાના કાર્યકર્તાઓને પકડીને દમનનીતિ અખત્યાર કરી છે તેથી, તથા આ દમનનીતિનો સ્પષ્ટ ઉદ્દેશ મહાસભા અને ખિલાફતની પ્રવૃત્તિને ગુંગળાવી દેવાનો તથા લોકોને તેમની મદદ મળતી બંધ કરવાનો છે તેથી, આ મહાસભા ઠરાવ કરે છે કે મહાસભાની તમામ પ્રવૃત્તિઓ જેટલે દરજ્જે જરૂરી હોય તેટલે દરજ્જે મુલ્તવી રાખવી, અને સહુ કોઇને મહાસભા અપીલ કરે છે કે તેમણે ગઇ ૨૩ મી નવેમ્બરે મહાસભાની કાર્યવાહક સભાએ મુંબઇમાં નક્કી કરેલા ઠરાવમાં જણાવેલી શરતો પ્રમાણે આખા દેશભર જે સ્વયંસેવક સૈન્યો તૈયાર કરવામાં આવે તેમાં જોડાઇને શાન્તિપૂર્વક તથા કશી પણ હોહા કર્યા વિના પકડાવા માટે પોતાની જાતને અર્પણ કરવી. વળી નીચે જણાવેલા પ્રતિજ્ઞાપત્ર ઉપર સહી ન કરે તેને સ્વયંસેવક તરીકે સ્વીકારવો નહિ:—

## પ્રતિજ્ઞા.

ઇશ્વર સાક્ષી રાખીને હું પ્રતિજ્ઞા કરૂં છું કે :

(૧) હું રાષ્ટ્રીય સ્વયંસેવક સૈન્યનો સૈનિક થવા ઇચ્છું છું.

(૨) જ્યાં સુધી હું સૈન્યમાં રહીશ ત્યાં સુધી હું વાચા અને કર્મણા અહિંસાપરાયણ રહીશ તથા મનસા પણ તેવા જ રહેવાનો ખરા દિલથી પ્રયત્ન કરીશ, કારણ હું માનું છું કે હિન્દુસ્તાનના અત્યારના સંજોગોમાં કેવળ અહિંસા જ ખિલાફત અને પંજાબને મદદ કરી શકે અને સ્વરાજ્યની સ્થાપના કરી શકે તથા હિન્દુસ્તાનની તમામ કોમો તથા જાતો, હિન્દુ, મુસલમાન, શીખ, પારસી, ખ્રિસ્તી તથા યહુદીઓમાં એકતા જમાવી શકે.

(૩) હું આવી એકતામાં માનું છું અને તેવી એકતા વધે તે માટે સતત્ પ્રયત્ન કરીશ.

(૪) હિન્દુસ્તાનના આર્થિક, રાજકીય તથા નૈતિક ઉદ્ધારને અર્થે સ્વદેશી આવશ્યક છે એમ હું માનું છું અને હું બીજાં તમામ કપડાંનો ત્યાગ કરી હાથે કાંતેલી તથા હાથે વણેલી ખાદીનો ઉપયોગ કરીશ.

(૫) હિન્દુ તરીકે હું અસ્પૃશ્યતાનું કલંક દૂર કરવું જરૂરી તથા ન્યાયયુક્ત છે એમ માનું છું. જ્યારે જ્યારે બની શકે તેમ હોય ત્યારે ત્યારે તેમના અંગત સંબંધમાં આવવાના પ્રસંગો શોધીશ તથા અંત્યજ જાતિઓની સેવા કરવાનો પ્રયત્ન કરીશ.

(૬) હું મારા ઉપરી અમલદારોની સૂચનાઓનું તથા સ્વયંસેવક સમિતિ અથવા કારોબારી સમિતિ અથવા તો મહાસભાએ સ્થાપેલી બીજી કોઇ સંસ્થા આ પ્રતિજ્ઞાના તત્ત્વથી વિરોધી ન હોય તેવા જે નિયમો રચશે તે તમામનું પાલન કરીશ.

(૭) મારા ધર્મ તથા દેશને ખાતર ગુસ્સો કર્યા વિના હું જેલ, મારપીટ તથા મોતની પણ બરદાસ્ત કરી લેવા તૈયાર છું.

(૮) હું જેલમાં જાઉં ત્યારે મહાસભા પાસેથી મારા કુટુંબ માટે અથવા મારા ઉપર આધાર રાખનારાઓ માટે કોઇ પણ જાતની મદદ હું માગીશ નહિ.

આ મહાસભાનો વિશ્વાસ છે કે ૧૮ વર્ષનો અને તેની ઉપરનો દરેક શખ્સ સ્વયંસેવકસૈન્યમાં જોડાઇ જશે.

જાહેર સભાઓ ભરવાની બંધીનું જાહેરનામું નીકળ્યું હોવાથી અને સમિતિઓની સભાઓને પણ જાહેર સભાઓ ગણવાનો પ્રયત્ન થયેલો હોવાથી, આ મહાસભા, સમિતિસભાઓ તથા જાહેર-સભાઓ ભરવાની સલાહ આપે છે. જાહેરસભાઓ બધી જગામાં ટિકીટો રાખીને તથા અગાઉથી જાહેર કરીને ભરાય. તેમાં બનતા સુધી પહેલેથી જેમનાં નામો જાહેર કર્યા હોય એવા વક્તાઓ પોતાનાં લખેલાં ભાષણો કરે તથા ઉશ્કેરણી અને તેને પરિણામે લોકો તરફથી તોફાન થવાનો સંભવ એ બન્ને ટાળવાની પૂરેપૂરી કાળજી રાખવામાં આવે.

આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે કોઇ પણ વ્યક્તિ અથવા સંસ્થા તરફથી પોતાની સત્તાનો આપખુદી, જુલ્મી અને મર્દાની હરી લેનારો ઉપયોગ થતો અટકાવવા સારૂ બીજા બધા ઉપાયો અજમાવી લીધા પછી હથિયારબંધ બળવાની અવેજીમાં કાયદાનો સવિનય ભંગ કરવો એ જ એક માત્ર સુધરેલો અને અસરકારક ઉપાય છે. તેથી આ મહાસભા દરેક કાર્યકર્તાઓ તથા બીજાઓ જેમની શાન્તિમય સાધનોમાં શ્રદ્ધા હોય અને જેઓની ખાત્રી થઇ ગઇ હોય કે ચાલુ સરકારને હિન્દુસ્તાનના લોકો પ્રત્યેના કેવળ બિનજવાબદાર સ્થાનેથી ઉતારી પાડવાનો કોઇને કોઇ પ્રકારના આપભોગ સિવાય બીજો ઉપાય નથી તેઓને સલાહ આપે છે કે તેમણે વ્યક્તિગત સવિનય ભંગ આદરવો, અને જ્યારે તેમને લાગે કે

લોકસમૂહ અહિંસાનું તથા દિલ્હીમાં મળેલી છેલ્લી મહાસમિતિએ જણાવેલી તેને લગતી બીજી શરતોનું પાલન કરવા પૂરતો કેળવાયો છે ત્યારે સામુદાયિક સવિનય ભંગ પણ આદરવો.

આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે વ્યક્તિગત અથવા સામુદાયિક સવિનય ભંગ (તે હુમલાના સ્વરૂપનો હોય કે બચાવના સ્વરૂપનો હોય) યોગ્ય સાવચેતી રાખીને તથા કારોબારી સમિતિ અથવા પોતાની પ્રાન્તિક સમિતિ વખતોવખત જે સૂચનાઓ કહાડે તેને અનુસરીને ઉપાડવામાં આવે તેમાં તમામ શક્તિ એકાગ્ર કરી શકાય એટલા માટે મહાસભાની બીજી તમામ પ્રવૃત્તિઓ જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે જરૂર જણાય ત્યાં ત્યાં અને ત્યારે ત્યારે તેટલે દરજ્જે મોકુફ રાખવામાં આવે.

આ મહાસભા ૧૮ વર્ષના તથા તે ઉપરના તમામ વિદ્યાર્થીઓને અને તેમાંય ખાસ કરીને રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓમાં ભણતા હોય તેમને તથા તેવી સંસ્થાઓના અધ્યાપકોને ઉપર જણાવેલા પ્રતિજ્ઞાપત્ર ઉપર તુરતાતુરત સહી કરવાનું અને રાષ્ટ્રીય સ્વયંસેવક સૈન્યમાં જોડાઈ જવાનું નિમંત્રણ કરે છે.

મહાસભાના કાર્ય કરનારાઓના મ્હોટા ભાગનું પકડાઇ જવાનું હાથવેંતમાં હોવાથી આ મહાસભા પોતાનું સામાન્ય તંત્ર જ્યારે જ્યારે બની શકે ત્યારે તેનો હમેશની રીતે ઉપયોગ કરવાને માટે અકબંધ રહેવા દઇને મહાત્મા ગાંધીને બીજી સૂચનાઓ નીકળે ત્યાં સુધી મહાસભાના સરમુખત્યાર નીમે છે અને મહાસમિતિની તમામ સત્તા તેમને સોંપે છે. તે સત્તામાં મહાસભાની ખાસ બેઠક બોલાવવાની, મહાસમિતિની અથવા કારોબારી સમિતિની સભાઓ બોલાવવાની સત્તાનો સમાવેશ થાય છે. આવી સત્તા મહાસમિતિની કોઇ પણ બે બેઠકો થાય તેના વચલા ગાળામાં તેમને અખત્યાર કરવાનો હક્ક રહેશે. વળી અણધાર્યે પ્રસંગે પોતાની પછીના સરમુખત્યાર નીમવાનો પણ તેમને અધિકાર છે.

એવા ઉત્તરાધિકારી સરમુખત્યાર અથવા તેમના પછી ઉત્તરાધિકારીઓ જે જે બીજા સરમુખત્યારો નીમે તે બધા સરમુખત્યારોને આ મહાસભા ઉપર વર્ણવેલી સત્તા આપે છે.

તેમાં એક શરત એવી છે કે આ ઠરાવમાં જણાવેલી કોઈ બાબતથી મહાત્મા ગાંધીને કે ઉપર જણાવ્યા એવા તેમના કોઇ ઉત્તરાધિકારીને હિન્દની સરકાર અથવા બ્રિટિશ સરકાર સાથે મહાસમિતિની મંજૂરી લીધા વિના તથા તે મંજૂરી તેને માટે બોલાવેલી ખાસ મહાસભા પાસે પસાર કરાવ્યા વિના સુલેહની શરતો નક્કી કરવાનો અધિકાર નથી. વળી બીજી શરત એ પણ છે કે મહાત્મા ગાંધી અથવા તેમના ઉત્તરાધિકારીને મહાસભાની પ્રથમ પરવાનગી મેળવ્યા વિના મહાસભાના ધ્યેયમાં કોઇ પણ સંજોગોમાં કશો ફેરફાર કરવાની સત્તા નથી.

આ મહાસભા જે દેશભક્તો પોતાના અંતરાત્માના અવાજને ખાતર અથવા દેશને ખાતર જેલ ભોગવી રહ્યા છે તેમને મુબારકબાદી આપે છે અને માને છે કે તેમના આપભોગથી સ્વરાજ્યનું આગમન બહુ ત્વરિત થયું છે."

ઠરાવ વાંચી રહ્યા પછી તેના ઉપર વિવેચન કરતાં મહાત્માજી અંગ્રેજીમાં બોલ્યા કેઃ–

## ગાંધીજીનું ભાષણ.

મને ૩૦ મિનિટ મળી છે, પણ તેટલીએ નહિ લઉં એવી મને ઉમેદ છે. મને લાગે છે કે ઠરાવમાં જ તેની બધી સમજૂતી આવી જાય છે. પંદર માસની નિરંતર મહેનત પછી પણ જો તમે પ્રતિનિધિઓ તમારા વિચાર ન બાંધી શક્યા હો તો મને લાગે છે કે બે કલાકના મારા ભાષણથી પણ હું તમને ખાત્રી નહિ કરાવી શકું. અને આજના મારા ભાષણથી જ જો હું તમારી ખાત્રી કરાવવા ધારૂં તો મને લાગે છે કે તમારા ઉપરથી મારો વિશ્વાસ ઉડી

જાય, કારણ તેથી એમ જ સાબિત થાય કે આંખ આગળની ચીજને પણ તમે જોઈ શકતા નથી.

આ ઠરાવમાં કંઈ નવું નથી કે જે અત્યાર સુધી આપણે વિચાર્યું નથી, જે આપણે વિચાર કરતા આવ્યા નથી. એમાં કશું ચોંકાવનારૂં નથી. જેઓએ મહીને મહીને મળતી કારોબારી સમિતિના તથા બબ્બે મહીને મળતી મહાસમિતિના કામકાજનો અભ્યાસ કર્યો છે તેઓ સ્હેજે સમજી જશે કે આ ઠરાવ એ આપણી પ્રવૃત્તિઓનું સ્વાભાવિક પરિણામ જ છે. અત્યારની સરકારની દમનનીતિ જોયા પછી તો તમે એ જ નિર્ણય ઉપર આવશો કે મસલતસમિતિએ કરેલો ઠરાવ એ જ કોઈ પણ સ્વમાન જાળવનારા રાષ્ટ્રનો વાઇસરોયને અને તેની દમનનીતિને જવાબ હોઇ શકે.

સ્વયંસેવકોની પ્રતિજ્ઞામાં રહેલી ધાર્મિક સૂક્ષ્મતામાં હું મારા અંગ્રેજી ભાષણમાં ઉતરવા નથી માગતો. આ ઠરાવનો મુદ્દો હું આ મજલિસને સમજાવવા ઇચ્છું છું. આ ઠરાવ સૂચવે છે કે આપણે નિરાધાર અને આશ્રિત દશામાંથી નીકળી ગયા છીએ. પ્રજાએ એક ઇશ્વર વિના બીજા કોઈની પણ મદદ સિવાય પોતાના ધ્યેયને પહોંચવાનો સંકલ્પ કર્યો છે. પોતાના હક્ક સ્થાપિત કરવાનો અને દુનિયામાં છાતી કાઢીને ચાલવાનો પ્રજાનો દૃઢ નિશ્ચય અને પ્રજાનું અડગ ધૈર્ય આ ઠરાવમાં જોવામાં આવે છે. આ ઠરાવ સરકારને કહે છે કે તમારાથી થાય તેટલો સિતમ ગુજારો, તેથી કંઇ વળવાનું નથી. એક દિવસ એવો આવશે જ્યારે તમારે પરાણે પશ્ચાત્તાપ કરતા આવવું પડશે. વેળાસર ચેતો, ને હિન્દુસ્તાનના ૩૦ કરોડ વતનીઓને તમારા કાયમના કટ્ટા દુશ્મન બનાવી ન બેસો. આ ઠરાવમાં સરકારને માટે આપણાં દ્વારો મોકળાં છે. વિનીતમિત્રોને પણ ખિલાફતના અને પંજાબના અને તેથી હિન્દુસ્તાનની સ્વતંત્રતાના ઝંડા તળે શામેલ થવું હોય, સરકારની દાનત જો ઇન્સાફ પર હોય, જો લૉર્ડ રેડીંગ ન્યાય આપવા માગતા હોય, જો તેમની આ બધું

કરવાની દાનત હોય તો હું તમને ઇશ્વરને સાક્ષી રાખીને અને ખરા દિલથી જણાવું છું કે તેમને માટે આ ઠરાવમાં દ્વાર ખુલ્લાં છે. પણ જો તેમની દાનત સાફ ન હોય તો દ્વાર બંધ છે. હજુ ભેગા મળીને મસલત કરી શકાય તેવું છે ને તેમાં હું શામેલ થાઉં, પણ તે મસલત સાચી હોય તો, તેમાં સરખાપણાના હકથી બેસવાનું હોય તો, આપણે ભીખ માગવા જવાનું ન હોય તો જ. આપણે મહેરબાનીની રાહે કશું ન જોઇએ, ભલે આપણામાંથી ઘણાને મરવું પડે. પણ તેઓની દાનત જો સાચી હોય તો હું પ્રજા તરફથી તેમને ખાત્રી આપું છું કે આ ઠરાવમાં તેમને માટે દ્વાર ખુલ્લાં છે.

આ ઠરાવમાં આપણે ઉદ્ધત બનીને યુદ્ધ માગી લેતા નથી, પરંતુ જે સત્તા ઉદ્ધતાઈ પર આરૂઢ થયેલી છે તેને આપણે જરૂર કહેણુ આપીએ છીએ. જે સત્તા પોતાનું રક્ષણ કરવા ખાતર વિચારનું અને મંડળો બાંધવાનું સ્વાતંત્ર્ય કચડી નાંખવા ઇચ્છે છે— પ્રજાનાં આ બે ફેફસાંને દબાવી દઇને તેને પ્રાણવાયુથી વંચિત કરે છે, તેવી સત્તાને હું તમારી તરફથી નમ્ર છતાં અમોઘ કહેણુ આપું છું. જો એવી કોઈ સત્તા આ દેશમાં હોય તો તેને હું તમારી તરફથી કહેવા ઇચ્છું છું કે એ સત્તા કાં તો જમીનદોસ્ત થઇ જશે, અગર તો આ મહાન કાર્ય બજાવતાં હિન્દુસ્તાનનાં હરેક નરનારી આ પૃથ્વીના પડ પરથી નાબૂદ થઇ જશે ત્યાં સુધી જંપીને બેસશે નહિ.

આ ઠરાવમાં દૃઢતા, નમ્રતા અને નિશ્ચય એ ત્રણે રહેલાં છે. જો મસલતમાં ભાગ લેવાની સલાહ આપી શકત તો તમને હું જરૂર સલાહ આપત. એક મારો પ્રભુ જાણે છે કે શાન્તિ મને કેટલી પ્રિય છે. પરંતુ હું ગમે તે ભોગે શાન્તિ નથી મેળવવા ઇચ્છતો. હું પત્થ-

રની શાન્તિ નથી માગતો. હું કબરસ્તાનની શાન્તિ નથી ઇચ્છતો. આખી દુનિયાનાં બાણુના વરસાદની સામે ખુલ્લી છાતીએ એક માત્ર ઇશ્વરને આશરે ફરનારા મનુષ્યોનાં દિલમાં વસતી શાન્તિ મારે જોઇએ છે.

હું વધારે વખત લેવા માગતો નથી: વધારે ખુલાસો કરીને તમારી બુદ્ધિને અપમાનિત કરવા ઇચ્છતો નથી.

ત્યાર પછી પોતાનું ભાષણ હિન્દુસ્તાનીમાં ચલાવતાં ગાંધીજીએ કહ્યું:

અંગ્રેજીમાં જે મેં કહ્યું તે હું ફરી કહેવા નથી માગતો. પણ કેટલાક હિંદુ મુસલમાનભાઇઓના મનમાં વસવસો છે કે ગાંધી કયે રસ્તે દોરી જાય છે? તે બાબત હું ખુલાસો કરવા માગું છું. હું કોઇના પણ દીનમાં દખલ કરવા નથી ઇચ્છતો. દીનની બાબતમાં જે કરૂં છું તે હું સમજીને કરવા ઇચ્છું છું.

મસલતસમિતિમાં સ્વયંસેવકે લેવાના પ્રતિજ્ઞાપત્રમાં આવતા શબ્દ ઉપર ચર્ચા ચાલેલી. જબાન અને હાથથી શાંતિ કાયમ રાખવી એ તો સૌને કબૂલ છે, પણ વિચારમાં-ઇરાદામાં સુદ્ધાં શાન્તિ કેવી રીતે રાખી શકાય? હું કહું છું કે આજ સુધી આપણે જબાન સાફ નથી રાખી. ખિલાફત અને પંજાબના સવાલો માટે આપણે શાન્તિના કસમ લઇ ચૂકયા છીએ, પણ આપણે આપણી જબાન સાફ રાખી શકયા નથી. જ્યાં સુધી દિલના ગુસ્સા પર કાબૂ નહિ રાખો. દિલના મેલને નહિ હઠાવો ત્યાં સુધી હાથથી કે જબાનથી શાંતિ રાખવી અસંભવિત છે. હું દરેકને પૂછું છું કે જ્યારે જ્યારે કોઈ મા તેના બાળકને મારે છે, ગાળ દે છે ત્યારે તે ગાળ કે માર કયાંથી આવે છે? દિલમાંથી જ.

તમે જો ખરેખર હિન્દુસ્તાનને આઝાદ બનાવવા ઇચ્છતા હો, હિન્દુ, મુસલમાન, શીખ, પારસી, ખ્રિસ્તી, યહુદી સૌને ભાઈ બનવા

માગતા હો, તો શાંતિને સ્વીકારવી જ જોઇશે. શાંતિ વિના હિન્દુ મુસલમાન ચાર દિન પણ ભેગા રહી શકવાના નથી. ઘડીમાં એક બીજાનાં દિલ મેલાં થશે. પાગલ હિન્દુ કહેશે કે સોમનાથના દેવળનું શું ? પાગલ મુસલમાન કહેશે કે અમારા દીનનું શું ? તુર્કસ્તાન, અફઘાનિસ્તાન જેવી સત્તાઓ અમારી છે, હિન્દુસ્તાન સાથે અમે શા સારૂ રહીએ ? હું ભવિષ્યવાણી ઉચ્ચારૂં છું કે શાન્તિ છોડશો તો મૂઆ પડયા છો. તો હિન્દુસ્તાન આઝાદ નહિ થાય. હર જગાએ, હર વખતે શાન્તિની હું અહીં વાત નથી કરતો પણ આ વખતે તો શાન્તિ જોઇશે જ. હિન્દુસ્તાનમાં સૌ મહોબ્બતથી રહેવા ચાહતા હો તો કેવી રીતે રહેશો ? હરેક બાબતમાં તલવારથી જ ફેંસલો લાવવાનો ખ્યાલ રાખશો તો કયાં સુધી નભશે ? શીખો અંગ્રેજ પાસે ચાલ્યા જશે, પારસીઓ તો જરૂર જશે, હિન્દુ અને મુસલમાન કહેશે કે અમે પણ જઇએ,—અંગ્રેજી સલ્તનતમાં કંઇ નહિ તો આવો મંડપ બાંધીને અમે શાન્તિથી મહાસભા તો ભરી શકતા હતા ! અમારી ઓરતોની ઇજ્જત તો રહેતી હતી. હું તો એટલો જ એકરાર તમારી પાસે માગું છું કે જ્યાં સુધી તમે અસહકારની લડતમાં શામેલ હો, સ્વયંસેવક જમાતમાં જ્યાં સુધી તમે દાખલ હો ત્યાં સુધી તમારે શાન્તિ જાળવવી.

આપણે એક કસમ લેવાના છે, કે આપણે જેલની અને અલીગઢના નૌજવાનોની પેઠે મારપીટની બરદાસ્ત કરવાને પણ તૈયાર છીએ. અને તે શા માટે ? અમારા મુલ્કને માટે, મજહબને માટે. તે સાથે બીજી શરત એ છે કે તેમ કરતાં છતાં પોતાના ગુસ્સાને રોકીએ. બરદાસ્તનો અર્થ જ એ છે કે હું ગાળ દઉં, છતાં તમે સામી ગાળ ન દો. હઝરત અલીપર કોઈ પાગલ થૂકયો. તેઓ ઉઠયા પણ તેમણે તો થૂંકનારને ચુંબન કર્યું—માફી બક્ષી. તેઓ જો સામા થૂંકયા હોત તો ઇસ્લામ આજ આવો ન હોત. આ પૂરાણી રીત છે. એ કંઇ

ગીતાજીમાં, ભાગવતમાં, કે કુરાનેશરીફમાં કે ગ્રંથસાહેબમાં જ છે એમ નથી. બધા ધર્મોમાં એ જ વાત છે કે સબૂરીથી જે કામ લેશે તેની ભૂલ ખુદા માફ કરશે—ખુદા તેનું ભલું કરશે.

હું હમેશને માટે તમારી તલવારને છીનવી લેવા નથી માગતો, અત્યારે તો છીનવી લઉં જ. તેમાં આપઘાત નથી. આપઘાત હિન્દુ અને મુસલમાન બન્ને ધર્મમાં હરામ છે. પરસ્ત્રીપર કુદૃષ્ટિ કરનાર—અત્યાચાર કરનાર કોઇ પાગલ હોય તો તેણે તો જરૂર સાબરમતીમાં પડી મરવું જોઇએ. બાકી સ્ત્રીને પોતાનું શીયળ જાળવવાનો બીજો માર્ગ ન હોય ત્યારે તે આપઘાત કરે. પણ દેશને ખાતર સબૂરી જાળવતાં મરણને ભેટવું પડે તો તે આપઘાત હરગીજ નથી.

હવે હું જે અંગ્રેજીમાં બોલી ગયો છું તેનો સાર કહીશ. જો આજે પણ હજી તમને સમજાવવાનું બાકી રહ્યું હોય તો હું પણ પાગલ અને તમે પણ પાગલ. ૧૫ માસના અનુભવથી જુઓ કે શાન્તિથી, અસહકારથી ફાયદો થયો છે કે નહિ? આજે સ્વરાજ કેમ નથી મળ્યું એ સવાલ મને કોઇ પૂછી નહિ શકે. સ્વરાજ તો તમારા ખિસ્સામાં પડેલું છે. દામ દો ને લો. મખ્ખીચૂસને સ્વરાજ નહિ મળે. શૌકતઅલી આજ જો અહીં હોત તો કહેત કે આજે તમે સ્ત્રીને, પુત્રને સૌને છોડો, ફકીર બનો. તમે હજી પણ સમજ્યા ન હો તો મારી જીભથી હવે હું તમને કંઇ સંભળાવા નથી માગતો. હું ચાહું છું, તમે ઇશ્વરની પ્રાર્થના કરો, તમારા પોતાના ઉપર ઇતબાર રાખીને દિલને પૂછો, એકાંતસ્થાનમાં જઇને બંદગી કરો ને તમારા ભીતરના અવાજને પૂછો કે મેં વાત કહી છે તે સહી છે કે નહિ. સહી ન લાગે તો ઠરાવને ઉડાવી દો. સહી માનો તો સારી રીતે તેની કદર કરો અને તૈયાર થઇ જાઓ. જાનેવારીમાં હું કે તમે જેલ બહાર હશો ને હું પૂછીશ. બહાર હશો તેણે કારણ બતાવવું પડશે. કારણ હશે તો ઠીક, નહિ તો તમારી ફજેતી થશે. ઇશ્વર

આપણને બળ આપે કે આપણે જેલ ગયેલા ભાઈઓને છોડાવીએ, ખિલાફતનો ફડચો કરીએ, પંજાબના જખમને રૂઝાવીએ, અને સ્વરાજ હાંસલ કરીએ.

# ધ્યેય બદલવાનો ઠરાવ.

આ ઠરાવ મૌ. હઝરત મોહાનીએ રજૂ કર્યો:

" સ્વરાજ અથવા સર્વ પરદેશી અમલરહિત સંપૂર્ણ સ્વતંત્રતા સઘળા કાયદેસર અને શાન્તિમય માર્ગેથી પ્રાપ્ત કરવી એવો હિંદી રાષ્ટ્રીય મહાસભાનો હેતુ છે. "

ઠરાવ સમજાવતાં મૌ. સાહેબે કહ્યું કે:—

"એક સાલ જેટલી પાછળ નજર દોડાવો. નાગપૂરમાં મહાત્મા ગાંધી સાહેબે આ ઠરાવ મૂક્યો હતો ત્યારે તેમણે કહ્યું હતું કે આમાં જાણી જોઇને એવા શબ્દ રાખવામાં આવ્યા છે, જેથી મહાસભામાં બન્ને વિચારોના લોકો આવી શકે. ખિલાફત અને પંજાબનો ફેંસલો થાય તો સલ્તનતની બહાર ન જઇએ, પણ તેમ ન જ થાય તો સલ્તનતની બહાર પણ જવાની છૂટ છે. વરસ થઈ ગયું છે પણ વરસની આપણી શરતો પૂરી થઇ નથી. પંજાબ, ખિલાફતનો ઈન્સાફ હજી મળ્યો નથી. હવે આપણને કહેવાનો હક્ક છે કે સ્વરાજ એટલે સંપૂર્ણ સ્વતંત્રતા. ગાંધીજી કહે છે કે બેસબૂરી-ઉતાવળ ન કરો. તેમણે પોતે જ વારંવાર આપણી સામે એક વરસની

મુદત માંડી છે. અહીં જે સૌ આવ્યા છે તે એવી ઉમેદ રાખીને, એવા જોશની સાથે કે અમદાવાદમાં તો જરૂર આઝાદી પોકારીશું. સ્વતંત્રતા સ્થાપી ન શકીએ તો આપણા ધ્યેયને તો આપણે સાફ રૂપમાં ઠરાવી લેઇશું, કે સ્વરાજ એટલે સંપૂર્ણ સ્વતંત્રતા. ગાંધીજી કહેશે પંજાબ, ખિલાફતનો ફેંસલો થશે અને સ્વરાજ મળશે. હું એ માનતો નથી. મારો તો દાવો છે કે પંજાબ અને ખિલાફતનો ઇન્સાફ સંપૂર્ણ સ્વરાજ ન મળે ત્યાંસુધી મળવો અશક્ય છે. ડાયર કે ઓડવાયરનાં પેનશન કદાચ બંધ થાય, તોએ તેનું નામ પંજાબનો ફેંસલો નહિ કહેવાય. એવો બનાવ બનવાનો ફરીવાર સંભવ જ ન રહે ત્યારે ખરો ફેંસલો કહેવાય. નહિ તો આજે પણ મોપલા જેવા, જુલમો થાય છે તેવા થયાં કરે.

વસાહતી ઢબનું સ્વરાજ આપણે માટે પૂરતું છે એમ જે માને છે ને તેટલામાં સંતોષ માને છે તેમણે પણ જાણવું જોઇએ કે ઇંગ્લાંડ એવું કોલોનિયલ સ્વરાજ હિંદુસ્તાનને આપવા કદાપિ તૈયાર નહિ થાય. કેનેડા, ઓસ્ટ્રેલીઆને એટલી સ્વતંત્રતા એટલા સારૂ બક્ષી કે તેઓ તો એક ધર્મના છે, એક રંગના છે, એક જ કોમના છે.

વળી વસાહતોને પોતાને પણ બ્રિટિશ સલ્તનતની સાથે રહેવામાં લાભ છે. હિંદુસ્તાનને સલ્તનત સાથે રહેવાથી એવો કંઈ ફાયદો નથી. આપણે એક ધર્મના નથી. એક રંગના નથી, એક જાતિના નથી. સરકાર હિંદુસ્તાનને વસાહતોની ઢબનું સ્વરાજ આપે એ ખોટો ખ્યાલ છે. વસાહતોને તો સલ્તનતની ગરજ છે. હિંદુસ્તાન એવો દેશ છે કે જે સલ્તનતની મદદ વિના ચલાવી શકે તેમ છે. તો પછી આપણે માટે તો વસાહતી સ્વરાજ અને સંપૂર્ણ સ્વતંત્રતાનો અર્થ એકજ છે. તો પછી સ્પષ્ટ શબ્દોમાં કેમ ન કહીએ કે અમારે સંપૂર્ણ સ્વતંત્રતા જોઇએ છે ?

ખિલાફતના મામલામાં સ્વરાજનો શો અર્થ છે ? કોલોનિયલ કે સંપૂર્ણ સ્વતંત્રતા એ બન્ને અર્થ સ્વરાજ શબ્દમાંથી નીકળી શકે, પણ ખિલાફતના મામલામાં તો એક જ અર્થ સંભવે છે–સંપૂર્ણ સ્વતંત્રતા.

કોલોનિયલ સ્વરાજથી સલ્તનતને આપણા તરફથી મદદ પહોંચશે અને સલ્તનતને જોર મળવાથી તે ખિલાફતને નુકસાન પહોંચાડશે, એટલે જ્યાં

સૂધી સ્વરાજનો અર્થ સંપૂર્ણ સ્વતંત્રતા નહિ કરીએ ત્યાં સુધી ખિલાફ-તના મામલાનો ફેંસલો નહિ થાય.

પંડિત મોતીલાલ નેહરૂ, લાલા લજપતરાય, દેશબંધુ ચિંત્તરંજનદાસ વગેરે જે સાહેબો જેલ ગયા છે તેમણે અદાલતોને એમ જ કહેલું છે કે અમે અદાલતને કે તેની હકુમતને કબૂલ કરતા નથી. મૌ. શોકતઅલીએ કહ્યું હતું કે ૩૧ મી ડીસેમ્બરે આપણી એકજ ફરજ બાકી રહેશે કે હિંદુ-સ્તાનને પૂર્ણ આઝાદ જાહેર કરવો. અહીં જે સાહેબો હાજર છે તેમાંના એકેએક પોતપોતાના દિલમાં કહેશે જ કે પોતે આઝાદ છે. લો. તિલકની જબાનમાં આપણી પાસે કોલ છે કે સ્વરાજ એટલે પૂર્ણ સ્વતંત્રતા.

આ ઠરાવ વિરૂદ્ધ ગાંધીજી જેવા બોલવા ઉઠશે, તેમની તમારા મન પર અસર ખૂબ થશે, છતાં તમે વિચાર કરીને મત આપજો. ”

મૌલાનાને વચ્ચે વચ્ચે સ્વતંત્રતા માટે તલસી રહેલા પ્રતિનિધિઓ તરફથી ઉત્સાહ સાથે વધાવી લેવામાં આવતા. કેટલાક ભાઇઓએ ટેકો આપ્યા પછી ગાંધીજી આ ઠરાવનું ખંડન કરવા ઉઠયા અને ઠરાવ બહુમતિથી ઉડી ગયો. તેઓ બોલ્યા:

## ગાંધીજીનો વિરોધ.

મને દુ:ખ થાય છે કે આપણામાં હજી એવા પ્રતિનિધિઓ પડયા છે, જેઓ વગર સમજ્યે અમુક ચીજ જોઇએ એવા અવાજ કરે છે. આપણી સામે કયો મોકો છે તે આપણે નથી સમજ્યા. સાથે સાથે મને ખુશાલી પણ થાય છે કે આપણી અંદર એવાયે પડયા છે જે કંઇ ચીજ બોલતાં ડરતા નથી, દિલની વાત સાફ સાફ કહી દે છે. આપણું વાતાવરણ એટલું સાફ થઇ ગયું છે કે એક દિવસ સ્વરા-જનું નામ લેતાં પણ આપણે ડરતા ને સ્વતંત્રતાનું નામ લેવું પાપ મનાતું. તેને ઠેકાણે આજે આપણે કહી શકીએ છીએ કે અમે બ્રિટિશ સલ્તનત સાથે રહેવા નથી માગતા; તેથીએ વધારે કહેતાં આપણે આજે ડરતા નથી.

પણ અહીં હું મારી પસંદગી કે નાપસંદગી દર્શાવવા આવ્યો નથી, આપની જુમ્મેદારી શી છે તે જણાવવા આવ્યો છું.

મૌ. હઝરત મોહાની સાહેબે આપણી વચમાં મોટો બંબગોળો ફેંક્યો છે. એક તરફથી તમે એક ભારે ઠરાવ વિચારપૂર્વક પસાર કર્યો છે, બીજી તરફથી મહાસભાનું ધ્યેય જ બદલવા બેઠા છો. તમે ઉંચા હાથ કરીને એક ઠરાવ પસાર કર્યો. તેમાં જ સ્વરાજનો પાયો રહેલો છે. ઉપરનું મકાન ચણનાર કેવા મળશે એની ખબર નથી. આપણી તાકાત વગરજ આપણે તાજમહેલ ચણવા માગીએ છીએ. ભલે મૌલાના અને બીજા નવજવાનોએ કહ્યું પણ જે પોતાની જુમ્મેદારી સમજે છે તે તો આને આદર્શ તરીકે પણ આજે ગણાવવાને તૈયાર નહિ થાય. પસાર થયેલા ઠરાવમાં સલ્તનતની અંદર કે સલ્તનતની બહાર એ બન્ને વાતો રહેલી છે. છેવટનો મોકો આવશે ત્યારે વિચારી લેવાશે કે શું કરવું. વાત કરીએ તે પહેલાં આપણામાં તાકાત હોવી જોઇએ. હિંદુમુસલમાન એકતાને હું ખૂબ ચાહું છું, પણ હજી આપણાં દિલ એટલા સાફ નથી થયાં ત્યાં સુધી સંપૂર્ણ સ્વતંત્રતાની વાત એ હવામાં છે. આખા આમને સાથે રાખી શકીએ એવી વાત આપણે કરવી જોઇએ. જેઓ ડરપોક છે તેમનો ડર હઠાડવો જોઇએ, સરકારની દમનનીતિને આપણે આજે હંફાવવી જોઇએ. મોડરેટભાઇઓને આપણે શું છોડી દેશું? આપણી આગળ સ્વતંત્રતા જેવો ભારે શબ્દ આવી પડ્યો તેથી મ્હોં ભરાઇ જાય છે. પણ હું અદબથી કહું છું કે તે પર મોહી ન પડવું જોઇએ.

એક વર્ષમાં સ્વરાજ લેવાની વાત આપણે કરી હતી. પણ તેની શરતોનું પાલન નથી કર્યું. સ્વાગતકારિણી સમિતિના પ્રમુખે કહ્યું છે તેમ આપણે સ્વરાજ સ્થાપનાનો ઉત્સવ કરી શક્યા નથી. સલ્તનતની સાથે રહેવું એનો અર્થ એ નથી કે નોકરશાહીને તાબે રહેવું. જેટલું કરી શકાય તેટલું જ કહીએ તેમાં ખુદા રાજી છે.

ધ્યેય એ કપડા જેવી વસ્તુ ન હોવી જોઈએ કે જે ઘડીમાં પહેરાય ને ઘડીમાં કાઢી નંખાય. ધ્યેય તે છે કે જેને માટે પ્રજાઓ જમાનાના જમાના સુધી મરી મથે છે. મૌલાના સાહેબના ધ્યેયમાં નબળા બહાર રહી જાય છે, જ્યારે અત્યારનું ધ્યેય વ્યાપક છે ને તેમાં નબળા ને સબળા, બધા આવી શકે છે. તમે મૌલાના હઝરતનું સંકુચિત ધ્યેય સ્વીકારશો તો નબળાઓને પાખમાં ઘાલી તેમનું રક્ષણ તમે નહિ કરી શકો. આપણે આપણી તાકાત માપવી જોઈએ. પાણીમાં પેસતા પહેલાં પાણીના ઉંડાણનો કયાસ કરીએ. મૌલાના મોહાનીની દરખાસ્ત આપણને તાગ વગરનાં પાણીમાં ઘસડી જાય છે. તેથી મારો તમને દઢતાપૂર્વક આગ્રહ છે કે આ દરખાસ્ત તમે નામંજૂર કરશો.

# મરણની તૈયારી.

નડીઆદમાં અભ્યાસ સાહેબને નથી પકડ્યા તેમાં ઈશ્વરનો એ પણ વિચાર હોઈ શકે કે જેણે પંજાબનાં દુઃખની પરીક્ષા કરી છે ને જે તે દુઃખો વિચારતાં અનેક વાર રોયા છે તેમનો છૂટકારો જેલથી ન હોઈ શકે. તેમને તો મરીને જ પરીક્ષામાં પાસ થવું રહ્યું. ગુજરાતીઓએ જ સૌ પહેલી પહેલ કરીને અસહકારનો ઠરાવ કર્યો. તેમને માટે એકલી જેલો કેમ બસ હોય? તેમને તો મરણનો અનુભવ જોઈએ. તેથી જ શું ઈશ્વર તેમને જેલમાં નથી મોકલતો?

ખરૂં જોઈએ તો હવે જેલનો ભય જ ક્યાં રહ્યો છે? જેલને દુઃખ કોણ માને છે? જેલીઓના મત મારી ઉપર આવ્યાં કરે છે તેમાં સહુ કોઈ એમ જ લખ્યાં કરે છેઃ 'અમારે ખાતર તમે નબળી સમાધાની ન કરજો. અમને કશી ઉતાવળ નથી!' જે જે ભયોને આપણે છોડ્યા હોય તે ભયોમાં પડવાનો માત્ર ડોળ કરી આપણે યશ નથી ખાટવાનો. આપણે તો આગળ જ વધ્યે છૂટકો. વચ્ચેનો રસ્તો—મારપીટની બરદાસ કરવાનો—પંજાબીઓ સાફ કરી રહ્યા છે.

અને કેમ જાણે પ્રજાએ આપણા હિસ્સાને સારૂ મોત જ ન રાખ્યું હોય? હું તે માગું છું. જો હિંદુસ્તાને મોતના ભયને પણ જીતવો રહ્યો હોય તો તે ભાર ગુજરાતને ભાગે આવજો. ગુજરાતે બડાઇ બહુ ખાટી છે. મહાસભા ભરવાનું માન લીધું તેની કિમ્મત મોત કંઇ વધારે નથી. અને જે સ્વેચ્છાએ મોતની ભેટ કરે છે તે તો અમૃતનિદ્રા જ ભોગવે છે. મોત એ લાંબી નિદ્રા છે. મુસલમાન અને ખ્રિસ્તીભાઇઓ કહે છે કે બધાએ કયામતને દિવસે ઉઠવાનું છે. હિંદુભાઇઓ કહે છે કે એક ખોળીઉં છોડી બીજામાં જવાનું છે ને એમ કરતાં એક દહાડો જયાં નિદ્રા નથી તેવા ધામમાં પહોંચવાનું છે. ત્રણે માને છે કે મોત એટલે સર્વથા નાશ નથી જ. ધર્મની પરીક્ષા તો મોતને સમયે જ છે. જે વલોપાત કરતો મરે છે, જે મરવા નથી માગતો, તે મરીને અવગતે જાય છે. આવું મોત આપણને આવે તેના કરતાં આપણે જ એ પરમમિત્રની ભેટ કરવા કાં ન નીકળી પડીયે? આટલી વાત શુદ્ધ સત્ય છે કે જો ગુજરાતીઓ —હિંદુસ્તાનીઓ—મરણનો ભય મેલે તો ઓછામાં ઓછાએ મરણને મળવા જવું પડશે. આપણા ડરને લીધે જ આપણે ગુલામ છીયે. કેદનો, મારનો, મોતનો, માલ લૂંટાવાનો—એ ભયો છોડીયે તો આપણે એક પણ મનુષ્યને મારવાનો વિચાર ન કરીયે, ન મારીયે, એટલે મારવાનો વિચાર છોડવાની સાથે જ મરવાની તૈયારી રહેલી છે, ને જેવી મરવાની તૈયારી કરી કે પછી આપણને મારવાની નવરાશ કોઇને નથી. તેથી જ સૃષ્ટિને મનુષ્યના મનનો તરંગ કહી છે. આપણે ડરાવીયે તો જ ડરવું બાકી રહે, મારીયે તો જ મરવાનું રહે છે. સર્પાદિ પણ આપણો તેમને ડર લાગે છે તેથી જ આપણને ડંખે છે.

મરણનો ભય છોડવો જોઇયે એમ લખવું સહેલું છે, પણ એમ કરવું સહેલું નથી, તે તો હું જાણું જ છું. તેથી બધાં ગુજરાતી સ્ત્રીપુરૂષો મરણભયને એક ક્ષણમાં છોડી દેશે એવું હું માનતો

પણ નથી. છતાં મારી એવી આશા જરૂર છે કે ગુજરાતમાં એવા રાગી સ્વરાજવાદી પડયા જ છે કે જેણે મરણભય છોડયો છે ને જે દેશને ખાતર ને ધર્મને ખાતર મરણની ભેટ કરવા એક પગે તૈયાર ને ઉત્સુક છે. તેમની સંખ્યા વધો ને આપણને પરીક્ષા આપવાનો સમય વહેલો આવો એ પ્રાર્થના.

નવજીવન, તા. ૧૫ જાનેવારી, ૧૯૨૨

# જાન જાય પણ માલ ન જાય.

'જેલ જઈયે, માર ખાઈયે, મરીયે પણ માલ ન દઈયે. માલનું કંઇ મહાસભાએ થોડું જ કહ્યું છે?' આમ કેટલાક શૂરવીર મરવા તૈયાર છે પણ પોતાની જમીન જવા દેવા કે ઢોરઢાંખર વેચાવા દેવા તૈયાર નથી. મહાસભાની ઉપરનો આરોપ તો નકામોજ છે. જે શરીર આપે તે બધું આપે એમ માનીને જ માલનું લખાયું નથી. એમ છતાં સ્થાવરજંગમ મિલકતની તૃષ્ણા આપણને એટલી બધી હોય છે કે શરીર જતાંએ આપણે મિલકત છોડવા તૈયાર નથી રહેતા. તેથી આપણે આ વાત વિચારી લેવી જોઇશે.

સરકાર તો જે જે ભય વડે આપણને વશ કરી શકે તે ભયો વડે વશ કરવા મથશે. જો જેલ કરતાં દંડ આપવો આપણને કઠણ લાગે છે એમ જોશે તો જરૂર દંડ કરશે. કેટલેક ઠેકાણે હવે તો જેલ ને દંડ બન્ને ચાલૂ થયાં છે.

આપણે સ્થાવરજંગમ મિલકત જવાનો ભય તદ્દન છોડવો પડશે. જુલમી રાજ્યમાં ધનવાનને જુલમમાં ભાગ લેવો પડે છે તેથી

જુલમી રાજ્યમાં ગરીબી એ જ પુણ્યમાર્ગ છે. તેથી આપણે જાણવું જ જોઇયે કે જો આપણે અસહકારી રહેવા ઇચ્છીયે તો ધનનો લોભ છોડવો જ પડશે. જ્યારે આપણે ભૂખે મરવા તૈયાર થઇયે પણ જુલમની આણ કબૂલ ન કરીયે ત્યારે જ આપણો અસહકાર પૂરો થયો ગણાય.

એટલું પણ સમજી લેવા જેવું છે કે ઘણા માણસો જ્યારે દંડનો ડર મેલે છે ત્યારે સરકારને પૈસા વસૂલ કરવાનું કામ કઠણ પડે છે. હજાર માણસને જેલમાં મોકલવા કરતાં હજાર માણસની મિલકત વેચવી વધારે કઠણ છે. સજા હંમેશાં થોડા જ માણસોને કરી શકાય છે. ઘણા માણસો અમુક કામ કરે તેને બંધ કરવું લગભગ અશક્ય થઇ પડે છે. મિલકત જપ્ત કરે પણ વેચે કોને? જમીનનો કબજો તો લેવાય, પણ તે ઉચકીને બીજી જગાએ થોડી જ મૂકાય છે? એકની જમીન હરરાજીમાં બીજો કોણ લેવા નવરો હોય?

વળી જે સ્વરાજવાદી છે તેને પોતાની ધારણાને વિષે વિશ્વાસ તો હોય જ. તેથી સ્વરાજવાદીએ વિશ્વાસ રાખવો જોઇયે કે પોતાની મિલકતનો કબજો આજે સરકાર લે તે સ્વરાજ મળ્યે પાછી મળવાની છે જ. જનરલ બોથા પાસે હજારો વીઘાં જમીન હતી. જેવાં ઢોર તેની પાસે હતાં તેવાં કોઇને ત્યાં નહોતાં. તે બધાનો કબજો અંગ્રેજી લશ્કરે લીધો. તેથી કંઈ તે હાર્યો નહિ. ખૂબ ઝૂઝ્યો ને છેવટે પોતાની મિલકતનો કબજો મેળવ્યો એટલું જ નહિ, પણ પોતે આખા દક્ષિણ આફ્રિકાનો રાજા જેવો બન્યો. તેને વિશ્વાસ હતો કે જીવશે તો પોતાની મિલકત પાછી લેશે ને મરશે તો સ્વર્ગ લેશે. આપણે જે મારીને લડાઈ નથી કરવા માગતા તેમણે તો મિલકતને સારૂ વધારે બેફિકર રહેવું જોઇયે. મિલકત સરકાર લઇ લે પછી ખાવું શું એ સવાલ ઉઠે છે. જ્યાં ભૂખે મરાયે તોપણ આપણે નમવાના નથી એવી પ્રતિજ્ઞા છે ત્યાં પોતાની ને પોતાનાંની ભૂખનો

વિચાર શો કરવો? હિંદુસ્તાન જેવા મુલકમાં કોઇ ને કોઇ તો આપણને ખાવા જેટલું આપી દેશે જ, અને હવે તો આપણી પાસે આપણો પ્યારો રેંટીયો છે, પછી શી ફિકર હોય? જ્યાં આખું કુટુંબ સુંદર રીતે કાંતી પીંજી જાણે ત્યાં છાંટાભાર પણ પેટની ચિંતા રાખવાની હોય નહિ.

જેટલા ભય આપણને રહે છે તે બધા આપણા અવિશ્વાસથી ઉત્પન્ન થાય છે. જો આપણે ઈશ્વર પર ભરોસો રાખીયે, એટલે તેની મરજી હશે તે થશે એમ માનીયે, તો આપણે કદિ ચિંતા ન કરીયે. જે થનારૂં હશે તે થશે, તે પણ આપણે ત્યારે જ કહી શકીયે કે જ્યારે આપણો પોતાનો પ્રયત્ન આપણે પૂરો કર્યો હોય. મનુષ્ય-યત્નની પાછળ ઈશ્વરની સંપૂર્ણ કૃપા રહેલી જ છે. ઈશ્વરની ઉપરના વિશ્વાસનો અર્થ એ છે કે જ્યારે આપણી મિલકત લૂંટાય ત્યારે પણ આપણે તેને ધન્યવાદ દઇયે. જો મિલકત ન લૂંટાવાની શરતે ધન્યવાદ દઇયે તો તો એ સાટું કર્યું. ઈશ્વર સાટાનો ભૂખ્યો નથી, તેને તો ભક્તિ જોઇયે. અને ભક્તની ભક્તિની તે ભારે કસોટી કરે છે. તે જેટલો દયાળુ છે એટલો જ નિર્દય છે. ન્યાય તોળતી વેળા કોઇની પરવા નથી કરતો, કોઇનો પક્ષપાત નથી કરતો. ભક્તઅભક્ત બધાને તેમનાં કર્મ પ્રમાણે ફળ પામે છે; અભક્ત કુકર્મ કરી નઠારાં ફળ મેળવે છે.

આ લડતમાં દંભને, દ્વેષને સ્થાન નથી, અધીરાઈને સ્થાન નથી. ત્યારે જ તે ધાર્મિક લડત કહેવાઇ છે. એવો ધર્મ ગુજરાત સિદ્ધ કરો, અને કરશે એવી આશાએ હું જીવી રહ્યો છું.

નવજીવન, તા. ૧૫ જાનેવારી, ૧૯૨૨.

# બારડોલીનો નિશ્ચય.

તા. ૨૯ જાનેવારી, ૧૯૨૨ ના રોજ બારડોલી મુકામે શ્રી. વિઠ્ઠલભાઇ પટેલના પ્રમુખપણા નીચે મળેલી બારડોલી તાલુકા પરિષદમાં સામુદાયિક સવિનય ભંગનો ઠરાવ રજૂ કરતાં મહાત્મા ગાંધીજી નીચે પ્રમાણે બોલ્યાઃ-

ઠરાવ.

સામુદાયિક સવિનય ભંગને સારૂ મહાસભાએ મુકરર કરેલી શરતો પૂરી રીતે સમજ્યા પછી બારડોલી તાલુકાની આ પરિષદ્ એવો ઠરાવ કરે છે કેઃ—

૧. આ તાલુકો સામુદાયિક સવિનય ભંગને સારૂ તૈયાર છે.

૨. આ પરિષદ્ માને છે કે--

(૧) હિંદુસ્તાનનાં દુઃખોને દૂર કરવા સારૂ હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી વગેરે કોમો વચ્ચે મિત્રતાની આવશ્યકતા છે.

(૨) મજદૂર દુઃખોનું ઔષધ શાંતિ, સબૂરી અને સહનશીલતા જ છે

(૩) હિંદુસ્તાનની સ્વતંત્રતાને સારૂ પ્રત્યેક ઘરમાં રેંટીયાના ઉપયોગની

શાળાઓમાં મોકલવા તેમને સમજાવવા અને બીજા શહેરીઓ જે સાધારણ સગવડો ભોગવે છે તે તેમને મેળવી આપવી.

**સૂચના**—આથી જ્યાં જ્યાં અસ્પૃશ્યો પ્રત્યેનો અણગમો હજુ સખત છે તેવાં સ્થળોમાં જૂદી શાળાઓ અને જૂદા કુવાઓ મહાસભાને પૈસે નભાવવાં. તેમનાં છોકરાંઓને રાષ્ટ્રીય શાળાઓમાં દાખલ કરવાના અને ગામના કુવાઓ અસ્પૃશ્યોને વાપરવા દેવાની સમજુતી લોકોને આપવાના દરેક પ્રયત્ન કરવા જોઇએ.

૫. મદ્યપાનનિષેધની ચળવળ એ બદીવાળા લોકોમાં ઘરેઘર ફરીને ચલાવવી અને ચોકીના કરતાં પીનારને ઘેર જઇ તેને વીનવવા પર વધારે ભરોંસો રાખવો.

૬. બધા કજીઆઓનો ખાનગી નિકાલ લાવવા માટે ગ્રામ તથા શહેરી પંચાયતો સ્થાપવી, અને પંચાયતોના નિર્ણયોનું માન રખાવવામાં જાહેર મતના જોર ઉપર તથા તે નિર્ણયોના પોતાના વાજબીપણા ઉપર જ ભરોંસો રાખવો.

**સૂચના**—દબાણ જેવો ભાસ પણ થતો અટકાવવા ખાતર, જેઓ પંચાયતોના નિર્ણયોને માન ન આપે તેમની સામે સામાજિક બહિષ્કાર ન વાપરવો.

૭. બધી જાતિઓ તથા બધા વર્ગોની એકતા અને આપસમાં સદ્‌ભાવ, કે જેને સ્થાપિત કરવાનો અસહકારની પ્રવૃત્તિનો હેતુ છે, તેને વધારવા અને તેને મહત્ત્વ આપવા ખાતર એક એવું સમાજસેવાનું ખાતું કાઢવું કે જે માંદગી અને અકસ્માતની વેળાએ સૌને કોઇ જાતના ભેદ વગર મદદ પહોંચાડે.

**સૂચના**—પોતાના ધ્યેયને દૃઢતાપૂર્વક વળગી રહેતો છતો અસહકારી માંદગી કે અકસ્માતને પ્રસંગે અંગ્રેજ કે હિંદી ગમે તેની અંગત સેવા બજાવવી એ પોતાનો ખાસ હક્ક સમજશે.

૮. તિલક સ્વરાજ ફાળો ચાલુ રાખવો અને મહાસભાના દરેક સભાસદ પાસે તેમ જ મહાસભા પ્રત્યે લાગણી ધરાવનાર દરેક સજ્જન પાસે ૧૯૨૧ની સાલની પોતાની વાર્ષિક આવકનો સોમો ભાગ ફાળામાં ભરવાની માગણી કરવી. દરેક પ્રાંત તિલક સ્વરાજ ફાળામાં પોતાને ત્યાં આવેલી રકમનો ૨૫ ટકા હિસ્સો મહાસમિતિને દર મહિને પહોંચાડી દે.

---

બારડોલીમાં—*મજકુર† "શાંતિ (અહિંસા)"‡ વ્યાજબીપણું (સત્ય)"§નવો વધારો + વિદ્યાર્થીઓ મેળવવાને સારૂ.

# ઘરનો ઘા.

બારડોલીના ઠરાવો થયા પછી તુરતજ માહત્માજીએ યંગઇન્ડિયામાં જે લેખ લખ્યો તેનો અનુવાદ નીચે આપ્યો છેઃ—

ઇશ્વરની દયાનો પાર નથી. મ્હારી પ્રત્યે તો તેનો નિરંતર અખૂટ ધોધ વહેતો મેં અનુભવ્યો છે. તેણે મ્હને ત્રીજી વેળા ચેતવણી આપી છે કે જેને યથાર્થ રીતે સવિનયભંગ કહી શકાય, એટલે કે જે ભંગમાં વિનય, સત્યપરાયણુતા, નમ્રતા અને જ્ઞાન રહેલાં છે, જેમાં આગ્રહ છતાં વિરોધી પ્રત્યે નિર્મળ નિખાલસ પ્રેમની જ લાગણી રહેલી છે અને જેમાં દ્વેષ કે ઝેરવેરને લેશમાત્ર અવકાશ નથી, એવા સવિનય કાયદાના ભંગને સારૂ જે વાતાવરણુ જરૂરી છે તેવું વાતાવરણુ હજુ પણુ હિંદુસ્તાનમાં નથી.

સને ૧૯૧૯ની કાળા કાયદા સામેની લડત વેળાએ તેણે મ્હને ચેતવણી આપી. અમદાવાદ, ખેડા અને વીરમગામવાળા તે વેળા

ભૂલ્યા, અમૃતસર અને કાસૂરવાળા ભૂલ્યા અને ઘેલા બની દીન અને દુનિયા સામે ગુન્હા કર્યા. મ્હેં મારૂં પગલું પાછું ફેરવ્યું, મ્હારી ગણત્રીને હિમાલય જેવડી ભૂલ કહી, એ ભૂલને સારૂ ઇશ્વર અને જગત્ સમક્ષ પ્રાયશ્ચિત કર્યું અને સામુદાયિક સવિનય ભંગ જ નહિ પણ મેં એકલાએ સરકારના મનાઈ હુકમને જે અનાદર કરવા ધારેલો તે પણ બંધ કર્યો; જો કે મ્હારા એ અંગત સવિનય ભંગમાં પૂરેપૂરી સભ્યતા અને અહિંસા જળવાવા વિષે મ્હને ખાત્રી હતી.

બીજી વારની ગંભીર ચેતવણી એણે મ્હને મુંબઇનાં છેલ્લાં તોફાન વેળાએ આપી. ૧૭મી નવેમ્બરે એણે મ્હને મવાલીઓની ટોળાશાહી નજરોનજર દેખાડી. ટોળાંઓએ અસહકારીઓ પ્રત્યેનો સદ્‌ભાવ (!) દેખાડવાને સારૂ એ બધું કરેલું! મ્હેં બારડોલીમાં તુરતમાં જ શરૂ થનારો સવિનય ભંગ મુલ્તવી રાખવાનો મ્હારો ઇરાદો જાહેર કર્યો. મ્હારી ભોંઠપ ૧૯૧૯ની સાલના કરતાં અનેકગણી વધુ હતી. છતાં હું માનું છું કે એ પગલું અખત્યાર કરીને દેશ ચડયો છે, પડયો નથી. એ રીતે સવિનય ભંગ મુલ્તવી રાખીને હિંદુસ્તાને સત્ય અને અહિંસા પ્રત્યેની પોતાની વફાદારી બતાવી આપી.

પણ કડવામાં કડવી ભોંઠપ મ્હારે માટે હજુ બાકી જ હતી. મદ્રાસની ટોળાશાહીએ મ્હને વળી ચેતવ્યો પણ મ્હેં તે ચેતવણી ગણકારી નહિ. અંતે ઈશ્વરે ચૌરીચૌરા મારફતે પાકે પાયે મ્હારા કાન ઉઘાડયા.

જે હકીકતો મળી છે તે પરથી જણાય છે કે જે પોલિસના માણસોને ચૌરીચૌરામાં વિકરાળપણે ફાડી ચૂંથી નાંખવામાં આવ્યા તેમણે લોકોની ઘણી પજવણી કરેલી. તેમના ફોજદારે પોતાનાં માણસો લોકોને હેરાન નહિ કરે એવું વચન આપેલું તેનો તેમણે ભંગ કર્યો,

સરઘસ પાછળ રહેલા લોકોને તેમણે હેરાન કર્યા અને ગાળો દીધી. લોકોએ બૂમો પાડી અને આગળ નીકળી ગએલું ટોળું પાછું ફર્યું. પોલિસોએ ગોળી ચલાવી, થોડી વારમાં તેમની પાસેનાં કારતૂસો ખૂટયાં અને તેઓ સલામતીને ખાતર પાછા વળી થાણામાં ભરાયા. મારો ખબરપત્રી જણાવે છે કે આથી ટોળાએ થાણું સળગાવ્યું. અંદર ભરાએલા પોલિસ સિપાઇઓ જાન બચાવવા ખાતર બ્હાર આવ્યા અને બ્હાર આવતાં વેંત જ વિકરાળ ટોળાએ તેમને ફાડી-પીંખી નાંખ્યા અને તેમની છિન્નભિન્ન લાશોને ભભૂકતી આગમાં હોમી દીધી !

એવો દાવો કરવામાં આવ્યો છે કે આ વિકરાળ પશુતામાં કાંઈ અસહકારી સ્વયંસેવકનો હાથ ન હતો. વળી ટોળાની માત્ર તે ઘડીએજ પજવણી થઈ હતી એટલું જ નહિ પણ એ જીલ્લામાં પોલિસનો જે જુલમ અને ત્રાસ ચાલુ હતો તેની જાણથી લોકો ધુંધવાએલા હતા. પણ ચાહે તેવી પજવણી થઈ હોય તોપણ નિરાધાર થઇ પડેલા અને લોકોના ટોળાની કેવળ દયા ઉપર જ પડેલા પોલિસ સિપાઇઓની આવી વિકરાળ હત્યાઓનો કોઈ પણ રીતે બચાવ કરી શકાય જ નહિ. તેમાંય જ્યારે હિંદુસ્તાન અહિંસાપરાયણ હોવાનો દાવો કરતું હોય અને કેવળ નિર્મળ સાધનો વડે જ સ્વતંત્રતાના સિંહાસન ઉપર આરૂઢ થવાનું ઉમેદવાર હોય, ત્યારે તો ચાહે તેટલી ગંભીર પજવણીની સામે પણ ટોળાશાહી ચલાવીને ખૂનામરકી કરવી એ ખરેખર અશુભ જ આરંભ કહેવાય. ધારો કે બારડોલીનો અહિંસામય સવિનય ભંગ ઇશ્વરે સફળ થવા દીધો અને સરકાર બારડોલીના વિજેતાઓની તરફેણમાં પદચ્યુત થઈ, તો પછી પજવણીનો જવાબ વિકરાળ ખૂનામરકીથી આપનારા ગુંડ લોકોને કોણ લગામમાં રાખશે ? અહિંસાને માર્ગે સ્વરાજ સ્થાપવાની વાતમાં દેશમાંનાં તોફાની તત્ત્વો ઉપર અહિંસામય કાબૂ રાખી શકવાની વાત

આવી જ જાય છે અને અહિંસાવ્રતી અસહકારીઓ પણ જ્યારે હિંદુસ્તાનના મવાલીઓ ઉપર પોતાનો પૂરો કાબૂ જમાવશે ત્યારે જ જીતશે. મતલબ કે જ્યારે મવાલીવર્ગોને પણ એટલી વાત હૈયે ઠસી જશે કે વધુ નહિ તોપણ જ્યારે અહિંસામય અસહકારની લડત દેશમાં ચાલી રહી હોય ત્યારે તો પોતે દેશની ખાતર અગર તો ધર્મ સમજીને પણ કોઇ પણ પ્રકારનાં દંગાતોફાન કે રમખાણ ન જ મચાવવાં જોઇએ. આમ ચૌરીચૌરાના વિકરાળ હત્યાકાંડે મ્હને પૂરેપૂરો જાગૃત કર્યો.

'પણ હમણાં જ હજુ વાઇસરાય સાહેબને લાંબોચોડો વિજ્ઞપ્તિપત્ર લખી મોકલ્યો અને તેના જવાબનો પણ જવાબ વાળ્યો તેનું શું?' આમ સેતાન કાન આગળ ગણગણ્યો. મ્હારી ભોંઠપને સીમા ન દેખાઇ. 'મોટા ડોળ કરીને સરકારને મ્હોટમ્હોટી ધમકીઓ આપી, બારડોલીના લોકોને બડીબડી આશાઓ આપી, અને બીજે જ દિવસે આમ પાછી પાની! કેવડી ભારે મરદાનગી!' આમ સેતાન મ્હારી પાસે સત્યનો અને તેથી ધર્મનો અને ઇશ્વરનો ઇન્કાર કરાવવા મથી રહ્યો હતો. મ્હેં મ્હારી શંકાઓ અને મ્હારૂં દુઃખ કારોબારી સમિતિ આગળ તેમજ જે સાથીઓને મ્હેં મ્હારી પાસે દીઠા તેમની આગળ રજૂ કર્યું. પહેલાં તો તેમનામાંના બધાને કંઈ મ્હારૂં કહેવું હૈયે બેઠું નહિ. કેટલાકને કદાચ હજુ પણ મ્હારૂં કહેવું ગળે ઉતર્યું નથી. પણ ઈશ્વરે મ્હને જેટલા સમજુ અને દરિયાવ દિલના સાથીઓ અને જોડીદારો આપ્યા છે તેવા કદાચ ભાગ્યે જ કોઇને આપ્યા હશે. તેઓ મ્હારી મુશ્કેલી સમજ્યા અને ધીરજથી મ્હારૂં બધું કહેવું સાંભળ્યું.

પરિણામ પ્રજાની સામે કારોબારી સમિતિના ઠરાવ રૂપે મોજૂદ છે. ખરૂં જોતાં તીવ્ર ભંગના આખા કાર્યક્રમને આમ સદંતર ઉંધો

વાળી દેવો રાજદ્વારી દૃષ્ટિએ ભલે અનુચિત હોય, ભલે અવહેવારૂ હોય, પણ ધાર્મિક દૃષ્ટિએ તો તે સંગીન જ છે એમાં શક નથી, અને શંકા કરનારાઓને હું ખાત્રી આપવાની હિમ્મત કરૂં છું કે મારી ભોંઠપથી ને મારી ભૂલ કબૂલ કરી લેવાથી દેશને તો લાભ જ થવાનો છે.

હું માત્ર એક જ ગુણનો દાવો કરવા ઇચ્છું છું; સત્ય અને અહિંસાનો. દૈવી શક્તિ ધરાવવાનો મારો દાવો નથી. તેવી શક્તિ મારે જોઇતી પણ નથી. ક્ષુદ્રમાં ક્ષુદ્ર માણસને જેવું માંસરુધિરનું ખોળિયું મળેલું છે તેવું જ ઘડીમાં સડીકોહી જાય એવું ખોળિયું મને પણ મળેલું છે, અને તેથી ક્ષુદ્રમાં ક્ષુદ્ર પ્રાણીના જેટલો જ હું પણ દોષને પાત્ર છું. મારી સેવામાં પુષ્કળ ત્રુટીઓ છે પણ એ બધી અપૂર્ણતા છતાં પરમેશ્વરે આટલા દિવસ મારી સેવાને અમીદૃષ્ટિએ જ નિહાળેલી છે.

કારણ કે ભૂલ કબૂલ કરવી એ સાવરણી જેવું છે. સાવરણીની પેઠે તે કચરો ઝાડી કાઢે છે અને મેલી જમીનને સાફ કરે છે. ભૂલના એકરારથી મારૂં બળ વધ્યું હોય એવો હું અનુભવ કરૂં છું. અને આમ પાછા ફર્યાથી આપણી પ્રવૃત્તિનું કલ્યાણ જ થવાનું છે. સીધો માર્ગ હોય તેને છોડીને આડે માર્ગે ચાલવાની હઠ લેનાર કદાપિ ધારેલે સ્થાને પહોંચી નથી શકતો.

એવી દલીલ કરવામાં આવી કે ચૌરીચૌરાના લોક તપી ઉઠે તેમાં બારડોલીને કઇ રીતે ધક્કો પહોંચે? હા, બારડોલીના પોતાના લોક જો કદિ ચૌરીચૌરાનું જોઇને તોફાન કરી ઉઠે તો ભય ખરો. પણ બારડોલીને વિષે તો મ્હને એવો કશો ભય છે જ નહિ. બારડોલી તાલુકાના લોક મ્હારા અભિપ્રાય મુજબ આખા હિન્દુસ્તાનમાં સૌથી શાંત છે. પણ હકીકત તો એ છે કે આખા હિન્દુસ્તાનની

વસ્તી સામું જોતાં બારડોલી તો 'દરિયા મેં ખસખસ' સમાન છે. એના પ્રયત્નને બાકીના બધા હિન્દુસ્તાન તરફથી સંપૂર્ણ પીઠબળ ન મળે તો એ પ્રયત્નને કશું જ ફળ ન આવે. અને બારડોલીનો કાનૂન-ભંગ પણ ત્યારે જ સવિનય ગણાય જ્યારે બાકીનું આખું હિન્દુસ્તાન તદ્દન શાંત રહે. જેમ ભરી દૂધની કઢાઈમાં સોમલનું એક બુંદ પડે તોપણ બધું દૂધ ઝેર બની જઇ નિરૂપયોગી થઇ પડે છે તેજ પ્રમાણે ચૌરીચૌરાના ઝેરથી બારડોલીનો વિનય પણ બેકાર બની જાય છે. કારણ જેટલે દરજ્જે બારડોલી હિન્દુસ્તાનનું પ્રતિનિધિ છે તેટલેજ દરજ્જે ચૌરીચૌરા પણ છે.

અને ચૌરીચૌરાનો બનાવ પણ રોગના એક બ્હાર ફાટી આવેલા ચિહ્ન રૂપેજ નથી શું? મ્હેં કદિ એવું નથી માની લીધું કે જ્યાં દમનનીતિ ચાલી રહેલ છે ત્યાં બધે કોઇજ જગાએ માનસિક અગર પ્રત્યક્ષ મારફાડ થઇજ નથી. મેં એટલુંજ માન્યું છે, હજુ માનું છું અને 'યંગઇન્ડિયા' નાં પૃષ્ટોમાં એનો ઢગલાબંધ પુરાવો મળશે કે દમનનીતિવાળા પ્રદેશોમાં કયાંક કયાંક થઇ આવતાં છમકલાં અને તે સામે સરકાર તરફથી વર્તાવવામાં આવતા જુલમ અને દમન એ બે વચ્ચે કશુંજ પ્રમાણ કે હદમર્યાદા નથી. સભાબંધી કરેલાં સ્થળોમાં ઈરાદાપૂર્વક સભાઓ ભરવી એને હું હિંસામાં ગણતો નથી. રોડાં કે પથરા ફેંકવા, ધમકી આપવી અગર બીજા દાખલાઓમાં જ્યાં ક્યાંક ક્યાંક અસહકારી કહેવડાવનારાઓ તરફથી પરાણે જે કેટલાંક કામો કરાવવામાં આવે છે તેને અલબત્ત હિંસા કહું છું. ખરૂં જોતાં તો સવિનય ભંગ એ તો મૂંગે મોઢે દુઃખ સહેવાની તૈયારી છે. એની અસર અદૃશ્ય અને મુલાયમ હોવા છતાં ગજબની હોય છે. છતાં અત્યારની સ્થિતિમાં જરાતરા ઉશ્કેરણી અને જરાતરા વગર ઈરાદાની બળજોરી અનિવાર્ય છે અને ક્ષમ્ય પણ છે એમ કંઇક મ્હને ભાસેલું, એટલે કે આવી કંઇક અપૂર્ણ-

તાઓવાળી સ્થિતિ વચ્ચે સવિનય ભંગ મ્હને છેક અસંભવિત ન જણાયો. આદર્શ સ્થિતિમાં તો સવિનય ભંગ કળાતો પણ નથી. પણ અત્યારની ઝુંબેશ તો દેખીતી રીતે જ વિરૂદ્ધ પરિસ્થિતિ વચ્ચે એક જોખમી અખતરો છે.

ચૌરીચૌરાનો હત્યાકાંડ આપણે માટે દીવાદાંડી રૂપ છે. જો કડકમાં કડક ચોકી ન કરવામાં આવે તો હિન્દુસ્તાન કઇ દિશાએ સહેજે વળી જાય એમ છે તે એ બતાવે છે. જો આપણે અહિંસાના સંઘમાંથી હિંસાને કહાડી ન શકીએ તો જેમ બને તેમ જલદી પાછા ફરીને શાંતિનું વાતાવરણ સ્થાપ્યે અને આપણો કાર્યક્રમ નવેસર ગોઠવી ફરી સવિનય ભંગ થાય અને તે વેળાએ સરકાર ચાહે તેટલી પજવણી કરે તોપણ ખૂનામરકી ન થવા વિષે તેમજ અધિકાર વગરના સંઘો સામુદાયિક ભંગ શરૂ નહિ કરી દે એવી આપણા મનની ખાત્રી ન થાય ત્યાં સુધી, સામુદાયિક સવિનય ભંગનો વિચાર સરખો છોડી દીધે જ આપણો આરો છે.

અત્યારે તો હજુ આપણું મહાસભાનું બંધારણ પણ સંપૂર્ણતાએ પહોંચ્યું નથી અને તેની સૂચનાઓ અને આજ્ઞાઓ અર્ધદગ્ધ રીતે પળાતી જોવામાં આવે છે. હજુ ન્હાના મ્હોટા એકએક ગામેગામ મહાસભા સમિતિઓ પણ આપણે સ્થાપી વળ્યા નથી. જ્યાં સ્થપાઈ છે ત્યાં હજુ તેઓ તેમને મળતી સૂચનાઓનો રીતસર અમલ કરતી થઈ નથી. મહાસભાના સભ્યોની સંખ્યા પણ હજુ કદાચ કરોડની ઉપર નથી ગઈ. અત્યારે ફેબ્રુઆરી પણ અરધો વીત્યો, પણ હજુ માથાદીઠ ચાર આનાનું આપણું ચાલૂ વરસનું લવાજમ પણ ઘણાખરાઓએ ભર્યું નથી. સ્વયંસેવકોની ભરતી પણ એટલી જ ઢંગધડા વગરની ઢબે ચાલતી જોવામાં આવે છે. તેઓ પ્રતિજ્ઞાપત્રની બધી શરતો પાળતા નથી. ઘણી વાર તો હાથકંતામણ અને હાથવણાટની ખાદી પણ તેમનાં દિલ પર દેખાતી નથી.

બધા હિન્દુ સ્વયંસેવકોએ અસ્પૃશ્યતાનો મેલ હજુ કાઢયો નથી. બધામાંથી હિંસાવૃત્તિ હજુ પૂરેપૂરી નીકળી નથી. આવાઓના જેલ જવાથી આપણે નથી સ્વરાજ ઘેર આણવાના, નથી ખિલાફત બચાવી શકવાના, કે નથી બેઇમાન નોકરોનાં પેન્શનો બંધ કરવાનું સામર્થ્ય કેળવી શકવાના. આપણામાંના કોઇ કોઇ પોતાને રોકવાનો પ્રયત્ન કરતાં છતાંયે ભૂલે છે એ સાચું, પણ બીજા કેટલાક આપણી વચ્ચે રહીને જ ઇરાદાપૂર્વક પાપ કરે છે તેનું શું? પોતે અહિંસાપરાયણ નથી અને રહેવા માગતા પણ નથી એ જાણતા છતાં તેઓ સ્વયંસેવક સૈન્યમાં ભરતી થાય છે. આમ જેમ આપણે સરકારને પાખંડી અને જૂઠથી ભરેલી કહીએ છીએ તેજ રીતે આપણે પોતે પણ પાખંડી બનીએ છીએ. પણ આપણે યાદ રાખવું ઘટે છે કે સત્ય અને અહિંસાને નમન કર્યાનો કેવળ દંભ કરીને આપણે કદિ પણ સ્વતંત્રતાના રાજ્યમાં પ્રવેશ કરી શકવાના નથી.

આમ સામુદાયિક સવિનય ભંગની મોકૂફી અને ઉશ્કેરણીનું શમન એ પ્રગતિને સારૂ આવશ્યક છે, એટલું જ નહિ પણ તે સિવાય આપણે જરૂર વધુ પડવાના છીએ. તેથી હું ઉમેદ રાખું છું કે મહાસભાનાં એકેએક અનુયાયી સ્ત્રીપુરૂષ સવિનય ભંગની લડત મુલ્તવી રહ્યાને કારણે નાસીપાસ થવાને બદલે, પાખંડ અને પ્રજાકીય પાપના બોજામાંથી સદ્‌ભાગ્યે બચી ગયાની લાગણીને પરિણામે મનની શાંતિ જ અનુભવશે.

શત્રુ ભલે આપણી ભોંઠપ નિરખી નિરખીને હરખના કૂદકા ભરે, ભલે આપણી હાર થઇ માનીને આનંદઓચ્છવ કરે, કરેલી પ્રતિજ્ઞાના ભંગ કર્યાનું અને ઇશ્વરને બેવફા બન્યાનું પાપ માથે લેવા કરતાં ડરપોક અને નબળા નીવડ્યાનું તહોમત માથે લેવું હજાર દરજ્જે બહેતર છે. આપણા અંતરાત્મા આગળ જૂઠા નીવડવા કરતાં દુનિયા આગળ જૂઠા દેખાવું એ કરોડગણું સારૂં છે.

પણ તેથી મ્હારે પોતાને માટે તો સામુદાયિક ભંગ તેમ જ લોકોમાં ખળભળાટ જાગૃત રાખનારી બીજી વસ્તુઓ મુલતવી રાખવી એટલું જ પ્રાયશ્ચિત્ત બસ નથી. હું તો ચૌરીચૌરાના વિકરાળ કાંડનો ગમે તેટલો અનિચ્છુક છતાં નિમિત્ત રહ્યો. મ્હારે તો અંગત પ્રાયશ્ચિત્ત કરવું રહ્યું. મ્હારે તો મ્હારા નૈતિક વાતાવરણના રજેરજ ફેરફાર માપી લેવાની શક્તિ મેળવવી રહી. મ્હારી પ્રાર્થનામાં ઘણું વધારે ગંભીર સત્ય અને નમ્રતા મ્હારે સાધવાં રહ્યાં.

અને મ્હેં જોયું છે કે મ્હારે માટે તો એવા પ્રાયશ્ચિત્ત તરીકે ઉપવાસ અને પ્રાર્થના જેવું સુફલદાયી સાધન બીજું એકે નથી. મનની વૃત્તિ તો માણુસનું સર્વસ્વ છે. નહિ તો જેમ પ્રાર્થના પણ પક્ષીના બોલની પેઠે યંત્રવત્ બની જઇ શકે છે તે જ પ્રમાણે ઉપવાસ પણ દેહનું નર્યું નિરર્થક દમન થઇ પડે છે. આવા યંત્રવત્ ઉપાયો તેના મૂળ હેતુને નિષ્ફળ કરે છે. આમ છતાં જેમ યંત્રવત્ આલાપ પણ કંઠને ઘૂંટીને સૂરીલો બનાવે છે તેમ યંત્રવત્ ઉપવાસ પણ શરીર શુદ્ધિ કરવા પૂરતો ઉપયોગી નીવડે ખરો. અલબત્ત, કંઠના આલાપની પેઠે એવો ઉપવાસ પણ આત્માની ઉપર કશી અસર ઉપજાવી શકશે નહિ.

પણ વધુ સંપૂર્ણતાભર્યા આત્મકથનને માટે, પાર્થિવ શરીર ઉપર આત્માની આણ સ્થાપવા માટે કરેલો ઉપવાસ એ માણસની ઉન્નતિમાં જબરો સહાયક છે એ વિષે મ્હને શંકા નથી. તેથી ઉંડો વિચાર કરીને પાંચ દિવસનો ઉપવાસ કરવાનો અને તે દરમ્યાન પાણી સિવાય બીજું કશું જ ન લેવાનો મેં મારે માટે નિર્ણય કર્યો છે. રવિવારે સાંજથી મેં શરૂ કર્યો છે અને શુક્રવારે સાંજે છોડીશ. મ્હને લાગ્યું કે આટલું પ્રાયશ્ચિત્ત તો મ્હારે ઓછામાં ઓછું કરવું જોઇએ. મહાસમિતિની ટૂંકમાં જ મળનારી બેઠક હું ભૂલ્યો નથી; આટલો પાંચ દિવસોનો ઉપવાસ પણ અનેક મિત્રોના મનમાં કેવી ચિન્તા કરાવશે એ પણ બધું મ્હારી કલ્પનામાં મ્હેં વિચારી લીધું:

પણ આ પ્રાયશ્ચિત્ત મ્હારાથી મુલતવી ન જ રાખી શકાય તેમ તેને એટલાથી ઘટાડી પણ ન શકાય એમ જ મ્હને લાગ્યું છે.

સાથીઓને મ્હારી નમ્ર વિનંતિ છે કે તેમણે મ્હારી નકલ કરી ઉપવાસ કરવા નહિ. એવા ઉપવાસથી એમને લાભ થવા સંભવ નથી, કારણ મ્હારા દાખલામાં ઉપવાસને સારૂ જે કારણ છે તે તેમના દાખલામાં નહિ હોય. તેઓ કંઇ સવિનય ભંગના પ્રેરક નથી. હું જ શસ્ત્રવૈદની સ્થિતિમાં છું અને દેખીતા જ જોખમભર્યા દર્દીને શસ્ત્રક્રિયા કરવાના કામમાં નાપાસ નીવડ્યો છું. મ્હારે જ કાં તો ધંધો છોડી દેવો રહ્યો, નહિ તો તેમાં વધુ પ્રવીણતા મેળવવી રહી. તેથી મ્હારે સારૂ તો આ અંગત પ્રાયશ્ચિત્ત જરૂરી જ નહિ પણ ફરજીઆત છે, જ્યારે બાકીનાઓને માટે કારોબારી સમિતિએ જે નમૂનેદાર સંયમ દરેક અસહકારીને સારૂ સૂચવ્યો છે તેટલો બસ છે. સમજે અને ખરા દિલથી અમલમાં મૂકે તેને સારૂ એટલું પ્રાયશ્ચિત્ત કંઇ ઓછું નથી. એ તો ઉપવાસ કરતાં કેટલુંયે વધુ ફળદાયી નીવડે. સાચે જ, કાયા વાચા મનથી અહિંસાનું પાલન અને અહિંસાવૃત્તિનો સાર્વત્રિક પ્રચાર થાય એના કરતાં વધુ કિંમતી અને વધુ ફળદાયી બીજું શું હોઈ શકે? મ્હારા બધા સાથીઓ મૂંગે મ્હોડે અને નકામા વાદવિવાદ છોડી કારોબારી સમિતિએ દોરી આપેલો કાર્યક્રમ પાર પાડવામાં પરોવાઇ ગયા છે એ વિચાર મ્હારા ઉપવાસના અઠવાડિયા દરમ્યાન મ્હને કેટલો શક્તિદાયક નીવડે એ સ્હેજે કલ્પી શકાય તેમ છે. દરેક અસહકારી પુરૂષ અગર સ્ત્રી લોકોને મહાસભાનું ધ્યેય તેમજ સ્વરાજપ્રાપ્તિને સારૂ સત્ય અને અહિંસાનું મહત્વ સમજાવી મહાસભાના સભ્યો નોંધે, દરેકને ચોકસ કલાક કાંતવાનું મહત્વ સમજાવે, હિન્દુસ્તાનની બરકત અને આર્થિક સ્વતંત્રતાની મૂર્તિરૂપ રેંટીગો ઘેર ઘેર દાખલ કરે, અંત્યજોના વાસ તપાસી તેમની જરૂરીઆતો જાણે, રાષ્ટ્રીય શાળાઓમાં તેમનાં બાળકોને

દાખલ કરાવે, ખાસ કરીને જુદા જુદા મતનાં સ્ત્રીપુરૂષોને એકત્ર કરવાના હેતુથી ચોક્કસ સમાજસેવાનાં કામો ઉપાડે, દારૂની બદીને પરિણામે ગારદ થતાં કુટુમ્બોને ઉદ્ધારે, ગામેગામ ખરી અને ઉપયોગી ગ્રામપંચાયતો સ્થાપે તેમ જ રાષ્ટ્રીય શાળાઓને ઘટતા પાયા પર મૂકે—આ બધાં કામો અસહકારી કાર્યકર્તાઓને સારૂ ઉપવાસ કરતાં પણ વધુ ઉપયોગી અને ફળદાયી છે. તેથી મ્હને ઉમેદ છે કે મ્હારા પ્રત્યેની સહાનુભૂતિના ભ્રામિક ખ્યાલથી અગર તો ઉપવાસની આધ્યાત્મિક કિમ્મતની અજ્ઞાનભરી કલ્પનાને પરિણામે કોઇ ઉપવાસ કરવામાં મ્હારૂં અનુકરણ નહિ કરે.

ઉપવાસ, પ્રાયાશ્ચત્ત વગેરે બનતા લગી એકાંતે કરવાની વસ્તુઓ છે; પણ મ્હારો ઉપવાસ તો પ્રાયશ્ચિત્ત તેમ જ સજા બન્ને છે. અને સજા તો જાહેરપણે જ ભોગવવી જોઇએ. આ ઉપવાસ મ્હારે સારૂ પ્રાયશ્ચિત્ત છે; અને સજા તેમને સારૂ છે જેમની હું સેવા કરવા ઇચ્છું છું, જેમને માટે મ્હને જીવવામાં રસ છે અને જેમને માટે મરવામાં પણ મને તેટલો જ રસ છે. ભલે અજ્ઞાનને લીધે તોપણ અસહકારીઓ પ્રત્યેના પ્રેમને નામે, અને કેટલાકોએ તો કદાચ મહાસભાને ચોપડે પોતાનાં નામો નોંધાવ્યા છતાં ને મ્હારા નામના પોકારો કરીને પોતાના જ દેશભાઇઓ અને પોતાના જ જેવાં પોલિસનાં માણસોના રાક્ષસી રીતે જાન લીધા. પ્રેમ કઇ રીતે સજા કરે? જાતે જ દુ:ખ ખમીને. ખરે જ, મ્હારૂં અંતર તો તેઓને કોઈ પકડે અને સજા કરે એટલુંયે ન ઇચ્છે. હું તો તેમને એમ ઠસાવવા ઇચ્છું કે મહાસભાના ધ્યેયના તેમણે કરેલા આ ભંગને સારૂ હું સજા ખમવા માગું છું. જેમને પોતાનો ગુન્હો કરડી રહ્યો છે અને જેમનું અંતઃકરણ પશ્ચાત્તાપથી બળી રહ્યું છે તેમને હું એવી સલાહ આપું કે તેઓ પોતાની મેળે સરકારને તાબે થાય અને પોતાના ગુન્હાનો સ્વચ્છ એકરાર કરી તેની સજા માગી લે. મ્હને આશા

છે કે ગોરખપૂરના કાર્યકર્તાઓ આ દુષ્કૃત્યો કરનારાઓને શોધી કાઢવા દરેક પ્રયત્ન કરશે અને તેમને પોતાની મેળે સરકારને સ્વાધીન થઇ જઇ સજા માગી લેવા વીનવશે.

પણ ગુન્હેગારો મ્હારી આ સલાહ માનો કે ન માનો પણ હું તેમને એટલું ઠસાવવા માગું છું કે તેમણે હિન્દુસ્તાનનું સ્વરાજ મેળવવાના માર્ગમાં ભારે વિઘ્ન નાંખ્યું છે. તેમણે બારડોલીની લડતની આડા પડીને જેને કદાચ તેમણે મદદ કરવા ધારેલું તેને જ ધક્કો પહોંચાડયો છે. હું તેમને એ પણ સમજાવવા ઇચ્છું છું કે આ પ્રવૃત્તિ કંઇ ખૂનામરકી કે હિંસાનો ઢાંકપિછોડો અગર તો તેને માટેનું પગથિયું નથી, ઉલટું તેમાં એવી રીતે હિંસા ઘૂસવા ન દેવા સારૂ અગર તો તેને હિંસાની તૈયારીની પ્રવૃત્તિ ન બનવા દેવા સારૂ હું ગમે તેટલી નામોશી, ગમે તેટલી ભોંડપ, કષ્ટ, બહિષ્કાર અગર પ્રત્યક્ષ મૃત્યુ પણ સહન કરીશ.

મ્હારૂં પ્રાયશ્ચિત્ત હું જાહેર રીતે બીજા એ કારણસર પણ લઉં છું કે કેદમાં પડેલા આપણા ભાઇઓના ભાગ્યમાં ભાગીદાર થવાની તક હવે હું ખોઇ રહ્યો છું. એરણ ઉપર આવેલું લોઢું વળી એક વાર ખસી ગયું છે. પ્રજાને લડવા મળેલો એકમાત્ર સર્વોપરિ પ્રશ્ન વળી બાજૂએ પડયો છે. આપણે ઠેર ઠેર નીકળતા સભાઓ અને સ્વયંસેવકોને લગતા મનાઇહુકમો ખેંચી લેવાને અગર તો કેદીઓને છોડવાનું દબાણ સરકાર પર લાવી શકીએ એવું રહ્યું નથી. જેમ આપણે તે જ પ્રમાણે આપણા જેલી ભાઇઓએ પણ ચૌરીચૌરાના ગુન્હાને સારૂ સોસવું રહ્યું. આપણે માનીએ કે ન માનીએ પણ આ ઘટના અજબ રીતે માણુસજાતની એકતા પૂરવાર કરે છે. રાજકર્મચારીઓ સમેત સૌ કોઇએ આ ચૌરીચૌરાના પાપના છાંટાથી અભડાવું રહ્યું છે. ચૌરીચૌરાના દોષથી સરકાર વધુ અક્કડ બનશે; પોલિસ વધુ પાપી (રૂશ્વતખોર) બનશે અને વેર વાળવા તેમજ

વલે કરવાના હેતુથી રાજકર્મચારીઓ જે જે જુલમો ગુજારશે તેને પરિણામે લોકો વધારે પતિત અને નીતિભ્રષ્ટ બનશે. સવિનય ભંગ મુલ્તવી રાખીને અને પ્રાયશ્ચિત્ત કરીને આપણે આ હત્યાકાંડની અગાઉ જ્યાં હતા ત્યાં જઇએ છીએ. કડક નિયમ પાલન કરીને અને પ્રાયશ્ચિત્ત દ્વારા આત્મશુદ્ધિ કરીને આપણે મનાઇ હુકમો ખેંચી લેવાની અને રાજદ્વારી કેદીઓને છોડી મૂકવાની માગણી કરવાને જોઇતો નૈતિક વિશ્વાસ પાછો મેળવી લઇએ છીએ.

જો આપણે આ હત્યાકાંડમાંથી પૂરેપૂરો ધડો લઇએ તો જે શાપ સમાન છે તેને જ આશિર્વાદના રૂપમાં ફેરવી નાંખી શકીએ. કર્મમાં તેમ જ વૃત્તિમાં સંપૂર્ણતાએ સત્યપરાયણ અને અહિંસાપરાયણ બનીને અને સ્વદેશીની પ્રવૃત્તિને એટલે ખાદીના કાર્યક્રમને પાર ઉતારીને એક પણ વ્યક્તિને સવિનય ભંગ કરવાની જરૂર પડ્યા વગર જ આપણે સંપૂર્ણ સ્વરાજ સ્થાપી શકીએ, ખિલાફતને બચાવી લઇએ અને પંજાબની ભરપાઇ મેળવીએ.

યંગઇન્ડિયા, તા. ૧૬ ફેબ્રુઆરી, ૧૯૨૨.

# બારડોલીની પ્રજા પ્રત્યે.

તમે તો ખૂબ કર્યું. તમારે વાંકે સવિનય ભંગ નથી રોકાયો; રોકાયો ગોરખપૂરને વાંકે. પણ આપણે તો ભારતવર્ષના છીયે એટલે ગોરખપૂરની અસર આપણા ઉપર પડે છે.

સિપાહીને તો લડવું ન લડવું સરખું જ હોય. કરો એટલે કરે, રહો એટલે રોકાય. કારોબારી સમિતિએ થોભવાનું કહ્યું એટલે બારડોલી થોભે અને તુરત મહેસૂલ ભરી પોતાની સિપાહીગીરી સિદ્ધ કરે.

સવિનય ભંગ મુલ્તવી રહે. સત્યાગ્રહ તો કદિ મુલ્તવી રહેતો જ નથી. સત્યાગ્રહ એ તો આપણો પ્રાણ હોવો જોઇયે. તેથી સત્યને જ અનન્ય ભાવે વરેલા રહેવાને સારૂ ને તેની નિશાની દાખલ, કારોબારી સમિતિએ જે ઠરાવો કર્યા છે તેને માન આપીયે.

જો કે બારડોલીનિવાસીઓ સવિનય ભંગ કરવા તલસી રહ્યા હતા છતાં તેમનામાં ત્રુટીઓ તો હતી જ. તે બધી ત્રુટીઓ ઝટ ક્હાડી તમે સવિનય ભંગને સારૂ વધારે લાયક બનો એમ માગું છું.

બારડોલી રહી હું જોઈ ગયો કે કાળી પરજ બારડોલીમાં લગભગ ગુલામની સ્થિતિમાં છે. તેઓને અજ્ઞાનમાંથી છોડાવવા એ ઉજળા વર્ગનું કામ છે. તેમાં જ તેઓનું ઉજળાપણું છે. કાળી પરજના ઘરમાં રેંટીઆએ પ્રવેશ કરવો જોઇયે. તેઓનાં બધાં છોકરાં રાષ્ટ્રીય નિશાળોમાં આવવાં જોઇયે ને તેઓને પણ સામાન્ય જ્ઞાન મળતું જોઇયે.

બારડોલીની પ્રજા મહાસભાની બધી શરતોનું સંપૂર્ણ પાલન કરી વધારે લાયક બને એ હું માગું છું.

દારૂ તો કાળી પરજ જ પીએ છે. તેઓના ઘરમાં જઇ તેમને પ્રેમપૂર્વક વાતો કરી દારૂની આદત છોડાવવી જોઇયે. એને સારૂ તેમને દૂધ, છાશ કે સાકરનું પાણી વગેરે આપવાં જોઇયે.

તમે આજ પણ પંચાયતો સ્થાપી તમારા કજીઆઓનો ચૂકાદો કરી શકો છો. તમારી નિશાળોને ખીલવી તેમાં બધાં બાળકોને સંપૂર્ણ તાલીમ આપી શકો છો. બધાં ઘરમાં રેંટીયા દાખલ કરી ને દરેક ગામમાં વણકર ને પીંજનારા તૈયાર કરી તમારી આવક વધારી આર્થિક સ્વતંત્રતા મેળવી શકો છો ને તેમાંથી જે લાભ થાય તેમાંથી જ તમારી અદાલતોનું, તમારી નિશાળોનું ને દારૂનિષેધનું તથા સ્વદેશીનું કામ ચલાવી શકો છો.

તેનો માર્ગ પણ તમને મહાસભાએ બતાવ્યો છે. દરેક સ્ત્રી પુરૂષ મહાસભાના સભાસદ થાય એ એક સાધન ને બીજું તિલક સ્વરાજ ફાળામાં તમારી ગયા વર્ષની કમાણીનો સોમો ભાગ આપવો એ.

આમાં તમને ઘણી સ્વતંત્રતા રહી છે ને એટલી તમે સુવ્યવસ્થિત રીતે મેળવી શકો ત્યારે જ હવે તો તમે સવિનય ભંગને સારૂ લાયક થયા ગણાઓ.

## ગુજરાતી માત્રને.

જે બારડોલીનિવાસીને તે ગુજરાતી માત્રને લાગૂ પડે છે. સવિનય ભંગ બંધ રહેવાનું તાત્પર્ય એ છે કે આપણે તેને સારૂ વધારે લાયકાત મેળવીયે. તેથી મહાસભાએ ઘડેલા રચનાત્મક કામને પૂરૂં ઉપાડી લઇયે.

હું જાણું છું કે અબ્બાસ સાહેબનો એડા છલ્લો જે ભારે ઉત્સાહ બતાવી રહ્યો હતો તેને ખૂબ નિરાશા થશે. જેઓ વ્યક્તિગત સવિનય ભંગ કરવા તૈયાર થઇ રહ્યા હતા તેઓને હવે કર ભરવા આકરો લાગશે. પણ તેઓ એમ ન સમજતાં કરો આપી રચનાત્મક કામમાં તલ્લીન થઇ જાય એમાં જ તેઓની સિપાહીગીરી રહેલી છે. હવે આપણે જોઇ શકીયે છીયે કે દરેકને મહાસભાનો સભાસદ બનાવવો, તેની વાર્ષિક કમાણીનો સોમો ભાગ મેળવવો એ તેની પાસેથી જેલ જવાની કબૂલત લેવા કરતાં ઘણું વધારે મુશ્કેલ છે. એ બધાં કાર્યો આપણે પૂરાં કરીયે ત્યારે માત્ર બારડોલી જ સવિનય ભંગ શરૂ ન કરે, પણ આખું ગુજરાત કરે.

## અમદાવાદ અને સુરતના શહેરીઓને.

રાષ્ટ્રીય સવિનય ભંગ બંધ થયો, પણ તમારી પાસે તો સોનેરી તક પડેલી છે. તમને સ્થાનિક દુઃખ છે. તમે તમારૂં ઝવેરાત ખૂબ સિદ્ધ કરી શકો છો. તમારી ઉપરવટ થઇને સરકારે પોતાની કમિટી નીમી છે. તેમાં તમારા જ શહેરવાસીઓ કામ કરવાને તૈયાર થયા છે એ જોઈ મને ખૂબ દિલગીરી થઈ છે. પણ તેથી કંઇ નિરાશ થવાનું નથી. શહેરીઓની સહાય વગર તેઓ કારભાર નહિ જ ચલાવી શકે. તે કમિટીની નિશાળોમાં એક પણ બાળક તમારા મોકલ્યા વિના તો ન જ જાય. તમારી ઇચ્છા વિના તમે કર પણ નહિ આપો. ભલે એક તરફથી બળાત્કારે નીમાયેલી સરકારની કમિટી ચાલે ને બીજી

તરફથી તમારૂં શહેરી મહાજન ચાલે. તેમાંથી જણાઇ રહેશે કે પ્રજા કોની સાથે છે.

આ કાર્ય ઘણા વિનયથી ને ઘણીમાં ઘણી શાંતિથી તમે ચલાવી શકો છો. કમિટીની સાથે મસલત કરી તમારાથી ભાર ઉંચકાય તેટલો ઉંચકી લો ને જેને સારૂ તમારી શક્તિ ન હોય તે તમે પડતો મેલો. બન્નેની વચ્ચે સભ્ય યુદ્ધ જોવા હું ઉત્સુક છું. એક પક્ષ પણ મર્યાદા ન મૂકે તો બીજાને મર્યાદા જાળવ્યા વિના ન જ ચાલે, એમાં શક નથી. એટલે શહેરીઓ જરા પણ કટુ વચન કહ્યા વિના પોતાનું કામ ચલાવે તો તેઓ જ જીતશે. બન્ને શહેરોના શહેરીઓની પ્રથમ ફરજ તો એ છે કે રાષ્ટ્રીય શાળા એક પણ તેઓના કબજામાંથી ન જાય. તેને સારૂ તો કેવળ ઉત્સાહી કામ કરનારાઓની અને ધનની જરૂર છે. આ બે જો આપણે પેદા ન કરી શકીયે તો આપણે હાર્યા જ છીયે.

નવજીવન, તા. ૧૯ ફેબ્રુઆરી, ૧૯૨૨.

# ગેબી અવાજ.

માણસ એક વાર ભૂલ કરે તો માફ થાય, બે વાર કરે તોયે ઉદાર જન માફી આપે. પણ ત્રણ વાર કરે તો? તેને તો બરતરફી વિના બીજું શું હોય?

એક વાર છેતરાય તેને આપણે સાદો ગણીયે, બે વાર છેતરાય તેને ભોળો ગણીયે, ત્રણ વાર છેતરાય તેને મૂરખ ન કહીયે તો કયું ઉપનામ આપીયે?

બારડોલીનો સવિનય ભંગ સ્વપ્ન જેવો થઈ ગયો. જે મુહૂર્ત ચલાવવાનું હતું તે જ મુહૂર્ત બંધ કરવાનું ઈશ્વરે નિમેલું. એમાં તો નવાઇ નથી. રામ જેવાની રાજ્યાભિષેકની ઘડી વનવાસની બની તો બારડોલી જેવાનું શું? એમ આજે ખરી લાગતી ચીજો ઘણી વેળા સ્વપ્ન જેવી લાગશે ત્યારે જ સ્વરાજનો ખરો અર્થ આપણને મળશે. અત્યારે તો મને એક જ અર્થ ખરો લાગે છે. **સ્વરાજ મેળવવાનો સાચો પ્રયત્ન એ સ્વરાજ છે. સ્વરાજ તો જેમ દોડશું તેમ છેટું જ લાગશે.**

બધા આદર્શોનું એમ છે. માણસ જેમ સાચો બનતો જાય છે તેમ સત્ય તેનાથી ભાગે છે, કેમકે તે સમજે છે કે જેને તે ઝટ સત્ય માની લેતો હતો તે તો અસત્ય હતું.

તેથી સત્યાચરણી—સદાચરણી—હમેશાં નમ્ર હોય છે, પોતાની ખામીઓ દિવસે દિવસે વધારે સમજતો જાય છે. બ્રહ્મચારીથી બ્રહ્મચર્ય દૂર જ નાસતું જાય છે, કેમકે પ્રયત્નવાન બ્રહ્મચારી જોતો જાય છે કે તેનામાં ઊંડે ઊંડે ઘણી વિષયલાલસા રહેલી હોય છે. પોતાના સ્થૂલ બ્રહ્મચર્યથી તેને સંતોષ જ નથી થતો. મોક્ષાર્થીથી પણ મોક્ષ દૂર જતો જાય છે. તેથી મહાન્ 'નેતિ' શબ્દ શોધાયો. ઘણા પ્રાચીન મહર્ષિઓ મોક્ષને—આત્માને શોધવા નીકળ્યા. ઘણી ખીણોમાં ઊતર્યા, ઘણા પહાડો ચઢ્યા, ઘણી કાંટાની વાડો કૂદ્યા ને છેવટે તેમને માલુમ પડ્યું—'આ ન હોય'. કોણ જાણે તેમાંના કેટલાએ મોક્ષની ઝાંખી કરી. છતાં તેઓ એવા પારેખ હતા, એવા ચતુર હતા કે છેતરાયા નહિ, એટલું આપણે જાણીયે છીયે.

તેથી આપણું સ્વરાજ આપણા પ્રયત્નમાં જ રહ્યું છે એમ હું તો હમેશાં વધારે ને વધારે શીખતો જાઉં છું.

સન ૧૯૧૯ માં અમદાવાદે ને વીરમગામે, અમૃતસરે ને કાસૂરે મારી ભૂલ બતાવી. સત્યાગ્રહ મોકૂફ રહ્યો. ગયા નવેમ્બરમાં મુંબઇમાં મેં મનુષ્યના જંગલીપણાનો સાક્ષાત્કાર કર્યો. વળી સામુદાયિક સવિનય ભંગ મોકૂફ રાખ્યો. તોયે પૂરૂં ન શીખ્યો. હવે ચૌરીચૌરાએ શિક્ષા આપી. મારે નસીબે કોણ જાણે હજુ એવી કેટલી ઠોકરો લખાએલી હશે? હવે મને લોકો બરતરફ કરે, મૂરખ ગણે તો કંઇ તેમનો દોષ ન ગણાય.

મનુષ્યસ્વભાવને હું ન જાણું તો આવાં કામોમાં હાથ જ કેમ નાંખું છું?

મારાથી તો રહેવાય જ નહિ. જ્યારે ભૂલ થાય ત્યારે કબૂલ કર્યા વિના પણ ન ચાલે. મને બરતરફ થવું ગમે, મરણમાં ખપવું તો બહુ ગમે, પણ દોષનો મેલ શરીરમાં રાખીને આત્માને મલીન તો ન જ કરું.

"રાણા રૂઠે નગરી રાખે,
હર રૂઠે કહાં જાઉં ?"

એવું મીરાંએ ગાયું હોય કે નહિ તેની ખબર નથી, પણ તેણે એવું કરી બતાવ્યું. જગતની ગાળ સાંખીયે, પણ ઈશ્વરના દોષમાં ન આવીયે. તેની ચેતવણી માનીયે.

જો બારડોલીનો સવિનય ભંગ ગોરખપુરથી ઊંચો અવાજ આવ્યો તે છતાં કાયમ રાખ્યો હત તો આપણે હાથ ઘસવા પડત, પ્રજાને ભારે નુકસાન થાત ને સત્ય અને શાંતિ આપણાથી લજવાત. આપણે નમાલા કહેવાઇયે છીયે ને ઉપરાંત જૂઠામાંયે ખપત. હિંદુસ્તાન બીજે શાન્ત રહે ત્યારે જ બારડોલી સવિનય ભંગ કરે, એ વાક્ય હતું–એ શરત હતી. તે શરતના ભંગ છતાં બારડોલી સવિનય ભંગ કરત તો બારડોલી પણ પાપી બનત.

એવી શાંતિ હિંદુસ્તાનમાં ન જ જળવાય એમ કોઇ કહે તો આપણે તે સાંભળીયે. પણ એ દલીલ તો સત્યાગ્રહનો ને વિનયનો પંથ છોડવાની છે. વિનયમાર્ગ છોડીને હિંદુસ્તાન ગમે તે કરે; સત્યને નામે અસત્ય ન કરે, શાંતિને નામે શાંતિભંગ ન કરે એ જ આપણે જોવાનું રહ્યું. બારડોલીએ એ બરોબર જાળવ્યાં, મેં એ બરોબર સાચવ્યા. એમાં બન્નેએ પ્રજાની સેવા કરી છે. મેં તો એમ કરી સેવકની લાયકાત સિદ્ધ કરી છે એમ માનું છું. ભૂલની કબૂલતથી પ્રજા ચડશે જ, પડવાની નથી.

ખરે, ઈશ્વરે જ આપણી લાજ રાખી છે. મારે તો મદ્રાસના બનાવોથી ચેતવું જોઇતું હતું. બીજા કાગળો વિરોધીઓના ને અસ-

હકારીઓના આવે છે તેથી પણ ચેતવું જોઇતું હતું. હું ન ચેત્યો, પણ જેની ઉપર ઇશ્વર મહેરબાન છે તેને તો તે ઇશારાથી ન ચેતે તો નોબત વગાડી ચેતવે છે ને નોબતથીયે ન ચેતે તો ગાજવીજ કરી વાદળ વરસાવી ચેતવે છે. સ્હેજ ધર્મનું પાલન કરી આપણે મોટા ભયોમાંથી ઉગરી ગયા છીયે.

આપણુને નમવું પડયું–હઠવું પડયું–તે વધવા સારૂ. રસ્તો છોડે તેને પ્રથમ તો ફરી તે જ સ્થળે પાછું આવ્યે છૂટકો. જ્યારે પાછો ફરે ત્યારે તે વળી ચડવા માંડે. એટલે કારોબારી સમિતિએ ઠરાવ કર્યા ત્યારથી આપણે ઉતરતા હતા તે ચડવા લાગ્યા.

પણ એટલું જ કંઈ મારે સારૂ બસન હતું. તેથી મારે વધારે પ્રાયશ્ચિત્તની જરૂર હતી. ગોરખપૂરના તાર આવ્યા ત્યારથી જ માનસિક પીડ તો શરૂ થઈ, પણ દેહદમનની આવશ્યકતા હતી. મારી ભૂલનું માપ લેતાં મારા પાંચ દહાડાના ઉપવાસથી મારે સંતુષ્ટ નહોતું જ રહેવું. મારી ઇચ્છા ચૌદ દિવસના ઉપવાસની હતી. પણ મેં પાંચથી માંડવાળ કરી છે. ઓછું પ્રાયશ્ચિત્ત હશે તો મારે નસીબે વધારે બાકી રહ્યું જ હશે ને મારે ચક્રવૃદ્ધિ વ્યાજ સુદ્ધાં આપ્યે છૂટકો થશે. જે માણસ પોતાનું કરજ સોળે ટકા વખતસર આપે છે તે મોટા ઋણમાંથી બચે છે.

પ્રાયશ્ચિત્તના ઢોલ ન પીટાય. છતાં મેં તે જાહેર કર્યું છે તેનું કારણ છે. મારો ઉપવાસ મારે સારૂ પ્રાયશ્ચિત્ત છે, પણ ચૌરીચૌરાના દોષિત લોકોને સારૂ એ દંડ છે. પ્રેમના દંડ એવા જ હોય. પ્રેમી દૂભાય ત્યારે પ્રિયને દંડતો નથી, પણ પોતે પીડ ભોગવે છે, પોતે ભૂખે પીડાય છે, પોતે માથું કૂટે છે. પ્રિયજન સમજે કે ન સમજે તેને વિષે તે નિશ્ચિન્ત રહે છે.

પણ મારો ઉપવાસ મેં જાહેર કર્યો છે તેથી બીજાઓને પણ ચેતવણી છે. મારી પાસે બીજો પાસો જ નથી. અસહકારી મને

છેતરે—અને હું તો લગભગ આખા હિંદુસ્તાનને અસહકારી ગણું છું —તો મારો દેહ લે. મને એવો મોહ છે કે હિંદુસ્તાન મારા દેહની હસ્તી હજુ ઇચ્છે છે. એ ખરૂં હોય તો દેહદમન કરી હું હિંદુસ્તાનને સૂચવું છું કે તે મને ન છેતરે. જોઇએ તો 'શાંતિ' પદનો ત્યાગ કરી ભલે મારો ત્યાગ કરે. પણ જ્યાં સુધી મારી સેવાને તે સ્વીકારે ત્યાં લગી શાંતિ તથા સત્યનો સ્વીકાર કર્યે જ છૂટકો છે.

આજ તો પાંચ દિવસના ઉપવાસથી પત્યું. પણ જો લોક નહિ જ ચેતે તો પાંચના પંદર થાય ને છેવટે પંદરના પચાસ થઇ પ્રાણ પણ જાય.

આ લેખ હું ઉપવાસને ત્રીજે દિવસે લખી રહ્યો છું. મારો આત્મા સાક્ષી પૂરે છે કે હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી બધા સત્ય અને શાંતિને માર્ગે જ સ્વરાજ લઇ શકશે, તે જ માર્ગે ખિલાફતની સેવા કરી શકશે ને પંજાબનો ઇનસાફ લેશે. તે જ માર્ગ મહાસભામાં, ખિલાફત મંડળોમાં કબૂલાયો. છતાં તેને છોડીએ તો આપણે ધર્મને સારૂ નહિ, ઇશ્વરને સારૂ નહિ પણ અધર્મને અને સેતાનને સારૂ લડીએ છીએ.

આપણે બીજાનો વાદ ન કરીએ. ગાઝી મુસ્તફા કમાલ પાશાનો પણ ન કરીએ. લાંબાની પાછળ ટૂંકો જાય તો મરે નહિ તો માંદો થાય, એ કહેવત ખરી છે. જ્ઞાની પણ પોતાની પ્રકૃતિ પ્રમાણે વર્તે છે. જગત્ પોતાના સ્વભાવ પ્રમાણે ચાલે છે ત્યાં બળાત્કારે શો અર્થ સરે? હું સત્ય કહું છું કે શરીરબળથી હિંદુસ્તાન સામ્રાજ્ય નહિ ભોગવે. તેની પાસે શરીરબળથી કંઇ લેવાની આશા રાખવી એ બળાત્કાર છે. હિંદુસ્તાનનો સ્વભાવ શાંતિનો છે, તેથી જ જાણ્યેઅજાણ્યે હિંદુસ્તાન શાંતિ ને સત્યમય અસહકાર ઉપર ઘેલું થયું છે. અમદાવાદના ને વીરમગામના ઘેલાઓનો કોઇએ વાદ નથી

કર્યો. ચૌરીચૌરાના પાગલ લોકોનો વાદ કોઈ નહિ કરે. એ હિંદુસ્તાનનો **સ્વભાવ** નથી, એ તો રોગ છે. પણ મુસ્તફા કમાલ પાશાની તલવાર ચાલી છે, કેમકે દરેક તુરકની રગે રગે શરીરબળ રહ્યું છે. તુરકો સેંકડો વર્ષ થયાં લડતા આવ્યા છે. હિંદુસ્તાનની પ્રજા હજારો વર્ષ થયાં શાંત રહી છે. કઈ પ્રજાએ વધારે ઠીક કર્યું એનું પૃથક્કરણ અત્યારે ન કરીએ. હિંસા અને અહિંસા બન્નેને જગતમાં સ્થાન તો છે જ. આત્મા અને શરીર બન્ને ચાલે છે. પણ અંતે વિજય આત્માનો છે કે શરીરનો એ વિચારવાનો આ સમય નથી. એ વિચારવું હોય તો ભલે સ્વરાજ લીધા પછી વિચારીએ. અત્યારે તો સહેલામાં સહેલા ઉપાયથી સ્વરાજ લઇએ. એક ક્ષણમાં હિંદુસ્તાનનો સ્વભાવ નહિ બદલાય. તલવારથી હિંદુસ્તાનને સ્વતંત્ર કરનારને જુગો જોઇએ એવી મારી દૃઢ માન્યતા છે.

હિંદુસ્તાનના મુસલમાન પણ મુસ્તફા કમાલ પાશાની ચાલે ચાલવા જાય તો ઇસ્લામને બટ્ટો લગાડે. ઇસ્લામમાં શાંતિને મોટું સ્થાન છે. સબરનું મહત્ત્વ ગુસ્સા કરતાં—તલવાર કરતાં—ઘણું મોટું છે. હિંદુસ્તાનની પ્રજા શાંતિ અને સત્યને ઘણા કાળ થયાં સાચવતી આવી છે. તેનો પુનરુદ્ધાર કરી સ્વરાજ ભલે આજે મેળવે, તેનો ત્યાગ કરી હિંદુસ્તાન ભલે ગુલામ રહે. માણસ એક જ ક્ષણે પૂર્વ—પશ્ચિમ ન જઈ શકે. પશ્ચિમનો માર્ગ અશાંતિનો, નાસ્તિકનો છે એમ અત્યારે તો જણાય છે. પૂર્વનો માર્ગ શાંતિનો ને ધર્મનો, ઇશ્વરવાદીનો છે એમ ઘણા કાળથી સિદ્ધ થયું છે. પશ્ચિમનું મધ્યબિંદુ અત્યારે ઈંગ્લાંડ છે. પૂર્વનું મધ્યબિંદુ અનાદિ કાળથી હિંદુસ્તાન રહેલું છે. જગતને લાગે છે કે ઈંગ્લાંડ સામ્રાજ્ય ભોગવે છે ને ભરતભૂમિ તેની મોટી દાસી છે. આજનો પ્રયાસ આ દાસત્વમાંથી છૂટવાનો છે. ભરતભૂમિ દાસત્વમાંથી છૂટવા માગે તો તે પોતાનાં પ્રાચીન શસ્ત્ર શાંતિ અને સત્યથી જ છૂટે.

પૃથ્વીની સપાટી ઉપર અત્યારે એક પણ દેશ નથી કે જે શરીરબળમાં હિંદુસ્તાન કરતાં ઉતરે. નાનકડું અફઘાનિસ્તાન પણ હિંદુસ્તાનને ધ્રુરકાવી શકે છે.

હિંદુસ્તાન કોની મદદથી ઇંગ્લાંડ સામે ઝૂઝવા ઇચ્છે છે? જાપાનની? કાબુલની? જે કોઇની મદદથી એ ઝૂઝશે તેનું દાસત્વ તેને સ્વીકારવું પડશે. એટલે હિંદુસ્તાન જો આ જમાનામાં છૂટવા માગે તો તેની પાસે ઇશ્વરની મદદ વિના બીજી મદદ જ નથી. અને ઇશ્વર તો કેવળ સત્યનો ને શાંતિનો બેલી છે, તેથી ગોરખપુરથી આવેલો ભેળી અવાજ આપણને એ જ શીખવે છે કે જો આપણે આપણા મનોરથો સિદ્ધ કરવા માગતા હોઇએ તો આપણે શાંતિ કેળવવી.

નવજીવન, તા. ૧૯ ફેબ્રુઆરી. ૧૯૨૨.

# જેલીઓનું શું ?

એક ગૃહસ્થે લાંબો કાગળ લખ્યો છે તેમાંથી નીચેનો ભાગ લઉં છું:

" બારડોલી ખાતે મળેલી કારોબારી સમિતિનો ઠરાવ પ્રજાએ વાંચ્યો અને તમારા પરના અડગ વિશ્વાસથી સંતોષ પણ માની લેશે કે મહાત્માજી તો ઉંડો વિચાર કરી જ દરેક કાર્યક્રમ ઘડે છે. પણ ઠરાવમાં તો સરકારે જે શરતો કલકત્તે સંભળાવી હતી તે બધી શરતોને આપણે કબૂલ કરી લીધી. હવે પ્રજાના મનમાં સહેજે એક સવાલ તો ઉઠ્યા વગર રહેશે જ નહિ અને તે સવાલ પ્રજાના મનને ઘણો અગત્યનો લાગે છે કે દેશની ઇજ્જત ખાતર સુખ સગવડ અને અમીરાઇને તિલાંજલિ આપી વયોવૃદ્ધ પૂજ્ય નહેરૂજી, દેશબંધુ દાસ, અડગ અને શૌર્યવાન લાલાજી, પૂજ્ય ગંગાધરરાવ દેશપાંડે, મૌલાના શૌકતઅલી, મહમદઅલી, અને કીચલુ સાહેબ જેમના સુખ

અને સગવડ આપણાથી તો અજાણ્યાં નથી, તેઓ આજે જેલમાં બિરાજે છે અને એમની પાછળ આખા દેશનો આંકડો કમીમાં કમી બાર હજાર થયો હશે. એ દેશભક્તોને માટે ભારતભૂષણ માલવિયજીને કાંઇ લાગે છે ખરૂં કે? શું એઓને જેલમાં રહેવા દઇ પંડિતજી તહનામું કરાવવા રાજી થયા છે? તો આ જે મહત્વની બાબત પ્રજાને હાલ સાલે છે એનો જવાબ પંડિતજીએ આપને આપ્યો તો હશે."

આવા જ વિચારોવાળો એક બીજો કાગળ પણ છે. હું જાણું છું કે આવી શંકા બીજાઓને થઇ જ હશે. થાય તેમાં શી નવાઇ? પણ આવી શંકાઓ બતાવે છે કે હજુ લડતનું રહસ્ય કે તેની ખૂબી આવા સંશયવાન લોકો સમજતા નથી થયા. પંડિત માલવિયજી ઉપર જે આક્ષેપ છે તે તો કેવળ અજ્ઞાનથી જ થયા છે. સવિનય ભંગ બંધ કરાવવામાં પંડિતજીનો હાથ જ નથી. એ નિશ્ચય મારા મનમાં તો જ્યારે મેં ગોરખપૂરનો મામલો બારડોલીમાં સાંભળ્યો ત્યારે જ થયેલો. તે પ્રમાણે કાગળો પણ મેં બારડોલીથી લખ્યા. સાથીઓની સાથે મસલત કરી, કારોબારી સમિતિ બોલાવવાનો ઠરાવ કર્યો. ત્યાર બાદ મુંબાઇ ગયો. પંડિતજી એ જ માગણી કરે એમાં કંઇ આશ્ચર્ય નથી. પણ જે ઠરાવ થયો છે તે મારો ને કારોબારી સમિતિનો સ્વતંત્ર છે.

હવે ગુણદોષ ઉપર આવીયે. શું આપણી પ્રતિજ્ઞાનો ભંગ કરીને પણ કેદીઓને છોડાવવાનો આપણો ધર્મ છે? સત્યાગ્રહ એનું નામ છે કે રાજ જાય, પાટ જાય, કુટુંબ જાય, જાન જાય તો પણ સત્ય ન છોડીયે. સત્ય છોડીને જો આપણે તેઓને છોડાવીયે તો તેઓ જ શરમાય. તેઓ તો સ્વરાજ મળ્યે છૂટવા માગે છે, તેઓ માનપૂર્વક છૂટવા માગે છે. તેઓ દુઃખ ભોગવવા જેલ ગયા છે. તેઓ

દુઃખને સુખ માને છે, બહાર રહી જે સુખ મળે તેને દુઃખ માને છે. એટલે તેમને ખાતર પણ આપણે ભરેલું પગલું બીજી રીતે બરાબર હોય તો છોડી શકતા નથી.

વળી સવિનય ભંગ ચાલુ રાખીને કંઇ આપણે તેઓને છોડાવી શકત ? તેઓને છોડાવવાની આપણી શક્તિ આપણી શાંતિમાં હતી. બારડોલીનું બળ બીજે શાંતિ જળવાય તો જ બતાવાય તેમ હતું. શાંતિ અશાંતિ ભેળા ન જ ચાલી શકે. રાત્રિ ને દિવસ સાથે નથી નભી શકતાં. એટલે જે રીતે વિચારો તે રીતે આપણને એક જ જવાબ મળે છે કે સવિનય ભંગ બંધ કર્યે જ છૂટકો હતો.

તેનો અર્થ એમ નથી કે હવે આપણને કંઇ કરવાપણું નથી. ક્ષત્રિય એક રીતે ન ફાવે તો બીજો સીધો માર્ગ શોધે છે. જે જગ્યાએ ભૂલો પડે ત્યાંથી પાછો મૂળ જગ્યાએ આવી પોતાનું બળ અજમાવે છે તેમ જ આપણે કરવાનું રહ્યું છે. કેદીઓને કોઇ ભૂલનાર નથી.

પંડિતજીનો આત્મા કેટલો ચીમળાઇ રહ્યો છે એ હું જાણું છું. તે આપણા જેટલા જ તેઓને છોડાવવા ઉત્સુક છે. તેઓ પણ હિંદુસ્તાનનું મ્હોં ઉજ્જ્વળ રાખીને કેદીઓને છોડાવવા ઇચ્છે છે.

નવજીવન, તા. ૧૯ ફેબ્રુઆરી, ૧૯૨૨.

# દિલ્હીનો ઠરાવ.

તા. ૨૫ ફેબ્રુઆરી ૧૯૨૨ ના રોજ દિલ્હીમાં મળેલી મહાસમિતિએ નીચેનો ઠરાવ પાસ કર્યો હતોઃ--

બારડોલી ખાતે ૧૧ મી અને ૧૨ મી તારીખે મળેલી કારોબારી સમિતિએ પસાર કરેલા ઠરાવો પર કાળજીપૂર્વક વિચાર ચલાવીને મહાસમિતિ મજકુર ઠરાવોને, તેમાં નમૂદ કરેલા ફેરફારો સહિત,(જુઓ પૃષ્ટ ૪૧૩ થી ૪૧૯) મંજૂર રાખે છે, તથા વધારામાં ઠરાવે છે કે વ્યક્તિગત સવિનય ભંગ તીવ્ર અથવા રક્ષક રૂપમાં ચોકસ જગ્યાઓએ અને ચોકસ કાયદાઓનો, તે પ્રાંતની પ્રાન્તિક સમિતિ કહે ત્યારે અને તેની પરવાનગીથી શરૂ કરી શકાય; શરત એટલી કે જ્યાં સુધી મહાસભાએ કે મહાસમિતિએ કે કારોબારી સમિતિએ ઠરાવેલી બધી શરતોનું કડકપણે પાલન કરવામાં આવતું હોય.

દારૂની ચોકી જેટલી જરૂરી છે તેટલી જ પરદેશી કાપડ પર ચોકી કરવાની પણ જરૂર છે એવી એવી ખબરો અનેક ઠેકાણેથી આવવાથી, મહાસમિતિ આવી ખાત્રીદાર ચોકી, બારડોલીના ઠરાવોમાં દારૂની ચોકી સંબંધી જે નિયમો જણાવેલા છે તેજ નિયમોએ કરવાની છૂટ આપે છે.

મહાસમિતિ ખુલાસો કરવા ઇચ્છે છે કે કાર્યવાહક સમિતિના ઠરાવોનો અર્થ એ નથી કે મહાસભાનો અસહકારનો મૂળ કાર્યક્રમ છોડી દેવો કે સામુદાયિક સવિનય ભંગનો કાયમનો ત્યાગ કરવો, પરંતુ મહાસમિતિ માને છે કે આવશ્યક એવી સામુદાયિક શાંતિ તો બારડોલીની કારોબારી સમિતિએ ઘડેલા રચનાત્મક કાર્યક્રમને સ્વયં-સેવકોએ અમલમાં મૂકવાથી જ સ્થાપી શકાશે.

મહાસમિતિ માને છે કે જ્યારે જ્યારે રાજ્ય જાહેર થયેલા પ્રજાકીય નિશ્ચયનો વિરોધ કરે છે ત્યારે ત્યારે સવિનય ભંગનો પ્રયોગ કરવો એ પ્રજાનો હક્ક અને તેની ફરજ છે.

**નોંધ**—વ્યક્તિગત સવિનય ભંગ એટલે એક વ્યક્તિ કે અગાઉથી નક્કી થયેલી વ્યક્તિઓની સંખ્યા કે મંડળ કાયદા કે હુકમોનો સવિનય ભંગ કરે તે. તેથી, જે જાહેર સભામાં હાજર રહેનારાઓ ટિકીટો કાઢીને નક્કી થયેલા હોય અને જ્યાં રજા વગર કોઇને દાખલ કરવામાં ન આવતું હોય, તેવી જાહેર સભા છતી બંધીએ ભરવી એ વ્યક્તિગત સવિનય ભંગનું દષ્ટાંત થયું; જે જાહેર સભામાં જાહેરને કોઇ પણ જાતના અંકુશ વગર દાખલ થવાની છૂટ હોય તેવી સભા છતી બંધીએ ભરવી એ સામુદાયિક સવિનય ભંગનું દૃષ્ટાન્ત થયું. આવો સવિનય ભંગ રક્ષણાત્મક ત્યારે કહેવાય જ્યારે મનાઈ થયેલી જાહેર સભા હમેશની પ્રવૃત્તિને અંગે ભરવામાં આવે,

પછી ભલે પરિણામે પકડાપકડી થાય. તેવી જાહેર સભા હમેશની પ્રવૃત્તિને અંગે જ હોય, પરંતુ પકડાવા અને કેદમાં જવાનાજ ઉદ્દેશથી ફક્ત ભરવામાં આવી હોય તો તે તીવ્ર સવિનય ભંગ થાય.

# મારી નિરાશા.

હું એકાએક નિરાશ નથી થઇ શકતો. નિરાશાના વાદળમાંયે ક્યાંક પણ આશાનાં કિરણો ભાળી શકું છું ને તે ખોરાક પર જીવું છું. પણ આ વખતની મહાસમિતિએ મને નિરાશ કર્યો કહેવાય. આશાવાદી હોઇ જ્યાં ઘોર અંધારૂં લાગે છે ત્યાં પણ હું અજવાળું છે જ એમ જોઈ રહ્યો છું તે બળાત્કારે.

જો મારા અભિપ્રાયને બહુમતિ ન મળી હોત તો હું અવશ્ય સફળતાનાં કિરણો જોત. પણ હું તો બહુમતિના બોજા નીચે કચરાઇ રહ્યો છું. મને જયઘોષ અપ્રિય લાગે છે; ઘણી વેળા તો ખરે જ કાન બંધ કરવા પડે છે. એ જ અવાજની સાથે અમદાવાદ, વિરમગામ, અમૃતસર, ચૌરીચૌરા વગેરેમાં ભાન ભૂલેલાં ટોળાંઓએ ખુનો કર્યા, મકાનો બાળ્યાં.

મહાસમિતિએ મને વધારે મત આપ્યા, પણ હું જોઇ શક્યો કે બારડોલીના ઠરાવ ઘણા થોડાને ખરેખર ગમ્યા. મારે ખાતર, નહિ કે મારા અભિપ્રાયની સત્યતાને ખાતર મને મત મળ્યા. તેની કિમ્મત શી આંકી શકાય? જ્યાં પ્રજાની સત્તા કાયમ કરવાનો પ્રયાસ હોય ત્યાં એક વ્યક્તિનો જય શા કામનો? ત્યાં તો સત્યનો ને સિદ્ધાન્તનો જ જય શોભે. બહુમતિનાં હૃદય અને બુદ્ધિ વચ્ચે દ્વંદ્વયુદ્ધ ચાલી રહ્યું હતું. હૃદય મારી તરફ જાય, બુદ્ધિ મારાથી સો યોજન દૂર જાય. તેથી હું તો અકળાયો ને હજુ અકળાઈ રહ્યો છું.

આમ બળાત્કારે ગાડું ક્યાં સૂધી આગળ ચાલે? મારો આત્મા સાક્ષી પૂરે છે કે જો આપણે મનથી, વાચાથી અને કર્મથી શાંતિવાદી હોઇયે, એટલે શાંતિને વ્યવહારધર્મ, સમયાનુસારી ધર્મ માનતા હોઇયે તોપણ બારડોલીના ઠરાવ વિના ચૌરીચૌરા પછી બીજું ન જ સંભવે એમ આપણને પૂનેમના ચંદ્ર જેવું સ્પષ્ટ દેખાવું જોઇયે. છતાં બારડોલીનો ઠરાવ કાયમ રહ્યો તે તે ઠરાવની યોગ્યતાને ખાતર નહિ પણ મારી ખાતર. જે ખલાસી આરકાટીની ઉપર વિશ્વાસ રાખીને વહાણ હંકાર્યે જાય પણ પોતે દિશા ન જાણતા હોય, તે આરકાટી ઉપરથી વિશ્વાસ ઉઠયે વહાણને ડૂબાવે. એ વહાણમાં મુસાફરી કરવી જોખમકારક છે. તેમજ વગર સમજ્યે મહાસભાના ઠરાવોને જેઓ પાસ કરે તે મહાસભારૂપી નાવને ડૂબાવે.

મને તો એમ ચોખ્ખું લાગે છે કે જ્યાં આપણે કેવળ શાંતિથી જ જીત મળે એમ માનતા હોઇયે ત્યાં શાંતિઅશાંતિને મેળવીયે તો તે મેળવણી ફાટે ને તેમાંથી લાભને બદલે હાનિ થાય. બારડોલીની અસર જેમ આખા હિંદ પર થવાની હતી તેમ ચૌરીચૌરાની પણ થાય જ, એમ આપણાં મન ઠેકાણે હોય તો આપણને લાગવું જ જોઇયે. એક જ આકાશમાં સૂર્ય ને ચંદ્ર બન્નેને આપણે જોઈ

શકતા નથી. ટાઢ તડકો સાથે હોય નહિ. તડકાને છાયારૂપે દેખાડવાનો ઢોંગ કેટલા દહાડા ચાલે? ઉત્તરમાં જનારને તે દક્ષિણમાં જાય છે એમ મનાવવાનો ડોળ ક્યાં લગી ચાલી શકે? શાંતિને નામે અશાંતિ ચાલે એ ક્યાં લગી છૂપાવી શકાય?

વ્યવહારન્યાય પણ જ્યાં સૂધી વ્યવહાર ચાલે ત્યાં સૂધી તો પૂરો પાળવો જોઇયે. સમયાનુસારી નીતિ જેટલો વખત ચાલે તેટલો વખત તો પૂર્ણ રીતે ચાલવી જ જોઇયે. પાંચ દિવસ ઉદ્યોગી રહેવાનું વચન આપનારે પાંચ દિવસને સારૂ તો સંપૂર્ણતાએ ઉદ્યોગી રહેવું જ જોઇયે. તે આળસનો પૂજારી હોય તોપણ ઉદ્યોગનું વચન આપ્યા પછી એમ ન કહી શકે કે ઉદ્યોગ ઉપર શ્રદ્ધા ન હોવાથી તે પાંચ દહાડા પણ ઉદ્યોગી નહિ થાય. પાંચ દહાડા જેટલા ઉદ્યોગ પર તેની શ્રદ્ધા ન હોય તો તે માણસે ઉદ્યોગીની ટોળીમાંથી બહાર જ રહેવું જોઇયે, એમ આપણે સહુ કહીશું.

હિંદુસ્તાનીઓએ નિશ્ચય કર્યો છે કે હિંદુસ્તાનનું તારણ શાંતિ વિના અશક્ય છે, કેમકે શાંતિ વિના હિંદુસ્તાન એક ન થાય, શાંતિ વિના રેંટીયો ન ચાલે. હિંદુમુસલમાન એક્તા વિના ને રેંટીયા વિના હિંદુસ્તાન એક ડગલું પણ આગળ ન જઈ શકે. હિંદુમુસલમાન એક્તા એ હિંદુસ્તાનના પ્રાણ છે, રેંટીયો શરીર છે. બન્નેની જડ શાંતિમાં રહેલી છે.

આટલી ચોખ્ખી વાત છતાં, 'શાંતિ' શબ્દનું ઉચ્ચારણ કરતાં છતાં આપણે મનમાં અશાંતિને સેવીયે છીયે, મનમાં ગુસ્સો ભર્યો છે. 'મુખમેં રામ, બગલમેં છુરી' એવા બગભગત કંઈ સ્વર્ગે જઈ શકે?

ઘણી ચેતવણીઓ આપવા છતાં બારડોલીના ઠરાવ ઘણા વધુમતે પાસ થયા. આથી હું મુંઝાયો છું. જો એ બધા મત સમજપૂર્વક

અપાયા હોય તો પરિણામ સારૂં આવી શકે. એટલા બધા મત આપનાર જો એમ માનતા હોય કે આપણે હવે શાંતિની જરૂર છે, મૂગે મ્હોડે કામ કરવાની જરૂર છે, તો આપણે આજે જેટલું બળ એકઠું કર્યું છે તેના કરતાં વધારે કરી શકીશું.

જેટલી જરૂર જેલ શોધવાની હતી તેટલી જ જરૂર થોડી મુદત જેલ મોકૂફ રાખવાની છે. જેલ હમેશાંને સારૂ જુલમી રાજ્યમાં સ્વતંત્રતાનો દરવાજો તો રહેશે જ. પણ જેલમાં જવાને સારૂ પણ કળા જોઇયે છે. ચોર, પાખંડી જેલ જાય તે કંઈ સ્વતંત્રતા મેળવતા નથી. તેઓ તો સજા ભોગવે છે. અશાંત ચિત્તે, ગુસ્સાભર્યે હૃદયે જેઓ જેલમાં જાય તે જેલમાં સુખે રહી પણ ન શકે. તેમને મન તો જેલ સેવાગૃહ નહિ જણાય; જો કે શાંત ચિત્તે જનાર તો અવશ્ય માને કે જેલમાં પણ તે પૂર્ણ અથવા વધારે સેવા કરે છે. જેલમાં તે સ્વસ્થ ચિત્તે વિચારો કેળવે, સંયમ વધારે, નિયમોનું વધારે પાલન કરે. સૉક્રેટિસે પોતાનું સારામાં સારૂં વ્યાખ્યાન હાથમાં ઝેરનો પ્યાલો રાખીને આપ્યું ને તેણે મરીને પોતાનું ને પોતાના વચનનું અમરપણું સિદ્ધ કર્યું. તિલક મહારાજે પોતાનાં મોટામાં મોટાં બે પુસ્તકો જેલમાં લખ્યાં. તેમણે જેલમાં એક ક્ષણ પણ નકામી ગાળી છે એમ ન કહી શકાય. તેમનો જેલનો વખત નકામો ગયો એમ ન કહેવાય. અત્યારે પણ જે જેલીઓ જેલમાં પોતાનું કાર્ય કરી રહ્યા છે તે તો સેવા જ કરે છે.

અત્યારે જેલ જવાનો પ્રયત્ન કરવો તે અશાંતિ પોષવા બરોબર છે. તેથી જેલની બહાર રહેવું એ ક્ષણવારનો ધર્મ થઈ ગયો છે.

'આથી તો શત્રુ આપણને કાયર ગણશે; આપણી અકીર્તિ થશે;' એમ શંકા થાય. જ્યારે શત્રુ આપણને કાયર ગણે પણ આપણે

ખરેખર કાયર ન હોઇયે ત્યારે આપણી જીતનો સમય નજીક આવે છે. કેમકે આપણી કાયરતા એ તો આપણું બળ છે અને શત્રુની ખોટી માન્યતા તેને ભૂલાવામાં નાંખે છે. જે કેવળ ઇશ્વરની સહાય માગે તેને અકીર્તિ હોય જ શાને ? આપણે જરાએ નામોશીનું કામ કરીયે ત્યારે અકીર્તિ હોય. આપણે જેલના ડરથી જેલનો ત્યાગ નથી કરવો. પણ જેલ જવામાં અણસમજ હોય, મગરૂરી હોય, અશાંતિ હોય એ ભયથી તેનો ત્યાગ કરીયે. શત્રુને રીઝવવા નહિ પણ આપણા આત્માને રીઝવવા આપણે જેલ જતા અટકીયે. જેલ જતા અટકીને કાં આપણે ફાંસીનો ઘાટ ન ઘડીયે ?

શત્રુ માગે તે ન કરીયે. અત્યારે શત્રુ ઇચ્છે છે કે આપણે વધારે ગુસ્સો કરીયે. આપણને તે ચીડાવી રહેલ છે. આપણી સામે પોતાની મુઠ્ઠી ઉગામી રહ્યો છે. આપણી સામે તે પોતાની આંખ લાલચોળ કરી રહેલ છે. આપણને ઘુરકાવી રહ્યો છે. પોતાની કેશવાળી ફફડાવી રહેલ છે. તેના ચીડાવ્યા ચીડાઇએ તો આપણે પડીયે. તેનું હથિયાર મદ છે. દંભ છે, અમર્યાદાપણું છે, ધમકી છે. આપણું હથિયાર શાંતિ ને નમ્રતા છે. આપણને શત્રુ ' બીવેલા ' ગણે કે કહે તે આપણને પોસાય, પણ આપણે પ્રતિજ્ઞાભંગ કર્યો સિદ્ધ થાય તે ન પોસાય.

તેથી જ મેં તો વિચારી લીધું છે કે આપણે હાલ તુરતને સારૂ કેદીઓને ભૂલી જવા એ તો આપણું પ્રથમ પ્રાયશ્ચિત્ત છે. આપણે ભૂલો કરી તેથી કેદીઓને આપણે બળે છોડાવવાની શક્તિ આપણે ખોઈ બેઠા. કેદીઓ સરકારની મહેરબાનીથી નથી છૂટવા માગતા. સરકારના છોડ્યા તેઓ છૂટે તો તેઓ ખિન્ન થાય અને આપણે શરમાવું પડે.

આપણે તેઓને જેલ જઇને જ છોડવી શકીયે એવો અનિવાર્ય નિયમ નથી. આપણા સત્યબળથી, આપણા પ્રતિજ્ઞાપાલનથી તેઓને આપણે છોડવી શકીયે છીયે. આપણું બળ આપણે જેલ જઇને બતાવી શકીયે છીયે તેમજ આપણે રચનાત્મક કાર્ય કરીને બતાવી શકીયે છીયે. બળ આપણા અમુક કાર્યમાં નથી પણ આપણી વૃત્તિમાં છે. શરમનો માર્યો જેલ જનારો બળવાન નથી પણ ન જવાનું હોય ત્યારે ડરકણ ગણાતા છતાં ન જાય તે બળવાન હોઈ શકે. બળ સત્ય કાર્યમાં રહેલું છે.

જો હિંદુસ્તાન, જો ગુજરાત એક માસમાં રચનાત્મક કાર્ય પૂરૂં કરી બતાવે તો કેદીઓને એક માસમાં છોડવે. જો ઘણા પ્રમાણિક, સમજુ ને જાણીતા સેવકો મળે તો એક માસમાં રચનાત્મક કાર્ય પૂરૂં કરવું એ કંઈ મુશ્કેલ નથી.

૧. દરેક સ્ત્રીપુરૂષે મહાસભાની પ્રતિજ્ઞા લેવી ને ચાર આના આપી મહાસભાના દફતરમાં નામ નોંધાવવું. ૨. તિલક સ્વરાજ ફાળો એકઠો કરવો. ૩. રાષ્ટ્રીય શાળાઓ ચલાવવી. ૪. દારૂ પીનારાઓનાં ઘરોમાં જવું. ૫. પરદેશી કપડાંનો ઉપયોગ કરનારને ખાદી પહેરવા સમજાવવા, ઘેરઘેર રેંટીયા દાખલ કરવા. ૬. અંત્યજવર્ગને મદદ દેવી. ૭. પંચાયતો સ્થાપવી. ૮. નિષ્પક્ષપાતપણે દરદીની કે જખમીની સેવા કરવી, ભલે તે ગોરો હોય કે કાળો.

આ કામોમાં એક પણ એવું નથી કે જેમાં આપણને જુગના જુગ જોઇયે. હા જોઇયે, જો લોકમત આપણી પ્રવૃત્તિથી વિરૂદ્ધ હોય તો. પણ આપણે અત્યારે તો દાવો એવો કરીયે છીયે કે લોકમત આપણી સાથે છે. જો લોકમત આપણી સાથે હોય તો, ને આપણી પાસે સાચા કામદારો હોય તો ઉપરની બાબતોમાં એવી કઇ છે કે જેમાં આપણે તુરત સફળ ન થઇએ ?

મારે મન તો એમાં લોકોની પરીક્ષા આવી જાય છે. જો ખરે-ખર તેઓ શાંતિમાર્ગે જીત મેળવવા ઇચ્છતા હોય તો ઉપરનાં કામ હોંસે કરે. જો તેઓ કેવળ અશાંતિ જ માગતા હોય તો રચનાત્મક કાર્યમાં જરૂર આપણાથી વિરૂદ્ધ રહેશે અને જ્યારે સવિનય ભંગ શરૂ કરીએ ત્યારે તે પોતાનો અવિનયી ભંગ વિનયની ઓથે કરવા તૈયાર થઇ જશે.

આ આપણી સમક્ષ મોટામાં મોટો ભય આવી ઉભો છે તેથી જેઓ શાંતિમય પ્રવૃત્તિ ચલાવવા ઇચ્છે છે તેઓએ દઢતાપૂર્વક પોતાને માર્ગે ચાલ્યાં જ કરવું ઘટે છે. તેથી ભલે તેઓ ખોબા જેટલા થઇ રહે, તેમની લાજ જાય, તેઓ પ્રતિષ્ઠા વિનાના થઈ રહે. આવું થાય ત્યારે તેઓ પોતાનું કાર્ય નિર્ભય થઇ ચલાવી શકે ને દઢતાપૂર્વક બધાં પગલાં ભરી શકે. અત્યારે તો તેઓ જ્યારે સવિનય ભંગ જેવું તીખું પગલું ભરવા ઇચ્છે ત્યારે તેઓને ઉપાધિઓ આવી પડે છે.

મારો માર્ગ ચોખ્ખો છે. હું જોઉં છું કે મારો દુરુપયોગ થઇ રહ્યો છે. મારે નામે ચૌરીચૌરામાં ખૂનો થયાં. હું સવિનય ભંગની વાત કરૂં છું તો સાંભળનાર વિનય પદને ઉડાવી દઇ કેવળ ભંગ પદનું જ ગ્રહણ કરે છે. સવિનયભંગ એ અવિચ્છિન્ન સમાસ સમજવો. રસાયણશાસ્ત્રમાં બે મેળવણી મનાય છે. એક સામાન્ય, જેમાં બધી વસ્તુઓ પોતાનો ગુણ રાખે છે. બીજું એવું મિશ્રણ જેમાંથી એક ત્રીજી જ વસ્તુ પેદા થાય છે કે જેનો ગુણ બેમાંથી એકે મૂળ વસ્તુની સાથે મળતો નથી. સવિનય ભંગ એ એક એવું રસાયણી મિશ્રણ છે. તેમાં ભંગનું એક પણ ખરાબ પરિણામ ન હોય ને તેમાં કેવળ વિનયથી થતાં પરિણામો આપણે જોતા જ નથી. વિનયની

સાથે ઘણી વેળા આપણે નબળાઇ જોઇયે છીયે. ભંગની સાથે ઉદ્ધતાઇ, અસત્ય ઇત્યાદિ જોઇયે છીયે. સવિનય ભંગમાં તો કેવળ નિર્દોષતા ને નિર્ભયતા જ હોવાં જોઇયે. એવા અવિભક્ત પ્રયોગને તોડી તેમાંથી કેવળ ભંગનું જ ગ્રહણ કરનાર મનુષ્યો જ્યાં લગી જોવામાં આવે છે ત્યાં લગી સવિનય ભંગનું ચલાવવું અશક્ય જેવું થઇ જાય છે. પણ જો સવિનય ભંગ કરનારનો પ્રજા બહિષ્કાર કરે તો તેઓ પોતાની શક્તિનો પ્રયોગ બતાવી શકે છે. જો તેમ ન બને તો જેમ સરકારની સાથે તે જ રીતે અશાંતિ ઇચ્છનાર પક્ષની સાથે પણ મારે અસહકાર જ કરવો રહ્યો.

હું નથી માનતો કે દેશ અશાંતિને સારૂ તૈયાર છે અથવા તો દુર્બળ ‘ભાતખાઉ’ ને સારૂ અશાંતિથી સ્વરાજનો કંઇ જ અર્થ હોઈ શકે. તે તો અશાંતિના ઉપાસકોના ભોગ જેમ આજ છે તેમજ રહેવાના. અશાંતિના પૂજારી હિંદુસ્તાનના કરોડોને સારૂ સ્વરાજ નથી ઇચ્છતા પણ પોતાને સારૂ સત્તા ઇચ્છે છે. આ આરોપ તેઓ કબૂલ નહિ કરે. તેમની પ્રવૃત્તિનું એ પરિણામ આવે જ એ તેઓ જાણતા પણ નથી. હું તેમને દોષ દેવા આ લેખ નથી લખી રહ્યો. હું તો માત્ર તેમની પ્રવૃત્તિનાં પરિણામો જ બતાવી રહ્યો છું.

શાંતિમાર્ગે જ હિંદુસ્તાન થોડા માસમાં સ્વરાજ મેળવી શકે. અશાંતિમાર્ગે સો વર્ષે પણ ન મળે એમ માનું છું. વળી જે સ્વરાજને સારૂ આપણે મથી રહ્યા છીયે તે જો ગરીબોનું ને ‘ભાતખાઉ’ દુર્બળ પ્રજાનું હોય તો તો સો વર્ષે પણ તેઓ પોતાની દુર્બળતામાંથી ઉઠી શકવાના નથી. શાંતિના પ્રયોગથી તો આપણે દુર્બળને પણ બતાવીયે છીયે કે તેના શરીરમાં જે આત્મા છે તેનું બળ ચક્રવર્તિના આત્મા જેટલું જ તે ધારે તો બતાવી શકે છે.

આ વાત જો ખોટી હોય, એ માન્યતામાં ત્રુટી હોય, તો આ ‘શાંત’ અસહકારની પ્રવૃત્તિ પણ ખોટી છે; તો પછી અસહકાર

એક જ નામ રાખી શકાય. વિનય, શાંતિ, સત્ય વગેરે પદોના ઉપયોગ આપણે તજવા જોઇએ અને સલ્તનતને રાક્ષસી કહેવાનો રિવાજ પણ છોડવો જોઇએ. રાક્ષસી પ્રયોગોથી લડનારને પ્રતિપક્ષીની પ્રથાને રાક્ષસી ગણવાનો કે કહેવાનો અખત્યાર નથી રહેતો.

આમ મારી નિરાશાનાં કારણોનો પાર નથી; છતાં આશા તો નહિ જ મૂકું. હું આશા રાખીશ કે હિન્દુસ્તાન બારડોલીના ઠરાવની સંપૂર્ણ યોગ્યતાને સમજી જશે. હું આશા રાખું છું કે બધા પ્રાંત નહિ સમજે તોયે થોડા તો સમજશે. હું આશા રાખું છું કે છેવટે ગુજરાત તો શાંતિનો પાઠ બરોબર સમજશે જ. હું આશા રાખું છું કે ગુજરાતને પણ કદાચ હું નહિ સમજાવી શકું તો છેવટે કેટલીક વ્યક્તિઓ તો આખા હિન્દુસ્તાનમાંથી આ મહાન પ્રયોગને સમજનારી નીકળી જ આવશે અને મારી છેવટની આશા એટલી તો છે જ કે જો મેં હિન્દુસ્તાનને સત્યરૂપી એક જ માર્ગ બતાવ્યો હોય તો બધી કસોટીઓ લેવાતાં છતાં મને મારા ટેક પર અડગ રહેવાની સન્મતિ અને શક્તિ ઇશ્વર આપશે. તેથી નિરાશાથી ઘેરાયેલો હું મારો આશાવાદ નહિ જ છોડું. કેમકે ઇશ્વર એટલે સત્ય, સત્ય એટલે શાંતિ. સત્યનો બેલી અવશ્ય ઇશ્વર છે. સત્યનો સદા જય જ છે. એમ જાણતાં છતાં જો હું ડરીને અવિશ્વાસ રાખું તો મારા જેવો કાયર બીજો કોણ?

નવજીવન, તા. ૫ માર્ચ, ૧૯૨૨.

# એક વરસમાં સ્વરાજ.

કલકત્તાની મહાસભામાં મેં કહ્યું હતું કે જો અસહકારના મારા કાર્યક્રમને તેના તરફથી પૂરતો જવાબ મળે તો એક વરસમાં અચૂક સ્વરાજ હાંસલ થાય. આ કહેવા બદલ લોકો મને હસી કહાડે છે. કેટલાકે 'જો' શબ્દ મોટા અક્ષરે લખી જણાવ્યું છે કે દલીલમાં 'જો' વાપરવાની છૂટ મળે તો ગમે તે અશક્ય બાબતને શક્ય પૂરવાર કરી બતાવાય. મારૂં કથન હિસાબની ગણત્રીને આધારે છે, અને હું કહેવાની હિંમત કરૂં છું કે મ્હેં જણાવી છે તે શરતોનું પાલન ન થાય તો સાચું સ્વરાજ અશક્ય છે.

અંગ્રેજો વિના આપણે આપણી મેળે અલગ રહી શકીયે એ 'સ્વરાજ'. જો તેમાં ભાગીદારીનો અંશ હોય તો તે ભાગીદારી આપણી ઇચ્છાથી હોવી જોઇયે. જ્યાં સુધી આપણે અંગ્રેજોના સમોવડિયા ન થઇએ, અને આપણે તેમના સમોવડિયા છીએ એમ આપણને લાગે નહિ, ત્યાં સુધી સ્વરાજ હસ્તીમાં નથી.

આજે આપણી આંતર અને બાહ્ય સલામતી અંગ્રેજો ઉપર નિર્ભર છે, એમ આપણે ડગલે ને પગલે અનુભવી રહ્યા છીએ. હિંદુ-મુસલમાનો વચ્ચે જે હથિયારબંધ સુલેહ પ્રવૃત્તિ રહી છે તેને માટે આપણા શિક્ષણને માટે, આપણી દરરોજની જરૂરીઆતને માટે, અરે! આપણા અંદર અંદરના ધાર્મિક ટંટા પતવવાને માટે આજે આપણે અંગ્રેજો ઉપર નિર્ભર છીએ. રાજા મહારાજાઓ તેમની હકુમત જાળવવાને માટે, અને લક્ષાધિપતિઓ તેમનું ધન જાળવવાને માટે, અંગ્રેજો ઉપર નિર્ભર છે. અંગ્રેજો આપણી નોધારી દશા જાણે છે, અને એથી સર ટોમસ હોલેન્ડ આ બાબતમાં અસહકારીઓની સામે વ્યાજબી રીતે જ કટાક્ષ કરે છે.

સ્વરાજ મેળવવું એટલે આ નોધારી દશામાંથી છૂટા થવું. બકરાંનાં ટોળામાં ઉછરતા વાઘના બચ્ચાની માફક આપણે જેઓ પોતાની જાત ભૂલી બેઠા છીએ, તેમને માટે આ સવાલ જેવો તેવો નથી. ટોલસ્ટોય કહેતા તેમ માણસ જાતપર કોઈ અજબ જાદુ છવાયું છે. એની અસર નીચે આજે આપણે સાવ નોધારાની દશા અનુભવી રહ્યા છીયે. બ્રિટિશ લોકો પોતે પણ આપણને આમાંથી છોડવી શકે તેમ નથી. ઉલટું તેઓ તો આપણને એમ કહી રહ્યા છે કે આપણે ધીરે ધીરે અનુભવ લેતાં સ્વરાજ ભોગવવા લાયક બનીશું. ‘ટાઇમ્સ’ પત્રે જણાવ્યું છે કે ધારાસભાનો બહિષ્કાર કરીને આપણે સ્વરાજની તાલીમ લેવાની તક ગુમાવી રહ્યા છીએ. આપણા દેશમાં ‘ટાઇમ્સ’ નું આ કહેવું માનનારા ઘણા પડયા છે. જૂઠાણાનો આશ્રય લેતાં પણ આ પત્ર શરમાતું નથી. તે કહે છે કે લોર્ડ મિલ્નરે ઈજીપ્તવાસીઓની વાતને ત્યારેજ કાને ધરી, જ્યારે તેમણે ઇજીપ્તની ધારાસભાનો બહિષ્કાર ઉઠાવી લેવાનું કબૂલ કર્યું. મારે મન તો સ્વરાજની તાલીમ એકજ છે, અને તે એકે આખા જગતની સામે આપણે આપણું રક્ષણ કરવાને શક્તિવાન થઇયે, અને પૂરી

છૂટથી આપણે આપણું જીવન જીવીયે, ભલે તે ગમે તેટલી ભૂલોથી ભરેલું હોય. સુરાજ્ય, સ્વરાજને તોલે કદાપિ ન આવે. અફઘાનોને ખરાબ રાજ મળ્યું છે પણ તે સ્વરાજ છે. મ્હને તેમની અદેખાઈ આવે છે. જાપાનીઓએ સ્વરાજની વિદ્યા લોહીની નદીઓ વહેવરાવીને હાથ કરી. જો આજે આપણામાં અંગ્રેજોને હાંકી કાઢવાનું બળ હત તો આપણે તેમનાથી સરસા ગણાત. અને ધારાસભામાં ભાષણો કરવાની કે કારોબારી હકૂમત ચલાવવાની આવડત નહોત તોયે આપણે આપણા પર રાજ કરવાને લાયક છીયે એમ માની લેવાત, કારણ કે પશ્ચિમની પ્રજાઓ પશુબળનેજ એક માત્ર કસોટી માને છે. જર્મનો હારી ગયા તેનું કારણ એમનો પક્ષ ખોટો જ હતો એમ નથી, પણ મિત્રરાજ્યોના કરતાં તેમનું પશુબળ ઉતરતું નીવડયું તે છે. એટલે, કાં તો હિંદુસ્થાને યુદ્ધકળા શીખવી રહી જે બ્રિટિશ લોકો તેને કદાપિ શીખવે તેમ નથી, કાં તો અસહકારને રસ્તે તાલીમ અને આપભોગ કેળવવાં રહ્યાં. ૩૧॥ કરોડ હિંદીઓ પર મુઠ્ઠીભર લાખ ગોરાઓ રાજ ચલાવે, એ જેટલું આશ્ચર્યજનક છે તેટલુંજ શરમાવનારૂં છે. ખરી વાત છે કે આવી રીતે રાજ ચલાવવામાં કેટલેક અંશે બળનો પ્રયોગ રહેલો છે પણ તેના કરતાંયે વધારે અંશે હજ્જારો રસ્તે આપણો સહકાર મેળવીને, અને દિનપ્રતિદિન આપણને વધારેને વધારે પરાધીન અને લાચાર કરી મૂકીને તેઓ આપણી ઉપર રાજ ચલાવી રહ્યા છે. સુધરેલી ધારાસભાઓ, અદાલતો કે ગવર્નરોના હોદ્દાઓથી આપણને સાચી સ્વતંત્રતા કે હકુમત મળી ગઇ એમ માનવાની ભૂલ આપણે કદાપિ ન કરીએ. એ તો પ્રજાને નપુંસક બનાવવાની ખૂબીદાર યુક્તિઓ છે. કેવળ પશુબળથી અંગ્રેજો આપણા પર રાજ કરી શકે તેમ નથી. અને તેથી હિંદુસ્થાન પરનો પોતાનો કબજો ટકાવી રાખવા સારૂ તેઓ સારા ખોટા હરેક ઉપાયો પકડી રહ્યા છે. એમના સામ્રાજ્યલોભને પોષવાને સારૂ એમને હિંદુસ્થાનના બેસુમાર પૈસાની, અને હિંદુસ્થાનના માણસોની પણ જરૂર છે. આપણે

માણુસો અને પૈસો આપવાનીજ ના પાડીયે તો આપણે આપણું ધ્યેય મેળવી લઇયે, એટલે કે સ્વરાજ, સમાનતા ને મરદાનગી આપણુને આપોઆપ આવી મળે.

વાઇસિરોયની ધારાસભાની બેઠક પૂરી થતી વખતે, બે દેખાવ થયા તેથી આપણી શરમીંદગીની હદ આવી છે. ના. શાસ્ત્રીઆરને પંજાબ વિષેનો ઠરાવ રજૂ કરવાની રજા ન મળી; જલીઆનવાલા બાગનાં ભોગ થઇ પડેલા હિંદીઓને સવા હજાર રૂપીઆ મળ્યા, ત્યારે લોકોના ગાંડપણુના ભોગ થઇ પડેલાઓને લાખો રૂપીઆ મળ્યા. જેમની સેવા કરવા નીમાયેલા છે તેમની વિરૂદ્ધ જ ગુન્હો કરનાર અમલદારોને માત્ર ઠપકો મળ્યો તેથી ધારાસભામાં બેસનાર સભાસદોને સંતોષ થયો. હિંદુસ્થાનમાં જો તાકાત હોત, તો આ દાઝયા પરનો ડામ તે કદાપિ ન સાંખી લેત.

હું બ્રિટિશને દોષ નથી દેતો. તેમની માફક આપણી પણ સંખ્યા જો જૂજ હોય તો આપણેયે કદાચ તેમનીજ રીત અખત્યાર કરી હોત. છેતરપંડી અને ત્રાસ નબળાઓનાં હથિયાર છે, સબળાઓનાં નહિ. બ્રિટિશ લોકો સંખ્યાબળમાં નબળા છે, આપણે સંખ્યાબળ હોવા છતાંયે નબળા છીયે. પરિણામ એ આવ્યું છે કે આપણે એક બીજાને નીચે ખેંચી રહ્યા છીયે. સામાન્ય અનુભવની વાત છે કે હિંદુસ્થાનમાં આવી વસ્યા પછી અંગ્રેજો ચારિત્ર્યબળ ખોઇ બેસે છે, અને આપણે અંગ્રેજોના સહવાસમાં આવી શૌર્ય અને હિંમત હારી બેસીયે છીયે. આ અરસપરસ ક્ષીણુ કરતો સહવાસ કોઇને લાભદાયી નથી, દુનિયાને પણ લાભદાયી નથી.

પણુ જો આપણે હિંદીઓ આપણી જાતને સંભાળતા થઈ જઇયે, તો અંગ્રેજો અને બાકીની દુનિયા પોતાની જાતને સંભાળતી થઇ જાય. એટલે આપણે આપણું ઘર સંભાળીને બેસી જઇયે, એજ દુનિયાની પ્રગતિને આપણો ફાળો હોઈ શકે.

હથિયારબળ કેળવવું એ હાલ તો આપણા બહારની વાત છે. હું એક ડગલું આગળ વધીને કહું છું કે હિંદુસ્થાને દુનિયાને આથી સારો સંદેશો આપવો રહ્યો છે. એ હિંદુસ્થાનની તાકાતની બહાર નથી કે હિંદુસ્થાન દુનિયાને બતાવી દે કે આપભોગથી એટલે આત્મશુદ્ધિથી તે પોતાનું ધાર્યું મેળવી શકે છે. અને આને માટે અસહકાર એ જ માત્ર ઇલાજ છે. અસહકાર ત્યારે જ થઇ શકે જ્યારે જે લોકો સહકાર કરી રહ્યા છે તેઓ પોતાનો સહકાર પાછો ખેંચી લે. જો આપણે સરકારી શાળાઓ સરકારી અદાલતો, અને સરકારી ધારાસભાઓના ત્રિવિધ મોહમાંથી છૂટા થઇયે, અને આપણી કેળવણી આપણા જ હાથમાં લઇ લઇયે, આપણા કજીઆ આપણે જ પતવીયે, અને સરકારની ધારાસભાઓએ ઘડેલા કાયદાકાનૂન સામે બેફિકર બની જઇયે તો આપણે સ્વરાજ ભોગવવાને તુરત જ લાયક થઇયે, અને દિવાની કે લશ્કરી, તમામ સરકારી નોકરોને તેમની નોકરીનાં રાજીનામાં આપવાનું અને કર ભરનારાઓને કર ન ભરવાનું કહેવાને આપણે શક્તિમાન થઇયે.

અને માબાપ પોતાનાં બાળકોને સરકારી શાળા પાઠશાળાઓમાંથી ઉઠાડી લે, અને પોતાની શાળાઓ સ્થાપે, વકીલો વકીલાત બંધ કરીને પોતાનો બધો સમય, જરૂર પડે તો ભરણપોષણ જેટલું ખરચ લઇને, દેશ સેવામાં ગાળે અને ઉમેદવારો ધારાસભામાં દાખલ થઇ ધારાસભાના યંત્રબળને દેશપરનો કાબૂ જમાવી રાખવામાં સીધી કે આડકતરી રીતે મદદ ન કરે, એમ તેમને જણાવવું એ શું અશક્ય છે ! અસહકારની હિલચાલનો એ જ હેતુ છે કે બ્રિટિશ લોકોના પશુબળને એની ઉપર ઢંકાએલાં આચ્છાદનો ખસેડી ઉઘાડું પાડવું અને બતાવી આપવું કે માત્ર પશુબળથી બ્રિટિશ લોકો હિંદુસ્થાનપર એક ઘડી પણ રાજ ન કરી શકે. પણ હું નિખાલસ દિલથી કબૂલ કરું

છું કે જ્યાં સુધી મ્હેં ઉપર જણાવેલી ત્રણ શરતો પૂરી ન થાય ત્યાં સુધી સ્વરાજ છેટે છે. આપણે યુનિવર્સિટીની ડિગ્રીઓ ન મેળવીયે, પાંચ મિનીટમાં પતી જાય એવા ખટલાઓને મહિનાઓ સુધી લંબાવી અસીલો પાસેથી હજારો રૂપીઆ ન મેળવીયે, અને ધારા-સભાના હોલમાં બેસીને દેશનો વખત ખરાબ કરવામાં આનંદ ન મેળવીયે છતાં રાષ્ટ્રીય સ્વમાન મેળવવાની આશા રાખી શકીયે.

પણ આ માયાની એક મોટી જાળ તો રહી જ ગઈ. એ સ્વદેશીની છે. જો આપણે સ્વદેશીને ન છોડયું હોત તો આજે આપણે આ કંગાલ દશામાં ન આવી પડ્યા હોત. જો આપણે આ આર્થિક ગુલામીમાંથી છૂટવું હોય તો આપણે જોઇતું કાપડ પેદા કરવું જોઇયે. અને તે હાલ તો હાથકંતામણ અને હાથવણામણથી જ થઇ શકે.

આ બધાને માટે તાલીમ જોઇયે, આપભોગ જોઇયે, કુર-બાની જોઇયે. પ્રજાનો વિશ્વાસ, હિંમત, અને શક્તિ કેળવવાં જોઇયે. આજે જે વર્ગના લોકો પ્રજામતને દોરી રહ્યા છે, અને રાજાપ્રજા ઉભયમાં સન્માન ભોગવે છે, તે વર્ગોમાં આપણે આ ગુણો એક વરસમાં પૂરા ખીલવી બતાવીએ તો આપણે એક વરસમાં જરૂર સ્વરાજ મેળવી લઇયે.

મને કહેવામાં આવે છે કે આપણે જેઓ પ્રજાને દોરી રહ્યા છીયે તેમનામાં જ આ ગુણોની ખામી છે. ત્યારે તો આપણે અંગ્રેજ પ્રજાને દોષ દેવો ન રહ્યો. અંગ્રેજ લોકો જે કાંઇ કરે છે તેનો બધો દોષ આપણે જ શિરે છે. આપણો ઉદ્ધાર આપણા જ હાથમાં છે, અને તે ઉદ્ધાર કેટલા વખતમાં કરવો તેની ચાવી પણ આપણા જ હાથમાં છે.

યંગઇન્ડિયા, તા. ૨૨ સપ્ટેમ્બર, ૧૯૨૦.

# ડાકોરમાં ગાંધીજી.

સંવત ૧૯૭૬ ની માણેકઠારી પૂનેમની રાત્રે તા. ૨૭ ઓક્ટોબર, ૧૯૨૦ ના રોજ રાત્રે આઠ વાગે જ્યારે આકાશમાં ચંદ્ર ગ્રહણથી ઘેરાયેલો હતો ત્યારે લગભગ ચાળીસ હજાર યાત્રાળુઓની મેદની વચ્ચે મહાત્મા ગાંધીજીએ નીચેનું ભાષણ કર્યું હતું:—

## પાખંડનાં ધામ.

ભાઇઓ અને બ્હેનો,

તમે બધા અને હું આ યાત્રાને સ્થળે એકઠા થયા છીએ. પણ અત્યારે હિંદુસ્તાનની એવી કફોડી સ્થિતિ છે, એવી દીન દશા છે કે આપણે યાત્રાને સ્થળે આવીને પણ પવિત્રતાને નથી ઓળખી શકતા, અને હું તો આ પવિત્ર સ્થાનમાં આવ્યો છું તે રણછોડજીનાં દર્શન માટે નથી આવ્યો. અત્યારે રણછોડરાયમાં ઋણ છોડવાની તાકાત રહેલી નથી. એનું કારણ એ છે કે આપણે પૂજારીઓ તે પૂજારીઓ જ નથી રહ્યા; આપણે આપણી શ્રદ્ધાને ખોઈ બેઠા છીએ. યાત્રાસ્થાન પવિત્રતાને બદલે પાખંડનાં ધામ બનેલાં છે એ હું નજરે

જોઈ રહ્યો છું. એ આપદમાંથી, એ પાપમાંથી ઈશ્વર આપણને ક્યારે છોડાવશે?

મારા સાંભળવામાં ઘણી વાર આવેલું છે કે ડાકોરજીમાં આવનારા ઘણા લોકો સારા વર્તનથી નથી રહેતા; આવતાં આવતાં કેટલીક જગ્યાએ અત્યાચાર કરે છે. આ વાત સાચી છે કે ખોટી છે તેની મને ખબર નથી, પણ જો આપણો ધર્મ–હિંદુઓનો ધર્મ અને મુસલમાનોનો ધર્મ–આપણને કાંઇ શીખવતો હોય તો પહેલી વસ્તુ તે એ શીખવે છે કે આપણે આપણા વિષયોને, આપણી ઇન્દ્રિઓને, કાબૂમાં રાખવાં. બધા જ ધર્મો આપણને શીખવે છે કે જગતમાં જેટલી સ્ત્રીઓ છે તે બધી મોટી ઉમરની તેટલી આપણી માતા સરખી છે, સરખી વયની બહેન સમાન અને નાની દીકરી થઇ શકે એવડી હોય તો તે દીકરી સમાન ગણવાની છે. મેં સાંભળ્યું છે અને માન્યું પણ છે કે ડાકોરમાં આવનારાઓ આ ધર્મનો પહેલો નિયમ ખંડન કરે છે. છતાં એ માને કે ગોમતીજીમાં સ્નાન કરી પવિત્ર થઇ જઇશું એ શા ખપનું? સ્નાન કરીને પવિત્ર થવાનો એનો ઈરાદો હોય એ પણ હું તો નથી માનતો. સત્યનું પાલન, બ્રહ્મચર્યનું પાલન એ સામાન્ય ધર્મો છે. ગૃહસ્થોને માટે પણ બ્રહ્મચર્ય પાલન એ ધર્મ છે. બ્રહ્મચર્ય એટલે કાન, આંખ, નાક, જીભ અને ચામડી બધી ઇન્દ્રિઓનો સંયમ. આ ધર્મ કેવળ સન્યાસીને માટે નથી, સદ્‌ગૃહસ્થોને માટે એ છે. આ સાચા નિયમો ન પાળતો હોય તે સદ્‌ગૃહસ્થ જ નથી. આ સંસારમાં, હિંદુ સંસારમાં તેમ જ મુસલમાન સંસારમાં, જો આપણે યોગ્ય રીતે રહેવું હોય, સ્વતંત્રપણે રહેવું હોય, કોઈના ગુલામ ન થવું હોય તો આ આપણું સૌથી પહેલું કર્તવ્ય છે.

## ધારાળાઓને.

મને કોઇએ કહ્યું કે મિજલસમાં ઘણા ધારાળાઓ હશે તેમને બે શબ્દો કહો. તેમને હું શું કહું? પણ એટલું તો મારે તેમને

કહેવું જ જોઇએ કે જો તમે ધર્મને સમજતા હો તો એ ધર્મ એવું નથી કહેતો કે બીજાને તમે લૂટો. લૂંટીને જીવવા કરતાં તો આપઘાત કરવો સારો; બીજાને લૂંટીને ખાવા કરતાં ભૂખે મરવું સારૂં. બીજાને લૂંટીને કપડાં પહેરવાં તે કરતાં નગ્ન દશામાં ફરવું વધારે સારૂં છે.

## ઇસ્લામને ગ્રહણ લાગ્યું છે.

આજે હું આખા હિંદુસ્તાનને આજીજી કરી રહ્યો છું, તે એકલા બ્રાહ્મણબ્રાહ્મણને નથી કરતો, હિંદુઓને જ નથી કરતો, પણ હિંદુસ્તાનમાં ઢેડ, ભંગી, ધારાળા છે તે બધાને–મુસલમાન, પારસી, ખ્રિસ્તી, એ બધાને–હું આજીજી કરૂં છું કે જો તમારી હિંદુસ્તાનને સુખી કરવાની ઇચ્છા હોય તો તમારો પહેલો ધર્મ એ છે, કે તમારે જુદા જુદા ધર્મોની સાથે એકદિલ થઇને રહેવું. એ પડોશીનો ધર્મ છે. ભાઇ શૌકતઅલીને કામ પ્રસંગે જવું ન પડયું હોત તો આજે આ હિંદુઓના યાત્રાસ્થાનમાં તમે તેમને મારે પડખે જોત. હું જ્યાં જાઉં છું ત્યાં તેમને–અને હવે તો એ બન્ને ભાઇઓને મારી સાથે જ ફેરવું છું. હું બધાને કહું છું, કે મારા સગા બે ભાઇઓ ગુજરી ગયા છે પણ આ બે ભાઇઓ પ્રત્યે મને સગા ભાઇ કરતાં જરાયે ઓછો ભાવ નથી. હું સનાતની હિંદુ હોવાનો દાવો કરૂં છું અને હું આ બે મુસલમાનો સાથે ભાઇચારો રાખીને મારો હિંદુ ધર્મ સંપૂર્ણપણે પાળી શકું છું. તેમાં મારો સ્વાર્થ રહેલો છે. જો હું એક હિંદુ તરીકે ઇસ્લામ માટે મરી શકું તો વખત આવ્યે હિંદુ ધર્મ માટે પણ મરી શકીશ. આમાં મારી પોતાની અને દેશની કસોટી રહેલી છે. સાત કરોડ મુસલમાન ભાઇઓ ઉપર મહાન ધર્મસંકટ આવી પડેલું છે. એક વિકરાળ સલ્તનત તેમના ધર્મને છિન્નભિન્ન કરવા બેઠી છે. આકાશમાં આ ચંદ્રમાને જેમ અત્યારે ગ્રહણ લાગ્યું છે તેમ ઇસ્લામને આ સલ્તન-

તના ગ્રહણે ઘેર્યો છે. તેને તમે છોડાવો. ચંદ્રમાનું ગ્રહણ એ તો સ્થૂલ ગ્રહણ છે. એને છોડાવવું એ આપણા હાથમાં પણ નથી. મને આ ચંદ્રગ્રહણ જરાયે નથી ડરાવતું, મને અપવાસ નથી કરાવી શકતું. પણ આપણા આત્માને જે ગ્રહણ લાગ્યું છે, આપણું દિલ જે ગ્રહણમાં ઘેરાયું છે તેનાથી હું ધ્રૂજું છું તે ગ્રહણને છોડવવાનો ઈલાજ આપઘાત હોય તો આપઘાત કરવાની શક્તિ પરમેશ્વર મને આપજો. હિંદુસ્તાનનો સુંદર ચંદ્ર ઇંગ્લંડના ડાઘથી ઘેરાએલો છે તેનું એક કારણ હું બતાવી ગયો. ઇસ્લામ ઉપર સરકારની તલવાર ઝઝૂમે છે. આજે ઇસ્લામ પર તો કાલે હિંદુ ધર્મ પર. જે સલ્તનતે ઇસ્લામને દગો દીધો છે, જે સલ્તનતે પંજાબ મારફત નાનાં નાનાં બાળકો પાસે જબરીથી સલામી કરાવી છે, ને તેમ કરતાં કરતાં જે સલ્તનત મારફતે બે છ સાત વર્ષના બાળકના પ્રાણ ગયા છે, જે સલ્તનત નીચે દોઢ હજાર કે એક હજાર માણસોનાં ખૂન થયાં છે, તે સલ્તનત તે કેવી હશે? એ સલ્તનતનું ગ્રહણ આપણી ઉપર કેટલે દરજ્જે છે તેનો હું તાગ નથી કાઢી શકતો.

## રાવણ રાજ્ય.

અત્યારનું રાજ્ય એ રામરાજ્ય નથી, એ રાવણરાજ્ય છે. એ રાવણરાજ્યમાં આપણે પીડાઇએ છીએ, અને પાખંડ શીખીએ છીએ. આવા રાવણના રાજ્યમાંથી મુક્તિ કેવી રીતે મેળવી શકીએ? પાખંડીઓની જોડે પાખંડી બનીને? શઠની જોડે શઠતાથી મુકાબલો કરીને? પાખંડમાં આપણાથી તેમને કેમ પહોંચાશે? એ સલ્તનતના ભેદોને આપણાથી કેમ પહોંચાશે? જે સલ્તનતે પોતાના છળકપટથી પાખંડી યૂરોપને પણ મહાત કર્યું છે, તેની સામે અહીંના પાખંડીઓ શું કરી શકવાના છે? હિંદુમુસલમાનને પાખંડ કરવું હોય તો પણ આપણી પાસે પાખંડ નથી. રાવણને પાખંડથી

મારવો હોય તો તેના જેવાં દશ માથાં ને વીસ ભુજા જોઇએ તે ક્યાંથી લાવવાં ? એને મારવાનું કામ રામ જેવો પાખંડી જ કરી શકે. રામની પાસે શું પાખંડ હતું ? એણે બ્રહ્મચર્યનું પાલન કર્યું હતું. એને ઈશ્વરનો ડર હતો. એની સેના વાંદરાઓની હતી. વાંદરાઓએ કોઇ દિવસ હથિયાર ઉપાડ્યાં છે ? આજે પણ આપણે દીવાળી ઉજવીએ છીએ તે એ રામનો રાવણ ઉપરનો વિજય ઉજવીએ છીએ. પણ એ વિજય આપણે ત્યારે જ ઉજવી શકીએ જ્યારે આપણે આ દશ નહિ પણ હજાર માથાંવાળા રાવણને છિન્નભિન્ન કરી શકીએ. તે નથી કરી શકયા ત્યાં સુધી આપણે માટે વનવાસ જ રહ્યો છે. તમે સીતાજીના જેવી સતીઓની ઉપર કુદૃષ્ટિ ન કરો તો જ આ સલ્તનતને તમે મહાત કરી શકશો. શયતાનને કોઈ મહાત કરી શકયો હોય તો તે ઇશ્વર જ છે. તેણે જ શયતાનને પેદા કર્યો અને તે જ તેને મારી શકે છે. આદમીની શક્તિથી તે હારતો નથી, એકલા ઇશ્વરની ગુલામી કરનાર માણસ મારફત ઈશ્વર જ તેને હરાવે છે.

## વાંકું બોલવાનું મને એકલાને જ સોંપજો.

આવી જબરી સલ્તનત સાથે આપણે મુકાબલો કરવાનો છે. એના તરફથી પડતાં દુઃખો રોવાને હું નથી ઇચ્છતો. હું તો ઉલટો હિંદુસ્તાન પાસે માગી લઉં છું કે તેનું વાંકું બોલવાનો અધિકાર તમે મને એકલાને જ આપજો. હું જ્યારે સલ્તનત જોડે સહકાર કરતો હતો ત્યારે તમારા મ્હોંમાંથી એ સરકારને વિષે અંગારા ઝરતા મેં જોયેલા છે. સરકારની નિંદા પણ તમારા મ્હોંમાં શોભતી નથી. મેં પીધા છે તેવા કડવા ઘુંટડા તમે કદિ પીધા નથી. એ કડવા ઘુંટડા ઉતારીને મેં જે શક્તિ મેળવી છે તેની શતાંશ પણ તમે નથી મેળવી.

તેની તરફ ગુસ્સે થવાનાં મને ઘણાં કારણો મળ્યાં, પણ હું મારો ગુસ્સો પી ગયો છું. આ પ્રસંગે પણ હું ગુસ્સામાં આવીને

એકે શબ્દ નથી બોલતો, પણ મારા આત્માના જ શબ્દો ઉચ્ચારૂં છું. અંગ્રેજી સલ્તનત માટે તમારી પાસેથી હું ગુસ્સાનું વાક્ય સરખું નથી માગતો. અંગ્રેજોમાંનું બૂરૂં જોવાના કરતાં તમે તમારૂં પોતાનુંજ બૂરૂં જોજો, અને તેને કાઢજો; એટલે તમે સ્વતંત્ર—છુટા થશો. અંગ્રેજ સલ્તનતની હું એબ બતાવું છું તે સાક્ષીરૂપે બતાવું છું. એ સલ્તનતને ત્રીસ વરસ ખરા દિલથી સેવ્યા પછી મારી ખાતરી થઈ છે કે એ રામરાજ્ય નથી પણ રાવણરાજ્ય છે. આ સલ્તનત મને અત્યારે ભૂંડી લાગે છે તે મને કંઇ અંગ્રેજોનો તિરસ્કાર નથી; મને તિરસ્કાર સલ્તનતની સાથે છે. જ્યાં સુધી અંગ્રેજી સલ્તનત પશ્ચાત્તાપ કરતી નથી, હિંદુસ્તાનની સ્ત્રીઓની અને પુરૂષોની પાસે માફી માગતી નથી, ' અમે તમારા નોકર છીએ અને નોકર તરીકે રાખો તો રહેવા માગીએ છીએ ' એમ કહેતી નથી, ત્યાં સુધી હું એ સલ્તનતનાં હવાઇ જહાજો સામે અને મશીનગનો સામે મુકાબલો કરવાને તૈયાર છું. એનાં હવાઇ જહાજ કે મશીનગન મને નહિ ડરાવી શકે.

## દિલની સરદારી ઈશ્વરને જ સોંપજો.

એ સલ્તનત સાથે મુકાબલો કરવામાં હું ધર્મની હાનિ બિલકુલ જોતો નથી. સગા દીકરા સામે હું પ્રસંગ આવે તો અસહકાર કરી શકું તેમ સલ્તનત સાથે પણ કરૂં. એ પણ ધર્મ છે. માણસ માત્ર ભૂલથી ભરેલો છે, પાપી છે. હું કબૂલ કરૂં છું કે હું પોતે સંયમ ધર્મ પાળું છું.તો પણ હું સંપૂર્ણ નથી. મારામાં પાપ અને અપૂર્ણતા ભરેલાં છે. તોયે હું પાપથી ડરૂં છું. મારામાં કુટેવો છે તેને કાઢવાને હું પ્રયત્ન કરૂં છું. હું તેમનો ગુલામ નથી. આ સલ્તનત તો પાપને જ ધર્મ માને છે, આ સલ્તનત પોતાના દેશને બીજાના દેશોને કચરી નાંખીને આબાદ બનાવે છે, તે અત્યાચાર છે. હું

હિંદુસ્તાનને બીજા દેશોને કચડી—તારાજ કરીને આબાદ કરવા ઇચ્છતો નથી, બીજાના ધર્મનો લોપ કરીને હિંદુસ્તાનને હું ચડાવવા નથી ઇચ્છતો; પણ આ સલ્તનત તો કહે છે કે બાદશાહીને સારૂ ગમે તેવા અત્યાચાર અમે કરીશું. સલ્તનત બોલતી નથી, કરી બતાવે છે. પંજાબમાં તેણે કરી બતાવ્યું છે. હું કૃષ્ણનો પૂજારી તમને સહુને કહું છું કે એવી સલ્તનતની નિશાળોને, તેમની અદાલતોને તમે ફેંકી દેજો. મારા શરીર માટે મને કોઇનો ડર નથી. મારૂં શરીર તો હું એ સલ્તનતને સોંપીને જ અહીં બેઠો છું. તમારા દિલની સરદારી તમે ઇશ્વરને જ સોંપજો. તે વખતે તમારી બેડી તૂટી જશે.

## અસંતથી નાસજો.

અસહકાર એ સોના જેવું શસ્ત્ર છે, દિવ્ય શસ્ત્ર છે; હિંદુઓને તે શ્રીકૃષ્ણે આપેલું છે, મુસલમાનોને મહમદ પેગંબરે આપ્યું છે, પારસીઓને ઝંદાવસ્તામાં મળેલું છે— કે જ્યાં તમે અન્યાય જુઓ, કોઇ માણસમાં અન્યાયને મૂર્તિમંત જુઓ ત્યારે તે માણસનો ત્યાગ કરજો. તુલસીદાસજીએ બહુ જ મૃદુ ભાષામાં કહ્યું છે કે અસંતથી દૂર ભાગો. અસંતો પોતાના સમાગમથી પીડે છે. દાવાનળથી દૂર નાસો તેમ અસંતથી—અન્યાયથી—નાસજો. નાસવું એટલે જ અસહકાર. અસહકાર એ દ્વેષ કે વેર નથી. એ તો ધર્મીનું ધર્માચરણ છે. અસહકાર એ બાપ દીકરા વચ્ચે યોગ્ય છે, સ્ત્રી પુરૂષ વચ્ચે ફરજ રૂપ છે, સગાં સગાં વચ્ચે કર્તવ્ય છે. મારો દીકરો મદ્યમાંસ ખાઇ આવે અને હું તેનો વૈષ્ણવ બાપ તેને મારા ઘરમાં ઘડી પણ સંઘરૂં તો પછી મારે રૌરવ નરકે જ પડવું પડે. આ અસહકારનું રહસ્ય હું તમને ન સમજાવી શકું તો પછી સ્વરાજ્ય એ એક અશક્ય વસ્તુ છે. સ્વરાજ્ય મેળવવું હોય તો એક જ ઇલાજ છે અને તે અસહકાર છે.

## ખરી ક્ષત્રીવટ.

હા, તલવાર એ પણ એક બીજો ઇલાજ છે ખરો, પણ તલવારને સારૂ તમે કોઇ દિવસ તપશ્ચર્યા કરી છે? તલવારને સારૂ તમે સંયમ કર્યો છે? ઇસ્લામીઓને તો તમારા કરતાં તલવાર વાપરતાં વધારે આવડે છે. તેમણે પણ જાણી લીધું કે આ કામ તલવારથી નહિ થાય. બે ચાર માણસ માર્યે આ સલ્તનત ડરી જઇને સ્વરાજ્ય દઇ દેશે? જે સલ્તનત હજારો અંગ્રેજોનાં મડદાં પર રચાયલી છે, જેણે હજારો અંગ્રેજ, શીખ, અને પઠાણોના રૂધિરનો દરિયો ચલાવ્યો, તે સલ્તનત પાંચપચીસ ખૂનથી ડરી જવાની! હરગીજ નહિ. હું અંગ્રેજી સલ્તનતની નિંદા કરૂં છું, છતાં એને બહાદુર પણ કહું છું. એને સ્વદેશ વહાલો છે. તેમાં રાક્ષસી ભાવના છે તે ત્યાજ્ય છે. હું તો રાવણની પણ બહાદુરી ગાનારો છું. તુલસીદાસજીએ કહ્યું છે કે દુશ્મન મળે તો રાવણ જેવો મળજો. લક્ષ્મણ સાથે લડનાર તો ઇન્દ્રજિત જેવો જ હોવો જોઇએ. આવી સલ્તનતની જોડે લડો તો બહાદુરીથી મેદાનમાં પડીને તલવાર કાઢીને લડજો. પણ તે વસ્તુ તાકાતની બહારની છે. હું હિંદુ ધર્મ સમજું છું તે પ્રમાણે હિંદુએ તલવાર વિના જ લડવું જોઇએ, બીજાનું માથું કાપવા કરતાં પોતાનું માથું ફગાવી દેવું જોઇએ. હું પોતે હિંદુસ્તાનનો એક મોટામાં મોટો ક્ષત્રિય હોવાનો દાવો કરૂં છું. મને રિવોલ્વરના પાંચ બહાર કરતાં ન આવડે? મને કોઇને ઝેર પાતાં ન આવડે? મને એરોપ્લેનમાં કોઇ લઇજાય ત્યાંથી બૉમ્બ ફેંકતાં ન આવડે? પણ મેં એ વસ્તુનો જ્ઞાનપૂર્વક ત્યાગ કરેલો છે. મને ઇશ્વરે એક માંકડ સરખાને પણ સરજવાની તાકાત આપી નથી તો પછી કોઇને મારવાનું કામ પણ મારૂં નથી. મરવાનું કામ મારૂં છે. હું મારૂં, મારી સ્ત્રીનું, મારા દેશનું રક્ષણ કરવામાં

માથું આપું ત્યારે હું શુદ્ધ ક્ષત્રિય છું. અશક્તમાં અશક્ત માણસ—સ્ત્રી પણ—પોતાની અંદર ક્ષત્રિયનો સ્વભાવ પેદા કરી શકે એટલે કે દુશ્મનને કહી શકે છે, કે હું તો અડગ ઉભો રહીશ, તારાથી થાય તે તું કરી લે. નહિ તો ખૂની તે જ ક્ષત્રિય ગણાય; જે પુરૂષ સ્ત્રી ઉપર હાથ ઉપાડે તે પણ ક્ષત્રિયમાં ખપે! તેથી હું હિંદુસ્તાનને પોકારી પોકારીને કહું છું કે જે કંઈ કરો તે શુદ્ધ ક્ષત્રિયવૃત્તિથી કરજો. મુસલમાનને ગાળ આપવી, મુસલમાનનો તિરસ્કાર કરવો, એ આપણા ધર્મને લજવે. મુસલમાન તમને દગો દેશે એમ ઘડીભર માની લો તો જે શક્તિ તમે આ સલ્તનત સામે અસહકાર કરવામાં વાપરો તે જ શક્તિ તમે મુસલમાનો સાથે અસહકાર કરવામાં વાપરજો. આજ સુધી તમે મુસલમાન જોડે સહકાર કર્યો છે જ કયાં? એક વાર તમે તેમની જોડે તો ખૂબ સહકાર કરી જુઓ. તમે સરકાર જોડે તો ખૂબ સહકાર કર્યો છે, પણ તેમ છતાં આપણે દુઃખી છીએ. તેથી હું તમને કહું છું કે તમે સરકાર સાથે અસહકાર કરો અને મુસલાન સાથે સહકાર કરો. અસહકાર કરાવવાને તમારે ખૂનામરકી નથી કરવાની. જેને તેમાં નથી ભળવું તેને તમે મારીને મુસલમાન નથી કરી શકવાના. તેને તમારે નમવું અને વીનવવું. પાટુ મારે તો સહન કરશો ત્યારે તમે અસહકાર કરાવી શકશો. તમારામાં સચ્ચાઇ હશે, નમ્રતા હશે, એકદિલી હશે, તમે બહાદુર થશો તો તમારો ત્યાગ કરીને સરકારનો સાથ કોણ કરી શકનાર છે? તેવાઓને સમજાવવા માટે તમે પોતે બહાદુર બનો અને ત્યાગ કરો.

## ગાયને કેમ બચાવાય ?

એક લાખ ગોરા આટલા તેત્રીસ કરોડ ઉપર કેમ સરદારી ભોગવી શકે છે? કારણ એ છે કે આપણે ગુલામ બન્યા છીએ. આપણે જો કહીએ કે 'ભાઇ, આજથી અમે ગુલામ નહિ રહીએ' તો

કાં તો એ ચાલ્યા જાય, નહિ તો આપણા નોકર થઇને રહે. પણ એટલું કહેવાની શક્તિ પ્રાપ્ત કરવાનું પ્રથમ પગથીઉં એ છે કે આપણે ધારાળા, ભીલ, મુસલમાન સાથે, ઢેડ–ભંગી લોકો સાથે, અઢારે વર્ણો સાથે–ભાઇચારો કરવો, તેમને ભાઇઓ ગણવા, તેમનો તિરસ્કાર ન કરવો. મુસલમાન ગાય મારે છે એથી તમે ગુસ્સે થાઓ છો, પણ હિંદુઓ ક્યાં ગાયોને નથી મારતા ? ગાયનું દૂધ ખૂટી જાય છતાં તેનું લોહી ખેંચી કાઢવું, ગાયના વારસોને આર ભોંકવી એ પણ ગૌહત્યા બરાબર જ છે. આવી ગૌહત્યા હમેશાં કરનાર હિંદુ શું મ્હોં લઇને મુસલમાનભાઇની પાસે જઇને કહે કે મારી ગાયને તમે કેમ મારો છો ? ગાયને બચાવવી હોય તો હિંદુએ પોતાની ખાનદાની બતાવવી જોઇએ. મને તો મુસલમાનો પાસે માગવા જતાં લાજ આવે. અને તમારી ગાયને અંગ્રેજો તો રોજ ખાય છે. અંગ્રેજી સોલ્જરોને બીફ–ગોમાંસ વગર ઘડીભર ચાલતું નથી. તમે મુસલમાન ઉપર શા સારૂ તિરસ્કાર કરો છો ? મુસલમાનોમાં તો ઈશ્વરનો ડર પણ છે. તમે અલીબિરાદરો સાથે થોડો વખત રહો તો તમને ખબર પડે કે ઈશ્વરથી તેઓ કેટલા ડરે છે. મુસલમાનો સાથે એકદિલ બનો તો સ્વરાજ મળવું એ થોડા કાળની જ વાત છે.

## સ્વદેશી.

તમારાં છોકરાંને સરકારી નિશાળોમાંથી ઉઠાડી લો, ધારાસભાઓમાં પ્રતિનિધિ ન મોકલો, રેંટીયા પર સૂતર કાંતો અને ખાદીનાં કપડાં પહેરો. છેવટમાં કહેવાનું કે આપણે છોકરાંઓને કેળવણી આપવી છે, નવી અદાલતો ચલાવવી છે તેમાં પૈસા જોઇશે. તમે યથાશક્તિ પૈસા આપો. તમારી પાસેથી પૈસા લેવા એ મને કઠણ લાગે છે. હું એવા ઘણા જુવાનીઆઓ નથી જોતા કે જેમના હાથમાં તમારા પૈસા સોંપીને હું નિર્ભય રહી શકું. અસહકારને તમારે મદદ

કરવી હોય તો અત્યારે સ્વયંસેવકો ફરશે તેમને એક પૈસાથી માંડીને તમારે જેટલું આપવું હોય તેટલું આપજો.

અસહકારને અર્થે એકેક પૈસો આપવો એટલું તો ઓછામાં ઓછું દરેક જણ કરી જ શકે તેવું છે. બીજું નહિ તો ઓછામાં ઓછું દરેક જણ કાંતવું-વણવું તો કરી શકે જ. મીલનું કપડું પહેરીને સ્વદેશી પળાય છે એવું માનતા હો તો તે ભૂલ છે. મીલો હિંદુસ્તાન માટે પૂરતું કાપડ બનાવી નથી શકતી. ખાદીમાં જ સૌંદર્ય રહેલું છે; ઝીણી મલમલની અંદર ગુલામીની નિશાની રહેલી છે, તેથી મને ખાદી હલકી ફુલ લાગે છે અને પાતળી મલમલ ભારે લાગે છે. તમે તમારાં છોકરાંઓને ઘેર બેસાડી જ દેજો. તેઓ થોડો વખત નહિ ભણે તો હરકત નથી, ઘેર બેઠાં તેમને વિષ્ણુનું ભજન કરવા દો.

## ઉપસંહાર.

તમે જો અસહકારને પસંદ કરતા હો, આ રાક્ષસી સલ્તનતની ધુંસરીમાંથી છૂટવા માગતા હો, તો સ્વયંસેવકો આવે ત્યારે તમે ઉઠી નહિ જતા, પણ કંઇક યથાશક્તિ આપતા જજો. મારૂં નામ લઇને કે વલ્લભભાઈનું નામ લઇને કે સ્વરાજ્ય સભાનું નામ લઇને તમારી પાસે કોઇ કંઈ માગે તો તમે એકદમ આપી નહિ દેશો. તમે એમને ઓળખતા હો તો તેમના હાથમાં પૈસા મૂકજો. અત્યારે જેની પાસે પૈસા ન હોય તે અમદાવાદ મોકલી શકે છે. આજથી ઈશ્વર તમને હિંમતવાન બનાવો, બલિદાનની તાકાત આપો, ઈશ્વર તમને સચ્ચાઇ અને નમ્રતા આપો અને તમે માત્ર ઇશ્વરનો જ ડર રાખો, અને માણસ માત્રનો ડર ઈશ્વર તમારામાંથી કાઢી નાંખો.

# દિવાળી કેમ ઉજવાય?

આ કલિયુગમાં આપણને રંગરાગ કરી દિવાળી ઉજવવાનો હક્ક જ નથી એમ કહેવું વધારે પડતું નહિ ગણાય. દિવાળી ઉજવવી એટલે રામરાજ્ય અનુભવવું. આજ હિંદુસ્તાનમાં રામરાજ્ય છે?

જે રાજા પ્રજાનું સાંભળવા તૈયાર જ નથી, જે રાજાની પ્રજાને પીવાને દૂધ નથી, ખાવાને ખોરાક નથી, પહેરવાને વસ્ત્ર નથી, જે રાજા વગર વાંકે પ્રજાની કતલ કરે છે, જે રાજા દારૂનો, અફીણનો, ગાંજાનો વેપાર કરે છે, જે રાજા સુવરનું માંસ ખાઈ મુસલમાનોનાં અને ગાયનું માંસ ખાઈ હિંદુનાં મન દુખાવે છે, જે રાજા ઇસ્લામને જોખમમાં નાંખે છે, જે રાજા ઘોડાઓની શરતોના જુગાર ખેલે છે, તે રાજાની પ્રજા દિવાળી કેમ ઉજવે?

આ વર્ણનમાં અતિશયોક્તિનો ભ્રમ કોઇએ રાખવાનો નથી; અથવા જેને એ ભય હોય તેને હું નમ્રતાપૂર્વક સમજાવવા આતુર

છું. જો હું અંગ્રેજોને જરાયે અન્યાય કરતો હોઉં તો મારી ભૂલ સમજવા તૈયાર છું, ને સમજ્યે તેમની માફી માગવી મારો ધર્મ સમજીશ.

જે ધોરણ હું અંગ્રેજી રાજ્યને લાગૂ પાડું છું તે જ ધોરણ હું હિંદુસ્તાનના ગમે તે રાજાને લાગૂ પાડવા ઇચ્છું છું. એટલું જ નહિ પણ હિંદુસ્તાનના રાજાને હું વધારે કઠિન ધોરણ લાગૂ પાડું છું. હળવામાં હળવું ધોરણ લાગૂ પાડતાં યે અંગ્રેજી રાજ્યસત્તા મને અળખામણી લાગે છે. એ રાજ્યસત્તાપરનો મારો બધો મોહ નાશ પામ્યો છે.

અંગ્રેજી પ્રજાની બહાદુરીને સારૂ મને સંપૂર્ણ માન છે. તેમની સંઘશક્તિ—યોજનાશક્તિ—સરસ છે; તેમના સાહિત્યનો કેટલોક ભાગ વખાણવા લાયક છે. તેમનું બાઈબલ વાંચીને હું આત્મતૃપ્તિ પામી શકું છું. પણ તેમની સ્વાર્થવૃત્તિ તેમના ગુણોને ઢાંકી દે છે. તેમની પ્રવૃત્તિથી હિંદુસ્તાનને નુકસાન જ થયું છે. હિંદુસ્તાન પાયમાલ ને નામર્દ બન્યું છે. જે નામર્દી હિંદુસ્તાનમાં આજે વર્તે છે તેવી મુગલાઇને સમયે કે બીજે કોઇ પણ સમયે ન હતી એવી મારી દૃઢ માન્યતા છે. અને એ નામર્દી અનાયાસે નથી આવી પણ ઇરાદાપૂર્વક પેદા કરવામાં આવેલી છે તેથી આ રાજ્યને હું રાવણરાજ્ય માનું છું. જે આપણને જોઇયે છે તેને હું રામરાજ્ય કહું છું. એવું રામરાજ્ય તે સ્વરાજ્ય જ હોઈ શકે.

એ રાજ્ય કેમ સ્થાપી શકાય?

પૂર્વે જ્યારે પ્રજા પીડાતી ત્યારે તપશ્ચર્યા કરતી. પ્રજા માનતી કે પોતાના પાપે પોતાને પાપી રાજા મળે છે; તેથી પોતે પવિત્ર થવા પ્રયત્ન કરતી. પહેલો પ્રયત્ન એ કે રાક્ષસને ઓળખી તેનાથી

દૂર રહેવું; તેનો અસહકાર કરવો. અસહકાર કરવાની યે હિંમત જોઇયે. તે હિંમત મેળવવા અનેક સુખઉપભોગોનો ત્યાગ કરવો જોઇયે. રાક્ષસરાજ્યને હાથે કેળવણી લેવી, તેને હાથે પહેરામણી લેવી, તેને હાથે પોતાના કજીઆનો ચૂકાદો મેળવવો, તેને કાયદાઓ ઘડવામાં મદદ કરવી, તેને સિપાહીઓ આપવા, તેના બનાવેલાં કપડાં પહેરવાં અને તેની સાથેસાથે જ તે રાજ્યનો નાશ પણ ઇચ્છવો એ તો જે ડાળ ઉપર બેઠા હોઇયે તેને જ કાપવા બરોબર થયું. તે તો પાપ જ ગણાય, અને એમ રાજ્યનો નાશ પણ ન થાય. ત્યારે આપણે કઇ રીતે દિવાળી ઉજવીયે ?

૧ આપણાં છોકરાં સરકારની નિશાળમાં ભણતાં હોય તો તેને ઉઠાડી લઇયે.

૨ તેને બદલે બીજી નિશાળો સ્થાપીયે.

૩ આપણા કજીઆ આપણે ખાનગી પંચમેળે પતાવીએ.

૪ વકીલ હોઇયે તો વકીલાત છોડીયે.

૫ મતદાર હોઇયે તો કોઈ પણ ઉમેદવારને મત નહિ આપવાનો નિશ્ચય કરીયે ને બીજાને તેમ કરવા વીનવીયે. આપણા જ લત્તામાં કોઇ ઉમેદવાર થએલ હોય તો તેને ઉમેદવારી ખેંચી લેવાનો 'કાર્ડ' મોકલીયે.

૬ આપણે ઘરમાં પવિત્ર રેંટીયો દાખલ કરીયે.

૭ હાથે જ કાંતેલા સૂતરનું કાપડ વણાવીયે ને તેવું કાપડ પહેરી દેશને ખાતર વધારે ભાર ઉપાડીયે.

આ બધાં કામોને સારૂ પૈસાની તો જરૂર હોય જ. તેથી આપણે યથાશક્તિ દાન કરીયે. બીજાઓની પાસે તે ઉઘરાવીયે. જો પ્રજા મારી સલાહ માને તો આ દિવાળીના દિવસોમાં પ્રજાની પાસેથી હું કેવળ સ્વરાજને સારૂ જ કામ કરાવું.

દિવાળીમાં આટલું તો ન જ કરીયે.

૧ એશઆરામ ન કરીયે.
૨ જુગાર ન ખેલીયે.
૩ અનેક જાતનાં પકવાનો ન કરીયે.
૪ ફટાકડા ન ફોડીયે.

આ બધા ત્યાગથી બચતા પૈસા આપણે સ્વરાજને સારૂ આપીયે.

આ આપતધર્મ છે. જ્યારે આપણે મનમાનતું રાજ્ય સ્થાપીયે ત્યારે જરૂર કેટલાક નિર્દોષ આનંદો લઇયે. પણ અત્યારે તો પ્રજા શોકમાં છે; પ્રજાને વૈધવ્ય છે. તે વેળા તો પ્રજાથી રંગરાગ ખેલાય જ નહિ.

નવજીવન, તા. ૩૧ ઓક્ટોબર, ૧૯૨૦.

# ખિલાફત.

સેવ્રેની સુલેહમાં જે ફેરફારો સૂચવાયાની ખબરો આવી છે તે હિન્દના મુસલમાનોને સંતોષી શકે તેવી નથી. આટલું કહેવામાં ઘણું કહેવાઇ જાય છે. ઇંગ્લંડને આજે માત્ર તુર્કીને જ મનાવી લીધે પાલવે તેમ નથી. હિન્દને તેણે સંતોષવું જોઇએ. મ્હારા અભિપ્રાય મુજબ તો હિન્દના મુસલમાનોની માગણીઓ કબૂલ કરવામાં આવે તો તુર્કીનું સમાધાન કરવાપણું પણ ઝાઝું રહેતું નથી. આનાં બે કારણો છે. ખિલાફત એ એક ભાવના છે અને કોઇ એક ભાવનાને ખાતર જ્યારે માણસ પોતાનાં તન, મન, ધન ખોઇ નાંખવા તૈયાર થાય છે, ત્યારે તેની સામે કોઇ ટકી શકતું નથી. એવી ભાવનાથી જ જે મુસલમાનો પ્રેરાએલા છે, તેમને જ આખી હિન્દની મુસલમાન કોમનો ટેકો છે. મુસલમાનો કેવળ તુર્કીને ખાતર લડી રહ્યા છે એમ કહેવું ભૂલભરેલું છે. તુર્કી ખોટો રસ્તો લે—દાખલા તરીકે, મહાન સુલેમાનના કાળનો દરજ્જો પોતાને મળવો જોઇએ એવો આગ્રહ ધરે—તો તેઓ આજ તુર્કીનો ત્યાગ કરે. તે જ રીતે તુર્કી આજે નબળાઇ બતાવીને કુરાનેશરીફના ફરમાનની રૂએ પોતાને

મળેલો અધિકાર જતો કરી તેને અંગે પોતા પર આવી પડતી ફરજ માથા ઉપરથી ફેંકી દેવા તૈયાર થાય તો તેથી બધા મુસલમાનો તેમ કરી શકે નહિ.

આમ દરેક ધર્મપ્રિય મુસલમાન તુર્કીની દુન્યવી સત્તા કાયમ રાખવા મથે જ. છતાં તુર્કી ફાવે તે કરવા તૈયાર થાય તોપણ મુસલમાનો તો જઝીરત–ઉલ–અરબ–જેમાં મેસોપોટેમિયા, સીરિયા અને પૅલેસ્ટાઇન આવી જાય છે—ઉપર અબાધિત મુસલમાની સત્તા ખલીફની—પછી તેટલા સમયને માટે ગમે તે હોય—ધાર્મિક આણ હેઠળ ટકાવવાને બંધાએલા જ છે. બીજી કોઈ પણ શરતો—તે ગમે તેટલી સુંદર હોય તોપણ—મુસલમાનોને ન જ સંતોષી શકે. ઈસ્લામનાં પવિત્ર સ્થળો પર કોઇ પણ પ્રકારની સીધી કે આડકતરી ગેરમુસલમાની સત્તા તેઓ ન જ બરદાસ કરે.

આમ પૅલેસ્ટાઇનનો સવાલ જ સૌથી ગુંચવાડાભર્યો છે. ઈંગ્લંડે ઝાયોનિસ્ટો (યહુદીઓના એક પક્ષ) ને પૅલેસ્ટાઈન માટે વચનો આપ્યાં છે. યહુદીઓને પણ સ્વાભાવિક રીતે જ પૅલેસ્ટાઇન વિષે તીર્થસ્થાનની ભાવના છે. 'અમારે શું કાળના અંત લગી ઘરબાર વગરના–સ્વદેશ વગરના–રહેવું?' આવી તેમની દલીલ છે. આ માગણીના મૂળમાં રહેલો આ સિદ્ધાન્ત આપણે અહીં નહિ તપાસીએ. મ્હારો મુદ્દો એટલો જ છે કે યહુદીઓથી ઈંગ્લંડ પાસે યુક્તિ કે દગાબાજી કરાવીને પૅલેસ્ટાઇનનો કબજો ન મેળવાય. પૅલેસ્ટાઇનની ખાતર કંઇ લડાઈ ચાલી નહોતી. પોતાના જ મુસ્લીમ જાતભાઇઓના હાથમાંથી પૅલેસ્ટાઇન ખુંચવી લઇને યહુદીઓને સોંપી દેવાનું એક પણ મુસલમાન સિપાઇને કહેવાની લડાઈ દરમ્યાન ઈંગ્લંડની મગદૂર હતી શું? જો મુસલમાન ધર્મચૂસ્તો પોતાની પેઠેજ યહુદીઓને પણ પૅલેસ્ટાઇન વાપરવા દેવાની આડે આવત તો યહુદીઓ તે સામે પોકાર ઉઠાવી શકત.

આમ લડાઇના કોઇ પણ કાનૂનોને આધારે લડાઇના ફળ તરીકે ઇંગ્લંડથી યહુદીઓને પૅલેસ્ટાઇન આપવા નીકળાય જ નહિ. એક તો ઝાયોનિસ્ટોએ પૅલેસ્ટાઇન વિષે પોતાની ભાવના બદલવી જોઇએ, અથવા તો તે મેળવવાને તેઓ કૃતનિશ્ચય જ હોય અને અને તેમનાં ધર્મશાસ્ત્રો લડાઇ કરીને ન્યાય મેળવી લેવાની છૂટ આપતાં હોય, તો તેમણે મુસલમાન સંસાર સામે ધર્મયુદ્ધ માંડીને ફડચો કરી લેવો રહ્યો–પછી તેવી લડાઇમાં ખ્રિસ્તી રાજ્યો ભલે એમનો પક્ષ લે. પણ આજની દુનિયા ધર્મની લડાઇઓના કરતાં નૈતિક મુદ્દાઓના જોર પર ઘરમેળે જ સુલેહશાંતિપૂર્વક આવા કજીઆઓ પતાવે એવી આપણે આશા રાખીએ છીએ. એવો કાળ આવે કે ન આવે તોપણુ એટલું તો સ્પષ્ટ જ છે કે ખિલાફતના કોઈ પણુ ન્યાયી ફડચામાં જઝીરત–ઉલ-અરબ ઉપર, ખલીફની ધાર્મિક આણુ હેઠળ મુસલમાનોની સંપૂર્ણું અને બેદખલ સત્તા રાખવાની વાતનો સમાવેશ થવો જ જોઇએ.

'યંગઇન્ડિયા,' તા. ૨૩ માર્ચ, ૧૯૨૧.

# સ્વરાજની વ્યાખ્યા.

સ્વરાજની વ્યાખ્યાઓ હું મારા મનમાં ઘણી વાર ગોઠવ્યા જ કરૂં છું તે વાંચનારની આગળ મૂકી જવાની રજા લઉં છું :

(૧) સ્વરાજ એટલે પોતાની ઉપર મેળવેલું રાજ્ય. આ જેણે મેળવ્યું તેણે વ્યક્તિગત પ્રતિજ્ઞાનું પાલન કરી લીધું.

(૨) પણ આપણે તો કંઇક ચિહ્ન, પ્રતિમા કલ્પેલ છે. એટલે સ્વરાજ એટલે દેશનાં આયાતનિકાસ પર, લશ્કર પર, અદાલતો પર પ્રજાનો સંપૂર્ણ અંકુશ. ડીસેમ્બરની પ્રતિજ્ઞાનો આ અર્થ છે. આમાં અંગ્રેજી સલ્તનત સાથે સંબંધને અવકાશ છે અને નથી. જો ખિલાફત અને પંજાબનો ખુલાસો ન થાય તો નથી.

(૩) પણ સાધુઓ વ્યક્તિગત સ્વરાજ અત્યારે જ ભોગવતા હોય તેવું બને, અને આપણી પાર્લામેન્ટ પણ બેસે છતાં એ લોકોને મન તે સ્વરાજ ન હોય એવુંયે બને; અને તેથી સ્વરાજ

એટલે અન્નવસ્ત્રની સોંઘારત. પણ તે એટલે સુધી કે કોઇને તેને અભાવે ભૂખ્યાં કે નાગાં ન રહેવું પડે.

(૪) આ સંજોગો બને છતાં એક કોમ કે એક વિભાગ બીજાને દબાવે એવું પણ બને. તેથી સ્વરાજ એટલે એક બાળા પણ નિર્ભયપણે ઘોર અંધારામાં ફરી શકે એવી સ્થિતિ.

(૫) ઉપરની ચાર વ્યાખ્યાઓમાં બીજી અનેક વ્યાખ્યાઓનો સમાવેશ થતો જોવામાં આવશે છતાં પ્રજાના સ્વરાજમાં દરેક અંગને તેજ આવ્યું હોય ને આવવું જોઇએ–તો સ્વરાજ એટલે અંત્યજની અસ્પૃશ્યતાનો સર્વથા નાશ.

(૬) બ્રાહ્મણ બ્રાહ્મણેતરના ઝગડાની સમાપ્તિ.

(૭) હિન્દુમુસલમાનના મનના મેલનો સર્વથા નાશ. એટલે હિન્દુ મુસલમાનની મર્યાદા રાખે ને તેને સારૂ જાન દે; મુસલમાન હિન્દુની મર્યાદા રાખે ને જાન દે. મુસલમાન હિન્દુને પજવવા ગાય ન મારે, પણ પોતાના હિન્દુભાઇની લાગણી ન દૂભાવવા સારૂ પોતાની મેળે જ ગોવધ બંધ કરે, ને હિન્દુ કશું સાટું કર્યા વિના મુસલમાનનું મન દુઃખવવા મસ્જીદો આગળ વાજાં ન વગાડે પણ મસ્જીદો પાસેથી જતાં વાજું બંધ રાખવામાં મોટાઈ માને.

(૮) સ્વરાજ એટલે હિન્દુ, મુસલમાન, શીખ, પારસી, ઇસાઇ, યહુદી, બધા ધર્મો પોતાના ધર્મનું પાલન કરી શકે ને એકબીજાની તેમ કરવામાં રક્ષા કરે ને એકબીજાના ધર્મને માન આપે.

(૯) સ્વરાજ એટલે દરેક ગામ ચોરલૂંટારાના ભયથી પોતાની રક્ષા કરવા શક્તિમાન થાય ને દરેક ગામ પોતાને જરૂરનાં અનાજ ને વસ્ત્ર પેદા કરે.

(૧૦) સ્વરાજ એટલે દેશી રાજ્યો, જમીનદારો અને રૈયત-વર્ગ વચ્ચે મિત્રતા વર્તે, દેશી રાજ્ય કે જમીનદાર રૈયતને ન કનડે અને રૈયત રાજાને કે જમીનદારને ન પજવે.

(૧૧) સ્વરાજ એટલે ધનવાન અને મજૂરવર્ગ વચ્ચે મિત્રતા. ધનવાનને સારુ યોગ્ય દામ લઇ મજૂર ખુશીથી મજૂરી કરે.

(૧૨) સ્વરાજ એટલે સ્ત્રીજાતિને માતા બહેન સમજી પૂરું માન આપવું તે, ને ઉંચનીચના ભેદ નીકળી સર્વ ભાઇ બહેન છે એવી ભાવનાથી વર્તવું તે.

આ વ્યાખ્યાઓમાંથી સિદ્ધ થાય છે, કે

(૧) સ્વરાજમાં રાજ્યસત્તા દારૂ, અફીણ ઇ.નો વેપાર ન કરે.

(૨) સ્વરાજમાં અનાજ અને કપાસના સટ્ટા ન થાય.

(૩) સ્વરાજમાં કોઇ કાયદાનો ભંગ ન કરે.

(૪) સ્વરાજમાં સ્વેચ્છાચારને સ્થાન જ ન હોય. તેથી કોઇ પોતાની સામેની ફરિયાદનો પોતે કાજી ન બને, પણ દેશમાં નીમાએલી અદાલતમાં પોતાની સામેની ફરિયાદનો ચૂકાદો થવા દે.

**નવજીવન, તા. ૧૪ ઓગસ્ટ, ૧૯૨૧.**

# મરણભય.

સ્વરાજની ઘણી વ્યાખ્યાઓ હું એકઠી કરી રહ્યો છું તેમાં એક એ પણ આવે છે કે સ્વરાજ એટલે મરણભયનો ત્યાગ. જે પ્રજા મરણના ભયથી અકળાય તેનાથી સ્વરાજ ન મેળવી શકાય. અંગ્રેજો મરણને ખીસામાં રાખીને ફરે છે; આરબો, પઠાણો મરણને સામાન્ય વ્યાધિની જેમ ગણે છે; સગાનું મરણ થાય ત્યારે રોતા કકળતા નથી. બોઅર સ્ત્રીઓ મરણભયને જાણતી જ ન હતી. બોઅર લડાઈ વેળાએ હજારો જુવાન બોઅર સ્ત્રીઓ વિધવા થઇ. તેની તેમણે દરકાર ન કરી. ભલે મારો ધણી કે પુત્ર મૂઓ પણ દેશની આબરૂ તો રહી, અને જો દેશ ગુલામ બને તો ધણીનું શું કરવું હતું? ગુલામ છોકરાને ઉછેરવા કરતાં તેના શબને દાટવું ને તેના આત્માનું સ્મરણ કરવું એ જ બસ છે, આમ પોતાના મનને સંતોષીને અસંખ્ય બોઅર ઓરતોએ ધીરજ રાખી પોતાનાં વહાલાંને જતાં કર્યાં.

આ બધા મારે છે ને મરે છે. પણ જેઓ મારતા નથી ને મરે છે તેમનું શું ? તેવાને તો જગત્ પૂજે છે. તેવાથી દેશ આબાદ થાય છે. અંગ્રેજ અને જર્મન બન્ને ઝૂઝયા; બન્નેએ માર માર્યા ને માર ખાધા. પરિણામ એ આવ્યું કે વેર વધ્યાં છે, અશાંતિ વધી છે ને અત્યારે યૂરોપની સ્થિતિ દયામણી થઇ પડી છે, પાખંડ વધ્યો છે ને એકબીજાને છેતરવાની પેરવી થઇ રહી છે. પણ જે મરણભયને આપણે છોડવા મથી રહ્યા છીએ એ તો શુદ્ધ યજ્ઞ છેઅને તેથી આપણે થોડા જ સમયમાં મોટી જીત મેળવવાની આશા રાખીએ છીએ.

જ્યારે આપણને સ્વરાજ મળશે ત્યારે આપણામાંના ઘણાએ મરણભય છોડયો જ હશે, અથવા તો સ્વરાજ નહિ મળ્યું હોય. હજી તો જુવાન છોકરાઓ જ ઘણેભાગે મર્યા છે. અલીગઢમાં જેઓ મર્યા તે બધા એકવીસ વર્ષની અંદરના હતા. તેઓને કોઇ જાણતું ન હતું. જો સરકારને ગોળીબાર કરવા જ હોય તો હું જરૂર પહેલી પંક્તિના કોઇ માણસના ભોગની આશા રાખી બેઠો જ છું.

બાળક, જુવાન કે બુઢ્ઢા મરે તેથી આપણે શાને ભયભીત થઇએ ? એક ક્ષણ એવી નથી કે જ્યારે જગતમાં કયાંયે જન્મ અને મરણ થઇ રહ્યાં નથી. જન્મથી રાજી થવું ને મરણથી ડરવું એમાં ભારે મૂર્ખતા છે એમ આપણને લાગવું જ જોઇએ. જેઓ આત્મવાદી છે—અને આપણામાંનો કોણ હિન્દુ મુસલમાન પારસી આત્માના અસ્તિત્વને માનતો નથી ?—તે તો જાણે છે કે આત્મા મરતો નથી એટલું જ નહિ, પણ જેઓ જીવે છે તે ને મૂઆ છે તે બધા જીવો એક જ છે, તેના ગુણો એક છે, તો પછી જગતનો ઉત્પત્તિ—લય દરેક ક્ષણે થયાં જ કરે છે તેમાં આપણે ખુશી થવાનું શું ને દુ:ખી થવાનું યે શું ? દેશ લગી આપણી ભાવના જાય ને દેશમાં જન્મ થાય તે બધા આપણે ત્યાં થયા માનીએ તો કેટલા જન્મ ઉજ-

વીએ ? દેશમાં મરણુ થાય તેને સારૂ રૂદન કરીએ તો આપણી આંખો ભીની જ રહે. આમ વિચારી આપણે મરણભય છોડવો જ જોઇએ.

હિન્દુસ્તાની માત્ર પ્રમાણમાં વધારે જ્ઞાની, વધારે આત્મવાદી, હોવાનો દાવો કરે છે, છતાં મરણની આગળ આપણે જેટલા લાચાર બનીએ છીએ તેટલા ભાગ્યે જ બીજા બનતા હશે. ને જેટલા લાચાર હિન્દુ બને છે તેટલા લાચાર બીજા હિન્દુસ્તાની નથી બનતા એમ મને લાગે છે. એક જન્મ થાય તે ઉપર આપણે ધાંધલ કરી મૂકીએ છીએ ને એક મરણુ થાય તો તે પાછળ રોકકળ કરી આખો પડોશ જગવીએ છીએ. જો આપણે સ્વરાજ લેવું હોય, ને તે લઇને શોભાવવું હોય તો આપણે મરણનો ભય તદ્દન છોડવો જ જોઇશે.

અને જે મરણનો ભય છોડશે તેને જેલનો ભય તો હોય જ શાને ? વાંચનાર વિચારી જોશે તો તેને માલૂમ પડશે કે આપણને જે કંઈ ઢીલ સ્વરાજ લેતાં થાય છે તેનું કારણુ કેવળ મરણુ અને તેનાથી ઉતરતાં દુ:ખો સહન કરવાની શક્તિનો આપણામાં અભાવ એ જ છે.

જેમ વધારેમાં વધારે નિર્દોષ માણસો જાણી જોઇને મરણની ભેટ કરવા તૈયાર થશે તેમ બીજા બચી જવાના; ને ઓછામાં ઓછું દુ:ખ થવાનું. ખુશીથી સહન કરેલું દુ:ખ, દુ:ખ મટી સુખ થાય છે. જે દુ:ખથી ભાગે છે તે રીબાય છે ને દુ:ખ આવ્યે અધમૂઓ થઈ જાય છે. જે આનંદપૂર્વક દુ:ખની ભેટ કરવા નીકળે છે તેને પ્રથમનું, દુ:ખના ખ્યાલથી જ નીપજતું દુ:ખ તો હોય જ શાનું ? ને તેનો આનંદ એ કલોરોફૅાર્મની ગરજ સારે છે.

આ વિષય ઉપર મારે એક વેળા લખવું પડયું છે કેમકે **આપણે આ વર્ષમાં જ સ્વરાજ મેળવવું હોય તો મરણના વિચાર પણ કરી લેવા જોઇએ.** પહેલેથી તૈયારી કરનાર ઘણી વેળા અકસ્માતથી બચી જાય છે તેમ ભલે આપણને બને. સ્વદેશી એવી તૈયારી છે એમ મારી દૃઢ માન્યતા છે. સ્વદેશીમાં જીત મળે એટલે

આપણી કસોટી કરવાપણું સરકારને કે કોઈને નહિ રહે એમ હું માનું છું.

છતાં આપણે ભૂલમાં ન રહી જઈએ એ પણ જરૂરનું છે. અમલ આંધળો છે ને બહેરો છે. તે પોતાની નજીકના બનાવો જોઈ શકતો નથી; પોતાના કાનમાં પડતા ભણકારા સાંભળી શકતો નથી. એટલે મદથી છવાઈ રહેલી સરકાર શું નહિ કરે એ કહી ન શકાય. તેથી મને લાગ્યું કે દેશસેવકોએ મરણને, જેલને અને એવી ઉપાધિઓને મિત્ર તરીકે વધાવી લેવાની તૈયારી કરી રાખવી જોઈએ.

શૂરવીર જેમ મરણની ભેટ હસતે મુખે કરે છે તેમ સાવધ પણ રહે છે. શાંતિમય યુદ્ધમાં ગફલતને અવકાશ જ નથી. આપણે નીતિવિરૂદ્ધ ગુન્હા કરીને જેલમાં જવું નથી કે ફાંસીએ ચડવું નથી. આપણે તો સરકારના જુલમી કાયદાઓની સામે થતાં ફાંસીએ ચઢવું છે.

નવજીવન, તા. ૧૪ ઓગસ્ટ, ૧૯૨૧.

# હિંદુમુસલમાન ઐક્ય.

એક પરમ મિત્ર લખે છે:—

“ હિંદુમુસલમાન એકતા અત્યારે ઘડાઇ રહી છે. મોપલા ઉત્પાતે હિંદુ દિલમાં નવો વ્હેમ જગાડ્યો છે. મુસલમાનો હિંદુઓને યુક્તિ-પ્રયુક્તિથી, બળાત્કારથી વટલાવવા પ્રયત્ન નહિ કરે એની ખાત્રી શી ? ખિલાફત એટલે ઇસ્લામની લડત; અને તેમાં જીત થાય એટલે ઇસ્લામીઓ શૂરે ચડે; એટલે મુસલમાની ધર્મ ફેલાવવાનો રસ્તો લે, એટલે કે હિંદુઓને વટલાવવાનો રસ્તો લે. અહિંસાનો બોધ મોપલાઓને ન પહોંચ્યો એટલે તેઓએ અત્યાચાર કર્યા. પણ હિંદુઓને વટલાવવાના કામને અને અહિંસાને શો સંબંધ છે ? ધર્મની ધૂનમાં વટલાવવાને માર્ગે તેઓ વળે એમાં કંઇ નવાઇ ? ”

આ લખનાર હિંદુમુસલમાન ઐક્યને માનનારા ચૂસ્ત હિંદુ છે. છતાં તેમને ઉપરની શંકા થઈ છે. આવી શંકાઓ જો એક ઐક્યને

દઢતાપૂર્વક માનનારના મનમાં થઇ છે તો જેઓને હમેશાં શક રહ્યાં કર્યો છે તેમના મનમાં કેમ ન થાય? તેથી આવી શંકાઓનો ફડચો જાહેરમાં કરવો હું દુરસ્ત ધારૂં છું. આપણે જો દિનપ્રતિદિન નિર્ભય થતા જતા હોઇએ તો આપણે બધી શંકાઓનો વિચાર જાહેરમાં કરી શકીએ એવી સ્થિતિ હોવી જોઇએ. ઉપરની શંકામાં અહિંસાનો અર્થ નથી સમજાયો એમ સ્પષ્ટ જોઉં છું. ઈસ્લામનો અર્થ પણ નથી સમજાયો; અને હિંદુમુસલમાનના ઐક્યનો અર્થ પણ નથી સમજાયો.

અહિંસાને જે ધર્મ માને છે તે સમજે છે કે તેની સમક્ષ વેરભાવ–બળાત્કાર–ઉભી જ નથી શકતો. જો મલબારના હિંદુ અહિંસાના પાળનારા હોત તો કોઇ મોપલા તેમની ઉપર બળાત્કાર ન કરી શકત. પણ બધાનામાં અહિંસા ન હોય એમ શંકા થશે; ને તે ખરી છે. એનો ઉત્તર એ છે કે જો હિંદુઓનો થોડો વર્ગ પણ ખરેખરી અહિંસા પાળે તો તે વડે બીજાનું રક્ષણ થઈ જાય. એવો અહિંસાનો પ્રભાવ છે. પણ કોઈ એમ કહે કે હિંદુઓ કંઈ અહિંસાવાદી નથી તો? પછી ઉપરનો સવાલ જ ઉભો નથી થતો. કેમકે જે અહિંસાવાદી નથી તે તો પોતાનું રક્ષણ લડીને કરી લે, પછી તે એકલો હોય કે અનેક હોય. જે જે અર્થ શસ્ત્રબળથી સધાય છે તે બધા અહિંસાબળમાં આવી જ જાય છે. શસ્ત્રબળ વાપરનાર પણ બળવાનની સામે ઝૂઝે ત્યારે જ શૂરો કહેવાય. અહિંસાવાદી તો વગર શસ્ત્રે ઝૂઝે એટલે તેના બળની તો હદ જ ન રહી. જે પોતાના ધર્મનું રક્ષણ ન કરી શકે તેને ધર્મનો જ અધિકાર નથી. જેઓને બળાત્કારે મુસલમાન બનાવવામાં આવ્યા તેઓએ બળાત્કાર કેમ સહન કર્યો? તેઓએ કેમ પ્રાણત્યાગ ન કર્યો? અથવા તો તેઓ લડતાં કાં ન જીતીને જીવ્યા અથવા મર્યા? જો અંગ્રેજે બચાવ્યા તેથી નમ્યા તો તેઓએ અંગ્રેજનો ધર્મ કબૂલ કર્યો; જો મારા બચાવવાથી

જીવત તો મારો ધર્મ કબૂલ કરત. તેઓને તો ધર્મ જ ન હતો. ધર્મ એક વ્યક્તિગત સંગ્રહ છે; તેને માણસ પોતે જ રાખી શકે છે ને પોતે જ ખૂએ છે. સમુદાયમાં જ બચાવી શકાય તે ધર્મ નથી, મત છે.

ઇસ્લામ બળાત્કારે કોઇને મુસલમાન બનાવવાની રજા નથી આપતો એટલું જ નહિ, પણ બળાત્કારની મનાઈ કરે છે. ઇસ્લામમાં બળાત્કારનો ઉપયોગ થયો છે એ કહેવું નિરર્થક છે. બધા અનુયાયીઓ કંઈ પોતાના ધર્મને નથી અનુસરતા. ગાયોને બચાવવા કંઇ મુસલમાનની કતલની હિંદુધર્મમાં આજ્ઞા છે ? નથી. છતાં ઘણા હિંદુ પાગલ બને છે ને મુસલમાન સાથે વઢે છે એ આપણે ક્યાં જાણતા નથી ? જો ઇસ્લામમાં બળાત્કારને અવકાશ હોય તો તે ધર્મ નહિ પણ અધર્મ ગણાય. તેવો બળાત્કાર ઇસ્લામમાં નથી જ એમ મારી ખાત્રી છે. જો હોય તો બધા મુસલમાનો ખુલ્લી રીતે કબૂલ ન કરે ? બળાત્કારે આજ લગી એક પણ ધર્મ દુનિયામાં ચાલ્યો નથી. મુસલમાન બાદશાહીનો જે ઇતિહાસ આપણને શીખવવામાં આવે છે તેમાં ઘણી અતિશયોક્તિ છે એમ મારૂં માનવું છે. ખિલાફતની જીતથી મુસલમાનનું જોર વધશે જ, શૌર્ય પણ વધશે જ, પણ તેનો ઉપયોગ હિંદુની સામે થશે એમ માનવાનો અર્થ એ થયો કે મુસલમાનોમાં ખાનદાની જેવી વસ્તુ જ નથી; તેઓમાં ઉપકારનો બદલો અપકાર જ છે, એટલે કે તેઓમાં ધર્મજ નથી ! મારો આખો અનુભવ એથી ઉલટો છે. અનેક મુસલમાનોની સચ્ચાઇ ને ખાનદાની મેં અનુભવ્યાં છે.

પણ હિંદુમુસલમાન ઐક્યનો એવો અર્થ તો ન જ હોય કે કોઈ મુસલમાન કે કોઈ હિંદુ કદિ ભૂલ ન જ કરે. ભૂલ કરે છતાં આપણે અડગ રહીએ ત્યારે જ ઐક્યનો ધર્મ પળાયો ગણાય.

પણ હજુ આ સવાલને જરા વધારે વિચારીએ. સરકાર આપણી ચોટલી પરાણે નથી કાપતી, પણ તેણે આપણામાં આત્માને જ ક્યાં રહેવા દીધો છે? સરકારના બળાત્કાર આગળ મોપલાઓનો બળાત્કાર મને નજીવો લાગે છે. સરકારના અમલદારે એક પળમાં લોકોની ખાદી છીનવીને હિંદુમુસલમાન બન્નેને ધર્મહીન કર્યા! હિંદુમુસલમાનની માણસાઇ હરી લીધી છે તે કોણે? સરકારના શસ્ત્ર-બળની સામે થવાની જ આપણી શક્તિ નથી. મુગલાઈમાં આપણી એવી હલકી દશા ન હતી. મોપલાના શસ્ત્રબળ સામે શસ્ત્રથી થવાના ઉપાયો હું હમણાં જ યોજી શકું છું. પણ જો કે હું મને પોતાને શસ્ત્રશાસ્ત્રનો કંઇક જાણનાર માનું છું તોયે સરકારના શસ્ત્રબળ સામે શસ્ત્રનો પ્રયોગ નથી હું શોધી શકતો ને નથી અલીભાઇઓ શોધી શક્યા.

વળી હિંદુમુસ્લીમ ઐક્યનું નભવું બન્નેના શાંતિના સ્વીકાર ઉપર જ નિર્ભર છે. દરેક કોમના આગેવાનોએ કબૂલ કરવુ જ પડશે કે આપણી વચ્ચેના ઝગડાનો ફડચો કેવળ શાંતિથી એટલે પંચ મારફતે જ થવો જોઇએ.

છેવટમાં જે હિંદુને બળાત્કારે મુસલમાન કરવામાં આવ્યા છે તે કંઇ મુસલમાન ગણાય નહિ, તેઓ અભડાયા ગણાય નહિ. તેઓને હિંદુમાં ગણાવાનો સંપૂર્ણ અધિકાર છે. તેઓને કશાય પ્રાયશ્ચિત્તની જરૂર નથી.

મારે એટલું પણ ઉમેરી જવું ઘટે છે કે જે જે મુસલમાને મોપલાના અત્યાચારની વાત સાંભળી છે તેને ભારે દુઃખ થયું છે; ને જો આજે ત્યાં આપણા માણસોને જવાની પરવાનગી હોત તો મોપલાઓ પોતે જ માફી માગત. મારી ખચિત ઉમેદ છે કે એઓ

સ્વરાજ મળ્યે તો મારી માગશે જ. તેઓ કેવળ લડવાનું જ સમજે છે. તેઓ આપણા અણુસમજુ ભાઇઓ છે. તેઓને સરકારે તો સુધારવાનો પ્રયત્ન ન જ કર્યો પણ આપણેયે નથી કર્યો. મલબારના હિંદુઓનો દોષ નથી?

**નવજીવન, તા. ૨૫ સપ્ટેમ્બર, ૧૯૨૧.**

# આશાવાદ.

આશાવાદ આસ્તિકતા છે. નાસ્તિક જ નિરાશાવાદી હોઇ શકે. આશાવાદી પોતે ઇશ્વરનો ડર રાખી નમ્રપણે પોતાનો અંતરનાદ સુણાવે, તે પ્રમાણે વર્તે, ને માને કે 'ઇશ્વર કરે તે સારા સારૂ.'

નિરાશાવાદી 'હું કરૂં છું' એમ માને, નિષ્ફળ જાય એટલે પોતાને મેલીને બીજા બધાને દોષ દે, ઇશ્વર હોય કે ન હોય એમ મિથ્યા વદે, ને છેવટે દુનિયા જ ભૂંડી ને પોતે સારો પણ પોતાની કોઇએ કદર ન કરી એમ માની આપઘાત કરે; ને ન કરે તોયે મૂઆ સમાન જીવે.

આશાવાદી પ્રેમમાં મગન રહેશે ને કોઇને પોતાનો દુશ્મન નહિ માનવાથી નીડર થઇ જંગલમાં ને વસ્તીમાં વિચરી શકશે. ભયાનક જાનવરો અથવા તેવાં જાનવર જેવાં માણસોથી પણ તે નહિ

ડરે; કેમકે તેના આત્માને ન સાપ કરડી શકશે, ન પાપીનું ખંજર છેદી શકશે. શરીરની તે ચિંતા નહિ કરે, કેમકે તેને તો તે કાચની કૂપી લેખશે. તે ફૂટવાની જ છે એમ માની તેના રક્ષણને અર્થે જગત્ નહિ ખેડે; ને નહિ કોઇને હણે કે પજવે. પોતાના હૃદયમાં વીણાનું મધુર ગાન નિરંતર સાંભળી તે આનંદસાગરમાં ડૂબેલો રહેશે.

નિરાશાવાદી પોતે રાગદ્વેષોથી ભરપૂર હોઈ દરેકને પોતાના દુશ્મન માનશે ને દરેકથી ડરશે. અંતરનાદ તો તેને છે જ નહિ. મધમાખની જેમ ઠેકઠેકાણે ભમી બહારના ભોગો ભોગવતો નિત થાકશે ને નિત નવા શોધતો પ્રેમરહિત અમિત્ર મરશે ને ભૂલાઇ જશે.

આવા મારા વિચારો હોઇ કોઇ એમ નહિ માને કે મેં કોઇને પણ કહ્યું હોય કે જો આ વર્ષે સ્વરાજ નહિ મળે તો હું આપઘાત કરીશ. વિષયસંગમાંથી બચવા સિવાયના કોઈ પણ પ્રસંગે આપઘાત કરવો એ હું મહાપાપ અને કાયરતા માનું છું. અને હિન્દુસ્તાન સ્વરાજ ન મેળવે તો હું શાને આપઘાત કરૂં? હિન્દુસ્તાનને ગરજ હોય તો તે સ્વરાજ લે. સ્વરાજની કિંમત હિન્દુસ્તાને જાણી છે, સ્વરાજનો સ્વાદ પણ ચાખ્યો છે. હવે તેને ગરજ હોય તો દામ દે ને સ્વરાજ લે. દે કે ન દે, લે કે ન લે, તેમાં મને આપઘાત કરવાપણું શું હોય?

પણ મેં એક વાત મિત્રો આગળ રજૂ કરી છે ખરી. મને પૂછવામાં આવ્યું કે જાનેવારી માસમાં જો સ્વરાજ ન મળે તો હું શું કરૂં? મેં જવાબ આપ્યો; હિન્દુસ્તાનની ઉપર મારો એટલો બધો વિશ્વાસ છે કે હું તો ૩૧ મી ડિસેમ્બર સૂધી એમ માન્યાં જ કરવાનો કે હિન્દુસ્તાન સ્વરાજ મેળવશે જ, એટલે જાનેવારીમાં શું કરીશ એનું મારાથી કંઇ કહેવાય જ નહિ. હું તો જાનેવારીમાં પ્રજાની

પાસેથી રજા લઇને કોઇ શાંત જગ્યાએ ગ્રહીશ અથવા પ્રજાનું સ્વરાજ તંત્ર ઘડવામાં યથાશક્તિ ભાગ લેતો હોઇશ એ મને ગમે. જો સ્વરાજ આ વર્ષમાં ન જ મેળવી લઇએ તો મને આવતા વર્ષમાં જીવવું ન ગમે. મારા પોતાના આત્માને એટલો ક્લેશ થવાનો સંભવ છે કે મારો દેહ જ પડી જાય,–પડે એમ હું ઇચ્છું.

મેં હિન્દુસ્તાનનું દુઃખ–આર્થિક તેમજ નૈતિક–એટલું બધું જોયું છે કે તેની જ્વાળાઓથી હું જો ભસ્મ નથી થયો તો તેનું કારણ એ જ છે કે હું પ્રજાએ આપેલી આશાએ જીવ્યાં કરૂં છું. આજ આપણે આત્મશુદ્ધ થઇશું, આજ આપણાં કરોડોનાં હાડકાંમાં કંઇક ચરબી ભરાશે, એમ આશાએ ને આશાએ તણાયાં કરૂં છું. એ આશા પૂર્ણ થવાને સારૂ એક વર્ષ બસ છે એમ માનું છું. સપ્ટેમ્બરમાં એક વર્ષનું માનનારો અને કહેનારો હું એકલો હતો.

ડીસેમ્બરમાં બધાએ તે વચન ઉચકી લીધું. હવે જો મહાસભા પોતાની પ્રતિજ્ઞા ન પાળે તો મારા જેવાના શા હાલ? જેમ મહાસભા દીવાળું કહાડે તેમ મારૂં પણ દીવાળું જ નીકળ્યું કહેવાય. મહાસભાની આશાએ મેં હુંડી કહાડી ને તે હુંડી ન સીકરાય, પછી? હું તો ઇચ્છું છું કે સ્વરાજ ન મળતાં જે દુઃખ મને જાનેવારીની પહેલી તારીખે થાય તે બધાને થાય. બધાને ધર્મના ને અનાજના અભાવની પીડા થવી જ જોઇએ.

આનો અર્થ કાયરતા નહિ? એમ કોઇ મિત્રે મને પૂછ્યું. મને એમાં કાયરતા નથી લાગતી. હું તેમાં કરૂણા પ્રતિબિંબિત થયેલી જોઉં છું; તેમાં વ્યવહારદૃષ્ટિ જોઉં છું. જ્યાં સેવાની કદર નહિ ત્યાં સેવા શી? જે જીવવામાં લાભ નથી ત્યાં જીવવું શું? શરીર જર્જરિત થયું હોય તેને વસંતમાલતિ આદિ આપીને આકૃતિમાત્ર પરાણે નભાવી રાખવી તેના કરતાં તે શરીર ગંગાજળ ઉપર નભતું ક્ષીણ થઇ જાય તેમાં ખોટું શું? અત્યારે જ્યાં સુધી હું જોયાં કરૂં છું ત્યાં સુધી મારા મુખમાંથી બીજી વાત જ નથી નીકળવાની. સ્વદેશી કરો

ને સ્વરાજ લ્યો. એ વિના બીજું મને સૂઝે નહિ તો મારો શો ખપ ?

આપણે છેવટના પગથિયા ઉપર આવીને ઉભા છીએ. ત્યાં જોર મેળવ્યા વિના આગળ પગ ભરવો એ પાછળ પડવા જેવું છે. મને યાદ છે કે સિંહગઢનો ઘાટ ચડતાં એક જગ્યા એવી આવી કે જ્યાંથી મારો પગ આગળ ચાલે જ નહિ. ત્યાં શ્વાસ ખાઇ જોર મેળવ્યા પછી જ આગળ ચાલી શકયો.

એમજ આપણું છે. સ્વદેશી સાંપડયા વિના આપણને આગળ જવાનું જોર જ નહિ મળે. તેથી મારૂં જીવવું, મારૂં સમાજમાં રહેવું, સ્વદેશી ઉપર જ નિર્ભર છે.

આ મારી ચિકિત્સા; આ મારી આજની મનોદશા. કાલની વાત તો પ્રભુ જાણે છે.

નવજીવન, તા. ૨૩ ઓકટોબર, ૧૯૨૧.

# વરસનો વાયદો.

એક તરફથી વર્ષને અંતે સ્વરાજ ન મળે તો મેં હિમાલય ભાગી જવાની ધમકી આપી છે, એવું પગલું સ્વરાજ ન મળે તો પણ ન ભરવા મને વીનવવામાં આવે છે. બીજી તરફથી મને કહેવામાં આવે છે કે સ્વરાજ ન મળે તો હું લોકોને શું મોઢું બતાવીશ? લોકો પોતે કેવા નિરાશ થશે? વાયદો કરીને હવે મારે હાથ ઘસવા પડશે.

નવજીવનના વાંચનારને આવા વિચાર ન આવવા જોઇએ એમ હું માનું છું. છતાં કોઇ કોઇને આવે છે એમ પણ હું જાણું છું. મારો વાયદો શરતી છે. પાળી શકાય એવી શરતો રજૂ કરીને મેં સંભળાવ્યું કે 'આ શરતો પાળો ને સ્વરાજ લો.'

પણ મિત્રો કહી શકે કે વ્યવહારકુશળ માણસ શરતો વદે ત્યારે તેણે સામેનાની શક્તિનું માપ કાઢીને બોલવું જોઇએ. આ વાત ખરી છે. હું વ્યવહારકુશળ હોવાનો દાવો પણ કરૂં છું. જો એ દાવો ન કરી શકાય તો મારે જાહેર જીવનમાં ન રહેવું જોઇએ.

તેથી જો વર્ષને અંતે લોકોને 'સ્વરાજ ક્યાં ?' એવું પૂછવાપણું રહે તો મારી વ્યવહારકુશળતા સિદ્ધ ન થઈ ને મારે હિમાલયનો માર્ગ શોધવો જોઇએ.

પણ જો જે રસ્તો મેં લોકોને બતાવ્યો તે રસ્તો જ સ્વરાજનો છે એમ તેઓને ચોખ્ખું દેખાય, એ રસ્તો કાપતાં તેઓ ખૂબ–લગભગ છેડે–આવી પહોંચ્યા છે એમ લાગે તો મને મ્હેણું મારવાપણું ન રહે, ન મારે હિમાલય ભાગવાપણું રહે. એ સ્વરાજ મળ્યા બરોબર છે. મોક્ષનો માર્ગ જેને મળ્યો છે, જે યમનિયમાદિનું પાલન કરતો જાય છે, જે પોતાની સાંકળો તૂટતી હમેશાં જોઇ રહ્યો છે, તે મોક્ષ મેળવેલા પુરૂષ જેવો છે. તે પોતાના રસ્તાથી ચળતો નથી. તે દિવસેદિવસ બળવાન થતો જાય છે. તેને માર્ગદર્શકની જરૂર નથી રહેતી. જેને શક છે તે ક્યાંયે નથી, તેનો નાશ છે. તે રસ્તે જતો છતો નથી જતો, કેમકે તે જાણતો નથી કે પોતે ક્યાં છે.

તેમ જ જો ડીસેમ્બરમાં આવેલા પ્રતિનિધિઓ બધા દલીલ વિના કબૂલ કરે, કે સ્વરાજ લેવાનો માર્ગ એ જ છે, આપણે સ્વરાજની ઝાંખી કરી રહ્યા છીએ, આ વર્ષમાં થયું એવું આગલા એકે વર્ષમાં નથી થયું ને અમારે તો આ જ માર્ગે જવું છે–તો હું કહું કે તે સ્વરાજ મળ્યા જેવું થઈ ગયું. જેટલું અધૂરૂં છે તે આપણી મહેનતની ખામીને લીધે છે. થોડી વધારે મહેનત કરીએ એટલે પૂરૂં થયું.

જેઓ એમ માની બેઠા છે અથવા જેઓએ એમ મનાવ્યું છે કે સ્વરાજ તો ગાંધી ગમે તેમ કરીને ડીસેમ્બર પહેલાં અપાવશે તેઓ બન્ને અજાણપણે પણ પોતાના ને દેશના દુશ્મન ગણાય. તેઓ સ્વરાજનો અર્થ જ નથી સમજ્યા. સ્વરાજ એટલે સ્વાશ્રય.

મારે હાથેથી સ્વરાજ લેવાગાં તો કેવળ પરાશ્રય થયો. હું તો લેવાનો રસ્તો બતાવું; લેવું તે તો લોકોના જ હાથમાં રહ્યું. હું વૈદ રહ્યો; દવા બતાવું; ખાવાની રીતો, તેનાં અનુપાન, માપ વિગેરે કહું; પણ છેવટે પુરૂષાર્થ તો દરદીએ જ કરવો રહ્યો.

જો એક વર્ષને અંતે લોકોને પ્રત્યક્ષ અનુભવ ન થયો હોય કે સ્વરાજ શાંતિથી, હિંદુ મુસલમાન શીખ પારસી ખ્રિસ્તી યહુદીના ઐકયથી, સ્વદેશીથી ને અસ્પૃશ્યતાના નાશથી મળે—તો મારી વ્યવહારકુશળતામાં પૂરી ખામી અને મારે હિમાલય ભણી જવું જોઇએ.

એ ખરૂં છે કે મારી ઉમેદો તો આટલાથી વધારે હતી. મને ઉમેદ હતી કે આપણે આ વર્ષે માર્ગ જોઇ લઈશું એટલું જ નહિ, પણ સ્વરાજની પ્રતિમા પણ આપણી આગળ ખડી થશે, આપણે રાજકર્તાની સાથે સુલેહ પણ કરી હશે ને અસહકાર શમી શુદ્ધ સહકાર શરૂ થયો હશે. મને ધાસ્તી છે કે બાકી રહેલા દિવસોમાં આપણે એ સ્થિતિ કદાચ નહિ ભોગવતા હોઇએ. તેથી ઉલટું આપણા અસહકારનો વેગ તીવ્ર થયો હશે ને હવે તો જાણે સહકાર થવા જેવું જ ન રહ્યું એમ જણાશે. પણ તે જ અનુભવ સહકારને નજીક લાવનારો હશે. પ્રભાત પહેલાંનું અંધારૂં ઘોરમાં ઘોર હોય છે. પ્રસૂતિ પહેલાંની વેદના અસહ્ય જેવી હોઈ પ્રસવને જ વિષે માના મનમાં શંકા ઉઠે છે. તેમ જ આપણો પ્રસૂતિકાળ એ કડણમાં કડણ હશે.

મુંબઇએ તેમાં વિઘ્ન નાંખ્યું. જે જોર આપણે હાથે કરીને કરવા ધાર્યું હતું, જે દુઃખ આપણે પોતે વ્હોરી લેવા ધાર્યું હતું, તે મુંબઇએ બંધ કરાવ્યું. પણ સદ્‌ભાગ્યે સરકારે જ આપણે સારૂ જોર કરવાનો, દુઃખ ભોગવવાનો દરવાજો ખોલ્યો છે; કેમકે તેણે દમનનીતિનો વેગ વધારી મૂક્યો છે. એ દરવાજામાં નિર્ભય બનીને આપણે પ્રવેશ કરીએ તો સ્વરાજની પ્રતિમા ખડી થતાં જરાયે વખત લાગે તેમ નથી.

પણ હું હજુયે નિશ્ચયપૂર્વક કેમ નથી કહેતો કે આ વર્ષે તો પ્રતિમા ખડી નહિ થાય? હું નથી કહેતો, કેમકે હું ખરેખર નથી જાણતો. હું ત્રિકાળદર્શી નથી. હું દેવ નથી. હું ઈશ્વરને સર્વશક્તિમાન ગણું છું. આપણા હૃદયમાં તે ક્યારે મોટા ફેરફાર કરશે તે કોઈ ન કહી શકે. ૧૭ મી નવેમ્બરે જ્યારે હું ભારે આશાવાદ ઉચ્ચારી રહ્યો હતો તે જ વેળા નિરાશાજનક કાર્યો થઈ રહ્યાં હતાં તેની મને કંઈ ખબર હતી! જ્યારે મને પણ આટલા દિવસમાં પ્રતિમા ખડી થવા વિષે શક છે ત્યારે પ્રતિમા ઈશ્વર ઘડી રહ્યો હોય તો હું શું જાણું? જેમ હું વૈદ છું તેમ દરદી પણ છું. જે સ્વરાજ મારે લેવું છે તે કંઈ હું મેળવી શક્યો નથી. મને રસ્તો જડ્યો છે, તે હું છોડું એમ નથી. પણ મારું સ્વરાજ તો છેટે છે. આ માસમાં જ મેળવી લઉં તો કંઈ મને નવાઈ નથી લાગવાની. વાંચનારને ખાત્રી આપું છું કે મેં મારા પ્રયત્નમાં ખામી નથી રાખી. મારે તો હિંદ–સ્વરાજ મેળવવાના પ્રયત્નમાં મારો મોક્ષ મેળવવાની જ ધારણા છે. મને એમ લાગશે કે મોક્ષ મેળવવાને બદલે હું તો બંધન બાંધી રહ્યો છું, ચડવાને બદલે પડી રહ્યો છું ત્યારે કોઈનો ઝાલ્યો હું ઝલાઉં તેમ નથી. હું વધારે બંધાયો છું એમ મને અત્યારે તો નથી લાગતું. જાનેવારીની ૧ લીએ મારી મનોદશા કેવી હશે તેની મને ખબર નથી એ હું નિશ્ચયપૂર્વક કહું છું. આથી વાંચનાર જોશે કે સ્વરાજ મારી સાધના છે; મારા મોક્ષનું દ્વાર છે. મારી પ્રવૃત્તિ કેવળ સ્વાર્થી છે ને રહેવાની.

એક દૃષ્ટિએ હું આ વર્ષે સ્વરાજપ્રતિમા ખડી થાય એમ ઇચ્છતો નથી. મારે વિષેનો સર્વ ભ્રમ ટાળવા ઇચ્છું છું. હું અલ્પ પ્રાણી છું એમ લોકોને મનાવવા ઇચ્છું છું. મને મહા પ્રાણી મનાવવામાં હું લોકોની તેમ જ મારી હાનિ જ જોઉં છું. ભલે મારી ગણત્રી ખોટી લેખાય, ભલે હું મૂરખ ઠરું, ભલે હું અવ્યવહારુ માણસ મનાઉં. મારા બળથી કંઈ મળ્યું એમ લોકો માને તેના

કરતાં તેઓએ પોતાના બળથી, પોતાની તપશ્ચર્યાથી, પોતાની આત્મશુદ્ધિથી જ જે મળ્યું તે મેળવ્યું એમ માને ને એમ હોય એ જ ઇષ્ટ છે. મારે વિષે હું એટલી જ શ્રદ્ધાનો ભૂખ્યો છું: 'જે સમે તેણે જે ખરું ધાર્યું તે નિર્ભયપણે લોકોની આગળ રજૂ કર્યું.' આથી વિશેષ પ્રમાણપત્ર મને ન જોઈએ. તેથી વધારેને સારુ હું લાયક નથી.

નવજીવન, તા. ૧૧ ડિસેમ્બર, ૧૯૨૧.

# સ્વરાજ ક્યાં છે ?

પ્રભુ જાણે શું થયું, પણ લાલાજી, દાસ, નેહરૂ, મૌલાના અબુલ કલામ પકડાયા ત્યારથી સ્વરાજ ક્યાં છે એ વાત જ પૂછતા લોકો બંધ થઇ ગયા, મારા મનમાં જે ચિંતા રહ્યા કરતી તે ચાલી ગઈ ને મને એમ જ લાગ્યું કે હવે કોઈ મને પૂછનાર નથી રહેલ. લોકો તો મને તાર મોકલતા થઇ ગયા કે 'સ્વરાજ મળવા બાબત તમને મુબારકબાદી છે.' પૉલ રિશારે આવીને ૩૧ મી ડીસેમ્બરે એવું જ ભાષણ કર્યું કે નવો યુગ શરૂ થયો છે. પીઅર્સને શાંતિનિકેતનથી કાગળ લખ્યો કે 'હું તો પાંચ વર્ષ પછી આવીને જોઉં છું તો હિન્દુસ્તાન સ્વતંત્ર થઇ ગયું છે.'

સ્વરાજ એ મનોદશા છે. એ જ્યારે ઘર કરશે ત્યારે તેની પ્રતિમા ખડી થશે. પણ મનોદશા બદલાઇ ત્યારથી સ્વરાજ તો આવી ચૂક્યું.

જો કે હું સમાધાનીનો એક પણ અવસર ન ચૂકું પણ હિન્દુસ્તાનનું જોર જાણ્યા પછી સમાધાનીથી હું ડરું છું. આપણે પૂરા ઘડાયા પહેલાં સમાધાની થઇ જાય તો આપણા શા હાલ થાય? એ તો કાચું બચ્ચું અવતરી જેમ થોડા સમયમાં મરી જાય છે એવું થાય. પોર્ટુગાલમાં ઘડીક વિપ્લવ થયો ને રાજ્ય બદલાયું તેથી ત્યાં હવે વિપ્લવ જ થયાં કરે છે, એક રાજ્યનીતિ ટકતી જ નથી. તુર્કીમાં જ્યારે ૧૯૦૬ ની સાલમાં અચાનક રાજ્ય બદલાયું ત્યારે સહુએ મુબારકબાદી આપી પણ એ તો ચાર દિવસનો ચટકો જ હતો. એ ફેરફાર સ્વપ્નવત્ થઇ ગયો. ત્યાર પછી તો તુર્કોને બહુ સહન કરવું પડયું ને કોણ જાણે તે બહાદુર પ્રજાને હજુ કેટલું વધારે સહન કરવું પડશે.

આવા અનુભવોને લીધે હું વિમાસણમાં જ ઘણી વાર પડયો રહું છું ને શું સારું છે તે ખબર નથી પડતી. આ કાળે તો હું અવશ્ય મૂળજ રહેલો છું. સમાધાની થાય તો આપણે કયાં જઇએ?

હજુ લોકોને તદ્દન સ્પષ્ટ નથી દેખાયું કે એક અણઘડ ગામડીઓ સુથાર પણ ઘડી શકે અને જેને એક નિર્દોષ કુમળી કુમારિકા સહેજે ચલાવી શકે એવા યંત્ર વડે સ્વરાજપ્રાપ્તિ સંભવે છે. એમ છતાં મારી ખાત્રી દહાડે દહાડે થતી જાય છે કે તે જ યંત્ર વડે હિન્દુસ્તાન સ્વરાજ લેશે, તે વિના નહિ જ.

હજુ આપણા મનમાં કયાં ખાત્રી થઈ છે કે ખરી પ્રજાકેળવણી અક્ષરજ્ઞાનમાં નથી પણ ચારિત્રમાં ને હાથપગના ઉદ્યોગમાં—શરીરમહેનતમાં છે. ગુજરાતનાં માબાપને પણ અક્ષરજ્ઞાનનો મોહ નથી મટ્યો. તેઓ પણ હજુ અક્ષરજ્ઞાનનાં સ્થાનને ઓળખતાં નથી થયાં. તેઓ પણ હજુ કબૂલ કરતાં નથી કે બાળકોને પહેલાં નીતિ શીખવવી, પછી તેઓનાં શરીર કસવાં ને તેઓને આજીવિકાનાં

સાધનરૂપે કંઈક હુન્નર શીખવવો ને પછી તેમનાં મન ખીલવવાં, શણગાર તરીકે તેમને અક્ષરજ્ઞાનથી આભૂષિત કરવાં. અબ્બાસ સાહેબ મને સંભળાવે છે કે નડિયાદ સરકારી હાઈસ્કૂલમાંથી ઘણાં માબાપો પોતાનાં બાળકોને ઉઠાડી મૂકવા તૈયાર જ નથી. વિદ્યાર્થીઓની મનોદશા સુધારનારી રાષ્ટ્રીય શાળામાં મોકલવા ને તેમાં મળતી સ્વતંત્રતાની તાલીમની કિમ્મત સમજવા હજુ ગુજરાતનાં માબાપ બધાં તૈયાર નથી થયાં.

વકીલોનું તો પૂછવું જ શું? કચેરીનો મોહ ક્યાં ગયો છે? ઘરમેળે કજીઆ પતાવતા આપણે ક્યાં થયા છીએ? ન્યાય મોંઘો ન હોવો જોઈએ એ ક્યાં જાણ્યું છે? હજી તો મોટા ધર્મના સ્થંભરૂપે ગણાતા સાંપ્રદાયિક નેતાઓ ધાર્મિક ઝગડાઓનો ફેંસલો પ્રીવી કાઉન્સિલ મારફતે મેળવવાની આશા રાખે છે. વકીલોને મોટી ફીનો મોહ હજુ છૂટ્યો નથી તેથી ન્યાય હજુ સોનામહોરોથી મોંઘો જોખાય છે. જો આજે સમાધાની થઈ જાય તો અદાલતોમાં આત્મા રેડવાનું રહી જાય ને સમાધાની થયા પછી કોણ કોનો ભાવ પૂછવાનું છે? અદાલતો જેવી આજે ચાલે છે તેવી જ ચાલવાની. પછી રામરાજ્ય ક્યાં રહ્યું? રામરાજ્યમાં ન્યાય વેચાય જ નહિ.

હિન્દુ મુસલમાન વચ્ચે કંઈ હજુ પૂરો મેળ બંધાયો છે કે? એકબીજાની ઉપરનો શક ગયો છે કે? એકબીજાના દેશ વિષેના આદર્શ પણ એક થયા છે કે? બન્નેને મિત્ર બનવાની આવશ્યકતા જણાય છે પણ બન્નેનાં હૃદય હજુ એક થયાં નથી. થતાં જાય છે. સમાધાની થયે એ ક્રિયા અટકી જવાની છે. એટલે જ્યાં લગી બન્ને એક થયા નથી ત્યાં લગી સ્વરાજની વાત જ નકામી છે.

જ્યાં લગી આતમા તત્ત્વ ચીન્યો નહિ<br>
ત્યાં લગી સાધના સરવ જૂઠી.

આ વચન સ્વરાજને વિષ સર્વાશે ખરૂં છે. આત્માને બદલે માત્ર સ્વરાજ શબ્દ ગાઓ એટલે અર્થ ચોખ્ખો મળી આવશે. સ્વરાજનાં તત્ત્વો હજુ આપણે જાણવાં રહ્યાં છે. હિન્દુ મુસલમાનની મિત્રતા એટલે પારસી ખ્રિસ્તી યહુદીની દુશ્મની હોય તો પેલી મિત્રતા તો જગતનો નાશ કરનારી જ થઇ પડે. એટલે જ્યાં સુધી હિન્દુ મુસલમાનની મિત્રતાનો અર્થ આપણે પૂરો સમજ્યા નથી ત્યાં લગી સમાધાની ઇચ્છવી એ જ ભૂલ ગણાય.

અને આ બધી સાધનાનું ઔષધ શાંતિ તે આપણે ક્યાં મેળવી છે? અસહકાર શાંતિમય છે તે આપણું બળ સૂચવે છે એવું આપણે ક્યાં કબૂલીએ છીએ? આપણે તો શાંતિને દુર્બળનું જ શસ્ત્ર ગણી એ શસ્ત્રની કિમ્મતને પારખતા નથી ને તેને લજવીએ છીએ. એ તો મહોરને કોઈ અઘેલી ગણી વાપરી નાંખે એવી મૂર્ખાઇ થઇ. શાંતિ એ બલિષ્ઠનું શસ્ત્ર છે ને તેના હાથમાં જ તે શોભે છે. શાંતિ એટલે ક્ષમા અને ક્ષમા એ વીરનું ભૂષણ છે. જેને હોજરી નથી ને ખાતો નથી તેને કંઇ અપવાસનું પુણ્ય મળતું નથી. જે મારી શકતો નથી તેથી મારતો નથી તે કંઇ પુણ્ય નથી કરતો. પરાણે પુણ્ય હોય જ નહિ. બારડોલી આણુંદના તૈયારી કરી રહેલા યોદ્ધા જ્યારે એક પણ પારસી, એક પણ અંગ્રેજ, એક પણ સહકારી હોય તેને સતાવે નહિ, તેની ઉપર વેરભાવ ન રાખે, ત્યારે તેઓ શાંતિના લશ્કરમાં જોડાવાને લાયક બન્યા ગણાય. શાંતિના નામને અશાંતિનું કામ કરવા સારૂ વાપરનારા દેશદ્રોહી તો છે જ, પણ તેઓ જગતદ્રોહી પણ બને છે. કેમકે આપણા શાંતિશસ્ત્રના ઉપયોગને જગત્ તૃષાતુરની જેમ ટગર ટગર નિરખી રહ્યું છે. જ્યાં સુધી શાંતિને બળવાનના શસ્ત્રરૂપે વાપરતાં હિન્દુસ્તાન ન શીખે ત્યાં લગી સમાધાનીને અસ્પૃશ્ય સમજી તેનાથી સો ગાઉ દૂર રહેવું જોઇએ.

અને હું હિન્દુ વાંચનારને શું કહું? જ્યાં સુધી ઢેડભંગીને સહોદર ભાઈ તરીકે હિન્દુ ન ગણે ત્યાં સુધી તે હિન્દુ જ નથી એમ

કહેવાની ધૃષ્ટતા હું, એક મને પોતાને ચૂસ્ત હિન્દુ ગણુતો, કરૂં છું. ભંગીને જ્યારે હિન્દુ પ્રેમે ભેટશે ત્યારે આકાશમાંથી સુમનવૃષ્ટિ થશે. અને ત્યારે જ ખરી ગૌરક્ષા થવાની છે. મનુષ્ય તિરસ્કાર અને દયા એ બે વસ્તુ સાથે રહે જ નહિ. ઢેડભંગીનાં દૂષણોને પ્રેમ વડે હરાય. આનંદશંકર ધ્રુવના શબ્દો મારા કાનમાં હમેશાં ભણકારા મારે છે. આપણા હૃદયમાં રહેલા ઢેડભંગી આપણા શત્રુ છે. તેઓ અસ્પૃશ્ય છે. જે દેહધારીઓને આપણે અસ્પૃશ્ય ગણવાનું પાપ કરીએ છીએ તે તો આપણા વહાલા છે. તેના સ્પર્શથી, તેની સેવાથી આપણે પુણ્ય સંપાદન કરીએ. ઢેડભંગીને કરડેલા સર્પના ઝેરને ચૂસનાર વૈષ્ણવ સ્નાન કર્યા વિના હવેલીએ જશે તો હવેલી પણ પવિત્ર ગણાશે. એ તો કૃષ્ણને ઘેર સુદામા કે વિદુર પહોંચ્યા જેવું થયું. જ્યાં સુધી અસ્પૃશ્યતારૂપી અશ્વત્થને આપણે જડમૂળથી કહાડયું નથી અથવા તો આનંદશંકર ધ્રુવની જેમ અસ્પૃશ્યતાનો ખરો અર્થ જાણ્યો નથી ત્યાં સુધી સમાધાનીનો ખ્યાલ સરખો ન કરવા જોઇએ.

આવાં મહાન કાર્યો, આવી આત્મશુદ્ધિ તો આપણે દુઃખ વેઠીને જ કરી શકવાના. પોતાના મોક્ષ સારૂ જે મરી જાણે તે જ મોક્ષ મેળવે. વગર ઇચ્છાએ મરનારા અવગતે જાય છે. ઇચ્છાપૂર્વક મરનારો આજે મોક્ષને લાયક બન્યો છે. તેમજ આપણે જ્યારે ઉપર જણાવેલાં સાધનોને વળગતાં મરવાનો ભય છોડીશું ત્યારે જ સ્વતંત્રતા-સ્વરાજ મેળવશું. દાસ, લાલાજી, મોતીલાલજી, અબુલ કલામ આઝાદ વગેરે આપણને મરવાનો મંત્ર શીખવી રહ્યા છે. આપણે શીખી ગયા જેવા લાગીએ છીએ તેથી સ્વરાજ ક્યાં છે એ કોઈ પૂછતું નથી. સહુ એમજ કહે છે કે જ્યારે આપણામાં સ્વેચ્છાએ મરવાનું બળ આવ્યું ત્યારે સ્વરાજ જ છે. બાકી બધું ઝાંઝવાનાં પાણી સમાન છે.

**નવજીવન, તા. ૨૨ જાનેવારી, ૧૯૨૨.**

# જો હું પકડાઉં તો—

જો હું પકડાઉં તો પ્રજા શું કરશે એ વિચારો મને થયાં જ કરે છે. સંબંધીઓ પણ એ જ પ્રશ્ન પૂછે છે. અતિશય પ્રેમાળ પ્રેમને વશ થઇ ન કરવાનાં કાર્ય કરે તો હિંદુસ્તાનની શી વલે થાય ? મારી પોતાની શી વલે થાય ? સરકારે કરેલાં ખૂનની નદીઓ મને ડરાવી નથી શકતી. પણ મારે નામે કે મારે અર્થે દેવાએલ ગાળ પણ મને કારી ઘા સમાન લાગે. મારા પકડાવાથી ઘેલા બની જવું એ તો મને લાંછન લગાડવા જેવું છે. મારી ઉપર આધાર રાખીને પણ પ્રજા આગળ નહિ વધે. હું જે માર્ગો સૂચવું છું તેને જાણીને, તે પ્રમાણે ચાલીને જ પ્રજાની ઉન્નતિ સંભવે છે. તેથી મને પકડે ત્યારે પણ પ્રજા સ્વસ્થ રહી તે દહાડો આનંદનો માને એમ ઇચ્છું છું. જે નબળાઇ પ્રજામાં આજે રહી છે તે પણ તે સમયે જાઓ એ હું ઇચ્છું છું.

મને પકડવાનો હેતુ શું હોય ? સરકાર મારી શત્રુ નથી. કેમકે મારામાં તલમાત્ર શત્રુતા તેના પ્રત્યે નથી. પણ સરકાર એમ

માને છે કે કરતાહરતા હું જ છું. જો હું નાશ પામું અથવા અલોપ થાઉં તો પ્રજા અને સરકાર સુખે બેસે. પ્રજા મારી ભમાવી જ ભમે છે એમ સરકાર માને છે. એટલું જ નથી પણ આપણા કેટલાક આગેવાનો પણ માને છે. ત્યારે પ્રજાની પરીક્ષા સરકાર કઇ રીતે કરી શકે ? પ્રજા મારી સલાહ સમજે છે કે કેવળ મારાં વાક્યોથી અંજાઇ જાય છે એ સરકારને કેમ ખબર પડે ? મને પકડવો એ જ રસ્તો એમની પાસે રહ્યો, અથવા તો જેને ખાતર હું સલાહ આપું છું તે કારણો દૂર કરવાં રહ્યાં. સરકાર મદાંધ હોવા'થી પોતાનો દોષ જોશે નહિ ને જોશે તો કબૂલ નહિ કરે. ત્યારે પ્રજાની શક્તિનું તેને માપજ કરવુંરહ્યું. મને પકડીને તે પ્રજાની શક્તિનું માપ કરી શકે છે. પ્રજા હેબતાઇને બેસી જાય તો પંજાબના ને ખિલાફતના અત્યાચારને લાયક જ હતી એમ કહી શકાય. અથવા તો પ્રજા ખૂનખરાબી કરે તો સરકારને ભાવતું હતું તે મળ્યા બરોબર થાય. તેનાં હવાઇ જહાજો આકાશમાંથી ગોળા ફેંકે, તેના ડાયરો લોકોને ગોળીએ દે, ને તેના સ્મિથો ઓરતોના બુરખા ઉંચકે. બીજા અમલદારો લોકો પાસે નાક રગડાવે, પેટે ચલાવે, ફટકા મારે. આ બન્ને પરિણામો ખરાબ જ ગણાય. તેથી સ્વરાજ ન જ મળે. બીજા દેશોમાં શસ્ત્રપ્રયોગથી રાજ્યોની ઉથલપાથલ થઇ છે, પણ હિંદુસ્તાન તે પ્રયોગથી સ્વરાજ મેળવવા શક્તિવાન નથી એ હું ઘણી વેળા સિદ્ધ કરી ચૂક્યો છું. ત્યારે હું પકડાઉં તો પ્રજાએ શું કરવું ? હવે જવાબ સહેલો છે.

(૧) પ્રજાએ શાંત રહેવું.

(૨) હડતાલ ન પાડવી.

(૩) સભાઓ પણ ન ભરવી.

(૪) પણ પ્રજાએ વધારે જાગૃત થવું.

(૫) ત્યારે સરકારી તમામ નિશાળો બંધ થવાની હું જરૂર આશા રાખું.

(૬) ત્યારે તો વકીલો વધારે સંખ્યામાં વકીલાત છોડે.
(૭) અદાલતોમાં આપણા કજીઆ પડયા હોય તેનો ફેંસલો પણ ખાનગી રીતે થાય.
(૮) અને પ્રજાકીય નિશાળો અને મહાશાળાઓ ખુલે.
(૯) પ્રજાનાં લાખો સ્ત્રી–પુરૂષો પરદેશી કાપડનો ત્યાગ કરી કેવળ હાથે કાંતેલા ને તે સૂતરના હાથે વણેલા કાપડનો જ ઉપયોગ કરે, અને પરદેશી કાપડ પડયું હોય તે પણ વેચી દે કે બાળી નાંખે.
(૧૦) સિપાહીની ભરતીમાં કે બીજી સરકારી નોકરીમાં કોઇ જાય જ નહિ.
(૧૧) જેનામાં પોતાની આજીવિકા મેળવવાની શક્તિ હોય તે તો સરકારી નોકરી અને સિપાહીગિરી પણ છોડે.
(૧૨) પ્રજાકીય કામો સારૂ પૈસા જેટલા જોઇએ તેટલા પ્રજા આપે.
(૧૩) ઇલ્કાબનો વિશેષ ત્યાગ થાય.
(૧૪) ધારાસભામાં જેણે જવાનો વિચાર કર્યો હોય તે ત્યાગ કરે અને ગયા હોય તે રાજીનામાં આપે.
(૧૫) મતદારો જેણે હજુ નિશ્ચય ન કર્યો હોય તે નિશ્ચય કરે કે કોઇને પણ ધારાસભામાં મોકલવો તે પાપ છે.
(૧૬) આમ કરી પ્રજા નિશ્ચય કરે તો એક વર્ષ સુધી પણ પ્રજાએ સ્વરાજને સારૂ રાહ જોવાપણું ન રહે.

પ્રજા આટલું જોર બતાવે એટલે સ્વરાજ મળ્યું જ છે. એવું સ્વરાજ મળે પછી તો પ્રજાના સિક્કાથી હું છૂટું. એ તો મને ગમે જ. અત્યારે તો મારૂં છૂટા રહેવું એ મને કેદ સમાન છે.

ધાંધલ કરીને પ્રજા મને છોડાવે ને સ્વરાજ લેવાને સારૂ મારી મદદનો ઉપયોગ કરે એ તો પ્રજાની અશક્તિ જ ગણાય. સ્વરાજ

મારૂં કે કોઇનું અપાવ્યું નહિ મળે. પ્રજાની યોગ્યતા સિદ્ધ થયે જ મળવાનું છે.

અંતમાં તો સરકારનો યે વાંક કહાડવો વ્યર્થ છે. જેવા આપણે છીએ તેવી સરકાર આપણને મળી રહી છે. આપણે સુધરીએ એટલે સરકાર સુધરી. જ્યારે આપણે સુધરશું ત્યારે જ આપણને સ્વરાજ મળશે. અસહકાર એ પ્રજાનો સુધરવાનો નિશ્ચય છે. મારા પકડાયા પછી પ્રજા શું એ નિશ્ચયને છોડી સહકાર કરશે? જો પ્રજા ગાંડી બને, પેટે ચાલે, નાક ઘસે, યુનિયન જેકની સલામી કરે, સલામી કરવા અઢાર માઇલ ચાલે—તો તે સહકાર નહિ તો બીજું શું કહેવાય? પેટ ઘસડવું ઈ. કરવા કરતાં તો મરવું જ સારૂં છે. એટલે જેમ વિચારીએ તેમ મેં સૂચવેલો છે તે જ માર્ગ પ્રજાને સારૂ ખરો છે.

નવજીવન, તા. ૭ નવેમ્બર, ૧૯૨૦.

# શીખ જાગૃતિ.

શીખોમાં જાગૃતિ એવી થઇ છે અને શીખ કોમ એટલી જોરાવર છે કે તેની જાગૃતિ કાં તો હિન્દુસ્તાનને આઠ માસ પહેલાં મુક્ત કરે અથવા તો હિન્દુસ્તાનની મુક્તિને રોકે. તેનામાં તેના તનનું, મનનું એમ બન્ને બળ છે. તલવારે શૂરા છે, મનોબળ પણ ઠીક છે એમ કહેવાય.

તેઓની સંખ્યા ત્રીસ લાખની ગણાય છે. આજલગી મેં શીખને હિન્દુ ધર્મનો જ એક સંપ્રદાય માન્યો હતો. પણ શીખના આગેવાનો શીખધર્મને નોખો જ ધર્મ માને છે. ગુરૂ નાનક તેના જન્મદાતા હતા. ગુરૂ ગોવિંદસિંગ તેના રક્ષક હતા. બધા મળીને દસ ગુરૂને શીખો માને છે. ગુરૂ નાનક પોતે તો હિન્દુ હતા જ, પણ તેમણે નવો ધર્મ પ્રવર્તાવ્યો એમ શીખ આગેવાનો માને છે. તેઓની સંજ્ઞા પાંચ 'ક'માં રહેલી છે. તે પાંચ વસ્તુ કેશ, કંગન, કડા, કચ્છ ને કરપાન છે. દાઢી તેમજ ચોટી તેઓ મુંડાવતા જ નથી તેથી

કંગી (કાંસકી) ની તો જરૂર રહી જ છે. કાંડા પર લોખંડનું કડું પહેરે છે તે સંયમની નિશાની છે. કચ્છ સહેલથી સમજાય છે. કરપાન એ જમૈયો છે. તે ધર્મની રક્ષા કરવાની શક્તિની નિશાની અને શત્રુને ત્રાસ પમાડનારી વસ્તુરૂપે તેઓમાં મનાય છે. આ પાંચ વસ્તુ ઉપર ઘણાં વર્ષો પૂર્વે ભાર દેવામાં નહોતો આવતો પણ હવે તેની ઉપર નૌજવાન શીખો ખૂબ ભાર મૂકે છે. અને જેઓ પોતાને શીખ મનાવતા છતાં આ પાંચ ચિહ્નો નથી રાખતા તેમને સુધારકો શીખ માનતા જ નથી. સુધારકો સ્ત્રીઓ પાસે પણ કરપાન ધારણ કરાવી રહ્યા છે.

તેમનામાંના એક બુજરગને મળતાં તેમણે મને જણાવ્યું, કે શીખ વર્ણાશ્રમને માનતા નથી, તેઓમાં ઉચનીચ નથી; અસ્પૃશ્યતા નથી. તેઓ મૂર્તિપૂજાને પાપ માને છે. રામકૃષ્ણાદિને માન આપે છે પણ તેમને જે સ્થાન હિન્દુધર્મમાં છે તે નથી આપતા. ગોરક્ષાને તેઓ માનતા નથી જો કે ગોમાંસભક્ષણ નથી કરતા. તેઓ પુનર્જન્મ તથા મુક્તિને માને છે. વેદને કે બીજાં હિન્દુ શાસ્ત્રોને તેઓ વિશેષ માન આપતા નથી. તેમનો ધર્મગ્રંથ ગુરૂઓની વાણી છે. તેનાથી બીજાં કોઇ શાસ્ત્રોને તેઓ ધર્મશાસ્ત્રો તરીકે નથી માનતા. તેઓમાં શરાબ અને તમાકુનો નિષેધ ગણ્યો છે.

શીખોનાં મંદિર ગુરૂદ્વારા નામે ઓળખાય છે. આ ગુરૂદ્વારામાં સુધારકોની માન્યતા પ્રમાણે આચાર મંદ થયો છે ને તેમાં રહેલા મહંતો ઘણી વેળા ધર્મરહિત પાખંડી હોય છે. કેટલાક ગુરૂદ્વારા ઐતિહાસિક છે. આવા બધા ગુરૂદ્વારાનો કબજો લઇ લેવો તેને સુધારકો ઇષ્ટ માને છે. તેમાં ફેરફારો દાખલ કરવાની ને તેને એક સમિતિની સત્તા તળે મૂકવાની આ હીલચાલ છે. કેટલાંક વર્ષો થયાં તે ચાલૂ છે. તેમાં મોટા શીખો—જેવા કે સરદાર સુંદરસિંગ મજીઠીઆ—પણ સામેલ છે. અસહકાર પછી આ પ્રવૃત્તિએ વધારે ઉગ્ર

રૂપ પકડ્યું છે. ગુરૂદ્વારાઓનો કબજો શીખોનાં મંડળો લેતાં જાય છે. આ મંડળો અકાલી જથા અથવા અકાલી દલને નામે ઓળખાય છે. આવાં દલો ઠેકઠેકાણે ફેલાઇ ગયાં છે. તેમનું મથક અમૃતસર છે. તેઓ ઉપર વર્ણવેલી પાંચ સંજ્ઞાઓ ધારણ કરનારા છે એટલું જ નહિ, પણ તેઓ કાળી પાઘડી બાંધે છે, કાળો પટો ખભે રાખે છે, ને સાથે એક નાની ફરસીવાળી મોટી ડાંગ પણ રાખે છે. કોઇ કોઇની ડાંગમાં ફરસી નથી હોતી. આવી ટુકડીઓમાંના પચાસ કે સો માણસો જઇ ગુરૂદ્વારાઓનો કબજો લે છે. તેઓનું કહેવું એવું છે કે આ ટુકડીઓનો ઇરાદો જબરદસ્તીથી કબજો લેવાનો નથી હોતો; પોતે માર ખાય છે પણ કોઇને મારતા નથી. આમ છતાં પચાસ કે વધારે માણસોના ટોળાનું ઉપર વર્ણવેલા રૂપે કોઇ જગ્યાએ જવું એ એક પ્રકારનો શસ્ત્રબળનો દેખાવ તો છે જ. ને તેથી ગુરૂદ્વારાના રખેવાળો ડરે એ સહજ છે.

આ પ્રવૃત્તિમાં જબરદસ્તીનો દેખાવ હો યા ન હો પણ તેથી તેઓના મોટામાં મોટા ગુરૂદ્વારા અકાલી જથાના કબજામાં આવી ગયા છે, અને તે કબજો લેતાં તેઓને લગભગ ૧૬૦ માણસો ખોવાં પડ્યાં છે.

તેમાંનો મુખ્ય મરો તેઓના સર્વથી શ્રેષ્ઠ ગુરૂદ્વારાનો કબજો લેવામાં થયો છે. આ ગુરૂદ્વારાનું નામ નાનકાના સાહેબ કહેવાય છે. તે લાહોરથી ૪૦ માઇલ દૂર છે. રેલ્વેસ્ટેશન પણ તેજ નામનું છે. આ ગુરૂદ્વારા ગુરૂ નાનક સાહેબની યાદીમાં સ્થપાએલું છે. નાનકાનામાં એક નહિ પણ પાંચ ગુરૂદ્વારા છે. તેમાં એક એ જગ્યાએ છે કે જ્યાં ગુરૂ નાનકને સરપે નિર્દોષભાવે પોતાની ફેણ પાથરી છાયા આપી હતી એમ કહેવાય છે. આ ગુરૂદ્વારાનો કબજો મહંત નારણદાસને હાથ હતો. એમ કહેવાય છે કે તે વિષયી હતો. જો કે ઉદાસી કહેવાય છતાં તેણે એક બાઇને રાખેલી. તેની આવક વર્ષે પાંચ લાખ

રૂપીઆની હશે એમ ગણાય છે. આ ગુરૂદ્વારાની ઉપર અકાલી દલ-ની નજર હતી જ. તેમનો વિચાર ત્રીજી ચોથી માર્ચે કંઈક પગલું લેવાનો હતો. પણ સ્વ. સરદાર લછમનસિંગ અને સ્વ. દલીપસિંગ થોભી ન શક્યા. બન્ને સરદાર લખપતિ હતા. તેમાંના પહેલાએ નાન-કાના સાહેબ જવાનો નિશ્ચય કર્યો. તેઓની સાથે લગભગ બસો માણસો હશે, સરદાર દલીપસિંગે સરદાર લછમનસિંગને વાર્યા. પણ તેણે કહ્યું કે 'પ્રતિજ્ઞા લઈને નીકળ્યો છું કે મારે ગ્રંથ સાહેબની પાસે માથું ઝૂકાવવું. તેમ કરતાં નસીબે મરવાનું હશે તો મરીશ.'– આગલી રાતે સરદાર દલીપસિંગ મારી સાથે બીજા શીખભાઈ-ઓની સમક્ષ વાતો કરતા હતા. મોત તેમને નાનકાના લઈ ગયું. સરદાર દલીપસિંગ મિત્રને એકલા કેમ જવા દે? તે પણ સાથે ચાલ્યા. ૨૦ મી ફેબ્રુઆરી ને રવિવારનું પરોઢિયું હતું. શીખ દલ આવી પહોંચ્યું.

નારણદાસને ગુરૂદ્વારાપર હુમલો થવાનો ભય કેટલાક માસથી હતો. તેણે તૈયારીઓ કરી રાખી હતી. હથિયાર–દારૂગોળો એકઠાં કર્યાં હતાં. આસપાસ કોટડીઓ બાંધી કોટ જેવી દિવાલ કરી મૂકી હતી. કોટડીઓમાં બંદુકોના બાર કરવાનાં બાકોરાં કર્યાં હતાં. મુખ્ય દરવાજાને લોખંડનાં જાડાં પતરાં જડ્યાં હતાં. માંહે ગએલો જીવતો ન આવી શકે ને દરવાજો બંધ હોય તો બહારનો એકાએક અંદર પ્રવેશ ન કરી શકે એવો બંદોબસ્ત કર્યો હતો. દેવળ કોટડીઓની હારોની લગભગ વચ્ચે છે. અંદર આરસ બિછાવેલ છે.

રવિવારે લછમનસિંગ અને તેની ટુકડીએ મંદિરમાં પ્રવેશ કર્યો. એમ કહેવાય છે કે તેમણે કેવળ દર્શન કરવાના જ હેતુથી પ્રવેશ કરેલો. તેમનો ઈરાદો આજે કબજો લેવાનો નહતો.

નારણદાસ તો ભયભીત હતો. ગુન્હો રાંક હોય છે. તે ગાંડો બન્યો હતો. અકાલી દલને પોતાના શત્રુ ગણતો હતો. લછમનસિંગે

ગ્રંથસાહેબની પાસે માથું ઝૂકાવ્યું તે જ ઘડીએ નારણદાસના મારાઓએ ગોળીબાર શરૂ કર્યાં. મારાઓ કોટડીઓની અગાસી ઉપર હતા એમ કહેવાય છે. ગ્રંથસાહેબની ઉપર ને આરસની છત્રીના સ્તંભો ઉપર મેં ગોળીની નિશાનીઓ જોઇ.

લછમનસિંગ પડ્યા. કોઇ કહે છે તેમને ઘવાએલા ને લોહીથી નીતરતા પણ જીવતા ઘસડી જવામાં આવ્યા. નજીકને ઝાડે બાંધ્યા ને બાળ્યા! બળેલું થડ તો મેં જોયું. લોહીના લીસોટા પણ જોયા.

બીજાઓએ છૂપાવાની કોટડીઓ શોધી. કોઈ ક્યાં ને કોઇ ક્યાં એમ જીવ બચાવવા પ્રયત્ન કરવા લાગ્યા. પણ મહંત તો ગાંડો બન્યો હતો. તેની પાસે ખૂનીઓ હતા. બધાને ઠાર મારવાનો નિશ્ચય કર્યો. કોટડીઓમાં તે જ્યાં જ્યાં ભરાયા હતા ત્યાં ત્યાં આ સુધારક વીરોને માર્યા. અધમૂઆ કર્યા પછી તેઓના હાથ કાન વિગેરે કાપ્યાં! ક્ષણભર આ પવિત્ર ભૂમિપર મનુષ્ય રાક્ષસ બન્યો. તેણે ડાયરને આંટ્યો. આટલુંયે બસ નહતું. કેમ જાણે પોતાની નર્દયિતાથી તે શરમાયો ન હોય અથવા પોતાનો એક માણસ મર્યો નથી એ શરમને ઢાંકવા માગતો ન હોય તેમ આ વિકાળ મહંતે મુડદાંઓને ઘાસલેટ છાંટી બાળ્યાં! મંદિરમાં પેઠેલો એક પણ માણસ જીવતો બહાર ન જઇ શક્યો. અકાલી દલ તરફથી જોનારો સાક્ષી એક પણ હજુ તો નથી મળ્યો. દલીપસિંગ બહાર રહી ગએલ. કહેવાય છે કે તેણે મહંતને સમજાવ્યો, વાર્યો. એ કંઇ વાર્યો વળવાનો હતો? તેણે દલીપસિંગના પણ પ્રાણ લીધા ને તેને બહાર બળાવ્યો!

આમ ધર્મને અર્થે, ધર્મને નામે, દોઢસોથી વધારે શીખોએ પ્રાણ આપી ગુરૂદ્વારાની પોતાની માલેકી સિદ્ધ કરી.

મેં એક સરદારને પૂછ્યું: 'તમે આ બલિદાનની કિમ્મત હિન્દુસ્તાનને સારૂ શી આંકો છો?' તેમણે કહ્યું 'આ બલિદાનથી

કંઈ એકલા શીખની તાકાત નથી વધી, આખા હિન્દુસ્તાનની વધી છે. પણ સ્વરાજ મળતાં પહેલાં આવાં બલિદાન આપણને ઘણુંયે આપવાં પડે તો નવાઇ નથી. આ બલિદાને દુનિયાને બતાવ્યું છે કે હિન્દુસ્તાનમાં કેવા બળિયા માણસો પડ્યા છે.' આ સરદારની વાત ખરી છે.

મૌલાના અબુલ કલામ આઝાદ અને હું બન્ને જે દહાડે આ શહીદોને અગ્નિસંસ્કાર અપાતો હતો તે દહાડે એક શીખ સભામાં હાજર હતા. ત્યાં તેમણે એક વાક્ય ભારે કહ્યું: "એક શીખ ગુરૂ-દ્વારાને દોઢસો શહીદોના રૂધિરે શુદ્ધ કર્યો છે. હિન્દુસ્તાનરૂપી ગુરૂ-દ્વારાને શુદ્ધ કરવા સારૂ આપણે બધાએ શહીદ થવું પડે તો શી નવાઈ છે?"

આ ભાઇઓના ભોગને જરા તપાસીએ. જો તેઓએ ગુરૂદ્વારાનો કબજો બળનો દેખાવ કરી લેવા ધારેલો હોય તો તેમાં હેતુ શુદ્ધ હતો પણ સાધન મલીન ગણાય. એમ છતાં તેઓ જ મૂઆ તેથી જગત્ તેમની બહાદૂરીને તો હમેશાં વખાણશે જ.

જો તેઓ કેવળ દર્શનના જ હેતુથી ગયા હોય પણ પોતાનો બચાવ કરતાં મૂઆ હોય તોપણ જગત્ તેમની બહાદૂરીને સ્તુત્ય ગણશે ને તેમનાં સાધનો વિષે શંકા નહિ કરાય. પણ જો તેઓ કેવળ દર્શનના હેતુથી ગયા હોય ને તેઓ મૂંગે મોઢે હથિયાર હોવા છતાં તે ઉગામ્યા વિના મરણને ભેટ્યા હોય તો આધુનિક સમયમાં કોઇએ નથી બતાવ્યો એવો શાંતિમય ક્ષાત્રબળનો દાખલો તેમણે જગત્‌ની આગળ રજૂ કર્યો ગણાશે. એવું બન્યું હોય તો આ જમાનામાં કેવળ હિન્દુસ્તાનમાં જ એ બની શકે. સંતોષજનક તો એ છે કે જે જે શીખોની સાથે મેં આ વિષે વાત કરી છે

તેમાંના લગભગ અપવાદ વિના દરેકને મેં એમજ માનનારા જોયા કે આ દોઢસો વીરો દર્શન ખાતરજ ગએલા ને હથિયાર ઉગામી શકે તેવી સ્થિતિ હતી છતાં તેઓ શાંતિથી જ કામ લેવાની પ્રતિજ્ઞા કરી ગએલા તેથી હથિયાર ખેંચ્યા વિના મૂઆ.

આ વાત બરોબર હોય તો અહિંસાત્મક અસહકારનો આ સંપૂર્ણ દાખલો છે, ને મારી દૃઢ માન્યતા છે કે તેની અસર સ્વરાજ્યની પ્રવૃત્તિ ઉપર ભારે પડવાની છે.

આ ખબર સરકારને લાહોર મળતાં ખાસ ટ્રેનથી લશ્કર મોકલ્યું ને મહંતને તથા તેના સાથીઓ જે ગુરૂદ્વારામાં હાથ આવ્યા તેને પકડી કેદ કર્યા. બીજે કે ત્રીજે દહાડે ગુરૂદ્વારાનો કબજો અકાલી દલની કમિટીને સોંપ્યો. છતાં શીખભાઇઓને સરકારનો વિશ્વાસ નથી. તેઓ માને છે કે મહંતની તૈયારીઓ સરકારના અમલદારોની જાણ બહાર ન હોઇ શકે. પણ આ સ્થળે હું સરકારનો દોષ વિચારવા નથી માગતો.

આપણને આમાંથી શી શીખામણ મળે છે એ જ જોવાની જરૂર છે. આપણે મરીને આપણી તાકાત એટલી વધારી શકીયે છીયે કે તેની સીમા નથી બાંધી શકતા. જો શીખોએ મહંતને અને તેના સાથીઓને મારી નાંખ્યા હત અથવા તેઓને ઈજા કરી હત, અગર તો બન્ને પક્ષના સરખા મૂઆ હત તો આજે જે જોર અકાલી દલમાં આવ્યું છે તે કદિ ન આવત. જો કે મૂઆ છે શીખ છતાં ડરી રહ્યા છે મહંતો અને બીજાઓ, જેઓના કબજામાં ગુરૂદ્વારા રહ્યા છે ને જેઓ તેનો કબજો પોતાના સ્વાર્થને સારૂ ટકાવી રાખવા માગે છે તે. આ તેમની જીતને અવસરે જો શીખભાઇઓ આવેશમાં ભાન ભૂલે તો કમાએલું ગુમાવી બેસે ને કોમ નિસ્તેજ થાય એવો ભય રહ્યો છે એમ ઘણા ડાહ્યા શીખો સમજે છે.

આ સિવાય બીજા ગંભીર મુદ્દાઓ ઉભા થાય છે તેમાં હું અત્યારે ઉતરવા નથી ઇચ્છતો કેમકે તેની હાલ ગુજરાતી વાચકવર્ગને જરૂર નથી. પ્રસંગ આવ્યે તે મુદ્દાઓની માહિતી વાંચનારને આપીશ.

નવજીવન, તા. ૧૩ માર્ચ, ૧૯૨૧.

# માલેગાંવનો ગુન્હો.

માલેગાંવના અસહકારીઓએ જે પાપ કર્યાં જણાય છે તેનાથી દરેક અસહકારીને લજ્જિત થવાનું કારણ છે. માલેગાંવના લોકોએ પોતાનો ધર્મ છોડયો, કર્મ છોડયું, ને દેશને અને લડતને ભારે નુકસાન પહોંચાડયું છે. આપણે શાહુકાર—ખાનદાન—હોવાનો દાવો ન કરીયે ને ગુન્હા કરીયે એ એક વાત છે, ને ખાનદાન હોવાનો દાવો કરીને ગુન્હા કરીયે તે બીજી વાત છે. કાળામાં કાળું નથી દેખાતું પણ દૂધમાં કાળું તુરત દેખાય; તેમજ જ્યારે આપણે ચોખ્ખા હોવાનો દાવો કરીને મેલા થઇયે ત્યારે આપણી ઉપર જગત્ થૂંકે. 'આપણે તો ધર્મયુદ્ધમાં મચ્યા છીયે,' 'આપણે શાંતિથીજ કામ કરવું છે,' 'આપણે જાતેજ મરવું છે, આપણે કોઇને મારવાના નથી,' આવી આવી પ્રતિજ્ઞાઓ કરીને પછી આપણે મારીયે તો આપણે જગતને, પોતાને, અને પરમેશ્વરને છેતરીયે. માલેગાંવના લોકોએ આવુંજ કર્યું જણાય છે.

આ અકાર્યથી લડતને જરૂર ધક્કો પહોંચ્યો છે. સ્વરાજ તેથી મોડું તો થશેજ. કોણ જાણે છે કે આપણે મહિનામાસમાંયે સ્વરાજ લઇને ન બેસીયે? આપણે શરૂ કર્યું ત્યારે જે વેગ હતો તેના કરતાં અત્યારે આપણો વેગ એટલો બધો વધ્યો છે કે આપણે ક્યારે પોતાનું પાછું લેવાની શક્તિ મેળવીયે તેનું માપ કોઇથી કઢાય જ નહિ. પણ આપણે ભૂલો કરીયે તેટલું મોડું તો થાય જ, એટલું એક બાળક પણ કહી શકે. હિસાબ કરનારને ભૂલે ત્યાંથી ફરી ગણવું પડે છે. તેમ આપણે પણ કરવું રહ્યું.

આપણી પ્રતિજ્ઞા એવી છે કે અમલદારો આપણને ગમે તેટલા ગુસ્સામાં લાવે તોપણ આપણે તો સામે થવું જ નથી. આપણે માર ખાશું પણ સામો હાથ ઉપાડીશું નહિ તેમ નમશું પણ નહિ. એમ છતાં માલેગાંવના અસહકારીઓએ એક સબ-ઇન્સ્પેક્ટર તથા બીજાઓને ઘાતકી રીતે મારી નાંખ્યા જણાય છે.

કેટલાક અસહકારીઓએ કાયદાનો ભંગ કર્યો; તેમને સજા થઇ–તેમણે સજા વ્હોરી લીધી–તેમ છતાં તેઓને લોકોએ બળાત્કારે છોડાવ્યા. આમ કંઇ ખિલાફતનો બચાવ થાય નહિ; સ્વરાજ મળે નહિ.

અસહકારનું મુખ્ય ને મોટું પદ શાંતિ–અહિંસા–અમન–છે. જેઓ શાંતિનો ભંગ કરે છે તેઓજ ખરા સહકારી છે. વિનીત પક્ષની મદદના કરતાં અશાંતિ કરનારાનીજ સરકારને વધુ મદદ મળે છે. બેચાર અમલદારોને ગુમાવીને જો અસહકારને તોડી શકે તો સરકાર તેટલા અમલદારોને સહેજે જતા કરે તેમ છે.

હું ઘણી વેળા લખી ચૂક્યો છું કે શાંત વિના સ્વરાજ કે ખિલાફતનો ફડચો અસંભવિત છે. વકીલ વકાલત ન છોડે, વિદ્યાર્થીઓ નિશાળ ન છોડે, બીજા લોક પોતપોતાને લગતો અસહકાર ન કરે

તો ચાલે. પણ કોઇ શાંતિનો ભંગ કરે તે તો ન જ ચાલે. હિંદુ મુસલમાનની મિત્રતા, શાંતિ અને સ્વદેશી એટલે રેંટીયો એ ત્રણ તો અનિવાર્ય શરતો છે. પણ તેમાંયે શાંતિ મુખ્ય વસ્તુ છે. રડયાખડયા માણસ ખાદી ન પહેરનારા રહે છતાં ઘણા પહેરતા થઇ જાય તો પણ ચાલે, થોડા હિંદુમુસલમાન વઢે તે પણ સહન કરી શકાય, પણ શાંતિનો તો એક માણસ પણ ભંગ કરીને ખૂનખરાબી કરે તે અસહ્ય છે, તેથી દેશને ભારે નુકસાન થાય જ. શાંતિની શરત એવી સખ્ત છે.

પણ આખા હિંદુસ્તાનને સારૂ કોણ જવાબદાર થઇ શકે ? આ સવાલમાં આપણી નિર્માલ્યતા છે. જો લોકો લૂંટફાટ કરે તો જેમ સરકારમાં તેને દબાવવાની શક્તિ છે તેમ લોકોને અશાંતિ કરતા અટકાવવાની શક્તિ મેળવવામાં જ સ્વરાજ્યનો સંભવ રહ્યો છે. આપણામાં લોકોપર શાંતિ જાળવવા જેટલી અસર ઉપજાવવાની શક્તિ ન હોય તો આપણે સ્વરાજ્યનો ખ્યાલ જ છોડવો જોઇયે. લોકોની ઉપર આપણે અસર પાડી શકીયે છીયે એ શ્રદ્ધા ઉપરજ આપણી લડતનું આખું ચણતર છે. જો આપણે લોકોને શાંતિ જાળવવાનું ન શીખવી શકીયે તો આપણે કબૂલ કરવુંજ પડે કે આપણે સ્વરાજ મેળવવા લાયક નથી બન્યા. તેથી સર્વ સ્વયંસેવકોએ આ વાત ઉપર પૂરો ભાર મૂકવાની જરૂર છે.

શરાબી ભલે શરાબ ન છોડે, ખિતાબી ભલે ખિતાબને વળગી રહે, અમલદાર ભલે ઉદ્ધતાઇ વાપરે, સિપાહી ભલે આપણને મારે, તેમ છતાં આપણે મૂંગે મ્હોડે એ બધું સહન કરીયે, શાંતિ ન છોડીયે.

ત્યારે આપણે શું કરીયે ? માલેગાંવને સારૂ આપણે શું પ્રાય-

શ્ચિત કરીયે ? પ્રથમ તો માલેગાંવના ગુન્હેગારોને શોધી કહાડીયે ને તેઓને સમજાવીયે કે જેઓએ ગુન્હો કર્યો છે તેઓએ તે કબૂલ કરવો ને ઇરાદાપૂર્વક ફાંસીએ ચડવું. આપણે દરેકે આપણી જબાન ઉપર કાબૂ મેળવવો ને બીજાની પાસે મેળવાવવા આપણે તીખાં ભાષણો છોડવાં; દરેક પ્રસંગે સભાઓ કરવાની અને હડતાળો પાળવાની આદત છોડવી. સરકારના દોષોનો જ વિચાર કરવાને બદલે આપણા દોષો જોતાં—આપણી નબળાઇઓ તપાસતાં—શીખવું ને તે કહાડવાના ઉપાયો યોજવા. પંડિત અરજુનલાલ સેઠી પકડાયા. લોકોનાં ટોળાં એકઠાં થયાં ને ધાંધલ મચાવી. આને હું નામર્દાઇનું લક્ષણ ગણું છું. તેઓ જેલમાં જવા માગતા નથી: તેઓ સેઠીજીને જેલમાં જવા દેવા ઇચ્છતા નથી; તેથી જ્યારે જ્યારે કોઈ પકડાય ત્યારે માત્ર ધાંધલ કરી મૂકવામાંજ તેઓ મહત્વ સમજતા જણાય છે. જો સેઠીજીના જેલ જવાથી ખરેખર શૌર્ય ચઢયું હોય તો લોકો પોતાનું કર્તવ્ય વધારે સમજે, પોતાને કરવાનો અસહકાર પૂરો કરે ને સ્વરાજ મેળવીને બેસી જાય. પોતે દુર્વ્યસનો છોડે, પોતે પરદેશી કાપડ પહેરતા હોય તે ફેંકી દે, રેંટીયો ચલાવતા ન હોય તો ચલાવવાનું શરૂ કરી દે. સેઠીજી પકડાતાં જેઓએ ધાંધલ મચાવી તેમાંના કેટલા શરાબી હતા, કેટલા પરદેશી કપડાં પહેરનારા હતા, કેટલા રેંટીયા ચલાવનારા હતા એ જાણવા જેવું છે. બાપના જીવતાં જે પુત્ર બાપના સદ્ગુણોની નકલ ઓછી કરતો હોય તોપણ બાપ મર્યે તો સંપૂર્ણતાએ તેમ કરે તે સપૂત છે; નહિ કે જે ખૂબ રોકકળ કરી મૂકે અથવા ખૂબ ન્યાતવરા કરવામાં મચી જાય. ધાંધલ કરવાથી, સેઠીજીને ધાંધલથી છોડવવાથી, સ્વરાજ મળે તેમ નથી. તેથી તો સ્વરાજ મળતાં કંઇક ઢીલ જ થશે, પણ આપણું કર્તવ્ય કરવામાં આપણે વધારે તેજ બનશું તો સ્વરાજ વહેલું મળશે જ અને આપણે સેઠીજીને પણ આપણી વચ્ચે વહેલા પાછા વધાવવાની તાકાત મેળવીશું. એટલે

માલેગાંવનું એક પ્રાયશ્ચિત્ત તો એજ છે કે આપણે પોતે આપણા મનપર, આપણા ગુસ્સાપર વધારે કાબૂ મેળવી લેવો, આપણે વ્યસન છોડવાં અને રેંટીયો ચલાવતા ને કેવળ ખાદી પહેરતા થઇ જવું.

નવજીવન, તા. ૮ મે, ૧૯૨૧.

# ભરૂચ પરિષદ્નો ઠરાવ.

તા. ૩૧ મે, ૧૯૨૧ ના રોજ ભરૂચમાં મળેલી પાંચમી ગુજરાત રાજકીય પરિષદ્ આગળ નીચેનો અહિંસાનો ઠરાવ રજૂ કરતાં મહાત્મા ગાંધીજી નીચે પ્રમાણે બોલ્યા હતા:--

ઠરાવ.

વિચાર, વાણી અને વર્તન વિષે અહિંસાવ્રતનું પૂરેપૂરૂં પાલન એ અસહકારની પ્રવૃત્તિનું આવશ્યક અંગ અને સફળતાનું સાધન હોવાથી સરકારી અમલદારો તરફથી ગમે તેવી ઉશ્કેરણી કે સખ્તી કરવામાં આવે તે છતાં પૂરેપૂરી શાંતિ જાળવવા, કડવી ભાષા ન વાપરવા, એકાગ્રપણે કામ કરવા અને પ્રાન્તિક સમિતિના ફરમાન સિવાય હડતાળો ન પાડવા અને આગેવાનો પકડાય ત્યારે લેશમાત્ર પણ વિરોધ કે શોકનું પ્રદર્શન ન કરવા આ પરિષદ્ સર્વેને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

સખ્તીનાં અનેક પગલાં લેવાયા છતાં દેશના અનેક ભાગમાં એકંદરે જે શાન્તિ જળવાઈ છે તેને માટે આ પરિષદ્ પોતાનો સંતોષ જાહેર કરે છે, અને આના અપવાદ રૂપે માલેગાંવના ભયંકર અત્યાચારને વિષે દિલગીરી અને નાપસંદગી બતાવે છે.

## 'ઠંડી તાકાત' જોઇએ છે.

આપણે આગળ વધતા જઇશું તેમ આપણે સરકારને વિનંતિ કરવાની નહિ હોય પણ આપણને પોતાને વિનંતિ કરવાની હશે. તેમાં આપણે કાચા નીવડીશું તો આપણો સ્વરાજ્યનો રોટલો કાચો રહેશે અને આપણે પાકા હોઈશું તો સ્વરાજ્યનો રોટલો પાકો થશે. પૈસા, રેંટીયા અને સભાસદો તો આપણે આંખે જોઇ શકીએ પણ શાંતિ તો દિલમાં રાખી શકાય. તે આંખે જોવાની વસ્તુ નથી. આપણને જીવવાને જેમ શ્વાસની જરૂર છે તેવી જ જરૂર આ લડત માટે શાંતિની છે એ વાત હિન્દુસ્તાને સમજી લેવી જોઇએ. આપણે પત્થરમાં છે તેવી, પાટુ મારે તોયે શાંત રહે એવી શાંતિ નથી જોઇતી; આપણે જાનવરના જેવી, કૂતરાંના જેવી કે કોઇ મારે એટલે ભસવા માંડીએ નહિ તો કરડવા દોડીએ, એવી શાંતિ નથી જોઈતી. આપણે તો સરદાર લછમનસિંગ અને દલીપસિંગે બતાવી આપી તેવી શાંતિ જોઇએ છે. ભાઈ શૌકતઅલીના શબ્દોમાં કહું તો આપણને ઠંડી તાકાતની જરૂર છે. એ નથી મેળવી ત્યાં સુધી આપણે સ્વરાજ્યને માટે લાયક નહિ ગણાઇએ. હવાઈ જહાજોને બળે સ્વરાજ્ય લેવા ઇચ્છશું તો તેસો વર્ષે પણ નહિ મળે. માલેગાંવના કિસ્સાથી સ્વરાજ્યનો કાંટો પાછો ઠેલાયો. એથી આપણે સ્વરાજ્ય ખોઇ બેસવાના નથી એ સાચું, પણ તેથી આપણે પાછા તો ઠેલાયા જ.સરકાર શાંતિ રાખે ત્યારે શાતિ રાખવી એ આપણી શરત નથી. એ તો સરકાર સાથે સહકાર થયો. આપણે તો શાંતિમય અસહકાર કરવા બેઠા છીએ. સરકારના ગોળીબાર કે માથાપર એરોપ્લેઇનમાંથી દારૂગોળા છૂટે ત્યારે પણ શાંત બેસીને આપણું કામ ચલાવ્યે જ જઇએ અને કલેક્ટરને મારવા ન દોડીએ, પોસ્ટઑાફિસ ન બાળીએ ત્યારે જ સાચી શાંતિ કહેવાય. એ શાંતિ મેળવી લીધી હશે ત્યારે આપણને આ સરકાર જાય તો પડાણ આવશે એવી બીક

નહિ લાગે. આપણામાં જ્યાં સુધી શાંતિની તાકાત હશે ત્યાં સુધી આપણને કોઇ નથી જીતી જવાના.

આપણે શીખી લેવાનો એક પાઠ આ શાંતિનો અને બીજો પાઠ હિન્દુ મુસલમાનના ઐક્યનો છે. આપણે આપસમાં લડયાં કરીશું તો એમાં જ આપણી લડત ખતમ થઇ જવાની. આપણે તો શૌર્યની હિમ્મત જોઈએ છે, નામર્દાઇની નહિ. આપણે હિમ્મતની શાંતિ જોઇએ છે. એવી શાંતિ મ્હારા જેવો અશક્ત તેમ જ જે મ્હારા જેવા પાંચને ખીસામાં રાખી શકે એવો છે તે બંને રાખી શકે છે. હું ન્હાનો દશ બાર વર્ષનો હતો ત્યારે ભૂતથી ડરતો. તે વખતે મારી દાઇ રંભાએ મને કહેલું કે છોકરા, ભૂત આવે ત્યારે રામનું નામ લેવું. એમ હું 'રામરક્ષા' નો પાઠ કરતો અને ભૂતપલીતને ઓરડામાંથી કાઢી શકતો. હિન્દુસ્તાનમાં જે શાંતિ જોઇએ છે તે પેલા પ્રાણ જતાં પણ શયદો ન કબૂલ રાખનારા આરબ છોકરાના જેવી, પ્રલ્હાદના જેવી શાંતિ છે. મુસલમાનોને હું કહેતો આવ્યો છું કે તમે તે આરબ છોકરા તરફ નજર રાખો અને હિન્દુઓને કહેતો આવ્યો છું કે તમે પ્રલ્હાદ તરફ નજર રાખો અને તેમના જેવી શાંતિ, ધીરજ અને હિંમત કેળવો.

માલેગાંવને ઠરાવમાં મૂકયું છે તેનું કારણ એ કે એને આપણે ભૂલી જવાનું છે અને લછમનસિંગની શાંતિને–તેમના આત્મબલિદાનને–યાદ રાખવાનું છે. આવી શાંતિ કેળવવાને સારૂ તમે અહીં હાથ ઉંચા કરશો એનો અર્થ એ થશે કે આજથી તમે માણસનો ડર છોડયો છે અને એક ખુદાનો જ ડર રાખતા થયા છો. જ્યાં સુધી આપણે માણસ માત્રનો ડર છોડી ખુદાથી ડરતા થયા નથી ત્યાં સુધી જગત આપણને ડરાવી રહ્યું છે અને ડરાવશે. એ તાકાત

ગુજરાતની મારફતે હિંદુસ્તાનને આપવાની છે. ગુજરાતની મારફતે તો સરકારનો વેરો બંધ કરવાનું કામ કરવાનું છે. પણ તે કામ આપણામાં શાંતિની તાકાત આવે ત્યારે જ થઈ શકે. પ્રભુ બધા ભાઈઓને એ તાકાત આપો.

# દયાધર્મ.

તા. ૧૫-૧૧-૨૧ ના રોજ અમદાવાદ ખાતે શ્રીમદ્ રાજચંદ્ર જયંતિ ઉજવવામાં આવી તે પ્રસંગે પ્રમુખસ્થાનેથી મહાત્મા ગાંધીજીનું નીચેનું **મનનીય પ્રવચન થયું હતું:—**

## દયાધર્મનો પ્રથમ પાઠ.

ભાઇઓ અને બ્હેનો,

આ પ્રસંગે હું એક સ્મરણ કરાવવા ઇચ્છું છું. એ પ્રસંગ તમે કદાચ ભૂલી ગયાં હશો, પણ હું ભૂલી નથી ગયો. મારા વિલાયતથી આવ્યા પછી આપણે અમદાવાદમાં આ જયંતિ ઉજવવ પ્રેમાભાઇ હૉલમાં મળ્યા હતા. ત્યાં મેં કહ્યું હતું કે જેની પૂજાને અર્થે આપણે એકઠા થયા છીએ તેની પૂજા અવાજ કર્યા કરશું તો નહિ થાય; ઉલટા આપણે તેમને વગોવીશું. પછી ઘણી મુસીબતે થોડી વાર શાંતિ મેળવી ને જાળવી શકાઇ. ત્યાર પછી તો સાબરમતીનાં પાણી વહી ગયાં. આપણને પણ અનેક મીઠા કડવા અનુભવો મળી ગયા. સભામાં શાંતિ જાળવવાનો નિયમ આપણે કંઇક અંશે શીખ્યા. સભામાં વખતસર આવીએ ને આવ્યા પછી પોતાની

જગ્યા છોડીએ નહિ એ સભ્યતાનો સાદામાં સાદો નિયમ છે આ-
જના વિષયને અનુસરીને કહેવા બેસું તો એ નિયમ દયાધર્મનો
પ્રથમ પાઠ છે.

## રાક્ષસી પ્રવૃત્તિ.

આપણે પોતે અગવડ ભોગવી લઇએ, કે જેથી બીજાની
સગવડ સચવાય. આપણને જે ઘડીએ જે ઇચ્છા થઇ તેનો તરત જ
અમલ કરી દેવો, તેની અસર દુનિયા ઉપર શી થશે તેનો વિચાર
ન કરવો એ સંયમ નહિ કહેવાય. તે સ્વચ્છંદ છે. તે દૈવી પ્રવૃત્તિ
નથી, પણ રાક્ષસી પ્રવૃત્તિ છે. જ્યાં અવ્યવસ્થા એ જ વ્યવસ્થા હોય
તે રાક્ષસી પ્રવૃત્તિ. જ્યાં અવાજો જ થયાં કરતા હોય, કોઇની
મર્યાદા ન હોય તે રાક્ષસી પ્રવૃત્તિ. કોઇ એવું વિશેષ ચિહ્ન નહિ
બતાવી શકાય, કે જે જોઇએ તો રાક્ષસી પ્રવૃત્તિને ઝટ ઓળખી
લઇએ. દરેક પ્રવૃત્તિ હમેશાં મિશ્રિત હોય છે. જ્યાં હૃદયમાં મોટે
ભાગે અશાંતિ પ્રવર્તતી હોય, જ્યાં અશાંતિની જ મૂર્તિ ખડી થતી
હોય તેવી પ્રવૃત્તિને રાક્ષસી પ્રવૃત્તિ કહીએ.

## ‘રાક્ષસી’ શબ્દ.

આજકાલ ‘રાક્ષસી’ શબ્દના ઉપયોગમાં મારો નંબર પહેલો
આવે તેમ છે. એ શબ્દ મને વાપરવો ગમે છે એમ નથી. બધી
દુનિયા ભલે તેમ માની લે, મારો પોતાનો આત્મા સાક્ષી પૂરે છે કે એ
શબ્દના મારા ઉપયોગમાં દયા સિવાય બીજું કંઇ જ નથી. તેમાં
દ્વેષ નથી, તેમાં રોષ નથી. હું વસ્તુને જે પ્રકારે જોઈ રહ્યો છું
તે જ પ્રકારે તેને ચિતરી રહ્યો છું. તેમાં હું દયાધર્મ પાળી રહ્યો
છું. દયાધર્મના ચિંતનને અર્થે આજનો પ્રસંગ બેવડો વધાવી લેવા
યોગ્ય છે.

## ભક્ત ને ટીકાકાર.

જે પુરૂષના સ્મરણુ અર્થે આપણે અહીં આવ્યા છીએ તેના આપણે પૂજારીઓ છીએ. હું તેનો પૂજારી છું. ટીકાકાર કોઇ દિવસ પૂજારી ન હોઇ શકે. તેથી જેનામાં ટીકા છે તેમને આવવાનો આ પ્રસંગ નથી. ટીકાકાર પણુ નમ્ર બનીને ભલે આવે, પણુ પોતાની શંકાને પોષવાનો તેનો ઇરાદો હોય તો. સભ્યતાનો નિયમ સૂચવે છે કે આજે તેનું અહીં કામ નથી. જગત્માં સૌને સ્વતંત્રતા હોવી જોઇએ. ટીકાકારને જગત્માં આશ્રય સારૂ સ્થાન હોવું જોઇએ એ ખરૂં, પણુ ભક્તને-પૂજારીને પણુ એવું સ્થાન જગત્માં હોવું જોઇએ, કે જ્યાં તે ટીકાકારથી રહિત પોતાનું કાર્ય આટોપી શકે. એટલે આજે તો કવિશ્રીને વિષે જેમને પ્રેમ છે, તેવા તેમના ભક્તો જ અહીં આવ્યા છીએ એમ હું માની લઇશ. તેવા શ્રદ્ધાન્વિત હોય તેમને જ આજે હું કહેવા ઇચ્છું છું, કે આજનો પ્રસંગ બેવડો વધાવવા યોગ્ય છે.

## અસહકારનું મૂળ—દયા.

જેમનું પુણ્યસ્મરણુ કરવા આપણે આવ્યા છીએ તે દયાધર્મ-ની મૂર્તિ હતા. તેમણે દયાધર્મને જાણ્યો હતો ને પોતાના જીવનમાં કેળવ્યો હતો. અત્યારે હિન્દુસ્તાનમાં જે કામ આપણે કરી રહ્યા છીએ તેમાં પણુ દયાધર્મ જ રહેલો છે. એ કામ આપણે રોષથી નથી કરતા. વસ્તુસ્થિતિ એવી આવી પડેલી છે કે આપણુને રોષનાં જબરાં કારણો મળેલાં છે, આપણે અત્યંત દૂભાયા છીએ. તે વખતે પણુ એ વિચાર આપણુામાં રહ્યો છે કે દૂભવનાર સાથે આપણે કેમ વર્તવું, કે જેથી તેમને આપણે સામા ન દૂભવીએ, આપણે કઇ રીતે તેમનું પણુ સારૂં કરી શકીએ. અસહકારનું મૂળ દયામાં રહેલું છે, રોષમાં નથી. રખે આપણે પોતે ભૂલતા હોઇએ એમ ધારીને આપણે રોષ કરતા નથી. તેનાથી જાતે જ ભાગીએ છીએ.

## દયાધર્મમાં આઘાત.

એમ ભાગવાથી ગંભીર પરિણામ જરૂર થાય છે. એથી જે પુરુષો સાથે કે સંસ્થા સાથે આપણે અસહકાર કરીએ છીએ તે સંસ્થા ચલાવનાર પુરુષોને આઘાત તો જરૂર પહોંચે છે. પણ દયાધર્મનો અર્થ કોઈ સ્થળે આઘાત કરવો જ નહિ એવો નથી. કવિશ્રી પાસેથી હું દયાધર્મ શીખ્યો નથી. આપણા પોતાના સત્કાર્યથી, કર્તવ્યપાલનથી બીજાને દુઃખ થતું હોય તો તે વ્હોરીને પણ સત્કાર્ય કરવું એમાં જ ખરો દયાધર્મ છે.

## નિકટ સંબંધ.

રાયચંદભાઇ સાથેનો મારો પ્રસંગ એક જ દિવસનો ન હતો. ૧૮૯૧ ના જૂનની આખરે મુંબઈમાં ઉતરીને હું પહેલવહેલો જે ઘરમાં ગયેલો તે મને બરોબર યાદ છે. ડૉ. મહેતાએ ને ભાઇ રેવાશંકર જગજીવને મારી તેમની સાથે ઓળખાણ કરાવી ત્યારથી એમના મરણાંત સુધી અમારો સંબંધ નિકટમાં નિકટનો રહ્યો હતો.

## આઘાતની શરતો.

ઘણી વાર કહી ને લખી ગયો છું કે મેં ઘણાનાં જીવનમાંથી ઘણું લીધું છે. પણ સૌથી વધારે કોઇના જીવનમાંથી મેં ગ્રહણ કર્યું હોય તો તે કવિશ્રીના જીવનમાંથી છે. દયાધર્મ પણ હું તેમના જીવનમાંથી શીખ્યો છું. એવું એક પણ કાર્ય નહિ હોઇ શકે કે જેમાં કોઈને જ આઘાત પહોંચતો ન હોય. પણ આ આઘાત દયાથી થએલો હોવો જોઇએ. આ આઘાતની બે શરતો છે:

૧. સામાને આઘાત પહોંચે તેના કરતાં આપણને વધારે પહોંચે તો જ આપણે તેવું કાર્ય કરીએ.

૨. આપણો હેતુ શુભમાં શુભ હોય, તેમાં સામાનું કલ્યાણ જ આપણા મનમાં હોવું જોઇએ.

## વ્યસની પુત્રનું દૃષ્ટાન્ત.

આપણે માની લઇએ કે મારો દીકરો દારૂ પીએ છે, બીડી પીએ છે, વ્યભિચારી છે. તે મારી પાસે પૈસા માગે છે. આજ સુધી તો તેણે માગ્યા તેમ મેં આપ્યા, કારણ હું આંધળો બાપ હતો. હું રાયચંદભાઇના પ્રસંગથી શીખ્યો કે મારે પોતાને તો દારૂ—બીડી ન જ પીવાં જોઇએ, વ્યભિચાર ન જ કરવો જોઇએ, પણ બીજાનેયે તેમાંથી ઉગારી લેવા જોઇએ. એટલે મારો ધર્મ છે કે હું મારા દીકરાને પૈસા ન આપું. તેના હાથમાં દારૂની પ્યાલી જોઉં તો મારે તે ઝુંટવી લેવી જોઇએ. મને ખબર પડે કે તે અમુક પેટીમાં દારૂ રાખે છે તો મારે તે પેટી બાળી નાંખવી જોઇએ. બાટલી દેખું તો મારે તે ફોડી નાંખવી જોઇએ. એમ કરવાથી છોકરાને તો જરૂર આઘાત પહોંચશે. મને એ ક્રૂર બાપ માનશે. દયાધર્મ સમજનાર બાપ પુત્રને આઘાત પહોંચ તેથી ડરતો નથી, પુત્રના શાપથી ગભરાતો નથી. દયાધર્મ–પરોપકારધર્મ–તો એવા પ્રસંગમાં સૂચવે છે કે તેના હાથમાંથી દારૂની બાટલી છીનવી લેવી. બળાત્કાર કરીને તેના હાથમાંથી હું તે પડાવી ન લઉં, પણ મને ખબર પડે કે ઘરમાં અમુક ઠેકાણે તે દારૂ રાખે છે તો ત્યાંથી લઇને હું તેને જરૂર ફોડી નાંખું.

સામાને આઘાત થતો હોય છતાં આપણે ઘણાં કામ કરવાં પડે છે. રાયચંદભાઇએ મારી પાસે ને બીજા કેટલાયની પાસે એવાં ઘણાં કામ કરાવ્યાં છે કે જેથી મને ને તે લોકોને આઘાત પહોંચે. પણ તેઓ મારી પાસે તેવાં કામ કરાવે જ.

## દયાધર્મનું માપ.

સામાન્ય વસ્તુમાં કોઇને નકામા ન દૂભવીએ, દયાધર્મનું નામ લઈ બીજાને નાની વાતમાં પણ ટોકવા ન બેસી જઇએ, એ દયા-

ધર્મનું સરસમાં સરસ માપ રાયચંદભાઇએ મૂકી દીધું છે. આ સામાન્ય માપ સમજીએ તો પૂરી સમજણ પડતી ન હોય તેવું ઘણું આપણે લોકલજ્જાએ જ કરી લઇએ. ખાદી શા માટે પહેરવી એ હું સમજી શકતો ન હોઉં, ઝીણી મલમલ મને ગમતી હોય તોપણ જે સમાજમાં હું રહું છું તે બધા ખાદી પહેરે છે ને ખાદી પહેરવામાં કંઇ ખોટું કે અધર્મ નથી. સમાજમાં જે થાય છે તે હું કરૂં. આવો સરળ ન્યાય રાયચંદભાઇએ મને શીખવ્યો.

મુંબઈમાં એક વાર અમે દયાધર્મની વાતો કરતા હતા. ચામડું વાપરવું જોઇએ કે નહિ તેનો વિચાર ચાલતો હતો. અમો બન્નેએ છેવટે માની લીધું કે ચામડા વિના તો ન જ ચલાવી શકાય. ખેતી જેવા ઉદ્યોગ તો ચાલવા જ જોઈએ; પણ કંઈ નહિ તો ચામડું માથે તો ન જ પહેરીએ. હું તો મૂળથીજ જરા શકરો રહ્યો. મેં પૂછયું કે તેમને માથે ટોપીમાં શું છે? એ પોતે તો આત્મચિંતનમાં લીન રહેનારા હતા. પોતે શું પહેરે છે, શું ઓઢે છે એના વિચાર કરવા બેસતા નહિ. માથે ટોપીમાં ચામડું છે એ તેમણે જોએલું નહિ. પણ મેં બતાવ્યું કે તરત તેમણે ટોપીમાંથી ચામડું તોડી કાઢયું. મને કંઈ એમ નથી લાગતું કે મારી દલીલ એટલી સજ્જડ હતી કે તેમને સોંસરી ઉતરી ગઇ, તેમણે તો દલીલ જ કરી નહિ. તેમણે વિચાર્યું કે આનો હેતુ સારો છે, મારી તરફ પૂજ્યભાવ રાખે છે, તેની સાથે ચર્ચા શું કરૂં? તેમણે તો તરત ચામડું ઉતારી નાંખ્યું; ને ફરી પાછું કદિ ચામડું પહેર્યું નહિ હોય એમ માનું છું. પણ કોઈ જો આજે એમ કહેતો આવે કે ત્યાર પછી તેણે તેમને ચામડાવાળી ટોપી પહેરતા જોયા હતા તો પણ મને તેમાં આઘાત ન પહોંચે. હું ફરીથી તેમની પાસે પહોંચું તો તે ફરીથી તરત જ ચામડું ઉતરડી નાંખે. તેમનું એમાં ચિત્ત ન હોય એટલે રહી ગયું હોય.

## મહાપુરૂષનું મહત્ત્વ.

એમાં જ મહાપુરૂષનું મહત્ત્વ છે, તેનામાં મિથ્યાભિમાન નથી હોતું એમ એ બતાવે છે. બાળક પાસેથી પણ તે શીખી લેવાને તૈયાર હોય છે. મોટા માણસો નાની બાબતોમાં મતભેદ ન રાખે. નાની નાની બાબતોમાં જે દયાધર્મને બ્હાને મતભેદ રાખ્યાં કરે, આત્મનાદની વાતો કરવા બેસે તેને હું કહું છું કે આત્માનો નાદ છે જ નહિ, અથવા તો પશુની જેમ તેનો આત્મા સૂતેલો છે. મનુષ્યોમાં ઘણોખરો તો આત્મા ઉંઘતો જ હોય છે. મનુષ્યમાં ને પશુમાં ભેદ એટલો છે કે મનુષ્યનો આત્મા પૂરેપૂરો જાગી શકે છે. જો આપણે નવાણું પ્રસંગોમાં દુનિયા સાથે ચાલતા હોઇએ તો એક પ્રસંગમાં તેને કહી શકીએ કે આ તમે ઠીક નથી કરતા. જન્મ્યો ત્યારથી દુનિયા સાથે જે વેર બાંધીને બેસે છે તે પ્રેમ બતાવી કેમ શકે ?

ઘણા પ્રસંગોમાં તો આપણે જડ હોઇએ તેમજ વર્તવું જોઇએ. શુદ્ધ જડમાં ને ચૈતન્યમાં નહિ જેવો જ ભેદ છે. જગત્ બધું જડ રૂપે જ દેખાય છે, આત્મા તો કોઈક વાર જ પ્રકાશે છે. અલૌકિક પુરૂષનો એવો વ્યવહાર હોય છે. એવો વ્યવહાર રાયચંદભાઇનો હતો એવું મેં જોયું છે.

## અસહકારનું સૌથી સુંદર પરિણામ.

તેઓ જો આજે જીવતા હોત તો અત્યારે ચાલી રહેલી પ્રવૃત્તિને તેમણે આશિર્વાદ જ આપ્યો હોત. આ વસ્તુમાં ધર્મ છે. જેના આત્મામાં દયાધર્મ વસે છે તેનાથી આમાં પડ્યા વિના રહેવાય જ નહિ. આમાંથી રાજપ્રકરણી, આર્થિક, ઇ. પરિણામો ભારે સુંદર આવવાનાં તે તો છે જ, પણ સૌથી સુંદર પરિણામ તો એ આવશે કે આ પ્રવૃત્તિથી ઘણા ઉગરી જશે; ઘણા મોક્ષને લાયક

થઇ જશે. જો વરસને અંતે એવો અનુભવ ન થાય તો મને જીવવું વિષમ થઇ પડે.

## કવિશ્રીનો દયાધર્મ.

આજકાલ મને શીખવવા નીકળનારાઓનો પાર નથી. કોઈ મને ગીતા શીખવવા આવે છે કે ગીતામાં કહ્યું છે કે આતતાયીને હણવામાં પાપ નથી. હું જાણું છું કે એ પાખંડ છે, તેમાં જરાયે દયાધર્મ નથી. ખૂન કરનાર ઉપર પણ પ્રેમ કરવો એ દયાધર્મ મને કવિશ્રીએ શીખવ્યો છે, એ ધર્મનું મેં તેમની પાસેથી કુંડાં ભરીને પાન કર્યું છે.

## કળિકાળ.

તેઓ ઘણી વાર કહેતા કે ચોપાસથી કોઇ બરછીઓ ભોંકે તે સહી શકું, પણ જગતમાં જે જૂઠ, પાખંડ, અત્યાચાર ચાલી રહ્યાં છે, ધર્મને નામે જે અધર્મ વર્તી રહ્યા છે, તેની બરછી સહન થઇ શકતી નથી. અત્યાચારોથી ઉકળી રહેલા તેમને ઉકળી જતા મેં ઘણી વાર જોયા છે. તેમને આખું જગત્ પોતાના સગા જેવું હતું. આપણા ભાઇ કે બ્હેનને મરતાં જોઇ જે કલેશ આપણને થાય છે તેટલો કલેશ તેમને જગત્માં દુ:ખને, મરણને જોઇને થતો. કોઈ કહે, તેઓ તેમને પાપે દુ:ખ પામતા હોય. પણ તેમને પાપ કરવું શું કામ પડયું ? જ્યારે પુણ્યને સરળ માર્ગ મળતો નથી, પણ મોટી ખીણો ને પર્વતો ઓળંગવા પડે છે ત્યારે આપણે તેને કળિકાળ કહીએ છીએ. તે વખતે જગત્માં પુણ્ય બહુ જોવામાં આવતું નથી. ઠેકાણે ઠેકાણે પાપ દેખાય છે. પાપ પુણ્યને નામે ચાલ્યાં કરે છે. તેવી સ્થિતિમાં દયાધર્મનું પાલન કરવા ઇચ્છીએ તો આપણો આત્મા કલેશથી ઉભરાઈ જવો જોઇએ. એમ લાગવું જોઇએ કે આવી સ્થિતિમાં જીવવું તે કરતાં દેહ જર્જરિત થઇ જાય, પડી જાય તે વધારે સારૂં.

## દયાધર્મની નિશાની.

રાયચંદભાઇનો દેહ એટલી નાની ઉમ્મરે પડી ગયો તેનું કારણ મને એ જ લાગે છે. તેમને દરદ હતું એ ખરૂં, પણ જગતના તાપનું જે દરદ તેમને હતું તે અસહ્ય હતું. પેલું શારીરિક દરદ તો જો એકલું હોત તો જરૂર તેઓ તેને જીતી શક્યા હોત. પણ તેમને થયું કે આવા વિષમ કાળમાં આત્મદર્શન કેમ થઇ શકે? દયાધર્મની એ નિશાની છે.

## ઉત્પત્તિ ક્રૂર ધર્મ છે.

દયાધર્મની પરિસીમા માંકડને નહિ મારવામાં નથી. માંકડને ન મરાય એ ખરૂં છે, પણ માંકડને ઉત્પન્ન પણ ન કરાય. જેટલું ઘાતકીપણું મારવામાં છે તેથી વધારે ઘાતકીપણું ઉત્પન્ન કરવામાં છે. શૂન્ય બની જવું એ મોક્ષની કલ્પના છે. પાંચ તત્ત્વોનું જગત્ બનેલું છે, તે બધાં શૂન્ય થઇ જાય—જો કે આવું બનવું શકય નથી ભાસતું—પણ કદાચ આખા જગતનો એકી વખતે આવો મોક્ષ થઇ જાય તોપણ તે અનિષ્ટ તો નથી જ. જગતમાં હજુ તો અનેક જીવો મૂઢ યોનિમાં પડેલા છે. તે બધા એકી સાથે મોક્ષ પામવાની દશામાં કોઇ કાળે આવે એ અશકય જેવું છે, પણ શકય હોય તોયે તેમાં કોઇને ખોવાપણું નથી. આપણે એટલું તો સમજી શકીએ કે આપણે ઉત્પત્તિ કરવી એ દયાધર્મ નથી, ક્રૂર ધર્મ છે. તેમાં મદ છે, મોહ છે, અભિમાન છે. પેદા કરવામાં પાપ છે.

માંકડને આપણે બધા પેદા કરીએ છીએ. શ્રાવકો પેદા કરે છે, હું વૈષ્ણવ પણ પેદા કરૂં છું. આપણે શૌચાચાર જાણતા નથી. પરિગ્રહ વધારતી વખતે આપણે વિચાર કરતા નથી અને પરિગ્રહથી ઉત્પત્તિ સિવાય બીજું શું થાય?

## જંતુ અને મનુષ્ય.

માંકડ, મચ્છર, વગેરે સૂક્ષ્મ જંતુઓને નહિ મારવામાં દયા ધર્મ છે જ. પણ તેથી વધારે દયાધર્મ એ છે કે આપણાથી માણુસને ન મરાય. માણુસને મારવો ને માંકડને મારવો એની વચ્ચે પસંદગી કરવી પડે એવા પ્રસંગ આવે ત્યારે કોને મારવો? માણુસને મારીને માંકડને ઉગારવો એ ધર્મ હોય એવો પ્રસંગ પણ આવવો શકય હોય છે. માંકડને મારીને માણુસને ઉગારવો એ ધર્મ હોય એવો પ્રસંગ પણ શકય છે. હું તો એ બન્ને જાતના પ્રસંગમાંથી ઉગરી જવાનો માર્ગ કહું છું. તે દયાધર્મ છે.

## પતિતનો અને પુણ્યવાનનો ધર્મ.

કવિશ્રી કહેતા કે 'જૈનધર્મ જો શ્રાવકોના હાથમાં ન ગયો હોત તો એનાં તત્વો જોઇને જગત ચકિત થાત. વાણીઆઓ તો જૈન ધર્મતત્વોને વગોવી રહ્યા છે. તેઓ કીડીઆરાં પૂરે છે, પટકું મ્હોમાં જાય તો તેમને દુઃખ થાય છે, એવા ઝીણા ઝીણા ધર્મ તેઓ પાળે છે. તેમની એ ઝીણવટ તેમને મુબારક હો; પણ જે એમ જાણે છે કે એમાં જ જૈનધર્મની પરિસીમા છે તેઓ તો ધર્મની નીચામાં નીચી શ્રેણીએજ છે. એટલો ધર્મ તો પતિતનો છે. એ ધર્મ પુણ્યવાનનો નથી.' આથી ઘણા શ્રાવકો કહે છે કે રાજચંદ્રને ધર્મનું ભાન ન હતું, તે દંભી હતા, અહંકારી હતા. હું પોતે તો જાણું છું દંભ—અહંકારનું તેમનામાં નામ ન હતું.

## અહિંસાનો જન્મ.

માંકડ વિ૦ જંતુઓને નહિ મારવામાં દયાધર્મ સમાપ્ત નથી થતો—જો કે તેમને મારવાં તો ન જ જોઇએ. પણ એ તો પહેલું

પગથિયું છે. કોઈ જમાનામાં એવી માન્યતા નીકળી કેહશે મનુષ્યને નિભાવવા ખાતર કોઈ પણ જંતુને મારવામાં પાપ નથી, ત્યારે કોઈ સાધુ ઉભો થયો હશે અને જંતુઓના રક્ષણ ઉપર વધારે ભાર આપ્યો હશે. એ સાધુએ કહ્યું હશે, કે ' રે મૂરખા, ક્ષણિક દેહની ખાતર જંતુઓનો નાશ ન કર. તારા મનમાં એટલી તાલાવેલી હોવી જોઇએ કે દેહ તો કાલે પડતો હોય તો ભલે આજે પડે.' આમાંથી ' અહિંસા ' નો જન્મ છે.

## દયાધર્મનો વિશાળ અર્થ.

પરંતુ જે માંકડને નથી મારતો પણ પોતાનાં સ્રીપુત્રને મારે છે તે જૈન નથી, તે હિંદુ નથી, તે વૈષ્ણવ નથી. તે શૂન્ય છે. આપણે કવિશ્રીની સ્મૃતિને દિવસે દયાધર્મનો સંકુચિત અર્થ છોડીને તેનો વિશાળમાં વિશાળ અર્થ લઇએ. એક પણ જીવને દૂભવવો, દુશ્મન માનવો, એ પાપ છે. જે એમ ઇચ્છે છે કે જનરલ ડાયરને ફાંસી દઇએ, સર માઇકલ ઓડવાયરને બળતા અંગારમાં નાંખવો જોઇએ.. તે નથી શ્રાવક, નથી વૈષ્ણવ, નથી હિંદુ. તે કંઇ જ નથી. અહિંસાનું રહસ્ય એજ છે કે ગુસ્સો રોકવો, આત્માની મલીનતા દૂર કરવી. જનરલ ડાયરની પરીક્ષા કરનાર હું કોણ ? હું જાણું છું કે હું રોષથી ભરેલો છું, કેટલાયનાં મનમાં મનમાં ખૂન કરતો હોઇશ. હું જનરલ ડાયરની પરીક્ષા કરનાર કોણ ? એટલે મેં નિશ્ચય કર્યો કે તલવારથી મને કોઇ મારે, પણ મારે તેને મારવો નહિ. એ દયાધર્મ છે, અસહકારની પ્રવૃત્તિનું રહસ્ય છે.

પણ જ્યારે હું બોલતો હોઉં છું ત્યારે દયાધર્મ શબ્દ વાપરતો નથી. આજે રાજચંદ્ર જયન્તિનો પ્રસંગ હોવાથી હું દયાધર્મની વાત કરૂં છું. હું જાણું છું કે આ પ્રવૃત્તિનું પરિણામ તો એજ છે ને પરિણામ એ હશે તો લોકો આપોઆપ જાણી લેશે જ.

## મોટું પાપ કયું ?

સર્પને મારવામાં પાપ છે તે કરતાં મનુષ્ય શરીરધારી સર્પ કે વાઘને મારવામાં વધારે પાપ છે. પશુવાઘને તો આપણે બીકને વશ થઇને મારીએ છીએ, રોષથી નથી મારતા. જો કોઇ ધર્મરાજા ખરેખર હોય ને તેના હાથમાં આપણાં પાપપુણ્યનો ન્યાય કરવાનો હોય તો તે વાઘને મારનારની દયા ખાઇને કદાચ તેને માફી આપશે. કારણ કે તેમાં તો માણસે પોતાનો પશુધર્મ પાળ્યો છે, એક પશુએ બીજા પશુને માર્યું છે. પણ મનુષ્યને મારવામાં તો રોષ હોય છે, અભિમાન હોય છે, દંભ હોય છે. ધર્મરાજા કહેશે, ' અરે મૂરખ, તેં મનુષ્યને માર્યો તેની પાછળ તો કેટલીયે ખટપટ, કેટલાંયે પાખંડ હોવાં જોઇએ. '

## વાણીઆનો વેપાર.

શ્રાવકોને ને બધાને હું કહું છું કે જીવદયાનો અર્થ કીડી મંકોડી આદિ સૂક્ષ્મ જંતુને ન મારવાં એટલો જ નથી. તેમનેયે મારવાં તો ન જ જોઇએ. પરંતુ મનુષ્યયોનિમાંના કોઇ જીવને પણ છેતરવાં ન જ જોઇએ. અને છતાં ઘણા વેપારીઓ બીજું શું કરે છે ? કોઇ શ્રાવક મારી પાસે તેના ચોપડા મૂકે તો હું તેને બતાવી દઉં કે એ શ્રાવક નથી. જે કપડાંનો આપણે વેપાર કરીએ એની ઉત્પત્તિ ક્યાંથી છે ? મેલમાંજ તેની ઉત્પત્તિ છે કે નહિ, તેની કાંજીમાં ચરબી છે કે નહિ એ વેપારીએ વિચારવું ઘટે. દામદુપટ લેવું તેને હરામ હોવું જોઇએ. એ શ્રાવકનો ધર્મ નથી. એક પૈસો, બે પૈસા મજૂરી ચઢાવો તે ઠીક, પણ આટલી બધી જંજાળ શી ? આટલો પાખંડ શો ? વ્યાજ તો એટલું બધું લેવાય છે કે સામો માણસ મરી જ જાય. હું જ્યાં જાઉં છું ત્યાં શ્રાવકો તેમજ વૈષ્ણવ બન્ને વાણીઆની સામે ફરિયાદો હોય છે. ઘણા ગોરાઓ મને મ્હેણું મારે છે કે તમારા જ લોકો કેટલું બધું વ્યાજ લે છે.

## વૈશ્ય ધર્મ.

આપણે નીચ વાણીઆ મટીને ક્ષત્રિય થવું જોઇએ. વૈસ્યધર્મ એટલે મજૂરી બિલકુલ નહિ, હળ નહિ, શૌર્ય નહિ, વિવેક નહિ એમ નથી. ખરો વૈશ્ય તો પોતાની ઉદારતામાં શૌર્ય—ક્ષત્રિયપણું—બતાવે, વેપારમાં વિવેક બતાવે, ને આપણાથી દારૂ ન વેચાય, માછલાં ન વેચાય, શુદ્ધ ખાદી જ વેચાય—એ વિવેક બતાવીને બ્રાહ્મણધર્મનું પણ પાલન કરે. બીજા બધા આપણે માટે મજૂરી કરે ને આપણે પડયા પડયા વ્યાજ ખાઇએ તો આપણે પતિત થઇએ. યજ્ઞ તરીકે પણ થોડી મજૂરી આપણે દરરોજ કરી લેવી જોઇએ.

પ્રધાનપણે તો વ્યાપાર એજ વાણીઆનો ધર્મ રહે, પણ રક્ષણ સારૂ મારે જો કાબૂલી કે પઠાણ રાખવો પડે તો તે કરતાં મારે—હું હિંદુ હોવા છતાં—મારી સ્ત્રી સાથે છૂટાછેડા જ કરી નાંખવા જોઇએ. પણ આજે ઘણા વાણીઆઓ શું કરે છે? તેઓએ સિપાઇઓ, ભૈયાઓ, પઠાણો રાખ્યા છે. એ પણ ભલે રાખો, મને તેની ઈર્ષા નથી; પણ તમારાં બૈરાંછોકરાંનું રક્ષણ કરવાની તાકાત ન હોય તો તમે જઇને મહુલીમાં બેસો, ને ત્યાં રહીને તમારા ધર્મને દીપાવો. વાણીઆનો ધર્મ જગતની રક્ષા સારૂ નીકળી પડવાનો નહિ રહે; જ્યાં દુ:ખી દેખશે ત્યાં ક્ષત્રિય તેનું રક્ષણ કરવા પહોંચી જશે.

રાયચંદભાઇના જીવનમાંથી મોટામાં મોટી વસ્તુ મેં એ જોઈ કે વણિક વણિક તો રહેજ. અત્યારે તો વણિક એ વણિક જ રહ્યો નથી. ખરો વણિક બનવા માટે મોટા પંડિત બનવાની કે ઝાઝાં થોથાંની જરૂર નથી. જે મેલો નહિ થાય, જે યમનિયમ પાળતો હશે, જે અધર્મ અસત્યથી દૂર રહેતો હશે, જેના હ્રદયમાં વ્યભિચારનો સ્પર્શ સરખો નહિ હોય, જેના હ્રદયમાં દયાધર્મ વસતો હશે તે 'કેવળી' બની શકે, તેને કેવળજ્ઞાન અપ્રાપ્ય નથી. તેથી હું તમને નથી કહેતો કે તમે સંસ્કૃત ભણો જ, ભગવતી સૂત્ર વાંચો જ. વાંચો કે ન વાંચો એ સંબંધે હું તટસ્થ છું.

## રાજચંદ્ર પુસ્તકાલય.

વઢવાણમાં જયંતિ ઉજવાઇ તે વખતે જ રાજચંદ્ર પુસ્તકાલય ખોલવું એવો સંકલ્પ કર્યો હતો. મકાન બાંધવાની તે વખતે વાત થઇ હતી. તે બાબતમાં મેં ભારે ઉત્સાહ બતાવ્યો નહતો. મેં કહ્યું હતું કે મકાન હશે પણ તેમાં આત્મા નહિ હોય તો મકાન તો એક ખંડેરું છે. આજે હવે ત્રણ વરસનો સંકલ્પ ફળે છે. બધા સંજોગો ભેગા થાય છે. આજે જિનવિજયજી જેવા લાયક પુરૂષ મળી ગયા છે. પુરાતત્ત્વમંદિરનું પુસ્તકાલય પણ જોડાઇ ગયું છે. તેનો લાભ જે કોઇ ત્યાં જવાની તસ્દી લેશે તેને છૂટથી મળશે.

## જીવનમાં ઉતારજો.

જે તમે સાંભળ્યું તે સાથે લઇ જજો ને જીવનમાં ઉતારજો. ટીકાયોગ્ય લાગે તેટલું તરત ત્યાગી દેજો, પણ ગ્રાહ્ય લાગ્યું હોય, જે તમારા કર્ણને, હૃદયને પ્રિય લાગ્યું હોય–તેનો તો આજથીજ અમલ શરૂ કરી દેજો.

# વડી ચાવી.

तापत्रिविध प्रेमआप दूर ही करे। *

—તુલસીદાસ.

મોટી સંસ્થાઓમાં કોટડીઓને સારૂ એક ચાવી હોય છે, તે બધા દરવાજાને લાગૂ પડે છે. તે તે દરવાજાની ચાવી તો તેને જ સારૂ કામની હોય છે, પણ એક અધિકારીની પાસે બધે લાગૂ પડે એવી ચાવી રહે છે. તેને અંગ્રેજીમાં 'માસ્ટર કી' કહે છે. તેનો તરજુમો 'વડી ચાવી' મેં આ લેખને મથાળે મૂકેલ છે.

કાઉન્સિલના બહિષ્કારથી કાઉન્સિલમાં જનારા અટકે, નિશાળોથી નિશાળિયા ને અદાલતોથી લડનારા અટકે અને એ બધામાં પૂરી અસર ન પહોંચે ત્યારે તે પગલાંનાં પરિણામો વિષે શંકાઓ ઉઠે.

પણ બધાની વડી ચાવી—સર્વોપરિ માત્રા—પ્રેમમાં રહેલી છે.

---

* પ્રેમ રૂપી જલ જ ત્રિવિધ તાપને દૂર કરનારૂં છે.

જે અસહકારમાં પ્રેમ નથી તે રાક્ષસી છે; જેમાં પ્રેમ છે તે ઇશ્વરી છે. પેગંબર સાહેબે મક્કાના આરબોની સાથે તેર વર્ષ અસહકાર કર્યો તે પ્રેમને વશ થઇને. મક્કાના આરબોની આંખો તેમણે પ્રેમથી ઉઘાડી. મીરાંએ કુંભારાણાની સાથે અસહકાર કર્યો તે કંઇ દ્વેષથી નહિ. કુંભારાણાની શિક્ષાઓ એણે પ્રેમપૂર્વક સ્વીકારી. આપણા અસહકારનું મૂળ પણ પ્રેમમાં જ છે. તેના વિના બધું ખાલી છે. પ્રેમ વડી ચાવી છે એટલું જ નહિ, પણ એ જ એક ચાવી છે. નિશાળનો ત્યાગ કરનારા જો ત્યાગ ન કરનારાનો દ્વેષ કરે તો ત્યાગ કરનારાનો ત્યાગ શુષ્ક ગણાય. ધારાસભામાં જનારનો દ્વેષ કરીયે તો ધારાસભાનો આપણો ત્યાગ નકામો જાય. જેઓ આપણું ન માને તેને પ્રેમથી જીતવા એ ધાર્મિક વૃત્તિ: તેઓની ઉપર રોષ કરવો એ રાક્ષસી નાસ્તિક–વૃત્તિ.

આપણે શરમ સાથે કબૂલ કરવું જોઇયે કે આપણા ત્યાગમાં થોડેઘણે અંશે રોષ, ઝેર ઇ૦ રહ્યાં છે ને તેથી જ એ ત્યાગ પૂરો શોભ્યો નથી ને ફળ્યો પણ નથી. જેટલાં માણસોએ ત્યાગ કર્યો તે બધએ તે નહિ કરનારનો દ્વેષ ન કર્યો હત તો આપણી સ્થિતિ આજે ઘણી જ સરસ હોત ને આપણે સ્વરાજ સ્થાપવાની સ્થિતિમાં હોત.

એટલે મોટામાં મોટું આપણું કાર્ય પ્રેમનો વરસાદ વરસાવવાનું છે. પ્રેમ વરસાવવો એટલે ભળી જવું એમ નહિ. એ તો મોહ કહેવાય, એ તો સહીઆરૂં ગણાય. આપણો વિરોધ કરતા હોય તેમની ઉપર પણ પ્રેમ રાખવો, તેમને મૂરખ ન માનવા, તેમની સેવા કરવી, એ પ્રેમ છે. હિંદુ હિંદુની ઉપર પ્રેમ બતાવે તેમાં કંઇ નવાઇ ન હોય, પણ હિંદુ મુસલમાનની ઉપર તેટલો જ પ્રેમ રાખે, તેના રીતરિવાજો બરદાસ કરે એમાં ભલાઇ રહેલી છે. સહકારી સહકારીની સાથે ભળે તેમાં શી નવાઇ છે? પણ અસહકારી સહકારીની ઉપર, તીવ્ર મતભેદ છતાં, મહોબ્બત કરે, ધીરજ

રાખે, તેમાં વીરતા છે, તેમાં નમ્રતા છે. તેમને ઉતારી પાડવા, તેમનો તુચ્છકારી કહાડવા, તેમની હુરિયો કરવી તેમાં મોટાઇ નથી, પણ તેમને ત્યાં ઉઘાડે પગે જઇ તેમની સેવા કરવામાં મોટાઇ છે.

આ કામ આપણે યોગ્ય રીતે નથી કર્યું. મેં તેની ઉપર લખ્યું છે, કહ્યું છે. પણ જોઇતો હતો તેટલો ભાર નથી મૂકયો તેથી હું હવે પસ્તાઉં છું. મુંબઇના અનુભવે મારી આંખ ઉઘાડી છે. મુંબઇના અનુભવે મારી સહિષ્ણુતાનું છીછરાપણું મને બતાવ્યું છે. જ્યારે જ્યારે સહકારીઓની જાત પર શાબ્દિક હુમલા થયા છે ત્યારે ત્યારે જો હું કડક બન્યો હત તો અત્યારે આપણી ઉન્નતિ ઘણી વધારે થઇ હત. દરેક વેળાએ જ્યારે કોઇએ ટોપીઓ બળાત્કારે ઉતારી ત્યારે હું ખૂબ સામે થયો હત તો આજે પરિણામ ઘણું વધારે સારૂં આવ્યું હત. આવી મહાન લડાઈનું નાયકપણું ભોગવવું ને સંપૂર્ણતાએ જાગૃત ન રહેવું એ મહાપાપ છે એમ હું જાણું છું. આ લડતના નાયકમાં જો દીનપણું, મોળાશ, લાચારી હોય તો તેણે પોતાનો હોદ્દો છોડવો જોઇયે.

ભૂલ્યા ત્યાંથી હવે તો ફરી ગણીયે.

હવે આપણે સહકારી પ્રત્યે, પારસી ખ્રિસ્તી પ્રત્યે, અંગ્રેજો પ્રત્યે મનમાંથી રોષ કહાડી નાંખીયે. તેમને પણ ભાઇ ગણીયે. તેમનો બહિષ્કાર ન કરીયે. તેમનાં પાણી, હજામ વિ૦ ન રોકીયે. તેમને જમાડી જમીયે. તેમની સેવા કરી રીઝીયે. જો બધા ધર્મમાં રહેલો આ કાયદો આપણે સમજી શકીયે તો અને તો જ સ્વરાજ વહેલું ને સહેલું છે. તેથી જ્યાં જ્યાં કાયદાના સવિનય ભંગની તૈયારીઓ થઇ રહી છે ત્યાં ત્યાં તો આપણે પહેલું કામ એ કરવાનું રહ્યું છે કે સહકારી માત્રને મળી લેવું ને તેઓની સાથે મતભેદ છતાં મિત્રતા જાહેર કરવી.

નવજીવન, તા. ૪ ડીસેમ્બર, ૧૯૨૧.

# અહિંસા.

જે માણસ અહિંસાવ્રત પાળવાનો દાવો કરે તેનાથી પોતાનું અહિત કરનાર ઉપર ગુસ્સે ન થવાય. તે તેનું બૂરું ન ઇચ્છે, ભલું ઇચ્છે; તેને ગાળ ન દે કે તેના ઉપર હાથ ન ઉપાડે. સામેનો માણસ જે કંઈ ઈજા કરે તે પોતે સહન કરે. આમ અહિંસાવ્રત પાળનાર તદ્દન નિર્દોષ રહે. કોઇ પણ સજીવ વસ્તુ પ્રત્યે વેર ન હોય તેનું નામ શુદ્ધ અહિંસા. આથી જીવ જંતુ પશુ સુદ્ધાં પ્રાણી માત્રને અભયદાન મળે છે. આપણી હિંસકવૃત્તિ તૃપ્ત કરવાને પ્રાણીઓને પેદા કરવામાં નથી આવ્યાં. જો આપણે ઈશ્વરની લીલા કળી શકતા હોઇએ તો તો આ સૃષ્ટિમાં તેઓનું સ્થાન ક્યાં છે એ ઘણુંયે સમજાય. પ્રાણીમાત્ર વિષે શુભેચ્છા રાખવી એ અહિંસાનું સક્રિય રૂપ છે. તે શુદ્ધ પ્રેમ છે. હિંદુ ધર્મશાસ્ત્રો, બાઇબલ, કુરાન દરેકમાંથી મને એ જ મળે છે.

અહિંસા એ સંપૂર્ણ દશા છે. જાણ્યે અજાણ્યે પણ મનુષ્ય માત્ર સ્વભાવતઃ આ દિશામાં જ જાય છે. માણસ જ્યારે નિર્દોષતાની મૂર્તિરૂપ બને છે ત્યારે તે દેવ નથી થઈ જતો. ત્યારે જ તે ખરો મનુષ્ય બને છે. ચાલુ સામાન્ય દશામાં આપણે નરપશુ છીએ. ઢીંકા સામે ધોલ મારવી તેને આપણે અજ્ઞાનમાં અને ઘણી વાર તો અહંકારથી મનુષ્યજાતિનો ધર્મ ગણીએ છીએ અને તે માટે ગુસ્સાને પોષીએ છીએ, 'જૈસે કો તૈસા' એ આ લોકનો કાયદો છે એમ માની આપણી જાતને ફોસલાવીએ છીએ. પણ ખરી રીતે તો એવું વર્તન રાખવાની શાસ્ત્રે માત્ર છૂટ જ રાખી છે, એ ફરજરૂપ છે એવું કોઇ શાસ્ત્રમાં કહ્યું નથી. ધર્મ તો સંયમ પાળવાનો–સબરનો કહ્યો છે. વેર વાળવું એ સ્વચ્છંદ છે તેથી તેને માટે ઘણા પ્રતિબંધોની જરૂર ગણાઇ છે. અંતિમ સંયમ સિવાય સંપૂર્ણતા અપ્રાપ્ય છે, એટલે સહનશીલતા–સબર–માણસજાતિનો ધર્મ છે.

આપણું ધ્યેય તો હમેશ આપણાથી દૂર ને દૂર ખસતું જાય છે. જેમ જેમ આપણે આગળ વધતા જઇએ છીએ તેમ તેમ આપણી ત્રુટીઓનું આપણને વિશેષ ભાન થતું જાય છે. પુરુષાર્થમાં જ આનંદ છે, પ્રાપ્તિમાં નથી. પૂર્ણ પુરુષાર્થ એ પૂરો વિજય છે.

એટલે અહિંસાની પરિપૂર્ણ દશાથી હું કેટલો વેગળો છું, એનો મને દીવા જેવો ખ્યાલ છે. છતાં મારા જીવનનું સાર્થક હું પ્રેમમય થવામાં ગણું છું અને હું પાછો પડીશ તેમ તેમ વધારે બળપૂર્વક પ્રયત્ન કરીશ.

પણ મહાસભા કે ખિલાફત કમિટીદ્વારા હું આ શુદ્ધ અહિંસાનો પ્રચાર કરતો નથી. મારી પોતાની અયોગ્યતાનું મને બરાબર ભાન છે. હું જાણું છું કે એવો પ્રયત્ન કરવા બેસું તો તે જરૂર નિષ્ફળ નીવડે. આખી પ્રજાનાં સ્ત્રીપુરુષ ઘડીકમાં એ વ્રતનું પાલન

કરતા થઇ જાય એવી આશા રાખવી એ આ વ્રતના રહસ્યનું અજ્ઞાન સૂચવે છે. પણ આપણા દરદનો જે ઉપાય તેમાંથી મને જડયો છે તેનો ઉપદેશ હું મહાસભા દ્વારા કરૂં છું. મહાસભા અને ખિલાફત મંડળે તો માત્ર તે સિદ્ધાન્તનો એક અંશ જ લીધેલ છે. અહિંસા તત્ત્વના આટલા અંશને આખા પ્રજાસમૂહમાં થોડા વખતમાં વ્યાપક કરી શકાય તેમ છે. ફક્ત કામ કરનાર પ્રમાણિક હોવા જોઇએ. આખા તળાવના પાણીનું કે એક ટીપા જેટલા પાણીનું પૃથક્કરણ કરીએ તોપણ પરિણામ તો એક જ આવે. મારા ભાઇ પ્રત્યેની મારી અહિંસાની ભાવના એક જાતની અને વિશ્વ પ્રત્યેની ભાવના બીજી જાતની એમ ન હોઇ શકે. આખા વિશ્વ પ્રત્યે હું ભ્રાતૃભાવ ધારણ કરૂં ત્યારે પણ ભ્રાતૃભાવનું રૂપ તો તે જ રહેવું જોઇએ.

અમુક કાળ કે સ્થળને વિષે જ આપણે અમુક વર્તન નક્કી કરીએ ત્યારે તે વ્યવહારનીતિ કહેવાય. એટલે સર્વ સ્થળે ને સર્વ કાળે તે જ વર્તન એ શાશ્વતનીતિ થઇ. વ્યવહાર તરીકે પ્રામાણિકતા પાળવામાં આવે કે ધર્મ તરીકે તે બેના ગુણમાં તફાવત ન હોય. વ્યવહાર પૂરતું જ પ્રામાણિકપણું જાળવનાર વેપારી જે ભાવ લે તે જ ધર્મ માનીને પ્રામાણિક રહેનાર લે. આ બેમાં ફેર માત્ર એટલો જ કે વ્યવહારદષ્ટિએ સાચ જાળવતો હોય તે માણસ જ્યારે તે રસ્તે નફો ન દેખે ત્યારે તેનો ત્યાગ કરે, જ્યારે પેલો ધર્મ માનનાર પોતાનું સર્વસ્વ જાય તો પણ પ્રામાણિકતા ન છોડે. અસહકારીઓએ રાજદ્વારી દષ્ટિએ અહિંસાવ્રત સ્વીકાર્યું છે, પણ જો આપણે તપાસવા બેસીએ તો થોડા જ તે કસોટીમાંથી પાર ઉતરે. આને લીધે જ લડત લંબાય છે. અંગ્રેજના વજ્ર જેવા સ્વભાવનો દોષ કહાડવો નકામો છે. પ્રેમની ભઠ્ઠી સાબૂત કાંડાંબાવડાંની વજ્રસમી કઠણતાને પણ પીગાળે એવો એનો પ્રભાવ છે. મારો આ મત કોઈ ફેરવી શકે તેમ નથી, કારણ કે મને તેની સત્યતાનો અનુભવ છે. અંગ્રેજ કે બીજું

ક્રોધ વશ ન થાય ત્યારે એમ સમજવું કે પ્રેમજ્યોતિ પ્રગટી નથી અથવા તેનું તેજ આછું છે.

શક્તિમાન માણસ બળપૂર્વક અહિંસા બતાવે એવી આપણી અહિંસા ન હોય તે સમજાય, પણ તેમાં સચ્ચાઇ તો હોવી જ જોઇએ. જો આપણો અસહકાર અહિંસાત્મક હોય તો જ્યાં સુધી તે કાયમ રહે ત્યાં સુધી અંગ્રેજનું કે સહકારી હિંદીભાઇનું બૂરૂં આપણાથી ન જ ઇચ્છાય. પણ આપણામાંથી મ્હોટા ભાગે બૂરૂં ઇચ્છયું છે. નબળાઇને લીધે બૂરૂં કરતા અટકયા છીએ અથવા સબળ હોવા છતાં શારીરિક ઇજા ન પહોંચાડી એટલે વ્રત પાળ્યું એવી ભ્રમણામાં રહ્યા છીએ. આપણું વ્યાવહારિક અહિંસાનું વ્રત ભવિષ્યમાંયે વેર લેવાનો રસ્તો બંધ કરે છે. દુર્ભાગ્યે આપણામાંથી કેટલાક વેર લેવાનું માત્ર મુલ્તવી જ રાખ્યું હોય એમ દેખાય છે.

પણ મારા આ કથનનો અનર્થ ન થાય એમ હું ઇચ્છું છું. આપણે વ્યાવહારિક અહિંસા ધારણ કરી છે તે નિષ્ફળ ગઇ જાણી તેનો ત્યાગ કરીએ ત્યારે પણ વેર ન લઇ શકાય એમ કહેવાનો મારો આશય નથી. પણ જો આપણે લડતમાં વિજય મેળવીએ તો લડતનો અંત આવ્યા પછી વેર વાળવાની વાત જ આપણાથી ન થઇ શકે. તેથી જ્યાં સુધી આપણે અહિંસાવ્રતને આપણા આયુધ તરીકે રાખ્યું છે ત્યાં સુધી અંગ્રેજ અમલદારો કે સહકારીઓ તરફ મિત્રભાવ સાચવવા આપણે બંધાયેલા છીએ. અંગ્રેજોને કે જાણીતા સહકારીઓને હિંદુસ્તાનના કોઇ કોઇ ભાગમાં ફરવું સહીસલામત નથી એમ મેં સાંભળ્યું ત્યારે મારી શરમનો પાર ન રહ્યો. મદ્રાસમાં ભરાયેલી સભામાં આપણને લજવે એવો તાજેતરનો કિસ્સો બન્યો છે. તેમાં તો અહિંસાને સીકે જ મૂકી જણાય છે. તે સભામાં જે પ્રમુખ હતા તેણે મારૂં અપમાન કર્યું એવા ખ્યાલથી જે લોકોએ હોહા કરી ભાષણમાં ભંગ કરાવ્યો તેમણે પોતાની જાતને અને

પોતાની નીતિને હલકાં પાડયાં એમ હું માનું છું. તેઓએ પોતાના મિત્ર અને મદદગાર એવા મિ. એન્ડ્રુઝના હૃદય ઉપર જખમ કર્યો. તેઓએ પોતાના જ હિતને નુકસાન પહોંચાડયું છે. પ્રમુખને લાગતું હોય કે હું લુચ્ચો છું તો તેમ કહેવાનો તેને પૂરેપૂરો હક હતો. કોઈ માણસ અજ્ઞાનમાં કંઇ કરે તો તે ચીડવવાને કરે છે એમ અર્થ ન થાય. પણ અસહકારીએ તો ભારે પજવણી થાય તે પણ સહન કરવાનું પણ લીધું છે. હું લુચ્ચાઇ કરૂં ત્યારે જરૂર ચીડ ઉપજવા જેવું ખરૂં. હું લુચ્ચાઇ કરૂં તો દરેક અસહકારી તેટલા ઉપરથી અહિંસાવ્રતમાંથી મુક્ત થાય અને કોઈ અસહકારી મારો જીવ લે તેમાં તે બિલકુલ તકસીરવાર ન ગણાય એ મને કબૂલ છે.

આવા મર્યાદિત અહિંસાની ભાવનાનો પ્રચાર કરવો એ પણ ઘણાખરા કિસ્સામાં અશકય હોય એ બનવાજોગ છે. શત્રુને નુકસાન ન કરવા છતાં સ્વાર્થને ખાતર પણ તેનું બૂરૂં ન ઇચ્છવું એ અશક્ય હોઈ શકે. તો પછી સત્યને ખાતર આપણી લડતમાંથી અહિંસાની વાતને જાહેર રીતે પડતી મૂકવી જોઇએ. અહિંસાના બંધનમાંથી છૂટયા એટલે તરત જાનમાલ ઉપર હાથ ઉપાડવાનો જ રસ્તો રહ્યો એવું નથી. પણ પછી લોકોને અહિંસાની તાલીમ લેવાની ફરજ નહિ રહે અને મારા જેવાને ચૌરીચૌરાના હત્યાકાંડની જવાબદારી ઉઠાવવાપણું નહિ રહે. ત્યારે પણ મર્યાદિત અહિંસાને માનનારા ખૂણે પડયા પોતાનું કાર્ય કર્યે જશે અને તે વખતે આજની માફક જવાબદારીનો ભારે બોજો તેમના ઉપર નહિ હોય.

પણ જો વ્યાવહારિકને જ પ્રજા કાયમ રાખે તો દેશની તેમ જ જનસમાજની આબરૂને ખાતર તેનું સંપૂર્ણ પાલન કરવા આપણે બંધાયેલા છીએ.

અને અહિંસાના વ્યવહારનો અમલ કરવાની આપણી ઇચ્છા હોય, તેમાં આપણી શ્રદ્ધા હોય તો આપણે વેળાસર અંગ્રેજો અને

સહકારીઓ સાથેનો સંબંધ સુધારી નાંખવો જોઇએ. આપણે તેઓનું પ્રમાણપત્ર મેળવવું જોઇએ. તેઓ ગમે ત્યાં જાય ત્યાં આપણા તરફથી કોઇ જાતના ભયનું તેમને કારણ નથી અને વિચારમાં ને રાજદ્વારી બાબતમાં આપણે તદ્દન ભિન્ન મતના હોવા છતાં મિત્ર જ છીએ એવો તેમનામાં વિશ્વાસ પેદા કરવો જોઇએ. તેમને અતિથિ તરીકે આપણી સભાઓમાં આપણે આદર આપવો જોઇએ. તટસ્થ કાર્યોમાં તેમના સાથી પણ થઇએ અને એવા પ્રસંગ આપણે ઉભા કરવા જોઇએ. આપણી અહિંસામાંથી હિંસા, તિરસ્કાર ને કડવાશ ઉત્પન્ન ન નવી જોઇએ. અન્ય મનુષ્યોની માફક આપણી કસોટી પણ આપણા કાર્ય ઉપરથી જ થશે. શાંતિ વડે સ્વરાજ મેળવવું એટલે તે ચલાવવું પણ શાંતિ વડે તેમ થવા સારૂ સત્તાના બળ વિના કાયદાનું પાલન કરવાની ટેવ હોવી જોઇએ. હિંદ અને આયર્લૅંડ વચ્ચે ભેદ છે એમ મિ. ચર્ચિલ કહે છે તે બરોબર છે, કારણ કે તે શરીરબળને જ ઓળખે છે. તેના કહેવાનો અર્થ એ થાય છે કે આયર્લૅંડે શરીરબળથી સ્વરાજ મેળવ્યું છે એટલે જરૂર પડે તો તે જ બળથી તે તેને બચાવે. પણ હિંદુસ્તાન શાંતિના પ્રયોગે ખરેખાત સ્વરાજ મેળવે તો તેનો બચાવ પણ મુખ્યત્વે એ જ રીતે કરવો જોઇએ; અને હિંદ જ્યાં સુધી આ વાત અખતરો કરી સિદ્ધ ન કરી આપે ત્યાં સુધી મિ. ચર્ચિલને તે વાત અશક્ય લાગે એમાં નવાઇ નથી. રાજદ્વારી બાબતમાં લોકો શાંતિની કદર કરતા ન થઇ જાય એટલે કે હાલ લશ્કરની સત્તાને તાબે વરતે છે તેને બદલે નીતિબળને એટલે પ્રજામતને વશ થતાં ન શીખે ત્યાં સુધી અહિંસાનો અખતરો અશક્ય છે.

એટલે શાંતિ વડે સ્વરાજ મેળવતાં અંધાધુંધી અને અરાજકતાને સ્થાન જ નથી. અહિંસાને માર્ગે મળેલું સ્વરાજ એટલે દિનપ્રતિદિન ફેલાતા શાન્તિના સામ્રાજ્યથી થયેલ મહાન પરિવર્તનનું ફળ. ચાલુ સરકારના હાથમાંથી પ્રજાના પ્રતિનિધિઓને સત્તા સોંપ-

વાની ક્રિયા સારી રીતે તૈયાર કરેલ જમીનમાં ઉગેલા ઝાડ ઉપરથી પાકું ફળ ખરી પડે તેના જેવી હશે. હું ફરીથી કહું છું કે આમ સ્વરાજ મેળવવું ભલે અસંભવિત હોય, પણ શસ્ત્રબળથી મેળવવું ઓછું અસંભવિત નથી એ હું જાણું છું. જરૂરજોગુ અહિંસાત્મક વાતાવરણ થઇ શકે એવું મહાસભાવાદી ન માનતા હોય તો તેઓએ ચાલુ અહિંસાત્મક કાર્યક્રમનો ત્યાગ કરી જૂદો જ કાર્યક્રમ ઘડી કહાડવો જોઇએ. પણ અંતે તો શસ્ત્રબળથી અંગ્રેજો પાસેથી સત્તા પડાવશું એવો ખ્યાલ મનમાં રાખીને જો આપણે હાલના કાર્યક્રમને તેના સાધન તરીકે વાપરશું તો આપણે અહિંસાની વાત માત્ર કરનારા ઠગમાં ખપીશું. જો આપણને આપણા કાર્યક્રમમાં શ્રદ્ધા હોય તો જેમ અંગ્રેજો હથિયારને વશ થાય તેવા છે તેમ જ પ્રેમને પણ વશ થાય તેવા છે એમ માનવા આપણે બંધાયા છીએ. આમ જેને શ્રદ્ધા ન હોય તેને માટે બે જ રસ્તા છે. અપમાનોથી ટીપાતા ટીપાતા કેટલીક પેઢી સુધી ચાલ્યા કરે એવો શરીરબળનો અભ્યાસક્રમ આપણે સારૂ ધારાસભામાં છે તે એક. બીજો દુનિયામાં નથી થયો એવા રક્તપાતનો તાત્કાળિક ઇલાજ. એવા રક્તપાતમાં ભાગ લેવાની મારી ઇચ્છા નથી. જાણીજોઇને હું નિમિત્તરૂપ પણ નહિ બનું. રક્તપાત અશકય છે. એટલે મારા મત પ્રમાણે કાં તો અહિંસા અને તેના દેહરૂપ અસહકાર અથવા સમયાનુસારી સહકાર કે વિરોધ એ બેમાંથી એક રસ્તો આપણે પસંદ કરવો રહ્યો છે.

યંગઇન્ડિયા, તા. ૯ માર્ચ, ૧૯૨૨.

## જો હું પકડાઉં—

મ્હારા પકડાવાને લગતી વળી બૂમ ઉઠી છે. સરકારે ઠરાવ્યા મુજબ ગઇ ૧૧ મી કે ૧૨ મી ફેબ્રુઆરીએ મ્હને ન પકડવામાં આવ્યો એ કેટલાક સરકારી અમલદારોની દૃષ્ટિએ સરકારની મ્હોટી ભૂલ થઈ. તેમના અભિપ્રાય મુજબ બારડોલીના નિર્ણયની સરકારે નક્કી કરેલા કાર્યક્રમ ઉપર અસર પડવા દેવી જોઈતી નહોતી. એમ પણ કહેવામાં આવે છે કે મ્હને પકડીને દેશપાર કરી દેવા સારૂ વિલાયતમાં કેટલાકોએ જે ઉપાડો લીધો છે તેની સામે સરકારથી હવે વધુ ઝીક ઝલાય તેમ નથી. મ્હને પોતાને પણ લાગે છે કે જો સરકાર લોકો પાસે કાયદાના વ્યક્તિગત અગર સામુદાયિક ભંગ કાયમને માટે છોડી દેવડાવવા માગતી હોય તો મ્હને ન પકડવાની હઠ ધરીને પણ સરકાર શું કરે ?

બારડોલીમાં મહાસભાની કારોબારી સમિતિને સવિનય ભંગ મુલ્તવી રાખવાની સલાહ મેં એટલા સારૂ આપી કે એવો સવિનય ભંગ સવિનય રહેત નહિ, અને આજે હું બધા પ્રાંતિક કાર્યકર્તાઓને

પણ વ્યક્તિગત સવિનય ભંગ સિકકે હાલ મુલ્તવી રાખવાની જે સલાહ આપી રહ્યો છું તે પણ એટલા જ સારૂ કે એવો કોઇ પણ ભંગ અત્યારે સવિનયી નહિ પણ અવિનયી જ થઇ પડે એ હું જાણું છું; અને શાંતિનું વાતાવરણ એ તો સવિનય ભંગનો શ્વાસોચ્છ્વાસ છે.

દેશમાં આજે ચોમેર અશાંતિ અને હિંસાવૃત્તિ ફેલાઇ છે અને ચૌરીચૌરા જેવાં રમખાણો ફરી ન થવા દેવા ખાતર સંયુક્ત પ્રાંત જેવાની સરકારને વધારાની પોલિસ રાખવી પડી છે એ મારા જેવાને સારૂ તો મોટી ભોંઠપની વાત છે. હું નથી કહેતો કે જે જે અત્યાચારો બન્યાનું કહેવામાં આવ્યું છે તે તે બધું જ બન્યું છે, પણ એ પ્રાંતના કેટલાક ભાગોમાં અશાંતિ અને હિંસાની વૃત્તિ વર્તી રહી છે એને લગતો જે બધો પૂરાવો રજૂ થયો છે તે તરફ કોઇ રીતે આંખ મીંચાય તેમ નથી. દાખલા તરીકે પં૦ હૃદયનાથ કુંઝરૂ જેવાને મારી જોડે ગમે તેવા રાજદ્વારી મતભેદ હોય તોપણ તેમને હાથે ઇરાદાપૂર્વક ખરાનું ખોટું થાય એમ હું ન માનું. હું એમને જાહેર કામોમાં એક ભારે બાહોશ કાર્યકર્તા ગણું છું. એઓ સ્હેજે પ્રવાહમાં તણાય એવા નથી તેથી એમના જેવો માણસ ઉઠીને જ્યારે કંઇક કહેવા લાગે છે ત્યારે તરત મ્હારૂં લક્ષ તે તરફ ખેંચાય છે. આથી તેમના સરકારપક્ષી વલણ સામું જોઇ તેમની ન્યાયબુદ્ધિને ગમે તેટલી ખરડાયેલી ગણીએ તોપણ ચૌરીચોરાના હત્યાકાંડ ઉપરનો તેમનો અહેવાલ બકવાદ ગણી નાંખી દઇ શકાય તેમ નથી. તેમ સંયુક્ત પ્રાંતના લોકોની તોફાની વૃત્તિ અને નાદાનીભરી અરાજકતાનું બ્યાન આપનારા જમીનદારો તેમજ બીજાઓ તરફથી મ્હને મળેલા કાગળો તરફ પણ હું દુર્લક્ષ કરી શકું નહિ. બરેલી મહાસભાસમિતિના મંત્રીનો પણ ત્યાંની હકીકતનો અહેવાલ મ્હારી સામે પડયો છે અને એ જો સાચો હોય તો એટલું ખુલ્લું છે કે જો કે સરકારી અમલદારો તો પાગલ બન્યા જ અને ગુસ્સામાં આંધળા બનીને પોતાનું ભાન

ભૂલ્યા, પણ આપણે પણ નિર્દોષ રહ્યા નથી. સ્વયંસેવકોના સરઘસમાં વિનય નહોતો. સૌ પ્હેલાં તો આપસમાં તીવ્ર મતભેદ થયા છતાં તે કહાડવામાં આવેલું, અને જો કે તેમાં એકઠા થએલા લોકોનું વલણ તોફાની નહોતું છતાં એ આખા સરઘસનો જુસ્સો નિઃસંશય તોફાની હતો. આપણા હેતુની દૃષ્ટિએ તદ્દન બિનજરૂરી અને આપણા સવિનય ભંગના શુકન તરીકે ભાગ્યેજ શોભે એવો આપણી કમજોરીનો એ એક બેહૂદો દેખાવ હતો. અમલદારો આ બધું છતાં વધુ સારા વલણથી સરઘસ જોડે કામ લઇ શકત. સ્વરાજના વાવટાની બાબતમાં તેમણે દાખલ કરવી નહોતી જોઇતી. શહેરચોરાને શહેરની મિલ્કત ગણીને તેનો ઉપયોગ શહેરી મંડળની પરવાનગીથી મહાસભાની ઓફીસ તરીકે મહિનાઓથી થતો આવ્યો હતો એ સામું જોઇને તેવો ઉપયોગ ચાલૂ રહેવા દેવા સામે વાંધો ન્હોતો લેવો જોઇતો એ બધું સાચું; પણ અમલદારવર્ગને તો સાદી સમજણ અગર સામાન્ય વ્યવહારબુદ્ધિનું શ્રેય સુદ્ધાં આપતા આપણે કે'દહાડાના બંધ થયા છીએ. ઉલટું એમના તરફથી તો નરી આપખુદી અને હિંસા સિવાય બીજા કશાની જ આશા કરતા નથી એટલા સારૂ તો આજે આપણે એમના સામે ઉઠયા છીએ. અને આમ જો અમલદારો તરફથી બીજું કશું જ પ્રગટે એમ નથી એમ આપણે જાણતા હતા તો આપણું કામ હતું કે એવાં ઉશ્કેરણી ઉભી કરે તેવાં સરઘસો કે દેખાવો કાઢવામાં ન પડવું. સંયુક્ત પ્રાંતની સરકાર 'કાગનો વાઘ' કરી રહી છે, અમલદારવર્ગ આખાનું ચૌરીચૌરાના હત્યાકાંડથી ચડી વાગ્યું છે, એ બધી દલીલમાં આપણે માટે નવું એવું કશું જ નથી. મ્હારો મુદ્દો એટલો જ છે કે આપણે એમને કશું બ્હાનું સરખું નથી આપ્યું એવો દાવો કરી શકવાની હવે આપણી સ્થિતિ ન રહી.

આમ સવિનય ભંગ મુલતવી રહ્યો છે તે આપણા પોતાના જ દોષના પ્રાયશ્ચિત્ત તરીકે. પણ જો દેશનું વાતાવરણ સ્વચ્છ થઇ જાય,

જો 'સવિનય' પદનું મહત્ત્વ લોકોને હૈયે પૂરેપૂરૂં ઠસી જઇને મન વર્તન બન્નેથી તેઓ અહિંસક બની જાય, અને ત્યારે પણ સરકાર પ્રજાની ઇચ્છાને માન આપતી નથી થઈ એવું જો હું જોઇશ તો ત્યારની જરૂર મુજબ વ્યક્તિગત અગર સામુદાયિક સવિનય ભંગની હિમાયત કરનાર હું સૌમાં પ્હેલવ્હેલો હોઇશ એ વિષે મારા મનને છાંટાભાર શંકા નથી. જ્યાં સુધી હિંદુસ્તાનની પ્રજા પોતાનો જન્મસિદ્ધ હક છોડી દેવાની ઇચ્છા જાહેર ન કરે ત્યાં સુધી એ ધર્મમાંથી છૂટી શકાય તેમ નથી.

અંગ્રેજ લોક જેઓ જન્મથી જ લડવૈયા છે તેમને જ્યારે હું સવિનય ભંગની લડતને વખોડતા અને કેમ જાણે તે કોઇ આસુરી ગુન્હો હોય તેમ પૂરી કડકાઇથી તેનો ખબર લઈ નાંખવાની હિમાયત કરતા જોઉં છું ત્યારે મ્હને તેમની પ્રામાણિકતાને વિષે સાચે જ શંકા જાય છે. સશસ્ત્ર બળવાઓની બંદીજન બની જે પ્રજા આટલા કાળ તેનાં ગુણગાન કરતી આવી છે અને જેણે જાતે પણ યોગ્ય પ્રસંગોએ એ જ માર્ગની ઉપાસના કરી છે તે જ પ્રજામાંના અનેક લોક નિઃશસ્ત્ર અને અહિંસાભરી શાંત સવિનય ભંગની લડતના વિચાર સરખાની આજે આટલા વિરૂદ્ધ શા સારૂ? હિન્દુસ્તાન જેવા દેશમાં સંપૂર્ણ અહિંસાનું વાતાવરણ એ ખરૂં જોવા જઇએ તો અસંભવિત વસ્તુ છે એ એમની દલીલ હું સમજી શકું છું. હું પોતે એવું માનતો નથી, પણ એવો વાંધો આણનારની દલીલમાં હું વજૂદ ગણું. પણ સવિનય ભંગનો સિદ્ધાંત જ કેમ જાણે કોઇ મહા અનીતિની વસ્તુ હોય તેમ સૌએ ભેગા મળીને તેની સામે થવું એ સ્થિતિ મ્હારી સમજબહારની થઇ પડે છે. સવિનય ભંગના સિદ્ધાન્તનો પ્રચાર કરતો હું બંધ પડું એવી આશા રાખવી એ મ્હને શાંતિનો અને અહિંસાનો પ્રચાર કરતો અટકવાનું, ટૂંકમાં આપઘાત કરવાનું કહેવા બરોબર છે.

મ્હને કહેવામાં આવે છે કે હવે સરકાર જે ત્રણ છાપાંઓ 'યંગઇન્ડિયા' 'નવજીવન' અને 'હિન્દી નવજીવન' હું ચલાવી રહ્યો છું તેનો નાશ કરવાની પેરવી કરી રહી છે. મ્હને ઉમેદ છે કે આ અફવાને પણ કશો જ આધાર નથી. મ્હને લાગે છે કે આ ત્રણે છાપાંઓ દ્વારા શાંતિ અને સદ્ભાવના સતત્ આગ્રહ સિવાય બીજા કશાનો જ પ્રચાર થતો નથી એવો દાવો હું કરી શકું. વાચકવર્ગ આગળ મારી સમજણ મુજબ સત્ય અને કેવળ સત્ય સિવાય બીજું કશું જ ન મૂકવાની અસાધારણ કાળજી રખાય છે. ગફલતથી થતો દરેક દોષ અગર અવાસ્તવિક શબ્દ તાબડતોબ કબૂલ કરવામાં અને સુધારી લેવામાં આવે છે. ત્રણે છાપાંઓની ઘરાકી દિનપ્રતિદિન વધતી જાય છે. ચાલકો અને કાર્યકર્તાઓ બધા સ્વયંસેવકો છે. જેમાંના કેટલાક બિલકુલ પૈસા લીધા વગર તો કેટલાક કેવળ ખરચજોગું લઇને કામ કરી રહ્યા છે. જે કંઇ નફો રહે છે તે બધાનો કાં તો એક કે બીજા રૂપમાં ગ્રાહકોને લાભ મળે છે અગર તો કોઇ ને કોઈ રચનાત્મક જાહેર પ્રવૃત્તિમાં તે ખરચાય છે. આવાં આ છાપાં બંધ થાય તો મ્હને સ્હેજ દુઃખ પણ ન થાય એમ તો હું કેમ કહું? પણ સરકારનો તેમ કરવાનો ઇરાદો હોય તો તેને માટે એના જેવી સ્હેલી બીજી એકે વસ્તુ નથી. ત્રણે છાપાંના મુદ્રકો અને પ્રકાશકો બધા મ્હારા મિત્રો કે સાથીઓ જ છે. અમારી વચ્ચે એવો કોલ છે કે જે ઘડીએ સરકાર છાપાંઓ માટે જમાનત માગે તે જ ઘડીએ છાપાં બંધ કરવાં. અને હું આ છાપાં ચલાવી પણ એ જ ભરોસે રહ્યો છું કે મ્હારી પ્રવૃત્તિઓ તરફ સરકાર ભલે ચાહે તે નજરે જોતી હોય તોપણ મ્હને એટલું તો શ્રેય આપે જ છે કે આ છાપાંઓ દ્વારા મ્હારી સમજણ અનુસાર શુદ્ધમાં શુદ્ધ અહિંસા અને સત્ય સિવાય બીજા કશાનો હું પ્રચાર કરતો નથી.

પણ સરકાર મને પકડે કે ન પકડે અગર તો સીધે કે વાંકે બ્હાને તેઓ ત્રણે છાપાં બંધ કરે તોપણ મ્હને આશા છે કે પ્રજા

ખળભળી ઉઠશે નહિ. મ્હને પકડવાથી દેશ આખામાં ભડકો ઉઠે અને ચારે દિશાએ ખૂનામરકી વર્તી રહે એ બીકે સરકાર મ્હને પકડતાં અચકાય એ સ્થિતિ મ્હારે મન કશા અભિમાનની નહિ પણ શરમ અને ભોંઠપની છે. એવું થાય તો મ્હારા અહિંસાના પ્રચાર ઉપર પાણી ફરે અને મહાસભા તેમજ ખિલાફતનાં મંડળોનાં અહિંસાનાં પ્રતિજ્ઞાપત્રોની હાંસી થાય. ખરેખર, એથી તો એવો બળવો કરવા હિન્દુસ્તાન તૈયાર નથી એમ જ સિદ્ધ થાય, નોકરશાહીની એમાં જીત થાય અને આપણા મૉડરેટ મિત્રોની અહિંસાત્મક સવિનય ભંગ કરવાને હિન્દુસ્તાન કોઈ દિવસ તૈયાર થઇ શકે જ નહિ એ દલીલ જ આખરે સાચી ઠરે. તેથી હું ઉમેદ રાખું છું કે મહાસભા તેમજ ખિલાફત મંડળોના એકેએક કાર્યકર્તાઓ સરકાર તેમજ તેમને ટેકો આપનારાઓની બીકને સદંતર જૂઠી પૂરવાર કરી આપવા એકે પ્રયત્ન બાકી રાખશે નહિ. હું ખોળાધરી આપું છું કે આવો સંયમ બતાવીને આપણે આપણા ત્રિવિધ ધ્યેય તરફ ગાઉના ગાઉ ગતિ કરી લઇશું.

તેથી જો હું પકડાઉં તો કોઇ પણ જગાએ હડતાળ ન પડવી જોઇએ, સરઘસો અને બૂમરાણો ન થવાં જોઇએ. મ્હારી પાછળ આખી પ્રજા નમૂનેદાર શાંતિ જાળવી રાખે એને જ હું મ્હારા દેશબંધુઓએ મ્હને આપેલું મ્હોટામાં મ્હોટું માન સમજીશ.

છતાં મ્હારા આત્માને ભારેમાં ભારે આનંદ તો એથી થાય કે મ્હારી પાછળ મહાસભાનું કાર્ય ઘડીઆળના જેટલું નિયમસર અને પંજાબ મેલના જેટલી ઝડપથી ચાલે. જેમણે હજુ પરદેશી કાપડનો ત્યાગ નથી કર્યો તેઓ કરે અને તેવાં કપડાંની હોળી કરે. લોકો બારડોલીમાં ઘડાએલા આખા રચનાત્મક કાર્યક્રમને પૂરો કરવામાં પરોવાઇ જાય. આટલું બીજા કરે તો તેઓ મ્હને અને બીજા કેદીઓને છોડાવે એટલું જ નહિ પણ સ્વરાજ સ્થાપના પણ કરે

અને ખિલાફત અને પંજાબના ઘા રૂઝાવે. અહિંસા, હિન્દુ–મુસલમાન–પારસી–ખ્રિસ્તી–યહુદી એકતા, અસ્પૃશ્યતાના મેલનું નિવારણ અને પરદેશી કાપડનો વાળીચોળીને ત્યાગ કરી તેની જગાએ શુદ્ધ હાથકંતામણ અને હાથવણાટની ખાદીનો ઉપયોગ–એ સ્વરાજમંદિરના ચાર સ્થંભ છે એ વાત પ્રજા અહોનિશ ગોખે.

પ્રજાનો પણ તેમની વચમાંથી મ્હને સરકાર ઉપાડી જાય તેમાં લાભ નથી એમ નથી. સૌ પ્હેલું તો જે લોકો મ્હારામાં દેવતાઇ શક્તિ છે એવું માનનારા છે તેમનો ભ્રમ ટળશે. બીજું લોકોએ મ્હારા આગ્રહની ખાતર જે અસહકારનો કાર્યક્રમ સ્વીકાર્યો છે એમાં પ્રજાને પોતાને સ્વતંત્ર આસ્થા નથી, એવું જેઓ માનનારા છે તેઓ ખરી સ્થિતિ જોશે. અને ત્રીજું ખુદ હાથ ધરેલો કાર્યક્રમ ઘડી આપનાર વ્યક્તિ પોતાની વચ્ચેથી ચાલી જવા છતાં ચાલૂ કરેલી પ્રવૃત્તિ આગળ ધપાવ્યે જવાની શક્તિ બતાવી આપીને આપણે સ્વરાજ માટેની આપણી લાયકાત સિદ્ધ કરી આપી શકીશું. ચોથું, અને સ્વાર્થનો વિચાર કરૂં તો એ થશેઃ મ્હને નિરાંતે શારીરિક આરામ લેવા તક મળશે, જેને માટે પ્રજા પાસે હું કદાચ હકદાર છું.

યંગઇન્ડિયા, તા. ૯ માર્ચ, ૧૯૨૨.

# સ્વરાજ્યની શરતો અને અસ્પર્શ્યનીતિ.

ગુજરાત વિદ્યાપીઠના એક નિર્દોષ ઠરાવથી અમદાવાદ, મુંબઈ વિ. જગ્યાએ ખળભળાટ મચી રહ્યો છે. વિદ્યાપીઠે જે ઠરાવ કર્યો છે તે એ છે કે જે કોઈ શાળા કેવળ અત્યંજોનો બહિષ્કાર કરે તેને માન્ય ગણવામાં નહિ આવે. આ ઠરાવ વિદ્યાપીઠના સિદ્ધાન્તને લઈને જ થયો છે. છતાં એ ઠરાવથી ઘણાં હિન્દુનાં મન દુઃખાયાં છે ને તેઓમાંના કેટલાક મને સલાહ આપી રહ્યા છે કે મારે આ વાત ચર્ચવી નહોતી જોઈતી. કેટલાક કહે છે કે અસ્પર્શ્યતા વિષેના મારા વિચારો હિન્દુપણાને બટ્ટો પહોંચાડે છે. બીજા કેટલાક એ વિચારોને સારૂ મારો ચૂસ્ત સનાતની હોવાનો મારો દાવો રદ કરે છે. હું મને ચૂસ્ત સનાતની કેમ માનું છું તેનાં કારણો હવે પછી તપાસીશ.

અત્યારે તો હું એટલું જ બતાવવા માગું છું કે વિદ્યાપીઠે પોતાના ઠરાવથી કંઈ નવો નિર્ણય નથી કર્યો. વિદ્યાપીઠ જો બીજો

ઠરાવ કરત તો તે નવો નિર્ણય ગણાત. સરકારની શાળાઓમાં આજે અંત્યજજાતિ કેળવણી લે છે. મુંબઇની ઘણી હાઇસ્કૂલોમાં તેવા વિદ્યાર્થીઓ છે. ગુજરાતની હાઇસ્કૂલોમાં પણ છે.

જો આજલગી આપણે આવી નિશાળોમાં વૈષ્ણવ છોકરાંઓને મોકલતા આવ્યા છીયે તો પછી રાષ્ટ્રીય શાળામાં તેમનો બહિષ્કાર કરી નવી રૂઢી દાખલ કરીશું ? અસ્પર્શ્યતાનો પુનરૂદ્ધાર કરીને શું આપણે સ્વરાજ મેળવવાની આશા રાખીયે છીયે ?

રેલગાડીમાં, હોટેલોમાં, અદાલતોમાં, મીલોમાં અસ્પૃશ્યતા નડતી નથી; ત્યારે નિશાળમાં જ્યાં શિક્ષકની દેખરેખ નીચે સુઘડતાના નિયમો જાળવીને જ બેસી શકાય ત્યાં જ અસ્પૃશ્યતાને કાયમ રાખવી ?

મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યહુદીને આપણે અસ્પર્શ્ય નથી ગણતા, અસ્પર્શ્ય ગણીને તેમને ભાઇ નથી બનાવી શકતા; તો પછી હિન્દુધર્મનું જ જે એક અંગ છે તેને રાષ્ટ્રીય નિશાળોમાં જેમાં ઇતર જાતિ આવી શકે તેમાં પણ અંત્યજને અસ્પર્શ્ય ગણવા ?

મારી ઉપર એવો આરોપ મૂકવામાં આવ્યો છે કે વિદ્યાપીઠ પાસે ઉપરનો ઠરાવ કરાવીને મેં પણ સરકારના જેવો જ જુલમ હિન્દુ સંસાર પર કરાવ્યો છે. આવો આરોપ મૂકનારને નમ્રતાપૂર્વક યાદ દેવા ઇચ્છું છું કે હું તમને તમારા ધોરણ પ્રમાણે નિશાળો ચલાવતાં રોકવા નથી ઈચ્છતો; તમે મને ન રોકો. આમાં જુલમ શો ? ખરૂં તો એ છે કે મને રોકવાનો ઇરાદો કરી તમે જુલમ કરો છો. જેઓ રાષ્ટ્રીય ભાવના પેદા કરવામાં અસ્પર્શ્યતાને હાનિકારક માને છે તેને તેવી ચળવળ કરતાં તમે કેમ રોકી શકો ? બીજા આદર્શવાળી, અસ્પર્શ્યતાને ધર્મ જાણનારી, વિદ્યાપીઠો તમે પેદા કરો તેમાં કોઇ તમને નહિ રોકે. તેની અશકયતા તમને રોકે એ જૂદી વાત.

મારી દૃઢ માન્યતા છે કે અસ્પર્શ્યતા એ અધર્મ છે. હિન્દુ ધર્મની તે અતિશયતા છે. અતિશયતાને પોષવી એ દુરાગ્રહ છે; તેને તપશ્ચર્યા કરી દૂર કરવી એ સત્યાગ્રહ છે. સત્યનો આગ્રહ એજ ધર્મ છે. રૂઢીએ માનેલ દરેક દોષોને પકડી રાખવાનો આગ્રહ અધર્મ છે.

અસહકાર એ શુદ્ધિશાસ્ત્ર છે. આપણી વિશુદ્ધિ કર્યા વિના અસહકાર અશક્ય છે. જ્યાં લગી આપણે આપણા જ એક અંગને અસ્પર્શ્ય માનીયે છીયે ત્યાં લગી આપણે હિન્દુ પોતે અને આપણા પડોશી મુસલમાન ઇત્યાદિ પણ જે આજે અસ્પર્શ્ય બન્યા છીયે તે રહેવાના. મારી દૃઢ માન્યતા છે કે હિન્દુસંસારની અધોગતિ અસ્પર્શ્યતાના દોષથી થએલી છે. આપણાં પાપે આપણે જ અસ્પર્શ્ય બન્યા છીયે. આપણે ધર્મને બ્હાને અંત્યજને અસ્પર્શ્ય ગણ્યા; સરકારે પણ ધર્મ માની આપણને અસ્પર્શ્ય બનાવ્યા છે. અને જેમ અંત્યજો તેમ આપણે પણ આપણા પર વિદેશીઓ તરફથી ચોંટાડવામાં આવતી અસ્પર્શ્યતાને સ્વાભાવિક માની સેવતા થયા છીયે. અને જેમ આપણે કહીયે છીયે કે અંત્યજ પોતે અસ્પર્શ્યતાને કલંક નથી માનતા, તેમ સરકાર પણ કહે છે કે આપણે તો આપણું નીચાપણું આપણો સહજ ધર્મ માનીયે છીયે, માત્ર કેટલાક ગાંધી જેવા વિપ્લવ કરનારા લોકો હિન્દીઓને ભમાવી તેમની સ્વાભાવિક ગતિને અધોગતિ તરીકે ગણાવે છે.

ગુજરાતી હિન્દુસસારને હું વીનવીને કહું છું કે તમે અસહકારમાં ભારે ભાગ લઈ રહ્યા છો તેને આ ચાલુ ખળભળાટથી અટકાવશો નહિ. અસ્પર્શ્યતાને ધર્મ ગણીને તમે સ્વરાજ નહિ જ મેળવો. તમે કહેશો કે 'તો અમને આ રાક્ષસી સરકાર પણ પ્રિય છે.' આનો જવાબ તો એ જ છે કે એ રાક્ષસી સરકારના અમલ-

માં જેને તમે અસ્પર્સ્ય ગણો છો તેને તમે અસ્પર્સ્ય રાખી નહિ શકો; એટલું જ નહિ પણ આપણે બધા અંત્યજ બન્યા છીયે તે આપણી દયામણી સ્થિતિ વધારે દૃઢ બનવાની છે. આ સહજસિદ્ધ વાતને આપણે ભૂલવી ન જોઇએ.

નવજીવન, તા. ૨૧ નવેમ્બર, ૧૯૨૦.

## વૈષ્ણુવો પ્રત્યે—

વૈષ્ણુવજન તો તેને કહીએ, જે પીડ પરાઇ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે તોયે, ઉર અભિમાન ન આણે રે. ટેક.

સકળ લોકમાં સૌને વંદે, નિંદા ન કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચળ રાખે, ધનધન જનની તેની રે. વૈ૦

સમદૃષ્ટિ ને તૃષ્ણાત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
જીહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે. વૈ૦

મોહ માયા વ્યાપે નહીં જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામનામ શું તાળી લાગી, સકળ તીરથ તેના તનમાં રે. વૈ૦

વણુલોભી ને કપટરહિત છે, કામક્રોધ નિવાર્યા રે;
કહે નરસૈંયો તેનું દર્શન કરતાં, કુળ એકોતેર તાર્યા રે. વૈ૦

—નરસિંહ મહેતો.

વૈષ્ણવનાં લક્ષણ નરસિંહ મહેતાએ જણાવ્યાં છે તે પરથી આપણે જોઇયે છીયે કે તે

| | |
|---|---|
| ૧ પરદુઃખભંજન હોય, | ૧૧ સત્યવ્રત પાળે, |
| ૨ તેમ કરતાં નિરાભિમાની હોય, | ૧૨ અસ્તેય પાળે, |
| ૩ સહુની વંદના કરે, | ૧૩ માયાતીત હોય, |
| ૪ કોઈની નિંદા ન કરે, | ૧૪ તેથી વીતરાગી હોય, |
| ૫ વાચ દઢ રાખે, | ૧૫ રામનામમાં તલ્લીન હોય, |
| ૬ કાછ દઢ રાખે, | ૧૬ તેથી તે પવિત્ર હોય, |
| ૭ મન દઢ રાખે, | ૧૭ લોભરહિત હોય, |
| ૮ સમદૃષ્ટિ હોય, | ૧૮ કપટરહિત હોય, |
| ૯ તેથી તૃષ્ણારહિત હોય, | ૧૯ કામરહિત હોય, |
| ૧૦ એકપત્નિવ્રત પાળે, | ૨૦ ક્રોધરહિત હોય. |

આમાં વૈષ્ણવશિરોમણિ નરસિંહે અહિંસાને પ્રથમ સ્થાન આપ્યું છે. એટલે જેનામાં પ્રેમ નથી તે વૈષ્ણવ નથી. જે સત્યનું પાલન નથી કરતો, જેણે સર્વ ઇંદ્રિઓ ઉપર જય નથી મેળવ્યો, એ વૈષ્ણવ નથી. તેનાં પ્રભાતિયાંમાં તેણે શીખવ્યું છે કે વેદ ભણ્યાથી, વર્ણાશ્રમ પાળવાથી, કંઠી બાંધવાથી કે તિલક કરવાથી વૈષ્ણવ થવાતું નથી. એ બધાં પાપનાં મૂળ હોઇ શકે. પાખંડી પણ માળા પહેરી શકે, તિલક કરી શકે, વેદ ભણી શકે, રામનો જપ મુખે જપી શકે. પણ પાખંડી રહીને સત્યાચરણી ન થવાય; પાખંડી છતાં પરપીડાનું નિવારણ ન કરી શકાય; પાખંડી છતાં વાચકાછમનને નિશ્ચળ ન રાખી શકાય.

આ સિદ્ધાંતો તરફ હું ધ્યાન ખેંચી જાઉં છું કેમકે મારી ઉપર અંત્યજ બાબત કાગળો આવ્યાં જ કરે છે. સહુ સલાહ આપી રહ્યા છે કે જો હું અંત્યજોનો રાષ્ટ્રીય શાળાઓમાંથી બહિષ્કાર નહિ કરૂં તો સ્વરાજની ચળવળ ઉંધી વળી જશે. મારામાં જરાયે વૈષ્ણવ-

પણું હશે તો અંત્યજોનો ત્યાગ કરીને મળનારા સ્વરાજનો ત્યાગ કરવાનું બળ પણ મને ઈશ્વર આપશે.

જેમાં બીજા વર્ગો ને વર્ણો આવે તેમાંથી અંત્યજોનો બહિષ્કાર ન થાય એ ઠરાવ મારો નથી પણ સમસ્ત નિયામક સભાનો છે. મને તે ઠરાવ પ્રિય છે. એવો ઠરાવ ન કરત તો સભા અધર્મ કરત.

આવો ઠરાવ નવી વાત નથી. ચાલુ શાળાઓમાં તે ઠરાવ છે જ. જે કૉંગ્રેસને વૈષ્ણવો માન આપે છે તેણે પણ તે ઠરાવ કરી નાંખ્યો છે. તેની સામે વૈષ્ણવો નથી થયા. છતાં મારો એવા ઠરાવમાં હાથ છે તેથી મારા તરફ કટાક્ષ કરી તેઓ મને માન આપે છે એ હું સમજું છું. ભલે બધા અધર્મ કરે પણ મારે હાથે તો અધર્મ ન જ થવો જોઇયે એવો તેઓની દલીલનો ભાવ છે. એ મને હર્ષદાયક છે,

અંત્યજને અસ્પૃશ્ય ન ગણવા એ ધર્મ છે એમ બતાવવા હું પ્રયત્ન કરી રહ્યો છું. લાંબા કાળનાં આવરણોથી આપણે અંત્યજને અસ્પૃશ્ય ગણવામાં અધર્મ કરીયે છીયે એ નથી સમજી શકતા. જેમ લાંબા કાળના આવરણથી અંગ્રેજી રાજ્ય પોતાનું રાક્ષસપણું નથી જોઇ શકતું તેમ તેવાં જ કારણોથી આપણામાંના કેટલાક પોતાની ગુલામીની સાંકળ નથી જોઈ શકતા. એવાને ધીરજથી સમજાવવા એ મારો ધર્મ સમજું છું.

પણ દંભ અને મિથ્યાવાદ મારાથી સહી શકાતો નથી. મહારાજશ્રીની સાથે મારો સંવાદ થયો એનું વર્ણન મેં 'ગુજરાતી' માં જોયું; તેની ટીકા પણ જોઈ. તે બન્નેથી હું દુઃખી થયો છું. વર્તમાનપત્રોમાં આવતા વિચારો ઉપર હું ભાગ્યે જ ટીકા કરૂં છું. ભાગ્યે જ વર્તમાનપત્રો હું વાંચું છું. પણ 'ગુજરાતી' પત્ર ઘણા વાંચે છે, તેમાં સનાતનધર્મનું સ્વરૂપ બતાવવાનો દાવો કરવામાં આવે

છે. તેથી તેમાં જ્યારે કંઈ પણ અસરળતા જોઉં છું ત્યારે મને દુઃખ થાય છે. મને એક મિત્રે મહારાજશ્રીની સાથે થએલો સંવાદ અને તેની ઉપર થએલી ટીકાની કાપલી મોકલી છે. એ બન્નેમાં જાણ્યેઅજાણ્યે અધર્મને ધર્મ સિદ્ધ કરવાનો પ્રયત્ન જોઉં છું. એ કેમ થયો છે એ બતાવવા હવે પછી પ્રયત્ન કરીશ.

નવજીવન, તા. ૫ ડીસેમ્બર, ૧૯૨૦.

# વર્ણવ્યવસ્થા.

મ્હારી દક્ષિણની મુસાફરી દરમ્યાન વર્ણવ્યવસ્થા અને બ્રાહ્મણ અબ્રાહ્મણ વિગેરે જાતિભેદોના સંબંધમાં મ્હેં કહાડેલા ઉદ્ગારો વિષે મ્હને સંખ્યાબંધ ગુસ્સાભર્યા કાગળો મળ્યે જાય છે. આ કાગળો હું છાપતો નથી કારણ તેમાં ગાળો સિવાય બીજું કશુંયે ભાગ્યે જ હોય છે, અને ગાળો નથી હોતી તેમાં દલીલ જ નથી હોતી. ચીડ કંઇ દલીલ ન કહેવાય.

છતાં કેટલાકના કાગળોમાંથી ઉત્પન્ન થતી દલીલોના પ્રત્યુત્તર આપવા ઘટે. કેટલાક કહે છે કે જાતિભેદ ટકાવવાથી હિન્દુસ્તાનનું સત્યાનાશ વળશે, કારણ જાતિભેદે જ હિન્દુસ્તાનને ગુલામીમાં ડૂબાડ્યું છે. મ્હારી નજરે આપણી આજની અધોગતિના મૂળમાં આપણો જાતિભેદ નથી. આપણા લોભને લીધે, રાષ્ટ્રીય સદ્‌ગુણો કેળવવા તરફ આપણે બેપરવા રહ્યા તેને લીધે–ગુલામી આપણને વરી છે. હું તો ઉલટું એમ માનું છું કે વર્ણવ્યવસ્થાએ તો હિન્દુસમાજને છિન્નભિન્ન થઈ જવામાંથી કેટલેક અંશે બચાવ્યો જ છે.

પણ બીજી સંસ્થાઓની પેઠે જ આ સંસ્થામાં પણ અતિશયતાએ પેસીને ભારે નુકસાન કર્યું છે. વર્ણવ્યસ્થામાં મૂળ કલ્પેલી સમાજની ચતુર્વિધ રચના જ મ્હને તો મુદ્દાની, સ્વાભાવિક અને જરૂરી જણાય છે. અસંખ્ય ન્યાતો અને પેટા-ન્યાતોથી કેટલીક વાર કેટલીક અનુકૂળતા થઇ હશે; પણ મ્હોટે ભાગે તો ન્યાતો વિઘ્નકર્તા જ થઈ પડનારી છે એમાં શંકા નથી. એવી પેટાન્યાતો જેમ જલદી એક થઇ જાય તેમ સમાજનું શ્રેય છે. પેટાજાતિઓમાં આવી નજરે ન ચડનારી ધડભાંગ અને નવેસર રચના મૂળથી જ થતી આવી છે અને થયાં જ કરવાની. પ્રજામત અને પ્રજાના નૈતિક દબાણની અસર એ કામ કરી લેવા સારૂ બસ છે. પણ મૂળ વર્ણવિભાગને જ નાબૂદ કરવાના કોઇ પણ પ્રયત્નની હું અવશ્ય સામે છું. વર્ણવિભાગમાં ભેદદૃષ્ટિ, અસમાનતા અગર ઉંચનીચપણું કશું છે જ નહિ; અને મદ્રાસ અગર દક્ષિણ જેવા પ્રાંતોમાં જ્યાં એવા ભેદ ઉભા થવા બેઠા છે ત્યાં અવશ્ય તે અટકાવવા ઘટે. પણ એના એવા પ્રસંગોપાત દુરૂપયોગને કારણે આખી વ્યવસ્થાને મોતની સજા ફરમાવી શકાય નહિ. એમાં સ્હેલાઈથી સુધારણા થઈ શકે તેમ છે. હિન્દુસ્તાનમાં તેમ આખી દુનિયામાં આજે જે લોકયુગ જોતજોતામાં પ્રવર્તી રહ્યો છે તેને પરિણામે હિન્દુ જાતિઓમાંથી પણ ઉંચનીચના ખ્યાલ સ્હેજે નીકળી જશે. કેવળ બાહ્યાંગોને તોડવાથી લોકયુગ નહિ પ્રવર્તે. એ ગણિતનો દાખલો નથી કે છેદ ઉડાવી દીધે બંધ બેસી જાય. એની ગુંચો ઉકેલવાને અંતર બદલાવાં જોઇએ. સમાજની વૃત્તિમાં પલટો થવો જોઇએ. જાતિભેદ એ જો રાષ્ટ્રભાવનાના ફેલાવામાં વિઘ્નરૂપ હોય તો હિન્દુસ્તાનમાં હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યહુદી આદિ ધર્મોનું એકી વારે હોવું એ પણ વિઘ્નરૂપ જ છે. લોકસત્તા અને રાષ્ટ્રીયતાની ભાવના તો પરસ્પરના બંધુભાવ ઉપર જ પોષાય છે અને આજે એક ખ્રિસ્તીને કે મુસલમાનને સગા માજણ્યા ભાઇ જેવો જ માનવામાં હું તો કશીજ અડચણ જોતો નથી.

આપણે કદિ ન ભૂલવું જોઇએ કે જે હિન્દુધર્મે વર્ણવ્યવસ્થા ઉપ-જાવી તે જ હિન્દુધર્મે મનુષ્ય માત્ર પ્રત્યે જ નહિ પણ જીવમાત્ર પ્રત્યે આત્મભાવ પ્રાપ્ત કરવાનો આદર્શ પણ મનુષ્યના સર્વોપરિ કલ્યાણના સાધનરૂપે આપણને આપેલો છે.

એક ભાઈ સૂચવે છે કે આપણી વર્ણવ્યવસ્થા ભાંગીને આપણે યૂરોપની વર્ગવ્યવસ્થા સ્વીકારવી. એટલે કે મારા ધારવા પ્રમાણે તે એમ કહેવા માગે છે કે આપણી વર્ણવ્યવસ્થામાં રહેલી વંશપરંપરાની ભાવનાને જ માત્ર આજે આપણે નાબૂદ કરવી. મ્હને તો લાગે છે કે વંશપરંપરાનો સિદ્ધાંત એ એક સનાતન સિદ્ધાંત છે. તેને બદલવાના પ્રયત્નથી હમેશાં અનવસ્થા ઉત્પન્ન થઇ છે: અને તે થાય જ. એક બ્રાહ્મણને તેની આખી જીંદગી બ્રાહ્મણ જ માનવામાં હું તો ભારે ઉપયોગ જોઇ રહ્યો છું. જો બ્રાહ્મણને છાજે એવી રીતે એ નહિ વર્તે તો સ્વાભાવિકપણે જ સાચા બ્રાહ્મણને મળનારૂં માન તે ખોશે. જો આપણે વ્યક્તિના પ્રત્યેક કૃત્યના સારાનરસાપણાનો આંક કહાડીને તેની રૂએ દરેક વેળાએ વ્યક્તિઓને સજાઓ કે બક્ષિસો એનાયત કરવા બેસીશું, રોજ રોજ બ્રાહ્મણને શૂદ્ર અને શૂદ્રને બ્રાહ્મણની પદવીઓ આપવા બેસીશું—તો મુશ્કેલીઓનો પારજ નહિ રહે એ દેખીતું છે. જો હિન્દુઓ પુનર્જન્મને માનનારા છે—અને દરેક હિન્દુ પુનર્જન્મમાં માનનારો હોવો જ જોઇએ—તો તેઓએ તો એમ જ માનવું રહ્યું કે કુદરત કશી પણ ભૂલ કર્યા વગર દુર્વર્તન કરનાર બ્રાહ્મણને માનવ ઉન્નતિની કોટિમાં નીચલી પાયરીએ નાંખશે અને તે જ રીતે આ જન્મમાં બ્રાહ્મણજીવન ગાળનારને બ્રાહ્મણ કોટિમાં ચડાવ્યા વગર પણ નહિ જ રહે.

હવે રોટીબેટીવહેવારની બાબત તપાસીયે. હું માનું છું કે રાષ્ટ્રીયતાની ભાવના પ્રવર્તાવવાને સારૂ એક ભાણે જમવું અગર ગમે તેની જોડે પરણવાની છૂટ રાખવી એ જરૂરની વસ્તુઓ નથી. ગમે

તેવા સ્વતંત્ર જમાનામાં, ગમે તેટલા સ્વતંત્ર રાજ્યબંધારણમાં પણ સમાજના બધા જ લોકોમાં ખાવાપીવા કે પરણવાની બાબતમાં એકસરખો જ આચારવહેવાર પ્રવર્તશે એમ હું માનતો નથી. સમાજના જુદા જુદા વર્ગો વચ્ચે આચારવિચારની વિવિધતા હમેશાં રહેવાની જ. એ વિવિધતા વચ્ચે જ આપણે હમેશાં એકતાને શોધવી અને સ્થાપવી પડવાની. અને કોઇ માણસ સૌ કોઇની જોડે ખાવા કે પીવાની બાબતમાં હરકત માનનારો હોય તો તે પાપ કરે છે એમ કહેવાને હું તૈયાર નથી. હિન્દુઓમાં ભાઇભાઇનાં છોકરાં એકબીજા જોડે નથી પરણતાં. એથી કંઇ તેમની વચ્ચેના પ્રેમમાં ખલેલ નથી પહોંચતી. ઉલટો આ રિવાજ એમની વચ્ચેના સગપણને વધારે વિશુદ્ધ અને નિર્મળ કરે છે. વૈષ્ણવોમાં મ્હેં ઘણી માતાઓને જોઇ છે જેઓ મરજાદ પાળે છે, અને ઘરને રસોડે જમતી કે ઘરના સામાન્ય ગોળાનું પાણી પીતી નથી. આથી તેઓમાં એકલવાયાપણું કે ઉદ્ધતાઇ આવી જાય છે અગર તો તેઓ સ્નેહ કે મમતાવગરની બની જાય છે એવું નથી બન્યું જોયું. આ બાબતો કેવળ સંયમ અને તાલીમને લગતી છે. એમનામાં અંગત એવો કશો દોષ નથી રહેલો. એમાં અતિશયતા પેસે તો તે નુકસાનકર્તા થઈ પડે ખરી. અને તેમાં પણ ઉંચનીચપણાના અભિમાનથી જો તેમ કરવામાં આવે તો તો આવો સંયમ સંયમ મટીને ખરેખર સ્વચ્છંદ જ બની જાય છે અને તેથી ઘાતક નીવડે છે. પણ જમાનો જેમ જેમ આગળ વધે છે અને નવનવી જરૂરિયાતો અને પ્રસંગો ઉભા થતા જાય છે તેમ તેમ રોટીબેટીવહેવારની બાબતમાં પણ ઘણી જ સંભાળપૂર્વક આપણે સુધારાવધારા અવશ્ય કરવા પડવાના.

આમ હિન્દુવર્ણવ્યવસ્થાનો હું પક્ષ લઉં છું, હમેશાં લેતો આવ્યો છું; અને છતાંયે હિન્દુઓમાં ઘર કરી બેઠેલી અસ્પર્શ્યતાની ભાવનાને હું માનવજાતિની સામે એક ઘોરમાં ઘોર અપ-

માન રૂપે ઓળખાવું છું. એ ભાવનાના મૂળમાં સંયમ નહિ પણ ઉચ્ચપણાની ઉદ્ધતાઈ જ રહેલી છે. એ ભાવનાએ પોતાની કાઇ પણ જાતની યોગ્યતા નથી બતાવી આપી; ઉલટા જેઓ કોઈ પણ વાતમાં આપણાથી જૂદા નથી, અને જેઓ અનેક દિશાઓમાં સમાજની ભારે સેવા બજાવી રહ્યા છે, તેવા મનુષ્યજાતિના એક પ્રચંડ જનસમૂહને આપણે માણસમાંથી કહાડી નાંખ્યાનું ઘોર પાપ કર્યું છે. આ પાપમાંથી હિન્દુધર્મ જેટલો સત્વર ઉગરી નીકળે તેટલી ત્હેની મ્હોટપ અને પ્રતિષ્ઠા છે. આ હીનભાવનાને ટકાવવાની તરફેણમાં એક પણ દલીલ મ્હને હજુ જડી નથી. અને આવી પ્રથાની હિમાયત કરનારાં શાસ્ત્રવચનો—જેના પ્રમાણ વિષે શંકા છે—ને બાતલ કરતાં હું બિલકુલ અચકાતો નથી. અલબત્ત, ઠરેલ બુદ્ધિ અને અંતરના અવાજની વિરૂદ્ધ જનારી કોઇ પણ શાસ્ત્રાજ્ઞાને માથે ચડાવવાની હું ના પાડું. શાસ્ત્રપ્રમાણ જ્યારે બુદ્ધિના પાયા ઉપર રચાએલું હોય છે ત્યારે તે નબળાઓને મદદરૂપ નીવડે છે અને તેમને ચડાવે છે; પણ જ્યારે તે અંતરના ઉંડાણમાંથી આવતા નાદથી પાવન થએલી બુદ્ધિની માગણીને સંતોષવાની ના પાડી તેની જગા પોતેજ રોકી દેવા મથે છે ત્યારે તે માણસને પાડે છે.

યંગઇન્ડિયા, તા. ૮ ડીસેમ્બર, ૧૯૨૦.

# વૈષ્ણવો અને અંત્યજ.

વૈષ્ણવના ગુણ જે વૈષ્ણવશિરોમણિ નરસિંહ મહેતાએ ગાયા છે તે હું બતાવી ગયો છું. મહારાજશ્રી અને મારી વચ્ચે જે સંવાદ થયો તે વિષે જે લખાયું છે તે ઉપર મારૂં દુઃખ હું જાહેર કરી ચૂક્યો છું.

તેમાં મેં ધર્મનિર્ણયને બદલે દુરાગ્રહ અને આક્ષેપોજ જોયા. હું પણ દુરાગ્રહ કરૂં છું ને આક્ષેપો મૂકું છું એમ કાં ન કહેવાય? જરૂર કહેવાય. એનો ન્યાય તો વાંચનાર જ કરી શકે. મહારાજશ્રીની સાથે સંવાદ શરૂ થયો તેજ વેળા તેમણે જણાવી દીધું કે શાસ્ત્રનિર્ણયમાં બુદ્ધિને સ્થાન નથી. હું તો એથી જ દુભાયો. જેને બુદ્ધિ સમજે નહિ, જે હૃદયમાં ખૂંચે તે શાસ્ત્ર હોય નહિ એમ હું માનું છું; અને મને લાગે છે કે જેને કેવળ ધર્મ આચરવો છે તેણે તે સિદ્ધાંત કબૂલ કરવોજ જોઇયે. એમ ન હોય તો આપણને ધર્મભ્રષ્ટ થવાનો

ભય રહે. ગીતાજીનો અર્થ મેં એવો સાંભળ્યો છે કે દુષ્ટ સગાં હોય તો તેને પણ આપણે પશુબળથી હડાવી શકીયે—હડાવવાં એ ધર્મ છે. રામે રાવણને માર્યો તેથી આપણે જેને રાવણ માનીયે તેનો સંહાર કરવો એ ધર્મ છે? મનુસ્મૃતિમાં લખ્યું છે કે માંસાહાર કરાય; તેથી શું વૈષ્ણવ માંસાહાર કરી શકે છે? રોગ થાય ત્યારે તેનું નિવારણ કરવા ગોમાંસ પણ ખાઇ શકાય એમ મેં શાસ્ત્રીઓ અને સંન્યાસીનો દાવો કરનારને મુખે સાંભળ્યું છે. આ બધા શાસ્ત્રાર્થોને કબૂલ રાખી મેં સગાંઓનો સંહાર રચ્યો હત, મેં અંગ્રેજોને મારી નાંખવાની સલાહ આપી હત, અને માંદગીમાં મેં ગોમાંસ ભક્ષણ કર્યું હત તો મારી કેવી દશા થાત? મેં આવે સમયે મારી બુદ્ધિએ કબૂલ રાખ્યો, મારા હૃદયે માન્યો, તેને જ ધર્મ માન્યો તેથી હું બચી શકયો છું. અને બધાને તેમ કરવાની સૂચના કરૂં છું.

તેથી જ નિર્મળ તપસ્વીઓએ આપણને શીખવ્યું છે કે જે વેદાદિ ભણે છે પણ જે ધર્મ આચરતા નથી તે વેદીઆ કહેવાય; તે નથી તરતા, નથી તારતા. તેથી જ વેદાદિને કંઠ કરનારાથી અથવા તેની ટીકાઓ યાદ રાખનારાથી હું અંજાઇ જતો નથી; ને તેઓના જ્ઞાનથી ચકિત ન થતાં મારૂં અલ્પ જ્ઞાન હું વધારે કિંમતી ગણું છું.

આવા મારા વિચારો હોવાથી જ્યારે મહારાજશ્રીએ શાસ્ત્રનિર્ણયનો સિદ્ધાંત મને સંભળાવ્યો ત્યારે હું દુઃખી થયો. પણ તેમની સરળતાથી હું રાજી થયો. એમ શાસ્ત્રનો અર્થ મારી વિરૂદ્ધ કરતા છતાં તેમણે નિર્ણય એ આપ્યો કે જે વિદ્યાલયમાં મુસલમાન, પારસી, ઇસાઇ, યહુદી વિ. આવી શકે છે તેમાંથી અંત્યજોને દૂર રાખવા એ ન્યાય ન ગણાય. જે વૈષ્ણવો અનેક દુનિયાદારીનાં કામોમાં દ્રવ્ય આપે છે, જેઓ જુગાર ઇ૦ માં પણ દ્રવ્ય નાંખે છે, તેઓને રાષ્ટ્રીયશાળા જેમાં અંત્યજોને પણ દાખલ કરવામાં આવતા હોય તેમાં ધર્મના બાહ્યનું બહાનું કહાડીને દાન આપવાની ના પાડ-

વાનો અધિકાર નથી. જે શાળાઓમાં અંત્યજો આવે તેમાં વૈષ્ણવો પોતાનાં છોકરાંને ન મોકલવા ઇચ્છે તો તેમને આગ્રહ ન કરી શકાય. આવો મહારાજશ્રીએ વ્યવહારિક નિર્ણય સંભળાવ્યો.

પણ તેમની આસપાસના શાસ્ત્રીઓએ જે દલીલો ચલાવી તેથી તો હું ગભરાયો. તેમાં મેં સરળતા ન જોતાં કેવળ મતાગ્રહ ભાળ્યો. તેનો નમૂનો શાસ્ત્રીજી વસંતરામે આપણુને ‘ ગુજરાતી ’ માં આપ્યો છે.

એમને અને ‘ ગુજરાતી ’ ના અધિપતિને હું વિનયપૂર્વક કહેવા ઇચ્છું છું કે જાહેર સેવા કરનારનો ધર્મ પ્રજાના પ્રવાહની ગતિ હોય તેમાં તણાવાનો નથી પણ જો તે ગતિ અવળી હોય તો તેને સવળી કરવાનો છે.

મને શાસ્ત્રનું જ્ઞાન નથી, મને અનુભવ નથી, હું હઠીલો છું, એમ કહી મને વૈષ્ણવપણામાંથી દૂર કરી શકાય એમ નથી. જ્યાં લગી હું માનું છું કે વૈષ્ણવપણાની પરીક્ષા સદાચરણમાં જ છે, વાદમાં, વાક્ચાતુર્યમાં કે શાસ્ત્રાર્થમાં નથી–ત્યાં લગી હું મારો દાવો છોડવા ઇચ્છતો નથી.

અસ્પૃશ્યતાને પાપ માનવું એ પશ્ચિમી વિચાર છે એમ કહેવું પાપને પુણ્ય મનાવવા બરાબર છે. અખો ભગત કંઇ પશ્ચિમની કેળવણી નહોતા પામ્યા: પણ તેણે જ ગાયું કે ‘ આભડછેટ અદકેરું અંગ ’ છે. આપણા દોષો કહાડવાના પ્રયત્નોને ઇતર ધર્મનાં અંગ ગણી દોષોને સંઘરવા એ ધર્માંધપણું છે અને તેથી ધર્મની અવનતિ થાય છે.

અસ્પૃશ્યતામાં ઘૃણા નથી એવી દલીલ કરવામાં આવી છે. એવીજ દલીલ અંગ્રેજો આપણે વિષે કરે છે. તેઓ આપણુને અલગ રાખે, ‘ નેટિવ ’ કહે, તેમાં ઘૃણા નથી—તેઓ આપણુને અલગ

ડબ્બામાં બેસાડે તે કેવળ ‘ આરોગ્યની સગવડ ’ છે, તેમાં દોષ નથી રહેલો—એવો તેઓનો દાવો છે. વૈષ્ણવોને મેં અંત્યજોને ગાળો દેતાં, મારતાં જોયા છે કેમકે તેઓ અજાણ્યે તેમને અડી ગયા. આવી વર્તણુકને ધર્મ ગણવો એ પાખંડ જ છે; અથવા પાપ છે. બ્રાહ્મણ નીકળે ત્યારે અંત્યજોને દિવાલ તરફ મ્હોં કરવા હુકમ કરવો એ ઉદ્ધતાઇ છે. અંત્યજોને એંઠવાડ આપવો, સડેલી વસ્તુઓ આપવી, એ અધમતા છે. આ વર્તણૂકનું મૂળ અસ્પૃશ્યતામાં છે.

અંત્યજ ન્હાવાથી, સાફ કપડાં પહેરવાથી શુદ્ધ નથી થતા એ દલીલનો અર્થ જ હું નથી સમજતો. અંત્યજનું અંતઃકરણ મેલું છે ? શું જન્મથી જ અંત્યજ મનુષ્ય નથી ? શું અંત્યજ પશુ કરતાં પણ કનિષ્ટ છે ?

મેં અનેક અંત્યજોને સરળ ચિત્તના, પ્રમાણિક, જ્ઞાની અને ઇશ્વરના ભક્ત ભાળ્યા છે. તેવાઓને સર્વ પ્રકારે હું વંદનીય ગણું છું.

અંત્યજ મેલા હોય, અંત્યજે મેલ ઉપાડ્યો હોય છતાં નાહ્યા ન હોય તેને ન અડકવું એ હું સમજી શકું છું. પણ તેઓ ગમે તેટલા શુદ્ધ હોય છતાં તેમને ન જ અડકાય એ તો અધર્મની સીમા છે. ઘણા અંત્યજ નથી તેવાને બહુ મેલા મેં જોયા છે. ઘણા ખ્રિસ્તી મેલું ઉચકે છે. દાકતરોનો ધર્મ જ મેલ ધોવાનો છે. તે બધાને આપણે અડકવામાં પાપ નથી માનતા; પણ જેઓ ડિગ્રી વિનાના આપણા અભણ દાકતર છે તેમનો અનાદર કરી આપણે પાપમાં પડીયે છીયે ને વૈષ્ણવધર્મને એબ લગાડીયે છીયે.

પણ અસ્પૃશ્યતા અને વર્ણાશ્રમ એ બેને શાસ્ત્રી વસંતરામજી તથા ‘ ગુજરાતી ’ ના અધિપતિ એકજ વસ્તુ માનતા જણાય છે. મારી અલ્પમતિ પ્રમાણે વર્ણાશ્રમ એ ધર્મ છે; શાશ્વત છે; વ્યાપક છે; કુદરતને અનુકૂળ છે અને વ્યવહારવ્યવસ્થા છે; હિંદુધર્મનું એ એક શુદ્ધ બાહ્યસ્વરૂપ છે.

અસ્પૃશ્યતા એ હિંદુધર્મનું દૂષણ છે; પડતીને વખતે આપદ્ધર્મ તરીકે તત્કાળને માટે દાખલ થએલી એ એક વ્યવસ્થા હોવાનો સંભવ છે. એ અવ્યાપક છે; તેને શાસ્ત્રોમાં સ્થાન નથી. જે શ્લોકોને એના ટેકામાં ટાંકવામાં આવે છે તે ક્ષેપક છે, અથવા તો તેના અર્થ વિષે મતભેદ છે. વૈષ્ણવોએ અસ્પૃશ્યતાને ધર્મરૂપે વર્ણવેલ નથી. અસ્પૃશ્યતાનો દહાડે દહાડે લોપ થતો જાય છે. રેલમાં, સરકારી નિશાળોમાં, તીર્થક્ષેત્રોમાં, અદાલતોમાં તેને સ્થાન નથી. મીલોમાં અને બીજાં મોટાં કારખાનાંઓમાં અંત્યજોનો સંપૂર્ણ સ્પર્શ છે. આમ જે સ્પર્શ વૈષ્ણવો પાપ માનતા છતાં કરે છે તેને વિચારપૂર્વક પુણ્ય માનીને તેઓ કરે એવી મારી પ્રાર્થના છે. ગીતાજી પણ એ જ કહે છે: સમદર્શીને બ્રાહ્મણ, શ્વાન, અંત્યજ બધા સરખા છે. 'નરસૈંયો' ગાય છે કે વૈષ્ણવમાં સમદૃષ્ટિ હોવી જોઇયે. અંત્યજને સર્વથા અસ્પૃશ્ય ગણવા છતાં તેમના તરફ પણ પોતે સમદર્શી રહી શકે છે એવો દાવો વૈષ્ણવો નહિ કરી શકે.

નવજીવન, તા. ૧૨ ડીસેંબર, ૧૯૨૦.

# નાગપૂર અંત્યજ પરિષદ્.

તા ૩૧ ડીસેમ્બર, ૧૯૨૦ ના રોજ નાગપૂરમાં મળેલી અંત્યજ પરિષદ્‌ના પ્રમુખ તરીકે મહાત્મા ગાંધીજી હિંદીમાં નીચે પ્રમાણે બોલ્યા હતા:—

**ભાઇઓ અને બ્હેનો,**

અત્યંજવર્ગની હાલતનો અભ્યાસ હું કેટલાંયે વર્ષોથી કરી રહ્યો છું. આ વિષયમાં આપણા મોટા મોટા સુધારકોના જેવો હું નથી. સુધારકો જે રીતે કામ કરે છે તે રીતે હું કામ કરતો નથી. જ્યારથી હું હિંદુસ્તાનમાં આવ્યો છું ત્યારથી સુધારકો જે ઢબથી કામ કરી રહ્યા છે તેની ઉપર મેં વિચાર કર્યો છે. પણ હું જે કામ કરૂં છું તેમાં ત્રૂટી છે અગર તો બીજાઓ કરે છે તે વધુ સારૂં છે એવું મને નથી લાગ્યું. મારામાં ત્રૂટી હોય એ સંભવિત છે, પણ ત્રૂટી નથી એવો જ મારો વિશ્વાસ છે.

## મારૂં કામ.

હું કામ કરૂં છું તે આ પ્રમાણે છે. અસ્પૃશ્યતા એ પાપ છે, તેથી એ પાપને હઠાવવું જોઇએ. અસ્પૃશ્યતાને હઠાવવી એ હું મારૂં કર્તવ્ય સમજું છું, પણ તે અંત્યજોની અંદરથી નહિ પણ ઇતર હિંદુઓમાંથી હઠાવવું જોઇએ. અસ્પૃશ્યતા એ હિંદુધર્મની અતિશયતા છે. મદ્રાસમાં એક સ્થળે હું બોલ્યો હતો, કે જેવી આપણી સલ્તનતમાં બડી ભારી શયતાનિયત હું જોઉં છું અને જેમ એ દુરસ્ત કરી ન શકું તો તેને મિટાવવા હું ઇચ્છું છું, તેમ હું માનું છું કે હિંદુધર્મમાં અસ્પૃશ્યતા એ ભારે શયતાનિયત છે.

## આપણી હાલત બૂરી કેમ ન હોય ?

સ્વ. ગોખલેએ દક્ષિણ આફ્રિકામાં ત્યાંનો બધો મામલો જાણ્યા બાદ કહ્યું હતું કે 'આપણી હાલત આવી બૂરી કેમ ન હોય ? જેમ આપણે અંત્યજોને અસ્પૃશ્ય સમજીએ છીએ, તેમ યૂરોપની પ્રજા પણ આપણને, હિંદુ મુસલમાન બધાને, અસ્પૃશ્ય સમજે છે. તેમની સાથે રહેવા આપણને પરવાનગી નહિ; તેમના જેટલા આપણને હક પણ નહિ. જેટલા બેહાલ હિંદુસમાજે અંત્યજોને કર્યા છે તેટલા દક્ષિણ આફ્રિકાના ગોરાઓએ હિંદીઓને કર્યા છે. હિંદ બહારનાં સલ્તનતનાં જેટલાં સંસ્થાનો છે તેમાં પણ ગોરાઓનું વર્તન તેવુંજ છે, જેવું હિંદુસમાજનું વર્તન અંત્યજો સાથે છે. ગોખલેજીએ માટેજ કહેલું કે 'આપણે હિંદુસમાજે બતાવેલી શયતાનિયતનું ફળ મળી રહ્યું છે. સમાજે મોટું પાપ કર્યું છે, ભારે શયતાનિયત દેખાડી છે એને પરિણામે જ આપણી બૂરી હાલત દક્ષિણ આફ્રિકામાં થએલી છે.' મેં તરત તેનો સ્વીકાર કરી લીધો. એ વાત સાવ સાચી હતી. ત્યાર પછીનો મારો અનુભવ પણ તેવો જ છે.

## ચૂસ્ત હિંદુ.

હું પોતે હિંદુ છું, હું દાવો કરૂં છું, કે હું ચૂસ્ત હિંદુ છું. મારો વિશેષ દાવો છે કે હું સનાતની હિંદુ છું. આજે ગુજરાતમાં હિંદુસમાજની સાથે મારે મોટો ઝઘડો ચાલી રહ્યો છે. હિંદુસમાજ, ખાસ કરીને વૈષ્ણવસમાજ, મારો સનાતની હિંદુ હોવાનો દાવો ઇનકાર કરે છે, છતાં હું મારો દાવો કાયમ રાખું છું અને કહું છું કે હું સનાતની હિંદુ છું.

## હિંદુસમાજની મોટી ખામી.

હિંદુસમાજની આ ભારે મોટી ખામી છે; બીજી ખામીઓ પણ બહુ છે. પણ એ તો આજે દૂર કરો કે હજાર વરસ પછી કરો તો યે ક્ષંતવ્ય હશે પણ હું અંત્યજની અસ્પૃશ્યતાને સાંખી શકતો નથી. અસ્પૃશ્યતાની હું બરદાસ કરી શકતો નથી. હિંદુસમાજનું કર્તવ્ય છે કે અસ્પૃશ્યતાને દૂર કરવા માટે ભારે તપશ્ચર્યા કરે. મેં કહેલું છે ને આજે પાછો હિંદુસમાજને કહું છું કે જ્યાં સુધી અસ્પૃશ્યતાના પાપમાંથી હિંદુસમાજ મુક્ત નહિ થાય ત્યાં સુધી સ્વરાજ્ય-સ્થાપના અસંભવિત છે. મારા ઉપર તમે ઇતબાર રાખતા હો તો તમને કહું છું કે જેટલું દર્દ અંત્યજને અસ્પૃશ્ય રહેવામાં છે તેથી વધારે દર્દ મને અસ્પૃશ્યતા હિંદુધર્મમાં હોવાથી છે. અસ્પૃશ્યતા હિંદુ-સમાજમાં કાયમ છે ત્યાં સુધી મને લાજ આવે છે અને હિંદુ છું એવો દાવો કરતાં પણ મને સંકોચ થાય છે. આજે મરાઠીમાં જેઓ મારી આગળ બોલી ગયા તેઓએ આક્ષેપ કર્યો છે. જે પદ હિંદુસ્તાને મને આપ્યું છે, પણ જે મેં સ્વીકાર્યું નથી તેને માટે હું લાયક ત્યારે જ થાઉં, કે જ્યારે હિંદુધર્મમાંથી અસ્પૃશ્યતા નીકળી જાય. ( ગાંધીજીના ભાષણ દરમ્યાન બે વાર તાળીઓના અવાજ થઇ ગયા હતા. અહીં વળી ત્રીજીવાર અવાજ થયો. એટલે ગાંધીજીને કહેવું

પડયું કે 'હું જ્યાં હૃદયના ઉદ્દગારો આપવા માગું છું ત્યાં તમે અવાજથી મને ન રોકો. ) હું તમને પૂછું છું કે તમે મને કહી શકતા હો તો કહો કે એક આદમી શી રીતે કામ લેવાથી કેટલાંયે વરસના રિવાજને એક દિવસમાં મટાડી શકે. મને કોઇ બતાવી શકે કે આમ કરવાથી આજ એને હડાવી શકાય તો હું આજ હઠાવું. પણ હિંદુસમાજ પાસે દોષનો સ્વીકાર કરાવવો અને તે દોષ સુધરાવવો એ કઠણુ છે.

## મુશ્કેલીઓ.

હું જે કહું છું તેજ કરૂં છું. હું જે કામ કરી રહ્યો છું તેમાં મારી ધર્મપત્નીને સામેલ કરવામાં મને કષ્ટ પડયું છે, મને જે તપશ્ચર્યા કરવી પડી છે તે પરથી હું તમને, અંત્યજોને અને હિંદુસમાજને બતાવવા માગું છું કે આ કામમાં ભારે મુશ્કેલીઓ રહી છે. તેથી હું એમ નથી કહેવા માગતો કે આ કામને બંધ પાડવું; પણ કામ શી રીતે લેવું તેની પદ્ધતિ વિચારી લેવી જોઇએ. માટે જ તમારા ઠરાવો મને પસંદ નથી પડતા.

તમે ઠરાવ કરવા માગો છો કે અંત્યજોને જેટલાં દેવાલયો છે તેમાં જવાનો હક હોવો જોઇએ. એ કેમ બની શકે ? હિંદુધર્મમાં જ્યાં સુધી વર્ણાશ્રમધર્મને પ્રધાનપદ આપવામાં આવ્યું છે ત્યાં સુધી એમ કહેવું કે દરેક દેવાલયમાં પ્રત્યેક હિંદુ જઇ શકે એ આજ નહિ બને. આજે એ સમાજમાં દાખલ કરવું અસંભવિત છે. હિંદુસમાજ આને માટે તૈયાર નથી. મારો અનુભવ છે કે ઘણાં દેવાલયોમાં અંત્યજો સિવાયની બીજી કેટલીક જાતિઓથી પણ નથી જઇ શકાતું. મદ્રાસમાં કેટલાંક દેવાલયોમાં તો હુંયે નથી જઇ શકતો. મને એ વિષે દુઃખ નથી. હું એમ પણ કહેવા તૈયાર નથી કે આમાં હિંદુ-સમાજની સંકુચિત્ દૃષ્ટિ છે યાતો તેનો દોષ છે. દોષ હોય પણ, પરંતુ કઇ દૃષ્ટિથી એ દોષ કરાએલો છે તેનો ખ્યાલ કરવો જોઇએ.

એ કાર્ય જો સંયમની દૃષ્ટિથી કરવામાં આવતું હોય તો હું નહિ કહું કે સહુને દેવાલયોમાં જવાનો અધિકાર હોવો જોઇએ. હિંદુસ્તાનમાં પૃથક પૃથક સંપ્રદાયો છે, તેને હું નષ્ટ કરવા નથી માગતો. હિંદુસમાજનું પતન સંપ્રદાયોથી કે વર્ણાશ્રમથી નથી થયું. પતન થયું છે તે તો વર્ણાશ્રમમાં રહેલા સૌંદર્યના અને સંયમના ત્યાગથી થએલું છે. તમારે એ સમજી લેવું જોઇએ કે વર્ણાશ્રમધર્મ એક ચીજ છે અને અસ્પૃશ્યતા એ બીજી ચીજ છે. વર્ણાશ્રમધર્મ દોષિત છે, તેમાં પાપ છે એમ કહેવામાં પશ્ચિમની પદ્ધતિનો પ્રયોગ છે. હું એ પદ્ધતિનો પ્રયોગ નથી કરતો. એના સ્વીકારે હિંદુસ્તાનને પાડયું છે. અંત્યજોના આશિર્વાદ અને અંત્યજોની પ્રસન્નતા હું મફતમાં લેવા નથી ચાહતો. તેથી હું આજે સાફ કહી દેવા ઇચ્છુંછું કે આ કામમાં હું બહુ કષ્ટો ભજ્યો છું. કારણ હું એનો–અસ્પૃશ્યતાનો દોષ મટાડવામાં અંત્યજોની અને સુધારકોની સાથે છું. બીજી બાબતોમાં તમે ને એ જે કરવા માગો છો તેમાં હું સામેલ નથી. હું કોઇ પણ હિંદુને નથી કહી શકતો—કારણ હું તે માનતો નથી—કે દરેક હિન્દુએ એકબીજાની સાથે ખાવું, પીવું કે બેટીવ્યવહાર કરવો. તેની આવશ્યકતા નથી. હું કહું છું કે જે માણસ આ ત્રણે વ્યવહારનો ત્યાગ કરે તે સંયમી હોઈ શકે છે અને સ્વચ્છંદી પણ થઈ શકે છે. હું માનું છું કે ત્યાગ સંયમવૃત્તિથી જ થએલો છે.

હું પોતે અંત્યજોની સાથે ખાઉં છું, પીઉં છું. એક અંત્યજ છોકરીને મેં દત્તક લીધી છે. એ છોકરી મને પ્રાણથી પ્યારી છે. છતાં હિન્દુસમાજને હું નહિ કહું કે તમારી ત્યાગવૃત્તિને તમે હઠાવી દો. હું માનું છું કે મારા જેવાને માટે પણ હિન્દુસમાજમાં સ્થાન છે. સંન્યાસી ન હોવા છતાં હું કરી રહ્યો છું તેમ કરનારને માટે હિન્દુસમાજની અંદર સ્થાન છે. હું મુસલમાનો મને કંઇ ખાદ્ય વસ્તુ આપે અને તેમની પાસેથી હું તે ખાદ્ય લઉં તેમ અંત્યજો પાસેથી પણ ખાદ્ય વસ્તુ લઇ શકું છું. પણ એમ કરવાને હું

હિન્દુને ફરજ પાડવા નથી ઇચ્છતો, કારણ કે આમ કરવામાં સંયમ તૂટે છે. એ સંયમમાં હિન્દુસંસારની રક્ષા રહેલી છે. વર્ણાશ્રમને કે ખાવાપીવાના વ્યવહારને મટાડવો; અને અસ્પૃશ્યતાને મટાડવી એ એક વસ્તુ નથી. એક વસ્તુ સંયમ છે જ્યારે બીજી વસ્તુ શેતાનિયત છે. હું અભ્યાસી છું અને અધ્યયન કરી રહ્યો છું, એટલે મને જ્યારે લાગશે કે મારી સમજમાં ભૂલ હતી તે જ દિવસે હું મારી ભૂલ કબૂલ કરી લઈશ. પણ અત્યારે તો હું કહેવાને તૈયાર છું કે જેઓ અસ્પૃશ્યતાનો બચાવ કરી રહ્યા છે તેઓનામાં હું પાખંડ જ જોઉં છું, શેતાનિયત જોઉં છું, જેનો તેઓ બચાવ કરી રહ્યા છે તે શેતાનિયત છે.

મેં મારી મર્યાદા, મારૂં શું કામ છે તે કહી દીધું છે, તેની પદ્ધતિ પણ મેં જણાવી દીધી છે. હું નથી માનતો કે સુધારકો અંત્યજોમાં કામ કરીને, તેમને કેળવણી આપીને અસ્પૃશ્યતાનો દોષ મટાડી શકે. હું એવા ઘણાઓને જાણું છું કે જેઓ પ્લૅટફૉર્મ પર ખૂબ બોલે છે, પણ જ્યારે સ્પર્શ કરવાનો પ્રસંગ આવે છે ત્યારે હઠી જાય છે. આવી દંભ સાથે મારી ભિન્નતા છે, અને હું કહેવાને ઇચ્છું છું કે આ રીતે સુધારો નહિ થાય! પણ બીજી તરફ હિન્દુસમાજ સમજશે ત્યારે કરશું એમ કહેનારનો પણ મને કંટાળો છે. હું તો અંત્યજોને કહી રહ્યો છું કે આવા પાપ સામે હું પોતે તો અસહકાર જ કરૂં. અહીં આવેલા અંત્યજેતર લોકોને હું કહીશ કે સમાજના આ પાપની સામે, આખા હિંદુસમાજ સામે હું એકલો અસહકાર કરૂં એવો પ્રસંગ પણ જો એ પાપ કોઇ રીતે દૂર ન થાય તો આવે. સલ્તનતની શેતાનિયત દુન્યવી છે, અસ્પૃશ્યતાની શેતાનિયતે ધાર્મિક રંગ લીધો છે. હિન્દુઓ તો એમ જ સમજે છે કે અંત્યજોને અડવામાં પાપ છે. તેમને મનાવવાનું કામ કઠણ છે. આપણામાં એટલી મંદતા— આળસ આવી ગઇ છે, આપણે એટલા બધા દુઃખમાં ડૂબેલા છીએ કે આપણે વિચાર પણ કરી શકતા નથી. આપણા ધર્માધિકારીઓ

પણ અજ્ઞાનમાં એટલા બધા ડૂબેલા છે કે તેમને સમજાવી જ ન શકાય. અસ્પૃશ્યતા દોષના નિવારણનો અર્થ જ એ છે કે એનો હિન્દુસમાજ પાસે સ્વીકાર કરાવવો. અંત્યજો કરોડો હિન્દુઓનો નાશ કરીને અસ્પૃશ્યતાના દોષને મટાડી શકે એ અસંભવિત છે. વેદમાં કે મનુસ્મૃતિમાં જો એવું ફરમાન હોય તો વેદને બદલવા જોઇએ. પણ બીજા ધર્મગ્રંથો કોણ રચી શકે? હું સંસારી છું, ધર્માધિકારી હોવાનો દાવો નથી કરતો. હું પોતે અનેક ખામીઓથી ભરેલો; હિન્દુસમાજને હું ધર્મનીતિ શી રીતે આપી શકું? હું તો મને પોતાને તેમની દયાને પાત્ર બનાવીને કામ કરાવી શકું તે કરી લઉં.

કામમાં મુશ્કેલીઓ ભારે રહેલી છે. પણ આપણા સુધારકો જો એટલું સમજી લેશે કે હિન્દુસમાજને મિટાવીને આ દોષ કાઢવો અસંભવિત છે, તો તેમને ખાતરી થશે કે તેમની સહિષ્ણુતાથી જ તે મટાડી શકાશે. તમને અંત્યજ ભાઇઓને હું કહું છું કે તમે મારા જેટલા જ હિન્દુ છો. મારા જેટલા જ તમને પણ હિન્દુપણાના અધિકાર છે. તમે હિન્દુધર્મને બરાબર સમજશો તો તમારાં હથિયાર તમારા હાથમાં જ છે, જેમ સલ્તનતને મટાડવાનું હથિયાર આપણા જ હાથમાં છે. ભીખ માગીને તેનો ઉપાય થઇ શકવાનો નથી; તેમ અસ્પૃશ્યતાને દૂર કરવાનો ઉપાય પણ અંત્યજોના જ હાથમાં છે.

અંત્યજો કહેશે કે અમને અસહકાર શીખવો તો હું તમને જરૂર આજ રાત્રે જ અસહકાર શીખવવા ઇચ્છું છું. અસહકાર એ આત્મશુદ્ધિની ક્રિયા છે. હિન્દુસ્તાન બીજા મુલકોથી જુદો મુલક છે, તેથી આપણે જે કરવાનું છે ને આપણે અંગ્રેજોને તંગ કરીને નથી કરી લેતા. પણ આપણાથી શુદ્ધ શી રીતે થવાય? હિન્દુસમાજ કહે છે કે જુઓ અંત્યજો દારૂ પીએ છે, ગમે તે ખાય છે, શૌચના નિયમો

પાળતા નથી, અંત્યજો ગાયોની કતલ કરે છે. આ વાત હું નથી માનતો. જે હિન્દુ હોવાનો દાવો કરતો હોય તે ગોમાંસ નથી ખાઇ શકતો. અંત્યજો અસહકાર કરવા ઇચ્છતા હોય તેઓ મદ્યપાન છોડે, માંસ છોડે, તેટલું નહિ તો ગોહત્યા તો છોડે જ. ચમારોને હું ચમારકામ છોડવાનું કહેતો નથી. અંગ્રેજો એ કામ કરે છે તોપણ આપણે તેમને સલામ કરતા જઇએ છીએ. અત્યારે તો બ્રાહ્મણો પણ એ કામ કરે છે. પાયખાનાં સાફ કરવામાં હું મલીનતા નથી જોતો. એ કામ મેં પોતે બહુ કર્યું છે અને મને એ ગમે છે. મારી માતાએ મને શીખવ્યું છે કે કામ પવિત્ર છે. મેલાની જોડે કામ છે છતાં કામ તો પવિત્ર છે. એ કામને એવું પવિત્ર સમજીને જે કરે છે તે સ્વર્ગ પામે છે. એ કામને ન છોડતાં તમે હિન્દુધર્મમાં રહી શકો છો. તમને એઠું અન્ન કે રાંધેલું અન્ન કોઈ આપે તો તમે તેનો અસ્વીકાર કરો અને કાચું અનાજ માગો. તમે સ્વચ્છતાથી રહો. પાયખાનાં સાફ કરી લીધા પછી તમે તમારો પોષાક બદલી નાંખો. મેલું સાફ કરતાં છતાં પણ તમે મારી માતા રહેતી હતી તેટલા સ્વચ્છ રહો. કપડાં બદલવાને અમને ક્યાંથી મળે એમ પૂછશો તો તમારે કહેવું જોઇએ કે અમને પંદર, વીસ, ત્રીસ કે જેટલાને માટે તમે લાયક હો તેટલા પૈસા ન મળે ત્યાં સુધી તમે કામ ન કરો. એમ તમે હિન્દુસમાજને કહી શકો છો. જેમ સુતાર લુહાર તમારૂં કામ કરે છે તેમ અમે પણ સમાજનું આવશ્યક કામ કરીએ છીએ એમ તમે કહી શકો છો. તમે નીડર બની જાઓ. હું ગુજરાતના અંત્યજોને પિછાનું છું, તેમના સ્વભાવથી વાકેફ છું. તેમને હું એ જ શીખવી રહ્યો છું કે તમે અસ્પૃશ્યતાનો દોષ તમારી જ તાકાતથી દૂર કરો; તમે કટ્ટા હિન્દુ બનો કે જેથી હિન્દુસમાજ તમારી ઘૃણા ન કરે પણ પૂજા કરે.

હું આ કામ તમારી જ મારફત અથવા હિન્દુસમાજની મારફત કરાવી લેવા માગું છું. તમને હું કહું છું કે તમે જે હક

માગી રહ્યા છો તેને માટે તમે લાયક થાઓ. આમ કહીને હું એ નથી કહેવા માગતો કે તમે લાયક નથી. હિન્દુસ્તાનને સ્વરાજ્યને માટે યોગ્ય થવાનું હું કહું છું ત્યારે હું હિન્દુસ્તાનને નાલાયક નથી માનતો, હું હિન્દુસ્તાનને વધારે લાયક થવા કહું છું. તેમ અંત્યજોને પણ કહું છું કે તમારો અધિકાર સ્વતંત્ર બનવાનો છે, દરેક હિન્દુ-ની સાથે સરખાપણું પ્રાપ્ત કરવાનો છે. પણ આજે તપશ્ચર્યા કરીને તેને માટે તમે વધુ લાયક બનો એમ હું કહું છું.

તપશ્ચર્યા વિષે બોલતાં મારી જીંદગીના બે પ્રસંગો વિષે હું તમને કહેવા ઇચ્છું છું. અમદાવાદમાં સત્યાગ્રહાશ્રમ ખોલ્યા પછી મેં ત્યાં દુધાભાઇ નામના એક અંત્યજભાઇને ને તેમનાં પત્નીને આશ્રમમાં રાખ્યાં. અને મેં તેમને રાખ્યાં ત્યારે હિન્દુસમાજે શું કર્યું? અમે જે કુવાએ પાણી ભરતાં તે કુવાનું પાણી દુધાભાઈની પત્નીને ન ભરવા દીધું. મેં કહ્યું, દુધાભાઇને પાણી ન ભરવા દો તો હું પણ એ કુવાનું પાણી નહિ ભરૂં. એ કુવામાં પાણી ભરવાનો તો મારો હિસ્સો હતો, પણ એ હિસ્સો મેં તજી દીધો. દુધાભાઇએ શું કર્યું હતું? દુધાભાઇ તો સ્વચ્છ હતા. તેઓ તો જેટલી ગાળો પડતી તેટલી સાંભળી લેતા હતા. આ તપશ્ચર્યાથી ત્રણ દિવસની અંદર કષ્ટ દૂર થયું, અને લોકો સમજી ગયા કે એ કુવે દુધાભાઇ પણ પાણી ભરી શકે છે. એ જ દુધાભાઇની છોકરી લક્ષ્મી આજે મારા ઘરમાં લક્ષ્મી સમી ફરે છે. તમે બધા જો દુધાભાઇની તપશ્ચર્યા શીખો તો તમારાં દુઃખ આજે મટે.

હવે અંત્યજેતર હિન્દુઓને હું કહું છું કે તમે પણ બહાદુર બનો અને તમારા પાપને હઠાવો. હું ધાર્મિક છું એમ માનું છું. તમે મને વહેમી પણ કહી શકો. હું માનું છું કે આ પાપમાંથી તમે મુક્ત નહિ થાઓ, અંત્યજોની તમે ક્ષમા નહિ માગો ત્યાં સુધી બીજાં અનેક કષ્ટો તમારે માથે આવ્યાં કરશે. અસ્પૃશ્યતા એ પાપ

છે એમ સમજજો. તમે જ્ઞાનપૂર્વક તમારી મલીનતાને હઠાવી શકો તો સ્વતંત્રતાને તમે આજે હાથ કરી શકો.

હવે બીજું દૃષ્ટાંત આપીને હું તમને હિન્દુધર્મની સરલતા દર્શાવવા ઇચ્છું છું. હું દક્ષિણ આફ્રિકાથી આવ્યો ત્યારે મારી સાથે નાયદ નામનો એક પંચમ (અંત્યજ) જાતનો છોકરો હતો. ભાઈ નટેશન અંત્યજોનું ભારે કામ કરનાર ગૃહસ્થ છે. તેમના ઘરમાં મારે અમદાવાદ જતાં મદ્રાસમાં ઉતરવાનું થયું. મને ઘણા મિત્રોએ કહ્યું કે, તું આ શું કરે છે? નટેશનની માતા એટલા બધા જુના વિચારનાં છે કે તું એના ઘરમાં અંત્યજને લઈ ગયો છે એ જાણશે તો ડોશીનું મોત જ થશે. મેં કહ્યું, હું એ છોકરાનો ત્યાગ કરૂં એના કરતાં તો બહેતર છે કે હું નટેશનના ઘરનો જ ત્યાગ કરૂં. પણ નટેશન તો સરલચિત્ત માણસ છે. તેમણે જઇને માતુશ્રીને ખરી હકીકત જણાવી. માતાજીએ કહ્યું, ભલે આવવા દો. તેઓ સમજી ગયાં કે મારી સાથે આવનારો અંત્યજ મલીન નહિ જ હોય. અને મેં પણ એ છોકરામાંથી બધી મલીનતા કાઢી નાંખી હતી. અમે તેમના ઘરમાં ઉતર્યા અને જે કુવેથી એ બાઇ પાણી કાઢતાં તે જ કુવેથી અમે પણ પાણી કાઢયું. આ કિસ્સામાંથી શું ફલિત થાય છે? અંત્યજેતરો પોતાની માતાઓને અને બહેનોને ભાઇ નટેશનની જેમ પવિત્રતાથી, સરલતાથી સમજાવી શકે છે. આનું તાત્પર્ય એ છે કે આ પ્રશ્નનો નિવેડો અંત્યજેતરોની સરલતા અને અંત્યજોની તપશ્ચર્યાથી જ આવશે.

પરમેશ્વરને મારી પ્રાર્થના છે કે અંત્યજભાઇઓને સન્મતિ અને ધૈર્ય આપજો કે જેથી તેઓ ધર્મને ન છોડે. હિન્દુઓને માટે મારી પ્રાર્થના છે કે આ પાપમાંથી—આ શેતાનિયતમાંથી—હિન્દુ-સમાજને પરમેશ્વર મુક્ત કરે.

# સનાતની હિંદુ એટલે?

હું મને ચૂસ્ત સનાતની હિંદુ કેમ કહેવડાવું છું, હું કેમ મને વૈષ્ણવ માનું છું. એ સવાલો પૂછાયા છે. મને લાગે છે કે એ સવાલનો ઉત્તર મારે વાળવો જોઇયે.

આના ઉત્તરમાં સનાતની હિંદુની વ્યાખ્યા આવી જાય છે; વૈષ્ણવની ઓળખાણુ આવી જાય છે.

મારી માન્યતા છે કે જે માણુસ હિંદુસ્તાનમાં હિંદુ કુળમાં જન્મીને વેદ ઉપનિષદ્ પુરાણુાદિ ગ્રંથોને ધર્મગ્રંથરૂપે માને; જે માણુસ સત્ય અહિંસાદિ પાંચ યમોને વિષે શ્રદ્ધા રાખે ને તે યથાશક્તિ પાળે; જે માણુસ આત્મા છે, પરમાત્મા છે, આત્મા અજ ને અમર છે તેમ છતાં દેહાધ્યાસથી સંસારમાં અનેક યોનિમાં આવજા કર્યા કરે છે તેને મોક્ષ છે, અને મોક્ષ એ પરમ પુરુષાર્થ છે એમ

માને; જે વર્ણાશ્રમ ને ગૌરક્ષા ધર્મને માને; તે હિંદુ છે. જે માણુસ આ બધું માનતો હોવા ઉપરાંત વૈષ્ણવ સંપ્રદાયને માનનાર કુટુંબમાં જન્મ્યો હોય ને તેનો જેણે ત્યાગ ન કર્યો હોય, જેનામાં નરસિંહ મહેતાએ તેના ‘ વૈષ્ણવજન ’ નામના ભજનમાં વર્ણવેલા ગુણો થોડે-ઘણે અંશે પણ હોય, ને જે તે ગુણો પૂર્ણપણે મેળવવા પ્રયત્ન કરતો હોય, તે વૈષ્ણવ છે. મારી દઢ માન્યતા છે કે મેં વર્ણવેલાં ચિન્હો મારામાં ઘણે અંશે છે ને તે મારામાં વધારે દઢીભૂત કરવા હું પ્રયત્ન કરી રહ્યો છું. તેથી મને પોતાને હું નમ્રપણે પણ દઢતાથી ચૂસ્ત સનાતની હિંદુ અને વૈષ્ણવ તરીકે ઓળખાવતાં સંકોચાતો નથી. હું માનું છું કે હિંદુધર્મનું મોટામાં મોટું બાહ્યસ્વરૂપ ગોરક્ષા છે. તે રક્ષા કરવા હિંદુ માત્ર અત્યારે અસમર્થ બની રહ્યા છે તેથી હિંદુસંસારને હું નપુંસક માનું છું. ને નપુંસકોમાં હું મને ઓછામાં ઓછો નપુંસક માનું છું. જે તપશ્ચર્યા મેં ગોરક્ષાને સારૂ કરી છે ને કરી રહ્યો છું, જે લાગણી મને ગાય તથા ગાયના વંશના સારૂ થાય છે, તેનાથી વધારે બીજામાં હશે એમ હું ધારતો નથી. તેને ખાતર મારા જેટલી તપશ્ચર્યા કોઈએ જ્ઞાનપૂર્વક કરી હોય એમ હું જાણુતો નથી. જ્યાં લગી હિંદુસ્તાનમાં હિંદુ ગાયની ઉપર દયા રાખતા નથી, ઢોરને હિંદુ પોતે જ અનેક પ્રકારનાં દુઃખો આપે છે, જ્યાં સુધી મુસલમાનોની પ્રીતિ સંપાદન કરી તેમની પાસેથી પ્રેમને ખાતર ગોવધ છોડાવવા તેઓ સમર્થ થયા નથી, જ્યાં સુધી અંગ્રેજો હિંદુ-સ્તાનમાં ગોવધ કરી રહ્યા છે. તે સહન કરી અંગ્રેજી સલ્તનતની હિંદુઓ સલામી કરે છે, ત્યાં સુધી હિંદુધર્મમાં બ્રાહ્મણ અને ક્ષત્રિ-યધર્મનો હું લોપ સમજું છું. અને તેથી હું વૈશ્ય જન્મ્યા છતાં તે બન્ને ધર્મનું પાલન કરવા સદા પ્રયત્ન કરી રહ્યો છું.

હિંદુધર્મનું આંતરસ્વરૂપ સત્ય અને અહિંસા છે એમ હું માનું છું. સત્યનું સેવન જેટલી સૂક્ષ્મતાએ હું છેક બચપણથી કરી

રહ્યો છું તેટલું કરતાં મેં મારી ઓળખમાંના કોઇને જાણ્યા નથી. અહિંસાનું જાગૃત લક્ષણ પ્રેમ છે—અવેર છે. મને દઢ વિશ્વાસ છે કે હું પ્રેમથી ઉભરાઈ રહ્યો છું. મને સ્વપ્ને પણ કોઇના પ્રત્યે વેરભાવ ઉત્પન્ન થયો નથી. ડાયરનાં દુષ્કૃત્યો છતાં તેના પ્રત્યે મને વેર ઉત્પન્ન થતું નથી- જ્યાં જ્યાં મેં દુ:ખ જોયું છે, અન્યાય જોયો છે ત્યાં ત્યાં મારો આત્મા અકળાયો છે.

હિંદુધર્મનું તત્ત્વ મોક્ષ છે. મોક્ષને સારૂ હું મથી રહ્યો છું. મારી બધી પ્રવૃત્તિ મોક્ષને ખાતર છે. જેટલો વિશ્વાસ મને મારા દેહના અસ્તિત્વ વિષે ને તેની ક્ષણિકતાને વિષે છે, તેટલો જ આત્માના અસ્તિત્વ વિષે ને તેના અમૃતત્વને વિષે છે.

આવાં કારણોથી હું મને પોતાને ચૂસ્ત સનાતની હિંદુ તરીકે ઓળખાવી સુખી થાઉં છું.

શાસ્ત્રોનો મેં ઉંડો અભ્યાસ કર્યો છે એમ મને કોઈ પૂછે તો હું તેને કહું કે મેં નથી કર્યો ને કર્યો છે. વિદ્વાનની દષ્ટિએ નથી કર્યો. મારૂં સંસ્કૃતજ્ઞાન નહિ જેવું જ ગણાય; પ્રાકૃતમાં રહેલા તરજુમા પણ મેં થોડા જ વાંચ્યા છે. એકે વેદ મેં પૂરેપૂરો વાંચ્યો છે એવો દાવો હું ન કરી શકું. છતાં મેં શાસ્ત્રોને ધર્મદષ્ટિએ જાણ્યા છે. તેમાંનું રહસ્ય હું જાણી ગયો છું. વેદ વાંચ્યા વિના માણસ મોક્ષ મેળવી શકે એ હું જાણું છું.

શાસ્ત્રો વાંચવાની—સમજવાની—ચાવી મને હાથ લાગી છે. જે શાસ્ત્રવચન સત્યનું, અહિંસાનું, બ્રહ્મચર્યનું, વિરોધી હોય તે ગમે ત્યાંથી મળ્યું હોય છતાં તે અપ્રમાણ છે. શાસ્ત્ર બુદ્ધિથી પર નથી. બુદ્ધિગ્રાહ્ય ન હોય તે શાસ્ત્રને આપણે પડતાં મેલી શકીયે છીયે. ઉપનિષદો માત્ર હું વાંચી ગયો છું. એવાં પણ ઉપનિષદો મેં વાંચ્યાં છે કે જેમાંનાં કેટલાંક મને બુદ્ધિગ્રાહ્ય નથી લાગ્યાં. તેથી તેને મેં

આધારભૂત નથી માન્યાં. શાસ્ત્રોના અક્ષરને વળગ્યો તે વેદીઓ છે એમ ઘણા કવિઓએ ગાયું છે. શાસ્ત્રોનું દોહન શંકરાચાર્યાદિએ એક એક વાક્યમાં આપ્યું છે, ને તે બધાનું તાત્પર્ય એ છે કે આપણે ઇશ્વરભક્તિ કરી જ્ઞાન મેળવવું અને તે વડે મોક્ષ મેળવવો. અખા ભગતે કહ્યું છે કે:—

'સૂતર આવે તેમ તું રહે,
જ્યમ ત્યમ કરીને હરિને લહે.'

જે શાસ્ત્ર મને મદિરાપાન, માંસભક્ષણ, પાખંડ ઇ. શીખવે તે શાસ્ત્ર ન કહેવાય.

સ્મૃતિઓને નામે મહા અધર્મ ચાલી રહ્યો છે. સ્મૃતિ આદિ ગ્રંથોના અક્ષરને વળગવા જતાં આપણે નરકને સારૂ લાયકાત મેળવીયે છીયે. સ્મૃતિથી ભ્રમિત થઇ પોતાને હિન્દુ કહેવડાવતા માણસો વ્યભિચાર કરે છે, બાળકન્યાની ઉપર બળાત્કાર કરવા કરાવવા તૈયાર થાય છે.

અત્યારે બધાં શાસ્ત્રોમાંથી આપણે શું ક્ષેપક ગણવું, શું ગ્રાહ્ય ગણવું, શું ત્યાજ્ય ગણવું, એ મહાપ્રશ્ન ઉભો થાય છે. જો મં ઉપર જણાવ્યું તે જ પ્રમાણે આજે બ્રાહ્મણધર્મનો લોપ ન હોત તો આપણે યમનિયમાદિના પાલનથી જે શુદ્ધ થએલ હોય ને જેણે સારૂં જ્ઞાન મેળવ્યું હોય તેવા કોઈ બ્રાહ્મણને પૂછી જોત. તેને અભાવે અત્યારે ભક્તિમાર્ગ પ્રધાનપદ ભોગવે છે. પાખંડ, દંભ, માયા વિ. પાપો જે આધુનિક સરકારમાં અનેક રૂપે પ્રકટી રહ્યાં છે તેની સાથે અસહકાર કરી જ્યારે આપણે આત્મશુદ્ધિ મેળવશું ત્યારે કદાચ આપણને શાસ્ત્રદોહન આપનાર કોઇ સંસ્કૃત પુરૂષ મળી રહેશે. ત્યાં લગી આપણે પ્રાકૃત લોક સરલભાવે મૂળતત્વોને વળગી હરિભક્ત થઇ વિચરીયે. એ શિવાય બીજો માર્ગ હું જોતો નથી.

'ગુરુ વિના જ્ઞાન ન્હોય' એ સુવર્ણવાક્ય છે. પણ ગુરુ મળવા જ દોહેલા છે. ને સદ્‌ગુરુને અભાવે ગમે તેને ગુરુ કરી બેસીને આપણે સંસારસાગરની વચ્ચોવચ ડૂબવું યોગ્ય નહિ ગણાય. ગુરૂ તે કે જે તારે. પોતે તરી ન જાણે તે બીજાને શું તારે ? એવા તારા આજકાલ હોય તોપણ તે એકાએક જોવામાં આવતા નથી.

હવે આપણે વર્ણાશ્રમને તપાસીએ. ચાર વર્ણ ઉપરાંત વર્ણ નથી એમ મેં તો જાણ્યું છે. વર્ણ જન્મથી છે એવી મારી માન્યતા છે. બ્રાહ્મણ કુળમાં જન્મ્યો તે બ્રાહ્મણ રહીને જ મરે. ગુણે અબ્રાહ્મણ થાય તોપણ તેનો બ્રાહ્મણદેહ બ્રાહ્મણ મટતો નથી. બ્રાહ્મણ ધર્મનું પાલન નહિ કરનાર બ્રાહ્મણ ગુણ પ્રમાણે શુદ્રયોનિમાં જન્મે ને પશુયોનિમાં યે જન્મે. મારા જેવા બ્રાહ્મણધર્મનું, ક્ષત્રિયધર્મનું પાલન કરનાર વૈશ્યને જન્મવાપણું રહે તો બીજે ભવે ભલે બ્રાહ્મણ કે ક્ષત્રિય જન્મે. આ જન્મે તો તે વૈશ્ય જ રહેશે. ને તે જ યથાર્થ છે. હિંદુધર્મમાં બીજા ધર્મવાળા વખતો વખત સમાઇ ગયા છે, પણ તેઓ તે જ જન્મે હિંદુ તરીકે ઓળખાયા નથી. હિંદુસંસાર દરિયો છે. તેના પેટમાં બધો કચરો આવીને સાફ થઇ જાય છે, શમી જાય છે. એમ થયાં જ કર્યું છે. ઇટાલી, ગ્રીસ વિ૦ ના લોકો આવી હિંદુધર્મમાં સમાઈ ગયા છે, પણ તેઓને કોઇએ હિંદુ બનાવ્યા નથી. પણ કાળાન્તરે આમ વધઘટ થયાં જ કરી છે. હિંદુધર્મ ખ્રિસ્તી કે મુસલમાની ધર્મ પ્રમાણે પરધર્મીઓને તેમાં દાખલ થવાનું નિમંત્રણ કરતો નથી; સર્વને પોતપોતાનો ધર્મ પાલન કરવાનો જ આદેશ તેમાં રહેલો છે. સિસ્ટર નિવેદિતા જેવાં હિંદુધર્મમાં આવ્યાં છતાં આપણે તેને હિંદુ તરીકે નથી ઓળખતા; તેમ તેનો બહિષ્કાર કે તિરસ્કાર પણ નથી કરતા. હિંદુ 'ધર્મ' માં આવવાપણું કોઇને રહેતું નથી. હિંદુધર્મનું "પાલન" સહુ કોઇ કરી શકે છે.

વર્ણાશ્રમ કાયદો છે. તેનું વ્યાવહારિક રૂપ જ્ઞાતિ છે. જ્ઞાતિમાં વધઘટ થાય છે. જ્ઞાતિની ઉત્પત્તિ ને લય થયાંજ કરે છે. હિંદુધર્મ બહાર તો માણસ પોતેજ થઇ શકે છે. જ્ઞાતિબહાર માણસ મેલાય છે. જ્ઞાતિનો બહિષ્કાર એ દંડ છે ને સર્વ જ્ઞાતિની પાસે એ હોવો જ જોઇયે.

ઘણી જ્ઞાતિઓ મટી ઓછી થવાની આવશ્યકતા છે ખરી; અને તે હિંદુધર્મને આઘાત પહોંચાડયા વિના તે તે જ્ઞાતિનાં મહાજનો કરી શકે છે. અનેક વાણિયાજ્ઞાતિઓ એક થાય, તેમની વચ્ચે બેટી-વ્યવહાર ચાલૂ થાય, તેમાં ધર્મને કશી હાનિ નથી પહોંચતી.

પાણી વ્યવહાર અને બેટીવ્યવહાર એ હિંદુધર્મનું આવશ્યક ચિન્હ નથી, પણ હિંદુધર્મમાં સંયમે પ્રધાનપદ ભોગવેલું હોવાથી પાણી ભોજન, વિવાહ ઇ૦ ના સૂક્ષ્મ પ્રતિબંધો રાખવામાં આવ્યા છે. તેને હું નિંદ્ય નથી ગણુતો; પણ જે તેનું પાલન ન કરે તેને હું ધર્મભ્રષ્ટ થએલો પણ ન ગણું. પાણી, ભોજન, કે વિવાહ વ્યવહાર ફાવે ત્યાં ન કરવો એને હું શિષ્ટાચાર ગણું છું. તેમાં આરોગ્ય ને પવિત્રતાની રક્ષા રહેલી છે. પણ તિરસ્કાર રૂપે કોઇને ત્યાં ભોજનનો કે પાણીનો ત્યાગ કરવો એ હિંદુધર્મની વિરૂદ્ધ છે એમ માનું છું. પરવર્ણની સાથે કે પરધર્મીની સાથે બેટીવ્યવહાર અને ભોજનવ્યવહારનો પ્રતિબંધ હિંદુધર્મની સંસ્કૃતિની આવશ્યક વાડ છે એવો મારો અનુભવ ઉપર બંધાએલો અભિપ્રાય છે.

એમ છતાં હું કેમ મુસલમાનોને ત્યાં પણ જમું છું ? કેમકે હું તેમને ત્યાં જમતા છતાં સંયમધર્મનું ખૂબ સેવન કરી શકું છું. પકાવેલી વસ્તુમાં ડબલરોટી સુધી લઉં છું, કેમકે ડબલરોટી પકાવવાની ક્રિયા તદ્દન શુદ્ધ છે, ને જેમ પાણી ગમે ત્યાં પકવેલી લેવાય તેમ રોટી ( રોટલી નહિ ) ગમે ત્યાં પકવેલી લેવાય. છતાં મારા

સાથીઓ તેટલો પ્રતિબંધ નહિ પાળતાં મુસલમાન અને પોતાનાથી ઇતર વર્ણીઓને ત્યાં શુદ્ધ રીતે પકવેલો ખાદ્ય પદાર્થ પણ લે છે. આમ કરવામાં તેઓ જ્ઞાતિબહિષ્કારનું જોખમ માથે વ્હોરે છે; હિંદુ મટતા નથી. આશ્રમ એ સંન્યાસીઓને લગતો કંઇક ધર્મ પાળે છે. ત્યાં હિંદુધર્મને અનુસરીને એક નવી જ્ઞાતિ કે નવો વ્યવહાર આ યુગને છાજે તેમ બંધાઇ રહેલ છે. આ કાર્યને હું અખતરા રૂપે ગણું છું. ફળીભૂત થયે અનુકરણીય ગણાશે. નિષ્ફળ થયે કોઇને હાન નહિ કરે. અખતરો કરનારને પણ નુકસાન નહિ થાય, કેમકે અખતરાનું મૂળ સંયમ છે. સેવાધર્મનું સહેલાઇથી પાલન થાય ને જ્યાં ધર્મનો સમાવેશ કેવળ ખાવાપીવામાં જ કરી મેલવામાં આવ્યો છે ત્યાં તે રિવાજને તેનું યોગ્ય અને ગૌણ સ્થાન અપાય તો ઠીક, એ હેતુ છે.

હવે રહી અસ્પૃશ્યતા. અસ્પૃશ્યતાની ઉત્પત્તિ કોઇ કળી શકે તેમ નથી. મેં અનુમાનો જ કર્યાં છે. તે ખોટાં હોય કે ખરાં પણ અસ્પૃશ્યતા અધર્મ છે એમ તો આંધળાએ જોઇ શકે એમ છે. માત્ર ઘણા કાળનો અભ્યાસ જેમ આપણને આત્મા ઓળખવા નથી દેતો તેજ રીતે ઘણા કાળનો અભ્યાસ આપણને અસ્પૃશ્યતામાં રહેલો અધર્મ પણજોવા નથીદેતો. કોઇનેપણ પેટે ચલાવવા, નોખા રાખવા, ગામબહાર કાઢવા, તે મરે કે જીવે તેની દરકાર ન રાખવી, તેને એંઠું ભોજન આપવું એ બધું ધર્મ હોયજ નહિ. પંજાબમાં જે અન્યાયની વિરૂદ્ધ આપણે પોકાર કરીએ છીએ તેનાથી વિશેષ અન્યાય આપણે અંત્યજ ઉપર કરીએ છીએ. અંત્યજ પડોશમાં રહી ન શકે, અંત્યજને પોતાની માલેકીની જમીન ન મળે, અંત્યજે આપણને જોતાં જ પોકાર કરવો જોઇએ કે 'છેટા રહેજો, માબાપ.' અંત્યજને આપણી સાથે ગાડીમાં બેસવાની પરવાનગી ન મળે—આ હિંદુધર્મ નથી, આ તો ડાયરશાહી છે. અસ્પૃશ્યતામાં સંયમ નથી. મા મેલું ઉપાડી સ્નાન કર્યા વિના નથી અડતી એ દાખલો અસ્પૃ-

શ્યતાને નિભાવવા સારૂ આપવામાં આવ્યો છે; પણ તેમાં તો મા પોતે જ નથી અડવા માગતી; અને તે કાયદાને આપણે ભંગીના સંબંધમાં પળાવીએ તો કોઇ ઇનકાર કરે તેમ નથી. ભંગી ઇત્યાદિને અસ્પૃશ્ય ગણી આપણે મેલને સહન કરીએ છીએ ને રોગો ઉત્પન્ન કરીએ છીએ. જો અસ્પૃશ્યને સ્પૃશ્ય ગણીએ તો આપણે આપણા તે અંગને સાફ રાખતાં શીખશું.

ભંગીઓનાં ઘર તો ઘણાં વૈષ્ણવ ઘર કરતાં મેં ચોખ્ખાં જોયાં છે. તેઓમાંના કેટલાકની સત્યવાદીતા, સરલતા, દયા વિ૦ થી હું ચકિત થયો છું. મારી ખાત્રી છે કે હિંદુધર્મમાં અસ્પૃશ્યતા રૂપી કલિએ પ્રવેશ કર્યો તેથી આપણે પતિત બન્યા છીએ ને ગોમાતાના રક્ષણને સારૂ પણ તેથી વીર્યહીન થઇ ગયા છીએ. જ્યાં સુધી આપણે આ ડાયરશાહીમાંથી મુક્ત નથી થયા ત્યાં સુધી અંગ્રેજી ડાયરશાહીમાંથી મુક્ત થવાનો આપણને અધિકાર નથી.

નવજીવન, તા. ૬ ફેબ્રુઆરી, ૧૯૨૦.

# અસ્પૃશ્યતા વિષે શંકા.

અસ્પૃશ્યતાનો વિષય એવો છે કે તે બાબત અનેક માણુસોને અનેક પ્રકારની શંકાઓ આવ્યાં કરે છે. કોઈ એક રીતે તો કોઇ બીજી રીતે તેનો બચાવ કરવા મથી રહ્યા છે. આમ દરેક ઘર ઘાલી ગએલા રિવાજોને વિષે બને છે. કોઇ રિવાજો તેની સામે વિરોધ થયા વિના તુરત નથી દૂર થઇ શક્યા. શરાબ ઈ. પીવાની ટેવનો પણ બચાવ થતો આપણે જોઇયે છીયે. કેટલાક તો શરાબ પીવાનો ધર્મ પણ માનનારા પડ્યા છે! ત્યાં પછી અસ્પૃશ્યતાની તો વાતજ શી? નીચેના ત્રણ પ્રશ્નોનો જવાબ આપવાની એક મિત્રે સૂચના કરી છે:

(૧) ભંગીચમારનો ધંધો જ મેલો છે. ને જેનો તે ધંધો થઇ પડે છે તેની ઉપર એવી સૂક્ષ્મ અસર થાય છે કે ભલે તે હમેશાં નાહીને સાફ થાય તોપણ તેનું હાડ જ મેલું થઇ ગએલું હોય છે. એટલે તેનો સ્પર્શ સર્વથા વર્જ્ય હોવો જોઇયે.

(૨) દાક્તર ઇ. જે મેલાં કામ કરે છે તેનો ધંધો કંઈ ભંગીનો નથી. તેઓ નિરંતર તેવું કામ કરતા નથી ને કરે છે ત્યારે તેઓ તેવું કામ કરીને સાફ થઇ જાય છે.

૩ ઢેડભંગી જ્યાં સુધી પોતાનો ધંધો જ ન મેલે ત્યાં લગી તેને અડાય જ નહિ.

ઉપલી દલીલો કંઇક નવા પ્રકારની છે. એક પક્ષ એમ કહે છે કે 'અસ્પૃસ્ય' જો ન્હાતા ધોતા થઇ જાય તો પછી કંઈ કહેવા જેવું નથી રહેતું. હવે ઉપરની દલીલ કરનાર પક્ષ કહે છે કે ભંગીના હાડમાં જ મેલ પેસી ગયો છે તેથી આપણે તેને ગમે તેટલો ધોઇએ તોપણ તેનો સ્પર્શ ન કરી શકાય.

બન્ને પક્ષની ભૂલ હું તો ચોખ્ખી જોઈ શકું છું. આપણને ભંગી વિ૦ ને ન અડવાની ટેવ પડી છે. વળી તેને ધર્મનું રૂપ અપાયું છે. એટલે હવે તેઓને અડકવાની ઇચ્છા નથી થતી તેથી ગમે તે પ્રકારે આપણી આદતનું સમર્થન કરવું આપણને ગમે છે.

મારી અલ્પમતિ પ્રમાણે તો ભંગીને જે મેલ ચઢે છે તે મેલ શારીરિક છે. અને તે મેલ તુરત દૂર કરી શકાય છે. પણ જેઓને અસત્ય, પાખંડ ઈ૦ નો મેલ ચઢે છે તે એવો સૂક્ષ્મ હોય છે કે તેને કહાડવોજ મુશ્કેલ પડે છે. જો કોઇને અસ્પૃસ્ય ગણી શકાય તો તે અસત્ય અને પાખંડ રૂપી મેલથી ભરેલા લોકો છે. પણ તેઓને અસ્પૃસ્ય ગણવાની તો આપણી હિમ્મત જ નથી ચાલતી. કેમકે આપણા બધામાં એવો મેલ થોડે ઘણે અંશે રહેલો જ છે. આપણે જો તેવું કરવા બેસીયે તો જગતના કાજી બન્યા જેવું થાય ને આપણે પોતે અસ્પૃસ્ય થઈ જઇયે. આ ખરી મલીનતાને સારૂ આપણી પાસે ધીરજ અને પોતાની આંતરિક સ્વચ્છતા સિવાય બીજો ઉપાય નથી. પણ ભંગીની મલીનતા તો હાડ નથી ઘાલતી એટલું જ નહિ, પણ

તેનો તો ઉપાય પણ સહેલો છે. તેઓને આપણે આપણા કરીયે એટલે તેઓ જરૂર સાફ થઇ રહેવાના.

દાક્તરનો ધંધો મેલું ચૂંથવાનો નિરંતરનો જ છે. તેઓને જો ચોવીસે કલાક વાઢકાપનું કામ મળે તો કંઈ તે કરવા તે ઇનકાર નહિ કરે. વળી તેઓ પણ પોતાની આજીવિકાને અર્થે પોતાનો મેલ ચૂંથવાનો ધંધો કરે છે. છતાં તે કાર્યને આપણે પરોપકારી ગણીયે છીયે ને દાક્તરને માન આપીયે છીયે. મારી દલીલ એવી છે કે દાક્તરનો ધંધો તો માત્ર દરદીને ઉપકારક છે. પણ ભંગીનો ધંધો આખા જગત્‌ને ઉપકારક હોઇ દાક્તરના ધંધા કરતાં પણ વધારે આવશ્યક ને પવિત્ર છે. દાક્તરો પોતાનો ધંધો છોડે તો દરદીઓનો નાશ થાય, પણ જો ભંગીનું કાર્ય બંધ થાય તો તો જગત્‌નો નાશ થાય. તેથી આવશ્યક પ્રવૃત્તિ કરનારને અપવિત્ર માની તેને તરછોડવા એમાં ઘણું પાપ છે એમ માનવું જરાયે અયોગ્ય ન ગણાવું જોઇયે.

ભંગીચમારનો ધંધો છોડવાની પ્રવૃત્તિ કરવી એતો જગત્‌ને ભારે હાનિકારક કાર્ય માનું છું. આપણી પાસે ઉપાય એક જ રહેલો છે. જેમ દાક્તરના ધંધાને આપણે પવિત્ર માન્યો છે, તેમ ભંગીચમારના ધંધાને પવિત્ર માનવો. આપણે તેમને સારા રહેવા પ્રેરવા, તેમને દૂર કહાડવાને બદલે આપણી નજીક રાખવા, ને તેમની સેવા કરવી. આપણે પાયખાનાં ચોખ્ખાં રાખવાની ટેવ પાડવી ને આપણે પોતે પણ તે સાફ કરવાની જરૂર જણાય ત્યારે સાફ કરવા તૈયાર થવું ને સાફ કરતાં શીખવું. જ્યારે આપણે ભંગીના ધંધાની પવિત્રતાને સમજતા થઇશું ત્યારે આપણાં પાયખાનાં જે આજે નર્કની ખાણ રૂપ છે તે આપણાં રસોડાં કે આપણી બેઠકના જેવાં સ્વચ્છ હશે. મારી દૃઢ માન્યતા છે કે ભંગીને અને તેના ધંધાને તુચ્છ ગણીને આપણે અનેક રોગોને સ્થાન આપ્યાં છે. બ્રાહ્મણનાં ઘર ભંગીનાં ઘરો કરતાં મેં મેલાં જોયાં છે. ભંગીના ઘરની પાસે પાય-

ખાનું હોતું નથી તેથી તે સ્વચ્છ લાગે છે. આપણાં પાયખાનાની ગંદકીથી ને આપણી તે વિષેની બૂરી આદતોથી આપણામાં મરકી, કોલેરા, આદિ રોગો આવે છે, ત્યારે ત્વરાથી ફેલાય છે એવી ઘણા વિદ્વાન દાક્તરોની માન્યતા છે. મેં તો એ વાત ખાસ અનુભવી છે. આપણાં પાયખાનાં આપણે એવી સારી સ્થિતિમાં મૂકી શકીયે છીયે કે તેને સાફ કરવામાં જરાયે સૂગ ન આવે ને તેમાં જ્યારે પ્રવેશ કરીયે ત્યારે તે સ્વચ્છ ને દુર્ગંધ વિનાનાં જોવામાં આવે. અસ્પૃશ્યતાના પાપથી આપણે સામ્રાજ્યના અસ્પૃશ્ય ભંગી બન્યા છીયે; એટલું જ નહિ પણ તે પાપને અંગે આપણે રોગોના ભોગી પણ બન્યા છીયે ને આપણાં શરીર નિસ્તેજ ને દુર્બળ બન્યાં છે. આપણાં પાયખાનાં ઇ૦ ના રિવાજોથી હવા ઉપર કેવી ખરાબ અસર થાય છે ને ખરાબ હવાની અસર શરીર ઉપર કેટલી ખરાબ થાય છે એનો આપણને ખ્યાલ જ નથી. એ વિષયને હું નવરાશે ચર્ચવા ઇચ્છું છું. મને કંઈ મલીનતા ઉપર મોહ નથી. ભંગી ઉપર પણ મોહ નથી, મને અતિશયોક્તિની ટેવ નથી. હું હિંદુશાસ્ત્રોને માનનારો છું. હિંદુ-ધર્મનો અભિમાની છું. મારૂં સત્ય મને નિર્મોહ રાખે છે ને શાસ્ત્રને નામે ચાલતી બધી વસ્તુના અંધ સ્વીકારથી બચાવે છે. હું જેમ જેમ નમ્રપણે વિચાર કરૂં છું તેમ તેમ મને ભાસે છે કે જેવી ડાયરશાહી સામ્રાજ્યે ચલાવી, તેવી ડાયરશાહી હિંદુધર્મને નામે હિંદુઓએ ભંગી ઇ૦ જાતિઓ ઉપર ચલાવી છે. જેમ સામ્રાજ્યની ડાયરશાહીને હું શેતાનિયત કહું છું તેવી જ શેતાનિયત હું અસ્પૃશ્યતાને ગણું છું. તે દોષમાંથી હિંદુધર્મને મુક્ત કરવા હું મથી રહ્યો છું ને તે માટે વધારે કઠિન તપશ્ચર્યાને સારૂ મને લાયક બનાવવા પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરૂં છું.

નવજીવન, તા. ૫ એપ્રિલ, ૧૯૨૧.

# અમદાવાદ અંત્યજ પરિષદ્

સને ૧૯૨૧ ના એપ્રિલ માસની ૧૩ મી તારીખે અમદાવાદમાં મળેલી ચોથી અંત્યજ પરિષદના પ્રમુખ તરીકે મહાત્મા ગાંધીજીએ નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું:—

**સ્વા. મં. ના પ્રમુખસાહેબ, ભાઇઓ અને બ્હેનો!**

આ પરિષદ્ કેટલાયે માસ પહેલાં ભરાવી જોઇતી હતી. અનેક ઉપાધિઓને લીધે એ ન ભરાઇ શકી. એની ઢીલમાં હું પણ કારણભૂત હતો. તેની માફી માગું છું.

મ્હને દિલગીરી થાય છે કે જે એક પક્ષને મ્હારે ખાસ કરીને કહેવાનું છે તે પક્ષને હું અહીંઆ જોતો નથી. પૂ. બ્હેન પાસેથી

મ્હેં એમ સાંભળ્યું કે અંત્યજો બ્હી ગએલા છે તેથી તેમાંના કેટલાક હાજર રહ્યા નથી. એવી અફવા ઉડેલી કે જે અહીંઆ આવશે તેને સરકાર પકડી જશે. આવી અનેક પ્રકારની અફવાઓ હિન્દુસ્તાનમાં ઉડયાં કરશે. એ કોણ ઉડાડે છે તેની પણ આપણને ખબર નથી. પણ આથી જેઓ અસ્પૃશ્યતાને ધર્મ માને છે તેઓને અને ઘણા અંત્યજભાઇઓને મ્હારો સંદેશો કદાચ નહિ પહોંચે. મ્હારી આ દયામણી સ્થિતિમાં હું બહુ વખત ન લઉં તો તમે સમજજો કે હું થાકી ગએલો છું. આપણે જે કાર્ય કરવાનું છે તે વિષે તો હું જરા પણ હાર્યો નથી. પણ પરિષદો મારફતે કાર્ય થઈ શકવા વિષે મ્હને શંકા છે, અને અત્યારે તો વધારેપણે એ શંકા રહે છે.

હું અહીં કેટલાક પૂરાણા મિત્રોને જોઉં છું. તેથી હું રાજી થાઉં છું. મ્હારી સ્થિતિ કફોડી છે. જેમની સાથે કામ કરી હું હર્ષિત થતો, મગરૂરી માનતો, તેમને માટે મ્હને પૂર્વના જેટલું જ માન છે છતાં અનેક સંજોગોને લઇને-એ સંજોગો શા છે તે આખું હિન્દુસ્તાન જાણે છે-તેઓને આજકાલ મ્હારી સાથે નથી જોતો. એમનાથી હું અળગો થયો છું કે એમણે મ્હને અળગો કર્યો છે અથવા તો મ્હારે કર્મે એમનાથી મ્હને અળગો કર્યો છે. છતાં આ અંત્યજોના વિષયમાં તો જે વહાણમાં હું છું તેજ વહાણમાં તેઓ છે.

જેઓ આ વિષયમાં વિરોધ કરે છે, જેઓ ગેરસમજૂતીમાં ડૂબેલા છે તેમને કેવી રીતે સમજાવવા એની મને સમજણ પડતી નથી. જેઓ એમ માને છે કે હિન્દુધર્મ પાળનારે અસ્પૃશ્યતાને ધર્મ તરીકે પાળવી જોઇએ, અસ્પૃશ્યને અડકીને નહાવું જોઇએ અને ન નહાય તો તે પાપ કહેવાય, તેમને હું ક્યા શબ્દોમાં વીનવી શકું? હું તો મ્હારે જે કહેવાનું છે તે અહીંઆ કહી જાઉં છું.

અસ્પૃશ્યતાને હું હિન્દુધર્મમાં મહાન પાપ માનું છું. મ્હારા આ વિચારો આજકાલના નથી. દક્ષિણ આફ્રિકામાં કફોડી સ્થિતિમાં આવી ગયા પછી આવ્યા છે એમ પણ નથી. એ વિચાર મ્હારી નાસ્તિકતામાંથી જન્મ્યા છે એ પણ ખરૂં નથી. કેટલાક એમ માને છે કે ખ્રિસ્તીઓ સાથેના સંબંધમાંથી, ખ્રિસ્તીધર્મનાં પુસ્તકોમાંથી એ વિચારો મારામાં ઉતર્યા છે. એ ભાઇઓ અહીંઆ હાજર હોત તો હું એમને સમજાવત કે એ તેમની ભ્રમણા છે.

જે વખતે મ્હને બાઇબલ પર મોહ ન હતો, મ્હેં બાઇબલ વાંચ્યું પણ ન હતું, ખ્રિસ્તીધર્મ પાળનારાઓના સંબંધમાં હું બિલકુલ આવ્યો નહોતો, ત્યારના મારા આ વિચારો બંધાએલા છે. મ્હારી ઉમર બાર વર્ષ કે તે નજીકની હતી ત્યારથી હું એ વસ્તુ સમજતો. અમારા કુટુંબમાં મેલું સાફ કરવા ઉકા નામનો એક અંત્યજ આવતો. ઉકાને કેમ ન અડી શકું એ હું માતાને પૂછતો. કેટલીક વાર ઉકાને અડી પણ જતો. માતા મ્હને ન્હાવાનો હુકમ કરતી એટલે હું નાહી લેતો તો પણ સાથે વિનોદ પણ કરતો કે ઉકાને ન અડકવામાં ધર્મ નથી, ધર્મ હોઇ જ ન શકે. પિતૃભક્ત અને માતૃભક્ત હોવા છતાં કોઇ વાર ઝગડો પણ કરતો. માતાને હું કહેતો કે એમાં તમને સમજ નથી પડતી. ઉકાને અડકવામાં બાધ નથી.

નિશાળે જતો ત્યાં પણ હું અંત્યજને અડકી જતો, પણ માતપિતાથી છૂપું રાખતો નહિ. માતા મને કહેતી કે ગામમાં ઘણાયે એમણ છે. તેમાં કોઈના અંગરખાને અડી લેવું. હું માતૃપૂજક રહ્યો એટલે મેં એમ કરેલું પણ ખરૂં, પણ તે ધર્મ છે એમ માનીને નહિ; કેવળ માતાની આજ્ઞાનું પાલન કરવા કરેલું. પછી તો હું પોરબંદર ગયો. ત્યાં સંસ્કૃત સાથેનો મ્હારો પહેલો પરિચય થયો.

તે વખતે હું અંગ્રેજી નિશાળમાં નહોતો દાખલ થયો. મ્હને અને મ્હારા ભાઇને એક બ્રાહ્મણને સોંપવામાં આવલા. ત્યાં હું **रामरक्षा** અને **विष्णुपंचक** શીખ્યો. તેમાંનું **जले विष्णुः स्थले विष्णुः** એ વચન હું હજુ પણ ભૂલી નથી શકતો. ત્યાં મ્હારી માતા સમાન એક ડોશી રહેતી. તે વખતે હું ઘણું ડરતો. દીવો હોલવાઇ જાય ત્યારે મ્હને ભૂતનો ભય લાગતો. એ ડોશીએ મ્હને કહેલું કે ડરી જાઓ ત્યારે **रामरक्षा**નો પાઠ કરજો. ભક્તિપૂર્વક રામરક્ષાનો પાઠ કરશો તો ભૂતો નાસી જશે. હું એ પ્રમાણે પાઠ કરતો અને ભૂતો નાસી પણ જતાં. **रामरक्षा**માં અંત્યજોને અડકતાં પાપ છે એમ લખેલું છે એવું મ્હને ન લાગતું. હું તેનો અર્થ જાણતો નહતો, અથવા જાણતો તે છૂટોછવાયો.

અમારા કુટુંબમાં રામાયણ વંચાતું. લાધા મહારાજ કરીને એક બ્રાહ્મણ તે વાંચતા. લાધા મહારાજને રક્તપિત્ત થએલું હતું. રામાયણ એ રક્તપિત્ત મટાડશે એવી તેમને શ્રદ્ધા હતી અને લાધા મહારાજનું રક્તપિત્ત ગયું પણ હતું. **મ્હને એમ લાગેલું કે જે રામાયણમાં રામને નિષાદે ગંગાની પાર ઉતારી દીધા હતા તે રામાયણમાં અંત્યજો પાપી છે એમ નહિ માની લીધેલું હોવું જોઇએ.** ઇશ્વરને આપણે પ્રેમપૂર્વક 'દાસાનુદાસ', 'પતિતપાવન' ઇ૦ વિશેષણોથી સંબોધીએ છીએ એ જ શીખવે છે, કે, દુનિયામાં હિન્દુજાતિમાં જન્મેલાને પતિત અને અસ્પૃશ્ય ગણવા એ પાપ છે એમ માનવું એ રાક્ષસી છે. તેથીજ હું કહેતો આવ્યો છું કે એ મ્હોટામાં મ્હોટું પાપ છે. એટલું બધું જ્ઞાન મ્હને ૧૨મે વર્ષે થએલું એમ હું નથી કહેતો પણ તે વેળા મ્હને આ દોષ તો જણાએલો જ. આ વાત હું વૈષ્ણવો અને ચૂસ્ત હિન્દુઓની જાણ માટે કહી રહ્યો છું.

હું સનાતની હિન્દુ હોવાનો દાવો કરી રહ્યો છું. મેં શાસ્ત્રો જાણ્યાં નથી એમ નથી. હું સંસ્કૃતનો ઉંડો અભ્યાસી નથી. વેદ

ઉપનિષદોનો અર્થ હું વાંચી ગયો છું. એનો વિદ્વાનના જેવો અભ્યાસ નથી કર્યો. એનું મારૂં જ્ઞાન ઉપરચોટિયું છે. એ શાસ્ત્રોનો હિન્દુ તરીકે જેવો અભ્યાસ કરવો જોઇએ તેવો મ્હેં કર્યો છે. ૨૧ વર્ષની ઉમરે મ્હેં બીજા ધર્મોનો પણ અભ્યાસ કર્યો. એક કાળ એવો પણ હતો કે જ્યારે મારે હિન્દુ રહેવું કે ખ્રિસ્તી થવું એ વિષે મારા મનમાં ભારે મૂંઝવણ થઇ રહી હતી. જ્યારે મ્હારો આત્મા શાંત થયો ત્યારે મને લાગેલું કે હિન્દુધર્મ એ જ મ્હારે માટે મોક્ષનું દ્વાર છે. હિન્દુધર્મ પરનો મારો વિશ્વાસ જ્ઞાનપૂર્વક દૃઢ થયો. તે વખતે પણ હું એમ માનતો કે હિન્દુધર્મમાં અસ્પૃશ્યતાને ધર્મ માન્યો નથી અને જો માનેલો હોય તો હિન્દુધર્મ મારે માટે નથી.

અસ્પૃશ્યતા એ હિન્દુધર્મમાં પાપ મનાએલું નથી. શાસ્ત્રાર્થના ઝઘડામાં હું ઉતરવા માગતો નથી. મનુસ્મૃતિ, ભાગવત વગેરેના શ્લોકમાંથી મ્હારા મુદ્દાનું સમર્થન કરતાં મ્હને મુશ્કેલીઓ પડે એ સંભવે–પણ હું હિન્દુધર્મનું રહસ્ય સમજ્યો છું. હિન્દુધર્મમાં અસ્પૃશ્યતા માની છે એ પાપ છે. એ પાપથી આપણે પતિત બન્યા, સામ્રાજ્યમાં ભંગી બન્યા. આપણા સંસર્ગથી મુસલમાનને પણ એ દોષ લાગ્યો. હિન્દુમુસલમાન સામ્રાજ્યમાં પારીઆ બન્યા. દક્ષિણ આફ્રિકામાં, પૂર્વ આફ્રિકામાં, કૅનેડામાં હિન્દુ એકલા નહિ પણ મુસલમાન પણ છે અને બધા ભંગી ગણાયા. એટલું બધું પાપ અસ્પૃશ્યતામાંથી આવેલું છે.

મ્હને આ સમયે મ્હારી પ્રતિજ્ઞાનું સ્મરણ થાય છે. અસ્પૃશ્યતાને હિન્દુસમાજ જ્યાંસુધી ઇરાદાપૂર્વક ધર્મ સમજે છે, અસંખ્ય હિંદુઓ અંત્યજોને અડવામાં પાપ છે એમ માને છે, ત્યાંસુધી સ્વરાજ્ય અશક્ય છે. યુધિષ્ઠિરે કૂતરા વિના સ્વર્ગમાં જવા ના પાડેલી એ યુધિષ્ઠિરના વંશજ હિંદુઓ અંત્યજોને મૂકીને સ્વરાજ્ય

કેમ મેળવી શકે? જે ગુન્હાને માટે આપણે સલ્તનતને રાક્ષસી માનીએ છીએ એવો કયો ગુન્હો આપણે અંત્યજો પ્રત્યે નથી કર્યો?

આપણે આપણા ભાઇઓ પછડાયાથી દૂષિત થયા છીએ, આપણે એમને પેટે ચલાવીએ છીએ, આપણે એમની પાસે નાક ઘસાવ્યાં છે, રેલ્વેમાં આંખ લાલ કરીને એમને ધક્કો મારીએ છીએ, એના કરતાં અંગ્રેજી રાજ્યે શું વધારે કર્યું છે? ડાયર, ઓડવાયર પર જે આરોપ આપણે મૂકીએ છીએ તેવા કયા આરોપ બીજી પ્રજા અથવા આપણે આપણી પર ન મૂકી શકીએ એમ છે? એ મેલ-માંથી આપણે નીકળી જવું જોઇએ. જ્યાં સુધી એમ ન થાય ત્યાં સુધી સ્વરાજ્યની વાત એ કેવળ વિતંડાવાદ છે. જ્યાં સુધી દુર્બળની રક્ષા ન થાય, એક પણ માણસનું દિલ સ્વરાજ્યવાદીને હાથે દૂભાય ત્યાં સુધી સ્વરાજ્ય નથી મળવાનું એ વિષે મ્હારા મનમાં શંકા નથી. સ્વરાજ્યનો અર્થ જ એ છે કે કોઇ પણ હિંદુ કે મુસલમાન ઉદ્ધતા-ઇથી એમ ન માને કે બકરી જેવા હિંદુ કે મુસલમાનને કચડી નાંખીશું. એમ નહિ થાય તો સ્વરાજ્ય મળશે તે જ દિવસે આપણે તેને ખોઇ બેસીશું. અસ્પૃશ્ય જેવા દુર્બળની રક્ષા કરવાને બદલે તેમને કચડવા વિગેરેના દોષોને જ્યાં સુધી આપણે કાઢી શકતા નથી ત્યાં સુધી આપણે ઘેટાં કરતાં, પશુ કરતાં પણ નકામું જીવન ગાળીએ છીએ.

પણ મ્હને શ્રદ્ધા છે. હિન્દુસ્તાનમાં ભમતાં મ્હને જણાયું છે કે જે દયા તુલસીદાસ શીખવે છે, જેનો વૈષ્ણવધર્મમાં ઉપદેશ થયો છે, જેનાથી ભાગવત નીતરી રહ્યું છે, જેનાથી ગીતાજી ભીંજાઇ રહી છે—તે દયા હિન્દમાં વધતીજ ચાલી છે. અત્યારે પણ ઉલ્કાપાત થઇ રહ્યા છે. અનેક અત્યાચારી હિન્દુ અને મુસલમાનો હજી પડયા છે. છતાં સરવાળો કરતાં હું જોઉં છું કે રહેમ વધી છે, દયા વધી છે. હિન્દુ મુસલમાનની વૃત્તિ ઇશ્વર પ્રતિ છે. આપણે સરકારની અદ્વા-

હતોનો મોહ છોડયો, વકીલાત અને સરકારી શાળાઓની ભ્રમણાનો મોહ છોડયો—એમ અનેક પ્રકારના મોહ છોડી રહ્યા છીએ. મારો અનુભવ મને કહે છે કે જેને આપણે હલકા અને નિરક્ષર ગણીએ છીએ તેજ સાક્ષર છે, આપણા કરતાં તેમનામાં કેળવણી અને ધર્મિષ્ટ-પણું વધારે છે. અત્યારની પ્રવૃત્તિ પરથી એ જોઇ શકાય છે કે સ્વરાજ્ય એટલે રામરાજ્ય, ધર્મરાજ્ય એવું મનાઇ રહ્યું છે. આ પ્રવૃત્તિને જે તટસ્થપણે જોશે તેને એ માલમ પડી જશે.

અંત્યજભાઇઓને હું કહું છું કે હિન્દુસમાજમાં એક વર્ષ આ બાબતમાં પહેલાં જે આઘાત થતો તે આજે નથી એ વિષે નિઃશંક રહેજો. પણ નિઃશંક કોણ રહી શકે? જે લાયક હોય તે જ. હિંદુઓએ તમારા પર અત્યાચાર કર્યો છે. વિવેકાનંદે આપણને કહ્યું છે કે અંત્યજો દબાએલા નહિ પણ દબાવેલા છે. હિંદુ સંસાર પણ અંત્યજોને ડૂબાવીને પોતે ડૂબ્યો છે. નેલોરમાં હું અંત્યજભાઇઓને મળ્યો હતો. ત્યાં મ્હેં પ્રભુની પ્રાર્થના કરેલી કે હું આવતે જન્મે જન્મું તો અંત્યજ જ જન્મું અને તેમને પડતાં દુઃખો અનુભવું. હું બ્રાહ્મણ, વૈશ્ય કે શૂદ્ર પણ નહિ પણ અતિશૂદ્ર જ જન્મવા ઇચ્છું છું.

આજે ૧૩મીને દિવસે મ્હેં આખો દિવસ ઇશ્વરની પ્રાર્થના કરી કે મ્હારો પુરુષાર્થ, અન્ત્યજની સેવા, હિન્દુપણું અધૂરાં રહ્યાં હોય અને મારે જન્મવાપણું રહે તો હું અંત્યજ જન્મું. આ જ જન્મે મોક્ષ મેળવવા હું મથી રહ્યો છું પણ જો તેમાં નિષ્ફળ જાઉં તો જે દોષોને માટે હિંદુસંસાર જવાબદાર છે તે પણ તમારે કાઢવે જ છૂટકો છે. તે બધા દોષો જો આજે ન નીકળે તો હું તમારામાં અવ-તરીને કઢાવું. પાયખાનું સાફ કરવું એ મ્હને પ્રિય છે. આશ્રમમાં અત્યારે ૧૮ વર્ષનો એક બ્રાહ્મણ બાળક પાયખાનાં સાફ કરવાનું કામ ભંગીને તાલીમ દેવાને ખાતર કરી રહ્યો છે. હિંદુસંસારનો મેલ

તમે કાઢી રહ્યા છો એ વાત તમે સમજી લો. તમારામાં પવિત્ર આચારને દાખલ કરો. તમે એવા પવિત્ર બનો કે કોઇને કંઇ કહેવાપણું ન રહે. સાબુ ન મળી શકે તો તમારે ખારો કે માટી વાપરીને કપડાં ધોઇ નાંખવાં. શરીર અને કપડાંમાંથી સ્વચ્છતાની સુગંધી આવવી જોઇએ. આ તો ઓછામાં ઓછું છે. બીજાં મ્હોટાં દૂષણો તો કાઢવાં જ જોઇએ. કેટલાક શરાબી બની ગયા છો, જૂગાર ખેલી રહ્યા છો; બ્રાહ્મણો પણ જૂગાર ખેલે છે, વ્યભિચાર કરે છે, શરાબી હોય છે પણ એ કંઇ પતિત નથી ગણાતા. અંત્યજો પતિત ગણાય છે. અંત્યજો પોતાનો ઉદ્ધાર કંઈ હિન્દુસંસાર પાસે મહેરબાની તરીકે નથી માગતા. હિન્દુસંસારને ગરજ હોય તો અંત્યજોનો સ્પર્શ કરે. મ્હને વિશ્વાસ છે કે ચાર પાંચ મહિનામાં આપણે સાફ થઇ જઇશું. એમ ન થાય તો હું જાણીશ કે જો કે મ્હારા વિચારો સાચા હતા તો પણ મ્હારી ગણત્રી ખોટી હતી. હું પાછો કહીશ કે મ્હેં ભૂલ કરી.

તમે હિંદુપણાનો દાવો કરો છો; તમે ભાગવત પઢી રહ્યા છો. માટે તમારા પર જો બીજા હિન્દુ અત્યાચાર કરે તો તેમાં દોષ ધર્મનો નથી પણ બીજા હિંદુનો છે. એમાંથી છૂટવા તમારે પોતે શુદ્ધ થવું જોઇશે; શરાબ વગેરે છોડવા પડશે.

વણકરને શું કામ અસ્પૃશ્ય માનતા હશે? તેઓ ચામડાંનો ધંધો કરે છે માટે? જો કોઇ ચામડાને માટે પ્રાણીનો વધ કરે કે ગોમાંસ ખાય તો તે અધમ છે. પણ ચામડાંનો ધંધો કંઇ અપવિત્ર નથી. તેના વિના ખેતી ન ચાલે. જો તમારે પુરુષાર્થ કરવો હોય, જો તમે સ્વરાજ્યવાદી હો, તમારે તમારો ઉદ્ધાર કરવો હોય તો તમારે સ્વાશ્રયી થવું જોઇશે. મેં મુંબઈમાં સાંભળ્યું કે કેટલાક અંત્યજભાઇઓ અસહકારની વિરૂદ્ધ છે. અંગ્રેજી સરકાર મારફતે જ પોતાનો ઉદ્ધાર શક્ય માને છે. આ ભ્રમણા મટાડવા સારૂ અંત્યજોની ખાસ

સભામાં ભાષણ કરવા મને એક ભાઇએ સૂચવ્યું. મેં તેમને કહ્યું કે અંત્યજોને એ બાબત સમજાવવાની જરૂર હોય જ નહિ. હિન્દુધર્મનો અનાદર કરી કોઇની ખુશામત કરીને તમે તમારો ઉદ્ધાર નહિ કરી શકો. તમારે સ્વાશ્રયી બનવું જોઇશે. તમારો ઉદ્ધાર તમારા હાથમાં છે. તમારૂં સ્વરાજ્ય ને તમારી લાયકાત વધારવામાં રહેલાં છે.

આખા હિંદુસ્તાનમાં હું અંત્યજો સાથે નિકટ સંબંધમાં આવું છું. હું જોઉં છું કે અંત્યજ કોમમાં જે શક્તિ રહેલી છે તે અંત્યજ વર્ગ પણ નથી જાણતો અને બીજા હિંદુઓ પણ નથી જાણતા. અંત્યજોની બુદ્ધિ કુમારિકાના જેવી નિર્દોષ છે. તમે વણવા, કાંતવા અને પીંજવાનો ધંધો શાખી લેજો. એથી તમારી ગરીબાઇ જશે. જ્યાં સુધી હરહંમેશ રેંટીઆનું પૂજન નહિ થાય ત્યાં સુધી લક્ષ્મી આવવાની નથી.

ગોધરામાં કહ્યું હતું તેમ તમને કહું છું કે તમે પોતે જ ઢેડ ઉંચો અને ભંગી નીચો એ ભ્રમણામાં કેમ પડયા છો? ઢેડ અને ભંગી વચ્ચે કંઈ ફરક નથી. એમનો ધંધો સામાન્ય સમયમાં પણ વકીલાતના જેટલો કે સરકારની સેવા જેટલો જ ખાનદાન છે.

હવે એંઠવાડ ન લેશો. એંઠવાડ ચોકખો છે એમ કહે તે પણ ન લેશો. દાણા લેજો પણ સડેલા દાણા ન લેશો. વિનય અને માન-પૂર્વક કોરા દાણા આપવામાં આવે તો લેજો. હું સૂચવું છું એટલો પુરૂષાર્થ જો તમે કરો તો જેટલા મહિનામાં હું કહું છું તેટલા દિવ-સમાં અસ્પૃશ્યતાનો દોષ નીકળી જાય. હિંદુસંસાર પાપી નથી પણ અજ્ઞાનમાં પડયો છે. આ જ વરસમાં અસ્પૃશ્યતાનો નાશ થવો જોઇએ. જે બે કારણો માટે હું આજે જીવું છું તે ગાયની રક્ષા અને અંત્ય-જોનો ઉદ્ધાર. એ બે કામ થાય એટલે મારો મોક્ષ છે. ઇશ્વર તમને સહાય થાઓ અને પુરૂષાર્થ કરવાનું બળ આપો.

# વૈષ્ણવો પ્રત્યે–

તમારામાં ઘણાં મારાં સગાં છે, ઘણા જ્ઞાતિભાઇ છે, કેટલાક બાળસ્નેહી છે. મારી ઉપર ઘણા કાગળો આવે છે. તેમાંના કોઇ મારા અંત્યજ સંબંધી વિચારોને સારૂ મને ધન્યવાદ આપે છે, ઘણા તો તેને મારી ભૂલ માની વિનયપૂર્વક સમજાવે છે, કોઈ વળી રોષે ભરાઇ ગાળો ભાંડે છે, ને કોઇ કોઈ તો મને ધમકીઓ પણ આપે છે.

આ બધાને હું મારી પર રહેલા તેમના પ્રેમની નિશાની ગણું છું. અંત્યજને વિષે મારા જેવા વિચારો તો ઘણાએ ધરાવે છે, તેમને ઘણાએ અડે છે; પણ મારી ઉપર કેટલાકને રોષ આવે છે તેનું કારણ તો હું એ સમજું છું કે મને તેઓ બીજી રીતે મર્યાદા-ધર્મ પાળનારો ને સારો માને છે. તેથી અંત્યજ વિષેના મારા વિચારો રૂપી તેઓએ માનેલી ભૂલ તેઓ સાંખી નથી શકતા. તેઓ માને છે કે મારા આ વિચારો સ્વરાજ્ય પ્રત્યેની આપણી ગતિને પણ રોકે છે. કોઇ તો એમ પણ માને છે કે મેં હાથે કરીને આપત્તિ વ્હોરી લઇને મારી હઠથી સ્વરાજ્યની નાવને તોફાનમાં નાંખી છે.

ત્યારે મારી નમ્ર માન્યતા એવી છે કે અંત્યજો પ્રત્યેનો મારો ભાવ મારા વૈષ્ણુધર્મને દીપાવે છે; તેમાં મારી દયા રહેલી છે; તેમાં મારી મર્યાદાની શુદ્ધતા સિદ્ધ થાય છે.

કેટલાક વૈષ્ણુવો માને છે કે હું તો વર્ણાશ્રમધર્મ લોપ કરી રહ્યો છું. મારી તો માન્યતા છે કે વર્ણાશ્રમધર્મને હું મલીનતામાંથી ઉગારી લઇ તેનું સાચું સ્વરૂપ પ્રકટ કરી રહ્યો છું. હું કંઇ પાણી, રોટી કે બેટીવ્યવહારની હિમાયત નથી કરી રહ્યો. હું તો કહું છું કે કોઇપણ મનુષ્યને અડતાં આપણે પાપ કરીયે છીયે એ ભાવનામાં જ પાપ રહેલું છે.

રજસ્વળાનો દાખલો આપી અંત્યજની અસ્પૃસ્યતાનો બચાવ કરવામાં આવે છે તેને મારી મતિ તો અજ્ઞાન માને છે. રજસ્વળામાં રહેલી બહેનને અડી જઇએ તો તેને આપણે પાપ નથી માનતા, પણ આપણે તેને અડી જઇયે તો શારીરિક શાચના નિયમનો ભંગ થયો જાણી આપણે નાહી નાંખી સ્વચ્છ થઈ લઇયે છીયે. જે અંત્યજભાઇએ મેલું કાર્ય કર્યું હોય તેનો તો ન નહાય અથવા બીજી રીતે સ્વચ્છ ન થાય ત્યાં લગી સ્પર્શ ન કરવો, અથવા આપણાથી થઈ ગયો તો આપણે નાહી લેવું એ હું સમજી શકું છું. પણ અંત્યજ કુળમાં જન્મેલાનો સર્વથા ત્યાગ કરવો એ ધર્મ હોય એમ મારો આત્મા સ્વીકારી જ નથી શકતો.

વૈષ્ણુધર્મનું મૂળ દયા છે. અંત્યજો પ્રત્યેની આપણી વર્તણુકમાં હું તો દયાનો છાંટો સરખોયે નથી જોતો. અંત્યજોને ગાળ વિના તો આપણામાંના ઘણા બોલાવતા જ નથી. ભૂલ્યેચૂકયે તે આપણા ડબ્બામાં બેસે તો તેની ઉપર ગાળોનો વરસાદ વરસે છે. તેને આપણે જાનવરને આપીયે છીયે તેમ એઠું અનાજ આપીયે છીયે. તેને તાવ આવે, સરપ કરડે તો આપણા વૈદ કે દાક્તર તેની દવા કરવી નહિ જાય. જો જાય તો આપણું ચાલે ત્યાંસુધી તેને આપણે અટકાવીયે

છીયે ! અંત્યજને રહેવાને ખરાબમાં ખરાબ લત્તા, તેને સારૂ ન દીવાની ન રસ્તાની સગવડ. તેને સારૂ કુવા ન હોય. જાહેર કુવા, ધર્મશાળા, વિદ્યાલયોનો તેમને ઉપયોગ ન મળે. તેની પાસેથી કઠિન-માં કઠિન સેવા લઇને આપણે તેને ઓછામાં ઓછો પગાર આપીયે છીયે. તેને તો ઉંચે આભ ને નીચે ધરતી છે. આ કંઇ વૈષ્ણવ-ધર્મની નિશાની છે ? આને દયાધર્મ કહેવો કે ક્રૂરતાધર્મ કહેવો ? અંગ્રેજી સરકાર જેની સાથે તમે પણ અસહકાર માંડયો છે તે આપણો આટલે દરજ્જે તિરસ્કાર નથી કરતી. આપણે તો આપણી અંત્યજો પ્રત્યેની ડાયરશાહીને ધર્મ માનીને પોષીયે છીયે !

હું તો માનું છું કે આપણે વાવ્યું તેવું લણીયે છીયે. આપણે અંત્યજોનો તિરસ્કાર કરી જગતના તિરસ્કારને પાત્ર બન્યા છીયે.

અસ્પૃસ્યતાને બુદ્ધિ ગ્રહણ કરી શકતી નથી. તે સત્યનો, અ-હિંસાનો વિરોધી ધર્મ છે તેથી ધર્મ જ નથી. આપણે ઉંચા ને બીજા નીચા એ વિચાર જ નીચછે. જે બ્રાહ્મણમાં શૂદ્રનો—સેવાનો-ગુણ નથી એ કંઇ બ્રાહ્મણ નથી. બ્રાહ્મણ તો એ કે જેનામાં ક્ષત્રીના, વૈસ્યના ને શૂદ્રના બધા ગુણો છે ને તે ઉપરાંત જ્ઞાન છે. શૂદ્ર કંઇ જ્ઞાનથી કેવળ વિમુખ નથી. તેનામાં સેવા પ્રધાન છે. વર્ણાશ્રમધર્મમાં ઉંચ-નીચની ભાવનાને અવકાશ નથી. વૈષ્ણવસંપ્રદાયમાં તો ભંગીઓ, ચાંડાલ ઈ. તરી ગયા છે. જે ધર્મ જગત્ માત્રને વિષ્ણુસમ જાણે છે તે અંત્યજને વિષ્ણુથી રહિત કેમ માને ?

પણ તમારી પાસે હું શાસ્ત્રાર્થ મૂકવા નથી ઇચ્છતો. હું વિદ્વાન હોવાનો દાવો નથી કરતો. શાસ્ત્રાર્થમાં મને બધા શાસ્ત્રી ભલે હરાવે. મને વિશ્વાસ છે કે દયાધર્મનો મને ઠીક અનુભવ છે. અંત્યજના તિરસ્કારને દયાધર્મમાં અવકાશ ન જ હોય.

વળી અંત્યજ કોને કહેશો ? વણકર અંત્યજ ? ચામડાના લખ-પતિ વેપારી છે તે અંત્યજ ? કે કાંચન બધું સ્વચ્છ કરે છે તે ?

જેણે ચમારનો ધંધો છોડયો છે, જે ભંગી મોટર હાંકે છે, મીલમાં કામ કરે છે, હમેશાં ન્હાયધૂએ છે તે પણ અસ્પૃશ્ય ?

પણ હું દલીલ શાને કરૂં ? જેને અસ્પૃશ્ય માનો, અડવામાં પાપ માનો ત્યાં લગી નહાવું હોય તો નહાઓ. પણ મારી અરજ તો એ છે કે જેમ રજસ્વળામાં આવેલી માતાનો તમે તિરસ્કાર નથી કરતા પણ તેની સેવા કરો છો, તેમ અંત્યજનો પણ તિરસ્કાર ન કરતાં તેમની સેવા કરો. તેમને સારૂ કુવા ખોદાવો, તેમને સારૂ નિ-શાળો બંધાવો, તેમને દવા આપો, તેમને સારૂ વૈદ મોકલો, તેમના દુ:ખમાં ભાગ લઇ તેમની આંતરડીની દુવા લો. તેમને સારી જગ્યામાં રાખો, તેમને સારો પગાર આપો, તેમને માન આપી, બોધ કરી, તેમને નાના ભાઇ સમજી, તેમની પાસે મદ્યપાન ગોમાંસાહાર ઇ૦ છોડાવો, જેઓ છોડે તેમને ઉત્તેજન આપો. એમ કરતાં તમે જોઇ શકશો કે આભડછેટ અદકેરૂં અંગ છે. તમારામાંના કેટલાકે તિલક સ્વરાજ્ય ફાળામાં મારા અંત્યજને લગતા વિચારોને કારણે પૈસા ભર્યા જ નથી. હું તો તમને વીનવું છું કે તમે અસ્પૃશ્યતાને ન છોડો તો પણ ઉપલા તેમને સુધારવાના કામને સારૂ તો પૈસાની મદદ આપી જ શકો છો. કેટલાક વૈષ્ણવોએ તો પોતે આપેલા પૈસા ખાસ એ કામને સારૂ આંકયા છે. વળી મારા અંત્યજ વિષેના વિચાર તમને પસંદ ન હોય તોપણ તમે સ્વદેશી ચળવળને સારૂ, દુષ્કાળને સારૂ, વિદ્યાલયોને સારૂ તો દ્રવ્ય આપી જ શકો છો. પણ મારી માન્યતા એવી જ છે કે તમે અંત્યજની ઉન્નતિ થાય એ વાતનો વિરોધ તો ન જ કરો. તેથી તમારા એવા દયાધર્મની નિશાની દાખલ હું તો તમને અંત્યજોની ઉન્નતિનાં કાર્યો સારૂ આંકીને જ દ્રવ્ય આપવા વીનવું છું.

**નવજીવન, તા. ૩ જુલાઈ, ૧૯૨૧.**

# હિન્દુધર્મ.

હું હમેશાં જ મ્હને પોતાને સનાતની હિન્દુ તરીકે ઓળખાવું છું, અને મારી મદ્રાસની મુસાફરી દરમ્યાન અસ્પૃશ્યતાના પ્રશ્નની ચર્ચા કરતાં તો મ્હેં મ્હારો એ દાવો હમેશના કરતાં વધારે ભારપૂર્વક રજૂ કર્યો છે, અને છતાં યે હિન્દુધર્મને નામે થનારી એવી કેટલીયે બાબતો છે જે મ્હને માન્ય નથી. જો હું સાચો સનાતની ન હોઉં તો પોતાને સનાતની અગર એવા જ બીજા નામથી ઓળખાવવાની મ્હને ઇચ્છા નથી. અને એક મોટા ધર્મનો આશ્રય લઇને તેમાં છૂપી રીતે કશો સુધારો કે બગાડો દાખલ કરવાની પણ મ્હારી ઇચ્છા નથી. તેથી મ્હારો એ ધર્મ થઇ પડયો કે સનાતન હિન્દુધર્મનો હું કેવો અર્થ કરૂં છું તે મ્હારે એક વાર સ્પષ્ટપણે ચોકખું કરી દેવું. 'સનાતન' શબ્દ હું એના સ્વાભાવિક અર્થમાં જ હમેશાં વાપરૂં છું.

હું મને પોતાને હિન્દુ સનાતની કહેવડાવું છું, કારણ કે:—

૧ હું વેદોને, ઉપનિષદોને, પુરાણોને અને જે બધા ગ્રંથો હિન્દુ

ધર્મશાસ્ત્રોને નામે ઓળખાય છે તેને માનું છું અને તેથી અવતારોને અને પુનર્જન્મને પણ માનું છું;

૨ હું વર્ણાશ્રમધર્મને મને લાગે છે કે એના મૂળ વૈદિક અર્થમાં માનું છું, એના આજના લૌકિક અને અણઘડ અર્થમાં નહિ;

૩ હું ગોરક્ષાને તેના આજના લૌકિક અર્થ કરતાં ઘણા વધારે વિશાળ અર્થમાં માનું છું; અને

૪ મૂર્તિપૂજા વિષે મ્હારી અનાસ્થા નથી.

વાચક જોશે કે વેદો તેમજ બીજાં શાસ્ત્રોનો ઉલ્લેખ કરતાં તેમને મ્હેં અપૌરૂષેય અગર ઈશ્વરપ્રણિત કહ્યાં નથી. કારણ એકલા વેદ જ અપૌરૂષેય કે ઈશ્વરપ્રણિત હોય એમ હું માની શકતો નથી. હું તો બાઇબલ, કુરાન અને ઝંદઅવસ્તાને પણ વેદના જેટલાં જ ઇશ્વરપ્રેરિત સમજું છું, આ ધર્મગ્રંથોનું મ્હને પ્રત્યક્ષ જ્ઞાન છે એવો મારો દાવો નથી. છતાં જે મુદ્દાનાં સત્યો ધર્મશાસ્ત્રો ઉપદેશે છે તે હું અંતરથી ઓળખું છું અને લાગણીથી સમજું છું, એવો અલબત્ત મારો દાવો છે. શાસ્ત્રના મ્હારી બુદ્ધિને કે નૈતિકદૃષ્ટિને અળખામણા લાગે એવા કોઈ પણ અર્થથી—પછી તે ચાહે તેટલા વિદ્વત્તાપૂર્ણ કાં ન હોય—બાંધવાની હું ના પાડું છું. અત્યારના શંકરાચાર્યો અગર શાસ્ત્રીઓ પોતે હિન્દુ ધર્મશાસ્ત્રોનો જે અર્થ કરી બતાવે છે તે જ એક સાચો છે એવો દાવો કરતા હોય તો હું તેનો વધારેમાં વધારે આગ્રહપૂર્વક નિષેધ કરૂં છું. ઉલટું હું એમ માનું છું કે આ ધર્મગ્રંથોનું આપણું અત્યારનુ જ્ઞાન છેક અસ્તવ્યસ્ત છે. જેણે અહિંસા, સત્ય અને બ્રહ્મચર્યમાં પૂર્ણતા પ્રાપ્ત નથી કરી અને જેણે સર્વ પ્રકારની માલેકી અને ધનવૈભવનો ત્યાગ નથી કર્યો, તેવો કોઈ પણ મનુષ્ય શાસ્ત્રોને ખરેખરાં ન જ સમજી શકે એ ધર્મસૂત્રમાં

મ્હારી સંપૂર્ણ શ્રદ્ધા છે. હું ગુરૂની પ્રથાને માનું છું પણ સાથેસાથે એ પણ જોઉં છું કે કે અત્યારે તો લાખો મનુષ્યોએ ગુરૂ વગર જ પોતાની જીવનયાત્રા પૂરી કરવી રહી છે, કારણ સંપૂર્ણ જ્ઞાન સાથે તેટલા જ સંપૂર્ણ સદાચારનો સંગમ આ કાળમાં સાંપડવો દુર્લભ છે.

પણ આથી પોતાના ધર્મમાં રહેલું સત્ય કોઈ દિવસ પણ જાણવાની બાબતમાં માણસે નિરાશ થવાની બિલકુલ જરૂર નથી. કારણ બધા મહાન ધર્મોની પેઠે જ હિન્દુધર્મના પણ મૂળ સિદ્ધાન્તો સનાતન હોઇ સ્હેજે સમજાય તેવા છે. દરેક હિન્દુ ઇશ્વરને માને છે: તે '**एकमेवाद्वितीयम्**' છે એમ માને છે; પુનર્જન્મને અને મોક્ષને માને છે.

પણ જે ખાસ વસ્તુ હિન્દુધર્મને બીજા ધર્મોથી નોખો પાડે છે તે તેની ગોરક્ષા અને વર્ણાશ્રમધર્મ છે.

વર્ણાશ્રમ તો મને લાગે છે કે મનુષ્યસ્વભાવમાં જ રહેલી વસ્તુ છે. હિન્દુધર્મે શાસ્ત્રીય ઢબે તેનો વિચાર કરી તેને શાસ્ત્રની પૂર્ણતાએ પહોંચાડેલ છે એટલું જ. એ જન્મથી જ પ્રાપ્ત થનારી વસ્તુ છે. માણસ સ્વેચ્છાએ પોતાનો વર્ણ બદલી શકતો નથી. પોતાનો વર્ણાશ્રમ ન પાળવો એ પરંપરાને તોડવા સમાન છે.

પણ વર્ણાશ્રમના તત્ત્વને લઇને એક વર્ણની અસંખ્ય ન્યાતો અને પેટાન્યાતો કરી મૂકનારે એ સિદ્ધાંતની જોડે અણઘટતી છૂટ લઇ તેની વિડંબના જ કરી છે. ચાર વર્ણ સમાજનાં બધાં પ્રયોજનને માટે તદ્દન પૂરતા છે.

વર્ણાન્તર રોટી કે બેટીવહેવારથી માણસનો જન્મથી મળેલ દરજ્જો કે અધિકાર નષ્ટ થવો જ જોઇએ એમ હું નથી માનતો. ચાતુર્વર્ણ્યે માણસને તેના વ્યવસાય નક્કી કરી આપ્યા છે; તે મનુષ્યના

સામાજિક વહેવારની મર્યાદા બાંધતો કે નિયમન કરતો નથી. ચાતુર્વર્ણ્યે માણસના ધર્મો દોરી દીધા છે; તેને જુદા જુદા ચઢિયાતા કે ઉતરતા હક્કો બક્ષ્યા નથી. મ્હને લાગે છે હિન્દુધર્મની પ્રકૃતિથી જ એ વિરુદ્ધ છે કે પોતાનામાં ઉંચા કે બીજાનામાં નીચા દરજ્જાનું આરોપણ કરવું. હિન્દુદૃષ્ટિએ તો બધાએ વર્ણ ઈશ્વરની સૃષ્ટિને સેવવા જન્મેલા છે. બ્રાહ્મણ પોતાના જ્ઞાનથી, ક્ષત્રિય પોતાની રક્ષણશક્તિથી, વૈશ્ય તેના વાણિજ્યબળથી અને શૂદ્ર તેના શરીરયજ્ઞથી.

આનો અર્થ એમ નથી કે બ્રાહ્મણ શરીરયજ્ઞ કરવાના ધર્મથી અગર તો પોતાનું અને બીજાનું રક્ષણ કરવાના ધર્મથી મુક્ત છે. અર્થ એટલો જ છે કે બ્રાહ્મણ એના જન્મવડે કરીને પ્રધાનપણે જ્ઞાની છે અને પરંપરાગત સંસ્કારદ્વારા તેમજ કેળવણીદ્વારા જ્ઞાન બીજાને આપવાને સૌથી વધુ લાયક છે. તેમ એનો અર્થ એમ પણ નથી કે શૂદ્રને તે જેટલું ઇચ્છે તેટલું જ્ઞાન સંપાદન કરવાનો અધિકાર નથી. માત્ર તે તેના શરીરયજ્ઞદ્વારા જ સૌથી વધુ સારી સેવા બજાવી શકશે અને તેથી તેણે બીજાઓની તેમનામાંના સેવાને લાયકના ખાસ ગુણોની અસૂયા ન ધરવી ઘટે. પણ જે બ્રાહ્મણ પોતાના સાધનનો ગર્વ ધરીને પોતાને બીજાના કરતાં ચઢિયાતો ગણાવવા માગે છે તે નીચો પડે છે અને અજ્ઞાની છે.

આ જ ન્યાય પોતાના ખાસ સંસ્કારોનું અભિમાન કરી તેને અંગે ખાસ હકો ભોગવવા માગનારા હરકોઇ બીજાઓને પણ લાગૂ છે. વર્ણાશ્રમધર્મ એ સંયમ ઉપર, શક્તિસંચય ઉપર અને તેના ઝીણવટભર્યા ઉપયોગ ઉપર રચાએલો છે, સ્વચ્છંદ ઉપર નહિ.

આમ જો કે વર્ણાશ્રમને વર્ણાંતર રોટી કે બેટીવહેવારથી ધક્કો નથી પહોંચતો, છતાં હિન્દુધર્મ જુદા જુદા વર્ણો વચ્ચેના રોટી અગર બેટીવહેવાર પ્રત્યે આગ્રહપૂર્વક અરૂચિ દર્શાવે છે. હિન્દુધર્મ

સંયમની પરિસીમાએ પહોંચી શકયો છે. આત્માનો મોક્ષ સાધવાને ખાતર દેહનું દમન કરવા કહેનારો એ ધર્મ છે. આમ હિન્દુધર્મમાં બાપે પોતાના દીકરાની જોડે બેસીને ખાવું જ જોઇએ એવો વિધિ નથી. એક મર્યાદિત વર્ગમાંથી જ પોતાના ઘરને માટે કન્યા પસંદ કરવાનો વિધિ પણ ભારે સંયમ સિવાય બીજું શું સૂચવે છે? વળી વિવાહિત સ્થિતિને પણ હિન્દુધર્મ મોક્ષને સારૂ કંઇ અનિવાર્ય ગણતો નથી. હિન્દુ દષ્ટિએ તો જન્મ જેમ આત્માનું પતન છે તેમ લગ્ન પણ પતન જ છે. મોક્ષ એટલે જેમ જન્મબંધનથી મુક્તિ તેમ મરણના બંધનથી પણ મુક્તિ. આત્માના ત્વરિત વિકાસને માટે વર્ણાતર રોટી કે બેટીવહેવારનો નિષેધ જરૂરી વસ્તુ છે.

પણ આવો સંયમ એ કંઇ વર્ણની કસોટી કે લક્ષણ નથી. બ્રાહ્મણ પોતાના શૂદ્ર ભાઈની જોડે બેસીને ખાય છતાં જ્યાં સુધી તેણે જ્ઞાનદાન કરવાનો પોતાનો સ્વધર્મ મૂકયો નથી ત્યાં સુધી તે બ્રાહ્મણ મટતો નથી. આ બધા ઉપરથી એટલું ફલિત થાય છે કે રોટી કે બેટીવહેવારને લગતા સંયમ કે મર્યાદા ધર્મો વર્ણોની ઉચ્ચતા કે નીચતાના ખ્યાલ ઉપર રચાયા નથી. જે હિન્દુ એવી કશી ઉચ્ચતા કે નીચતાના ખ્યાલને કારણે બીજાની જોડે જમવાની ના પાડે છે તે હિન્દુધર્મને ખોટા રૂપમાં રજૂ કરે છે.

દુર્ભાગ્યે આજકાલ હિન્દુધર્મ માત્ર ખાવા અને અભડાવાની ચર્ચામાં જ આવી રહેલો જેવામાં આવે છે. એક વાર એક ધર્મશીલ હિન્દુભાઈ સમક્ષ મ્હેં મુસલમાનના ઘરમાં બેઠાં ડબલ રોટી ખાવાનું સાહસ કરી તેમને થથરાવી મૂકયા હતા. મ્હેં જેયું કે એક મુસલમાન મિત્રે આણી આપેલા પ્યાલામાં મ્હને દૂધ રેડી લેતો જોઇને તેમને ભારે દુઃખ થયું, પણ જ્યારે તેમણે મને એ મુસલમાન મિત્રના હાથની ડબલરોટી લેતો જોયો ત્યારે તો તેમની વ્યથાનો પાર જ રહ્યા નહિ! મ્હને ભય છે, કે શું ખાવું અને કોની જોડે

ખાવું એના ઝીણામાં ઝીણા વિધિનિષેધ નક્કી કરવા પાછળ જ જો હિન્દુધર્મ પોતાનું બધું બળ રોકશે તો તે થોડા જ વખતમાં ખરી વસ્તુને ખોઇ બેસશે. માદક પદાર્થો અથવા ખોરાકોના સેવનથી દૂર રહેવું અગર તો માંસાહાર ન કરવો એ આત્માના વિકાસની દિશાએ ભારે મદદકર્તા છે એ સાચું, પણ તેથી તે એક જ વસ્તુ કંઇ ધર્મનું સારસર્વસ્વ નથી. હરકોઇની જોડે બેસીને ખાનારા ને માંસાહાર કરનારા અને છતાં ઇશ્વરથી ડરનારા અનેક માણુસો માંસાહારથી અને બીજી ઘણી વસ્તુઓથી ભારે ચૂસ્તતાપૂર્વક દૂર રહેનારા અને છતાંયે પોતાના પ્રત્યેક કાર્યથી ઇશ્વરને અપમાન પહોંચાડનારા માણુસના કરતાં મોક્ષદશાની વધુ જ નજીક છે.

આ બધું છતાં હિન્દુધર્મની પ્રધાનવસ્તુ નિરાળી જ છે. તે ગોરક્ષા. ગોરક્ષા એ મનુષ્યના આખા વિકાસક્રમમાં મ્હને સૌથી અલૌકિક વસ્તુરૂપે ભાસી છે. ગાયનો અર્થ હું માણુસની નીચેની આખી દુનિયા એવો કરૂં છું. ગાયને બ્હાને એ તત્ત્વ દ્વારા માણુસને આખી ચેતનસૃષ્ટિ જોડે આત્મીયતાનો અનુભવ કરાવવાનો એમાં પ્રયત્ન છે. આવો દેવભાવ ગાયને જ કેમ આપવામાં આવ્યો હશે એ પણ મ્હારી નજરે તો સ્પષ્ટ છે. ગાય જ હિન્દુસ્તાનમાં માણુસનો સૌથી સાચો સાથી—સૌથી મ્હોટો આધાર—હતી. એ જ એક હિન્દુસ્તાનની કામધેનુ હતી. તે માત્ર દૂધ જ આપનારી નહોતી. આખી ખેતીનો એ આધારસ્તંભ હતી.

ગાય એ દયાધર્મની મૂર્તિમંત કવિતા છે. આ ગરીબ અશરણ પ્રાણીમાં આપણે કેવળ દયા જ ઉભરાતી જોઇએ છીએ. લાખો કરોડો હિન્દીઓને ઉછેરનારી એ માતા છે. એ ગાયની રક્ષા તે ઇશ્વરની આખી મૂકસૃષ્ટિની રક્ષા છે. જે અજ્ઞાત ઋષિ કે દૃષ્ટાએ આ ગોપૂજા ચલાવી તેણે ગાયથી શરૂઆત કરેલી. એથી નિરાળું બીજું કશું એનું ધ્યેય હોઈ જ ન શકે. આ પશુસૃષ્ટિની અરજ મૂંગી છે

તેથી વળી વધારે જ અસરકારક છે. ગોરક્ષા એ હિન્દુધર્મે દુનિયાને આપેલી બક્ષિસ છે. અને હિન્દુધર્મ પણ જ્યાં સુધી ગાયની રક્ષા કરનારા હિન્દુઓ પડ્યા છે ત્યાં સુધી જ રહેશે.

એ ગાયની રક્ષા કઈ રીતે થાય ? રસ્તો એ જ છે કે ગાયને બચાવવા જાતે મરવું. ગાયને બચાવવા ખાતર માણસને મારવા તૈયાર થવું એ તો હિન્દુધર્મ તેમજ અહિંસાધર્મ બન્નેનો ઇન્કાર કર્યા સમાન છે.

હિન્દુઓને તો પોતાની તપસ્યાના, પોતાની આત્મશુદ્ધિના અને આપભોગના બળથી ગાયની રક્ષા કરવાનું કહેલું છે. આજ-કાલની ગોરક્ષા તો મુસલમાનો જોડે કાયમના કંકાસ અને ઝેર કર-વામાં આવી રહી છે, જ્યારે ખરૂં જોતાં ગોરક્ષાનો અર્થ એ છે કે આપણે આપણી પ્રેમસેવાથી મુસલમાનોનાં દિલ જીતી લેવાં.

પણ ખુદ હિન્દુઓ પોતે અત્યારે ગોરક્ષા કેટલી સમજે છે ? થોડા અરસા ઉપર એક મુસલમાન મિત્રે મ્હને એક પુસ્તક મોક-લેલું, તેમાં ગાય અને તેની ઓલાદ ઉપર આપણે જે ઘાતકીપણું ગુજારીએ છીએ તેનાં વિગતવાર વર્ણનો કરેલાં હતાં. તેનું ટીપેટીપું દૂધ ખેંચી લેવાને ખાતર આપણે તેનું કેવું લોહી દોહીએ છીએ, આપણે તેને ભૂખે મારી કેવી હાડપિંજર કરી મૂકીએ છીએ, તેનાં વાછરડાંઓની આપણે કેવી દુર્દશા કરીએ છીએ, તેમને આપણે કેવા પૂરૂં ધાવવા પણ દેતા નથી, બળદો પર આપણે કેવો જુલમ ગુજા-રીએ છીએ, આપણે તેમને કેવા ખસ્સી કરીએ છીએ, આપણે તેને કેવા ચાબખા, પરોણી અને આરોના માર મારીએ છીએ, આપણે તેમના પર કેવા અનહદ બોજા લાદીએ છીએ—આ બધાનું એમાં વર્ણન હતું. જો તેમને વાચા હોત તો કદાચ તેઓ આપણી સામે એવા તો અમાનુષી અપરાધોની સાક્ષી પૂરત કે દુનિયા બધી કમકમી ઉઠત !

આ મૂંગાં પશુઓ પર ઘાતકીપણાના પ્રત્યેક કર્મથી આપણે હિન્દુધર્મનો અને ઇશ્વરનો ઈન્કાર કરી રહ્યા છીએ. હું નથી માનતો કે દુનિયાના બીજા કોઈ પણ દેશમાં તેનાં ઢોરોની હાલત હિન્દુસ્તાનના કરતાં ભૂંડી હોય. આમાં અંગ્રેજનો દોષ આપણે નહિ કહાડી શકીએ. આમાં આપણી ગરીબી પણ આપણે નહિ ગાઈ શકીએ. આપણાં ઢોરોની આ દુર્દશા આપણી નિર્દય બેદરકારી સિવાય બીજા કશાની જ સૂચક નથી. આપણી પાંજરાપોળો આપણી દયાવૃત્તિ ઉપર ખડી થએલી સંસ્થાઓ છતાં તે વૃત્તિનો અતિ બેહૂદો અમલ કરનારી સંસ્થાઓ માત્ર છે. તેઓ નમૂનેદાર ગોશાળાઓ કે ડેરીઓ કે ધીકતી રાષ્ટ્રીય સંસ્થાઓ તરીકે ચાલવાને બદલે માત્ર ખોડાં ઢોરો રાખવાનાં ધર્માદા ખાતાંઓ જ થઇ પડી છે!

હિન્દુઓની પરીક્ષા ટીલાં કર્યાથી, સ્વરશુદ્ધ મંત્રો ભણ્યાથી, તીરથજાત્રાઓ કર્યાથી કે ન્યાતજાતોના ઝીણામાં ઝીણા નિયમો ચીવટથી પાળ્યાથી નહિ પણ ગાયને બચાવવાની તેમની શક્તિથી જ થવાની છે. અત્યારે તો ગોરક્ષાધર્મનો દાવો કરનારા આપણે ગાયને અને તેના વંશને ગુલામ બનાવી જાતે ગુલામ બન્યા છીએ.

હું શા સારૂ મ્હને પોતાને સનાતની હિન્દુ કહેવડાવું છું એ વાચકને હવે સમજાશે. ગાય પ્રત્યેના મ્હારા પૂજ્યભાવમાં હું કોઇથી ઉતરૂં એમ નથી. ખિલાફતની લડતને મ્હેં અપનાવી છે, કારણ કે હું જોઈ રહ્યો છું કે ખિલાફતની રક્ષા મારફતજ ગાયની સંપૂર્ણ રક્ષા રહેલી છે. મ્હારી સેવાના બદલા તરીકે ગાયને બચાવવા હું મુસલમાન મિત્રોને નથી કહેતો. હું ઇશ્વર પાસે રોજ એટલી જ પ્રાર્થના કરૂં છું કે જે લડતને હું સચ્ચાઇની લડત માનું છું તેને વિષેની મ્હારી સેવા એની નજરમાં એટલી સમાય કે તે મુસલમાનોનાં દિલ પલટાવે અને તેમને વિષે પોતાના હિન્દુ બિરાદરોને માટે એટલી મહો-

બધાંત પેદા કરે કે હિન્દુઓ જેને પોતાના પ્રાણ સમાન પ્રિય સમજે છે તે જાનવરને તેઓ બચાવી લે.

હિન્દુધર્મ પ્રત્યેનો મ્હારો ભાવ હું કઇ રીતે વર્ણવી શકું? મ્હારી સ્ત્રી પ્રત્યેનો મ્હારો ભાવ હું વર્ણવી શકું તો હિન્દુધર્મ પ્રત્યેનો મ્હારો ભાવ વર્ણવા શકું. મ્હારી સ્ત્રી મ્હારા અંતરને જે રીતે હલાવે છે તે રીતે દુનિયાની બીજી કોઇ સ્ત્રી હલાવી શકે એમ નથી. આનો અર્થ એવો નથી કે એનામાં હું કંઈ દોષ જોતો નથી. હું કબૂલ કરૂં છું કે હું જોઇ શકું છું તે કરતાં ઘણા વધારે દોષ તેનામાં હશે. છતાં એક અટૂટ મમતાના બંધનની ભાવના અહોરાત્ર મ્હારા અંતરમાં જાગૃત છે. તે જ મમતાની ભાવના હિન્દુધર્મને માટે પણ તેના બધા દોષો અને મર્યાદાઓ છતાં મારા અંતરમાં છે. ગીતા કે તુલસીરામાયણ ( જે બે પુસ્તકોનું જ આખા હિન્દુધર્મગ્રંથરૂપી અર્ણવમાં મ્હને જ્ઞાન છે એમ કહેવાય ) નું સંગીત મ્હારામાં જે જીવન પૂરે છે તે દુનિયાનો બીજો કોઇ ગ્રંથ પૂરી શકે એમ નથી. જ્યારે હું અંતકાળને કિનારે છું એમ મ્હને લાગ્યું હતું ત્યારે ગીતા જ મ્હારા અંતરનો વિશ્રામ હતી. હિન્દુમંદિરો અને દેવસ્થાનોમાં આજકાલ જે અનાચાર પ્રવર્તે છે તેથી હું અજાણ નથી; પણ એ બધા અકથનીય દોષો છતાં હું એ સંસ્થાઓને ચાહું છું, એની વાતોમાં મ્હને જે રસ આવે છે તે બીજીમાં નથી આવતો. હું ઠેઠનો સુધારક છું; છતાં સુધારાની વ્યાકુળતામાં હું હિન્દુધર્મના કોઇ પણ આવશ્યક અંગનો ત્યાગ કરવા તૈયાર નથી. હું પાછળ કહી ગયો કે મૂર્તિપૂજા પ્રત્યે મ્હારી અનાસ્થા નથી. મૂર્તિ મ્હારા મનમાં કશો પૂજ્યભાવ પણ પેદા નથી કરતી. છતાં હું માનું છું કે મૂર્તિપૂજા એ મનુષ્યસ્વભાવનું જ એક અંગ છે. આપણે કંઇ ને કંઇ સ્થૂલ વસ્તુને માનવાપૂજવાના તરસ્યા રહીએ છીએ. માણસ બીજી જગાના કરતાં મંદિર કે દેવાલયમાં જ કંઇક વધારે શાંત અને સાત્વિક મનોવૃત્તિવાળો બને છે એનું રહસ્ય બીજું શું છે? મૂર્તિ એ ઉપાસનાની સહાયક છે.

કોઇ હિન્દુ મૂર્તિને ઇશ્વર નથી સમજતો. હું મૂર્તિપૂજાને પાપ માનતો નથી.

આટલા ઉપરથી સમજાયું હશે કે હિન્દુધર્મ કોઇ સાંકડો ધર્મ-મત કે સંપ્રદાય નથી. એના ઉદરમાં સંસારની સર્વ વિભૂતિઓની પૂજાને સ્થાન છે. ધર્મપ્રચારનો જે સામાન્ય અર્થ લેવાય છે તે અર્થમાં એને ધર્મપ્રચારક પંથ નહિ કહી શકાય. એણે અનેક જાતિઓને પોતાનામાં સમાવી એ સાચું, પણ એ વિકાસક્રમને ન્યાયે અદૃશ્ય ગતિએ બન્યું છે. હિન્દુધર્મ દરેક માણસને તેની પોતાની જ શ્રદ્ધા અગર ધર્મની ઢબે ઇશ્વરને ભજવાનો આગ્રહ કરે છે અને તેથી સર્વ ધર્મોની જોડે એની સુલેહ છે.

આવી મ્હારી હિન્દુધર્મની સમજણ હોવાથી હિન્દુધર્મમાં અસ્પૃશ્યતાને હું કદિ પણ સાંખી શકયો નથી. અસ્પૃશ્યભાવનાને હું હમેશાં હિન્દુધર્મની ઉપર વળગેલો મેલ માનતો આવ્યો છું. અનેક પેઢીઓથી એ ચાલતો આવ્યો છે એ ભલે, પણ એવી બીજી પણ અનેક પ્રથાઓ આજદિન લગી ચાલતી આવી છે. દેવદાસીઓ અને મુરલીઓની પ્રથા હિન્દુધર્મનું એક અંગ છે એ વિચારે હું તો શરમથી મરી જ રહું. અને છતાં દેવધર્મને નામે આ ઉઘાડો વ્યભિચાર હિન્દુસ્તાનના ઘણા ભાગોમાં હિન્દુઓમાં પ્રવર્તે છે. વળી કાળીને બકરાંનો ભોગ આપવો એ વસ્તુને પણ હું નર્યો અધર્મ માનું છું અને એ હિન્દુધર્મનું અંગ છે એવું હું માનતો નથી. હિન્દુધર્મ એ તો અનેક યુગોનો વિકાસ છે. હિન્દુધર્મ એ નામ પણ હિન્દુસ્તાનના લોકોના ધર્મને સારૂ પરદેશીઓએ શોધી કહાડેલો શબ્દ છે. એક કાળે અહીંઆ ધર્મને નામે પશુઓનું બલિદાન અપાતું. પણ એ વસ્તુ ધર્મ ન્હોય, હિન્દુધર્મ તો કયાંથી હોય જ ?

અને એ જ પ્રમાણે ંહને લાગે છે કે જ્યારે ગોરક્ષાએ આપણા બાપદાદાઓમાં ધર્મનું સ્વરૂપ પકડી લીધું ત્યારે જેમણે

ગોમાંસભક્ષણ ન જ છોડયું તેમને સમાજે બહિષ્કૃત કર્યાં હશે. એ સામાજિક વિગ્રહ પણ જબરો ચાલ્યો હશે, અને ગોમાંસભક્ષણનો આગ્રહ ધરાવનારાઓની સામેનો એ સામાજિક બહિષ્કાર એકલા તેમની સામે ચાલીને ન અટકતાં તેમની પુત્રપૌત્રપરંપરાની સામે પણ ચાલૂ રહ્યો હશે. આમ ઘણેભાગે મૂળ શુભ ઇરાદાઓથી શરૂ થએલી પ્રવૃત્તિ કાળે કરીને એક કડણ નિર્ઘૃણ પ્રથા બની ગઇ તે એટલે સુધી કે એ પ્રથાને કેવળ અનુચિતપણે કાયમનો ટેકો આપનારા કે તેની વિધિઓ સૂચવનારા શ્લોકો સુદ્ધાં ધીમે ધીમે શાસ્ત્રગ્રંથોમાં ઘુસી ગયા! આ મ્હારી કલ્પના સાચી હોય કે ન હોય તો પણ અસ્પૃશ્યભાવના આપણી વિવેકબુદ્ધિની સાવ વિરૂદ્ધ અને પ્રેમ કે દયાધર્મના આપણા કુદરતી ભાવોની વિરોધી છે એ તો નિઃસંદેહ છે. જે ધર્મ ગાયની પૂજા પ્રવર્તાવતાં અચકાતો નથી તે માણસ જેવા માણસનો આટલો ઘાતકી બહિષ્કાર કેમ બરદાસ કરી જ શકે અગર તો તેને ટેકો આપી શકે?

અને તેથી આટલા કાળ કચડાએલા આ અસ્પૃશ્યવર્ગને તજવા કરતાં તો મ્હારા ચૂરેચૂરા થઇ જાય તોપણ હું સંતોષ જ માનું. હિન્દુઓ પણ જો પોતાના ઉદાત્ત ઉજ્જ્વળ ધર્મને આ અસ્પૃશ્યભાવનાના કલંકથી છોડવી ન લેતાં આમને આમ કલંકિત રાખશે તો તેઓ કદિ પણ સ્વતંત્રતાને લાયક ગણાશે નહિ. અને હું હિન્દુધર્મને મ્હારા પ્રાણથી પણ અધિક વ્હાલી વસ્તુ ગણું છું તેથી જ આ કલંકનો ભાર મ્હને અસહ્ય થઇ પડયો છે. હિન્દુસમાજના એક પંચમાંશ હિસ્સાને આપણી જોડે સમાનભાવે મળવાભળવાનો અધિકાર આપવાનો ઇન્કાર કરીને ઇશ્વરનો ઇન્કાર કરવાનો શું હિન્દુઓ આગ્રહ ધરશે?

યંગઇન્ડિયા, તા. ૬ અક્ટોબર, ૧૯૨૧.

# ભગિનીસમાજનું ભાષણ.

મુંબઈના ભગિનીસમાજ તરફથી તા. ૨ જી ઓકટોબર, ૧૯૧૯ ને રોજ મહાત્મા ગાંધીજીના સુવર્ણ મહોત્સવ નિમિત્તે થયેલા મેળાવડામાં રૂ. ૨૩૦૦૦) ની પર્સની ભેટ સ્વીકારતાં મહાત્મા ગાંધીજીએ જણાવ્યું કેઃ

પ્રમુખસાહેબ, બાનુઓ અને ગ્રહસ્થો,

મેં નવજીવનમાં લખેલું છે તે પ્રમાણે ક્યા શબ્દોમાં તમારો ઉપકાર માનવો તે હું સમજી શકતો નથી. નવજીવનમાં જણાવ્યા પ્રમાણે આ ભેટ મારા પર ઘણી જવાબદારી નાંખે છે. મારા જન્મ-દિવસે ઘણા ભાઇઓ અને બ્હેનોએ કંઇ કંઇ કામ કર્યાં છે, તે મને પસંદ પડયાં છે. જ્યારે જ્યારે મેળાવડા થયા છે ત્યારે ત્યારે મેં એમ ઉદ્દ્ગાર કાઢયા છે કેઃ—

" જે કોઇ માણસ પ્રતિ આપણને માન અને પ્રીતિ હોય તે માન અને પ્રીતિ સારામાં સારી રીતે એમ બતાવી શકીએ કે હમેશાં તેનું અનુકરણ કરવું. "

મારા જન્મદિનોત્સવનો મૂળ ઉદ્દેશ તો એ છે કે મારા જીવન-માંથી જે સારૂં લાગે તે લઇ લેવું. હું જો હિંદુસ્તાનમાં ભીખ માંગવા નીકળું તો લાખો યા કરોડો કે અબજો રૂપીઆ મળી શકે, પણ તેથી કાંઇ ઉન્નતિ થઈ શકે નહીં. આનો અર્થ એમ નથી કે પૈસા જરૂરી નથી; પણ ખરી વાત એ છે કે દરેક વસ્તુ પોતાની જગ્યાએ હોય ત્યાંજ ઠીક શોભે. સોનાની વસ્તુ ખરાબ જગ્યાએ જાય તો આપણે તેનો ત્યાગ કરવો પડે.

અસંખ્ય રૂપીઆ ઘણા માણસો પાસે હોય છે પણ જો તે તેનો સદુપયોગ ન કરતો હોય તો તે પૈસા તેની પાસે હોય યા નહીં હોય તે સર્વ સમાન છે.

આપણા દેશમાં અનાજ તથા વસ્ત્રની ખોટ છે. આ દેશમાં ઘણા લોકો એકજ વખત ખાઇ પડી રહે છે તો ઘણા લોકો નગ્ન ફરે છે. આપ બ્હેનોને ટાઢની ખબર નથી પણ જો આપ ખેતરમાં મારી સાથે આવો તો હું આપને બતાવીશ કે કેટલીયે બ્હેનો ઘાસ અને છાણનો ઉપયોગ ટાઢ સમાવવા અને ગરમી ઉત્પન્ન કરવા કરે છે. હું મને ખેડૂત અને વણકર કહેવડાવવા માગું છું. કેટલાક માણસો એક પૈસાનું દૂધ પોતાનાં છોકરાં માટે નહીં વાપરતાં જુગારમાં ઉપયોગ કરે તો તે માણસોનો ઉદય કેવી રીતે થઇ શકે ?

જે વસ્તુ હું હિન્દુસ્તાન પાસે ટોપી ઉતારી અને હાથ લંબાવી માગી રહ્યો છું તે ફક્ત પૈસાદારો પાસેજ માગું છું. હું તેમને મારા અખતરા જણાવું છું અને તેઓ મને મદદ કરે છે. મેં ધાર્યું કે આ પૈસાનો ઉપયોગ હું સારી રીતે કરીશ તેથી મેં આ ભેટ સ્વીકારવા હા પાડી છે. આમાં અસંખ્ય બ્હેનોએ ભાગ લીધો છે. ચંપારણ્યનો ઇતિહાસ સૌ. અવંતિકાબાઈ અગર હું જ આપી શકીશું. ત્યાંની બ્હે-નોએ મને કહ્યું કે અમારી પાસે બીજાં કપડાં નહિ હોવાથી અમે અસ્નાન અને મેલાં રહીએ છીએ. મારી પાસે તે વખતે વસ્ત્ર ન

હતાં જેથી દિલગીર થયો. અત્યારે મારાપર કેટલી જવાબદારી છે તે હું કહી શકતો નથી. હું એ બાબતનો આપને અને પરમાત્માને સારો જવાબ આપી શકીશ એમ માનું છું આ પૈસાના ઉપયોગ માટે મેં ઘણા ભાઇઓ અને બ્હેનો પાસે અભિપ્રાય મંગાવ્યા છે અને તે પ્રમાણે હું ઉપયોગ કરવા ધારૂં છું. હું હિન્દુસ્તાન પાસે જે માગી રહ્યો છું તેનો ઉદ્દેશ ફક્ત ફરી સત્યયુગ આવે એટલા માટેજ છે. એક વખત સુવર્ણ સમય પણ હતો. આવે વખતે હિન્દુસ્તાનમાં સ્ત્રી અને પુરૂષો સરળ ભાવે સરળ રીતે વરતી સત્ય જ બોલતાં હતાં. તે સમયે સ્ત્રીઓની પવિત્રતા જળવાઈ રહેતી હતી. તે સમયે સ્ત્રી પુરૂષો ભેગાં થાય પણ કોઈ દિવસ કાંઇ ખોટો વિચાર આવતો નહીં. આ સત્યયુગ યા સુવર્ણયુગની વાત છે.

## દાહોદની સ્ત્રીઓની સ્થિતિ.

આ કળિયુગમાં સ્ત્રીઓનું શિયળ પળાવું મુશ્કેલ છે. દાહોદમાં હું ઢેડવાડામાં ગયો ત્યારે મને એક જણે કહ્યું કે આ સ્ત્રીઓ બે વર્ષથી કોઇ પણ જાતનો ધંધો કરતી ન હતી. હવે તે મજૂરી કરે છે. આ પુરૂષો વણુકર છે અને તેમને વણવામાં સ્ત્રીઓ પહેલાં મદદ કરતી હતી. આથી તે વખતે તેમના શિયળનું રક્ષણ થતું હતું. હાલમાં તેમની સ્થિતિ સૂતર કાંતવા જેવી રહી નહીં જેથી તેમણે મજૂરી-પર જવા માંડયું. ત્યાં તે સ્ત્રીઓની દશા ઘણી જ દિલગિરીભરી છે. તેમની ઉપર કામ લેનારા ઓવરસિયરો અત્યંત જુલમ ગુજારે છે.

## સ્ત્રીઓની ઉન્નતિ કેવી રીતે થાય ?

આપણે જે કામ હિંદુસ્તાનમાં કરવાનું છે તે સ્ત્રીકેળવણીનું પ્રથમ છે. કેળવણી હોય તો સ્ત્રીઓ પોતાના શિયળનું રક્ષણ કરી શકે. તે કેળવણી આપવા માટે આપણને ઘણી વિદ્વત્તાની જરૂર નથી

પણ ફક્ત ચારિત્રની જરૂર છે. આમાં કંઇ પૈસાની જરૂર નથી. ચારસો મુસલમાનબાઇઓ આજે પોતાનું રક્ષણ કરતી થઇ ગઇ છે અને તેમને તેમનાં કાંતેલા સૂતર ઉપર યોગ્ય કિંમત અપાય છે.

આજ મારા ઉપર આપે જે પ્રેમ બતાવ્યો છે તે ઉપરથી હવે હું આપને મારા પર એવો પ્રેમ બતાવવા માગણી કરૂં છું કે—આપણે ફરીથી સત્યયુગ આણુવો. હિંદુસ્તાન પોતાનું રક્ષણ કરી શકે એમ છે. જો આપણે આપણા દેશમાં પેદા થએલા વસ્ત્રનેજ વાપરીશું તો નક્કી આપણે આપણા દેશને થોડાજ વખતમાં સુરક્ષિત કરી શકીશું. હું રેંટીઆ માટે પ્રયત્નો કરી રહ્યો છું. રેંટીઆથી સ્ત્રીઓનું શિયળ જળવાય છે. આથી કોઇ બીજો ધંધો નથી કે જેમાં આપણી કરોડો બહેનો ઘેર બેઠાં પોતાનો સમય ગાળી શકે. આમાં કાંઇ બહુ અક્કલની જરૂર નથી. હિંદુસ્તાને સ્વાશ્રયી થતાં શીખવું જોઇએ. જ્યારે હિન્દુસ્તાનમાં વીર નરો, વીરાંગનાઓ પેદા થશે ત્યારે આપણે સ્વાશ્રયી બની શકીશું. આપણે સત્યાગ્રહની વીરતા બતાવવાની છે. શસ્ત્રની વીરતા કરતાં આમાં વધુ વીરતાની જરૂર છે. જો તેમ થાય તો આજે આપણે સ્વતંત્ર જ છીએ. હિંદુસ્તાનમાંથી જે કરોડો રૂપીઆ જાય છે તેનું અને તમારી બ્હેનોનું રક્ષણ કરો. જો તમે ફક્ત એક જ કલાક મહેનત કરો તો પણ તમે સારૂં કામ કરી શકશો. આજે લેડી ટાટા અને મિસિસ પીટીટ જેવાં સૂતર કાંતે છે, તો આપણે શા માટે નહિ કરીએ ? હાલમાં મારી પાસે ફક્ત બે જ બહેનો છે કે જે બહાર શીખવવા જાય છે. ઘણી જગ્યાએથી માગણીઓ આવે છે માટે જો આપણી બધી બહેનો આ કામ કરતાં શીખે તો આપણે આપણા દેશનું ભલું કરી શકીએ.

આપે મારીપર અગાધ પ્રેમ બતાવ્યો છે. આ દ્રવ્ય આપ જૂજ કહો છો પણ તે અખૂટ છે. સારી ઇચ્છાથી અને સારા હૃદયથી

અપાયલું દાન જરૂર ફળી નીકળશે અને તે મારે મન અબજો રૂપીઆ છે, માટે આપ ન માનતાં કે આ ઓછું છે. હું આપની પાસે જે કાર્યની માગણી કરૂં છું તે આપને ઠીક લાગતી હોય તો તમે તમારા દેશને માટે તે કાર્ય શીખવા તૈયાર થઇ પડજો. આટલું બોલી હું આપ સર્વનો આભાર માની બેઠક લેવા રજા લઉં છું.

# સ્ત્રીઓને સંદેશો.

તા. ૨ જી ઓક્ટોબર, ૧૯૧૯ ના રોજ પોતાની જન્મતિથિને દિવસે મહાત્મા ગાંધીજીએ મુંબઈના ભગિનીસમાજની બ્હેનોને નીચેનો સંદેશો મોકલ્યો હતો:—

વહાલાં બ્હેન,

તમને હું શો સંદેશો મોકલું એ વિચાર કર્યા જ કરૂં છું. મારી જન્મગાંઠની સાથે બ્હેનોને સંબંધ હોય? મને હિંદની સ્ત્રીઓ કેમ ઓળખે છે? એ વિચાર કરતાં મને લાગે છે કે તેઓ મારા પ્રેમને ઓળખે છે. તેઓને ખબર છે કે મને સ્ત્રીઓનું શિયળ વહાલું છે અને તે સાચવવાનો સહેલામાં સહેલો ઉપાય મેં બતાવ્યો છે, એ સ્વદેશી છે. સ્વદેશીધર્મનું પાલન કરવામાં જેટલી મદદ સ્ત્રીઓ કરી શકે છે તેટલી પુરૂષો નહિ કરી શકે. જ્યારે ભારતવર્ષની પુત્રીઓ સૂતર કાંતી પોતાને અને બીજાને ઢાંકતી હતી, ત્યારે ભારતવર્ષ

ભલે ગરીબ હોય પણ આજની જેમ કંગાળ ન હતું. ત્યારે ભારત-વર્ષની સ્ત્રીઓ પોતાનું સતીત્વ જેમ જાળવી શકતી હતી તેમ આજે નથી જાળવી શકતી, એ હું જોઈ રહ્યો છું. તેથી બ્હેનોની આગળ વળી પણ એજ વસ્તુ મૂકું છું.

બધી બ્હેનો ઓછામાં ઓછો એક કલાક હમેશાં સૂતર કાંતવામાં આપો.

બધી બ્હેનો સાદાઇને ધર્મ જાણી તેમાં જ શણગાર સમજે, ને કુમારિકાઓએ કાંતેલા સૂતરમાંથી જેવાં કપડાં પેદા થાય તે પવિત્ર સમજી તે વડે તમારાં અંગ ઢાંકો.

આમાં જ હું તો હિંદુસ્થાનને સારૂ સ્વરાજ્ય પણ જોઉં છું. બ્હેનો પણ જોઇ શકો એમ ઇચ્છું છું. "જે કોઇ માણસ પ્રતિ આપણને માન અને પ્રીતિ હોય તે માન અને પ્રીતિ સારામાં સારી રીતે એમ બતાવી શકીએ કે હમેશાં તેનું અનુકરણ કરવું."

હું હિંદુસ્થાન પાસે જે માગી રહ્યો છું તેનો ઉદ્દેશ ફક્ત ફરી સત્યયુગ આવે એટલા માટે જ છે.

## સ્ત્રીઓને કરવાનાં કાર્યો.

૧. ગરીબવર્ગમાં ફરી જ્યાં અન્નવસ્ત્રના સાંસા હોય ત્યાં રેંટીઓ દાખલ કરી, ભૂખમરો ટાળી, તેમને સ્વાશ્રયી બનાવવાં.

૨. જ્યાં જ્યાં ગલીચ ગંદકી હોય, રોગગ્રસ્ત સ્ત્રીબાળકો હોય, પતિત દશા હોય—ત્યાં તેમને સંયમનાં, સ્વચ્છતાનાં, આરોગ્યનાં અને વિશુદ્ધ જીવન ગાળવાનાં સાધનો કરી આપી તેમને તેમની સ્થિતિનું—રહેણીકરણીનું—ભાન કરાવવું.

૩. જ્યાં જ્યાં જ્ઞાનપ્રચારની—આવશ્યક્તા-અભિલાષા હોય ત્યાં ત્યાં જ્ઞાનપ્રચારાર્થે જરૂરી સાધનો પૂરાં પાડવાં અને પોતે તે માટે પ્રયાસ કરવો

આ કાર્યો કરવા માટે પ્રથમ આત્મશુદ્ધિ, આત્મવિકાસ, ભગિનીભાવ અને વિચારવિનિમયની જરૂર છે.

## વિચારોનો પ્રચાર કરવાનું મુખ્ય સાધન.

આમ ભગીનીસમાજમાં પ્રત્યેક સભાસદ કરવા ધારે તો તેની પાસે ઘણી સુન્દર, ફલદાયી પ્રવૃત્તિઓ છે. સમાજનું કાર્યક્ષેત્ર એટલું વિસ્તીર્ણ છે કે જો સજ્જડ કાર્ય થાય તો મોટી પ્રવૃત્તિ તેની પાસે કાંઇજ નહિ ગણાય, અને 'હોમરૂલ' નામનું ઉચ્ચારણ કર્યા વિના હોમરૂલની ભારે સેવા થઇ શકે. જ્યારે છાપખાનાં ન હતાં, ભાષણોની સગવડો ઓછી હતી, ચોવીસ કલાકના એક હજાર માઇલને બદલે ભાગ્યે ચોવીસ માઇલ આપણે મુસાફરી કરી શકતા હતા, તે વેળાએ આપણા વિચારોનો પ્રચાર કરવાનું એકજ મુખ્ય સાધન ગણાતું હતું, તે આપણી કૃતિ હતું. એમ કહેવાય છે, કે તેની અસર બહુ ભારે હતી. અત્યારે આપણે હવાને વેગે દોડમદોડ કરીએ છીએ. વ્યાખ્યાનો આપીએ છીએ, લેખો લખીએ છીએ, તેમ છતાં આપણું ધાર્યું અમલમાં મૂકાવવા આપણે લગભગ અસમર્થ છીએ. દરેક દિશાએથી નિરાશાનો સૂર સંભળાય છે. મને તો લાગે છે કે જેમ આગળ હતું તેમ આજે પણ આપણાં કાર્યના વડે જેટલો પ્રભાવ આપણે લોકો ઉપર નાંખી શકીશું, તેટલો કદિ આપણા ભાષણ કે લેખોથી નહિ નાંખી શકીએ.

આ સમાજ મૂંગા કાર્યને પ્રધાનપદ આપો, એવી સમાજ પ્રત્યે મારી પ્રાર્થના છે.

આટલાં આટલાં પુસ્તકોનો અભ્યાસ કરવામાં આવે છે, પરંતુ તેમાંથી કશું વર્તનમાં ઉતારવામાં આવતું ન હોય તો તે તમામ ફોકટ છે. માટે એક ખાંડી વજન જેટલાં પુસ્તકો વાંચો તે

કરતાં તેમાંથી એક અધોળ જેટલું પણ વર્તનમાં ઉતારવાનો પ્રયત્ન કરો.

જગતમાં અનેક શાસ્ત્રો છે, તે દરેકનાં નામ હું તમારી પાસે લેવા માગતો નથી, પરન્તુ તેમાંથી તમે તમારા વર્તનમાં જેટલે અંશે ઉતારો તેટલું શાસ્ત્રનું રહસ્ય તમે પ્રાપ્ત કર્યું એમ માનવાને કશી હરકત નથી.

આપણે અનેક પ્રતિજ્ઞાઓ કરીએ છીએ, પરન્તુ તે પાળવાને કંઇ પણ લક્ષ રાખતાં નથી, તે યોગ્ય નથી. જે જે પ્રતિજ્ઞા કરવામાં આવે તે તે સચોટપણે પાળવી જોઇએ. દેહ પડે તોપણ કરેલી પ્રતિજ્ઞા ચૂકવી જોઇએ નહિ.

તમારૂં જીવન આદર્શમય બનાવો, રોમમાં તો આદર્શ પણ ફરી ગયો છે, પરંતુ હિન્દમાં તો આદર્શ ભૂલવામાં આવ્યો નથી. હિન્દુ કે મુસલમાન આપણે સર્વ આપણા પૂર્વજોના વારસદાર છીએ, અને એ વારસો ત્યારે જ સંભાળી શકીશું કે જ્યારે જીવનના આદર્શો પર સતત્ લક્ષ આપવામાં આવશે. આપણા પૂર્વજોમાં સાત્વિકવૃત્તિ પ્રધાનપદ ભોગવતી હતી, પરન્તુ આજે તે નાશ પામેલી જણાય છે. જ્યાં જોઇએ ત્યાં દંભી જીવન જણાય છે. હરકોઇ કાર્ય પ્રસંગે અસત્ય બોલવાનું ડગલે અને પગલે થઇ ગયું છે તે દૂર કરવું જોઇએ. અને જીવન સત્યમય બનાવવું જોઇએ.

ભગિનીસમાજ મન્દિર, મુંબઇ. ૪. } તમારો દીન ભાઈ, મોહનદાસ કરમચંદ ગાંધી.

# સ્ત્રીઓની ફરજ.

પંજાબમાં જે અત્યાચાર થયા છે તે વિષે ભલી બાઇ જાઇજી જહાંગીર પીટીટના પ્રમુખપણા નીચે મુંબઈની સ્ત્રીઓએ પોતાનો વિચાર દર્શાવ્યા છે. તેમાં બે અર્થ સર્યા છે. એક તો તેઓએ હિંદુસ્તાનના દુ:ખમાં ભાગ લીધો છે અને તે દુ:ખ શું છે તે સમજી લીધું છે. એવા અત્યાચારોને વિષે સ્ત્રીઓ તટસ્થ નથી રહી શકતી. જ્યાં સ્ત્રીઓ પોતાનું સ્ત્રીત્વ અને પુરૂષો પોતાનું પુરૂષત્વ ખોઇ બેસે એવા સંજોગો આવી પડે ત્યાં સ્ત્રી મૂંગી બેસી જ ન શકે. પંજાબમાં પુરૂષોનાં જ અપમાન નથી થયાં, સ્ત્રીઓનાં પણ થયાં છે. મનીઅનવાલા ગામમાં સ્ત્રીઓનું અપમાન કરવામાં ઉદ્ધત અમલદાર મિ. બોસવર્થ સ્મિથે કાંઇ કચાશ રાખી નહોતી. એટલે સ્ત્રીઓએ મુંબઈમાં સભા ભરી પોતાની ફરજ બજાવવા ઉપરાંત કંઇ જ વધારે નથી કર્યું. મારી ઉમેદ છે કે ગુજરાતનાં મુખ્ય શહેરોમાં સ્ત્રીઓ એવી જ સભા ભરી ઠરાવો પસાર કરશે.

સ્ત્રીઓ પોતાને અબળા માની આવાં કામોમાંથી મુક્ત નથી થઈ શકતી. અબળા એ વિશેષણ આત્માને વિષે તો લાગુ ન જ પડે એ તો શરીરને વિષે કહેવાનું છે. એક બાલિકા જેનો આત્મા ઉજ્જવલ છે, જેને તેનું ભાન થયું છે, તે સાડાછ ફુટ લાંબા ઉદ્ધત અંગ્રેજની સમક્ષ ઉભી તેને મ્હાત કરી શકે છે. જે સ્ત્રીને પોતાપણાનું ભાન આવ્યું છે તેનું સ્ત્રીત્વ તેના આત્મબળવડે શોભે છે. પોતાના શરીરની નબળાઇ સ્વીકારી નબળી બની સ્ત્રી પોતાનું સ્ત્રીત્વ શોભાવી નથી શકતી. સીતા, દ્રૌપદી આદિ સ્ત્રીઓએ પોતાનો પ્રભાવ દુષ્ટોપર પાડવાનું આપણને શાસ્ત્રો શીખવે છે. જેમ હાથીનું શરીરબળ મનુષ્યના બુદ્ધિબળ આગળ કામ નથી કરતું તેમ મનુષ્યના એટલે સ્ત્રીપુરૂષ ઉભયના આત્મબળ આગળ મનુષ્યનું બુદ્ધિબળ અને શરીરબળ તૃણવત્ થઇ જાય છે.

તેથી હું ઇચ્છું છું કે હિંદુસ્તાનની સ્ત્રીઓ પોતાને અબળા માની પોતાની પ્રજાનું રક્ષણ કરવાનો અધિકાર નહિ તજે. જે સ્ત્રીજાતિએ હનુમાનાદિ વીરોને પેદા કર્યા છે તે સ્ત્રીને અબળા કહેવામાં અજ્ઞાન રહ્યું છે. અથવા તેને અબળા કહી છે તે પુરૂષને કેવળ પોતાની ફરજ સૂચવવાજ, કે તેણે શરીરે બળવાન હોઇ અબળા સ્ત્રીને પોતે રાક્ષસની જેમ ઉદ્ધત બની સતાવવાની નથી પણ તેનું રક્ષણ કરી તેના આત્માનો વિકાસ થાય એવાં સાધનો તેના હાથમાં મૂકી તેની સેવા કરવાની છે.

આ જમાનો કેવળ શરીરબળનો છે એવી ભ્રમણામાં પડી આપણે મુંઝાયા કરીએ છીએ અને માનીએ છીએ કે આપણે હિંદુસ્તાનની રાંકડી પ્રજા શું કરી શકીએ? આમ માની પુરૂષવર્ગ પણ અબળા બની ગયેલ જેવો લાગે છે. પણ તેવું કંઈ જ નથી એમ હિંદુસ્તાન સમજી જાય એ ઇચ્છવા જેવું છે. હિંદુસ્તાનની પ્રજાને પોતાના સ્વમાનનું ભાન આવે ત્યારે તે પ્રજા સબળ છે, અને પછી જનરલ ડાયર અહીં નહિ રહે.

એવું બળ કેમ આવે? ભારે તાલીમની જરૂર નથી. ઇશ્વર ઉપર વિશ્વાસ રાખી આપણે કોઇના શરીરબળથી ન જ ડરવું. શરીરબળીઓ વધારેમાં વધારે આપણા શરીરનો નાશ કરવાની સત્તા ધરાવે છે. તે શરીર વિષે આપણે નીડર બનીએ ત્યારે આપણે સિંહ છીએ. એટલે બળ રાક્ષસી શરીર મેળવવામાં નથી પણ મનની મજબૂતીમાં, આત્માની ઓળખમાં, મોતની નીડરતામાં રહેલું છે.

નવજીવન, તા. ૧૮ જુલાઈ, ૧૯૨૦.

# સ્ત્રીઓનો હિસ્સો.

'અસહકારમાં અમે શી મદદ કરી શકીએ?' એ પ્રશ્ન શાન્તિનિકેતનમાં વસતી બહેનોએ મને અતિ ગંભીરાઇથી પૂછ્યો હતો. એ જ સવાલ બહેનો વતી એક ભાઇએ કર્યો છે. જે જવાબ મેં શાંતિનિકેતનમાં બહેનોને આપ્યો હતો તેની જ મતલબ થોડા ફેરફાર સાથે અહીં આપવા ધારૂં છું. સ્ત્રીઓનો પૂરો હિસ્સો આ કાર્યમાં ન મળે ત્યાં સુધી સ્વરાજ્યની આશા રાખવી ફોકટ છે. તેનું સૂક્ષ્મ પાલન જેટલું સ્ત્રીઓ કરે છે તેટલું પુરૂષો નથી કરતા. પ્રજાની સ્વતંત્રતા જાળવવી, ગઇ હોય તો એ મેળવવી, એ ધર્મ છે એમ સ્ત્રીઓ ન જાણે, ન કબૂલે, તો પ્રજાની રક્ષા અસંભવિત છે.

દેવદર્શન કરવાં એ હું આસ્થા વધારવા સારૂ અગત્યની વસ્તુ સમજું છું. પણ જો સ્ત્રીઓ એમ માને કે તેમાં જ બધો ધર્મ આવી જાય છે તો એ વહેમનું સ્વરૂપ પકડી પ્રજાને હાનિ કરે છે. દેવ-

દર્શન એ આત્મજ્ઞાનનું એક સાધન છે એમ જાણનારી સ્ત્રી સમજશે કે મંદિરોમાં પણ પ્રજાની સ્વતંત્રતાનો ધ્વનિ સંભળાવો જોઇએ. કેમકે સ્વતંત્રતા વિના ધર્મની રક્ષા અશક્ય છે. અમૃતસરમાં જ્યારે ડાયર સાહેબે કેર વરતાવ્યો ત્યારે લોકો ધર્મની શી રક્ષા કરી શક્યા હતા? ત્યારે પણ મંદિરોમાં સ્ત્રીઓ જતી; થોડા પુરૂષો પણ જતા. ત્યાં જવું તેમને કઇ રીતે ફળ્યું?

પણ જો સ્ત્રીઓ જાણતી હત કે એના જુલમમાંથી છૂટવું એ પ્રજાની પ્રથમ ફરજ હતી, તો સ્ત્રીઓ પોતાના ધણીઓને ને દીકરાઓને શૂરાતન ચઢાવત અને તેમની ભીરૂતા છોડવી સ્વમાનની રક્ષા કરાવત. પણ આ દેશમાં અત્યારે સ્ત્રીવર્ગ પ્રજાના કલ્યાણની ખરી વાતોથી વંચિત રહે છે તેથી તેની મદદ થોડી જ મળે છે.

અગાઉ એમ ન હતું. સીતાજી રામચંદ્ર સાથે વનવાસમાં નીકળ્યાં ને તેમનાથી રામચંદ્રની પ્રવૃત્તિની એકે વાત અજાણી ન હતી. દ્રૌપદી પાંડવોની સહચરી થઈ ને તેની સાથે રખડી અને જ્યારે તેની લાજ લૂંટાવાનો સમય આવ્યો ત્યારે તે પોતાના આત્મબળથી રક્ષા કરવાની શક્તિ ધરાવતી હતી એવું તેણે જગતની પાસે સિદ્ધ કર્યું. દમયંતી નળને પડખે તેની બધી પ્રવૃત્તિમાં ઉભી રહી એટલું જ નહિ પણ ઉલટી એ નળની મૂર્છિત દશામાં તેની પાળક બની હતી.

આજે સામાન્ય રીતે આપણે કહી શકીએ કે સ્ત્રીપુરૂષ વિરોધી દશામાં જતાં ભાસે છે. સ્ત્રીને જે કરવું હોય તેમાં પુરૂષ વચમાં પડતો નથી. તેના કેટલાક વહેમો દઢ થતા જાય છે. જો કે તેની આસ્થા હજુ અચળ રહી છે. પુરૂપ પોતાને ફાવે તેમ વર્તે છે તેમાં સ્ત્રી વચ્ચે પડતી નથી.

એટલે પ્રથમ સુધારો તો એ થવો જોઇએ કે સ્ત્રીએ સ્વતંત્રતાનો મહામંત્ર જાણી લઇ તેને ધર્મ જાણી સેવવો, અને જે સ્ત્રીને

એ જ્ઞાન થયું છે તેણે તે બીજી બહેનોને આપવું. સ્ત્રીજાતિમાં મોટું કાર્ય તો સ્ત્રી જ કરશે. પુરૂષની શક્તિને હદ છે. તેનાથી સ્ત્રીના ઉંડામાં ઉંડા ભાવો ન જ વરતી શકાય.

સ્ત્રી પોતાનાં બાળકોનાં શરીરને પોષે તેમજ તેમના મનમાં સ્વતંત્રતા, નિર્ભયતા, દઢતા વિ૦ ગુણો ઉતારે. આજીવિકાનું શું થશે એવા વિચારમાં ન પડતાં સમજે કે જો પોતે અને પોતાની પ્રજા કામ કરનાર હશે તો આજીવિકા સહેલી વસ્તુ છે.

પોતાનાં છોકરાં સરકારી નિશાળમાં જતાં હોય તો તેને નિશાળોમાંથી ઉઠાડી લેવાં એ સ્ત્રીઓનો તાત્કાલિક ધર્મ છે.

પણ સર્વથી મહાન્ કાર્ય—હમેશાંને સારૂ કરવાનું કાર્ય—તો સ્વદેશી છે. સ્વદેશી વિના પ્રજાનું શરીર નભી જ ન શકે. પ્રજા અન્નવસ્ત્રની ભૂખે પીડાય છે તેનું કારણ મુખ્યપણે એ છે કે પ્રજાની પાસે દ્રવ્ય નથી. પ્રજા પોતાનાં વસ્ત્રાદિ બનાવવાની શક્તિ ધરાવે છે તે છતાં બનાવવાને બદલે બહારથી મંગાવી પહેરે છે, તેથી પ્રજાનું લોહી પ્રતિ વર્ષ ચુસાતું જાય છે. આ ખોડ સ્ત્રીઓના સાહસ વિના દૂર થવાની નથી. સ્ત્રીઓ આ મુલકમાં અનાદિકાળથી કાંતવાનું કામ કરતી આવી છે. તે ક્રિયા છોડી ત્યારથી હિન્દુસ્તાનની આર્થિક અને આત્મિક સ્થિતિમાં સડો પેઠો. હિન્દુસ્તાનની સ્વતંત્રતા સૂતરના તાંતણાપર નિર્ભર છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. જો હિન્દુસ્તાન પોતાનું બધું સૂતર પોતે જ ઝુંપડીઓમાં બનાવી શકે અને તેનાં કપડાં વણી શકે, તો એટલી શક્તિ મેળવી લે કે એ જ શક્તિથી હિન્દુસ્તાન પોતાની પૂરી સ્વતંત્રતા લઈ લે અને સ્વતંત્ર હિન્દુસ્તાન ખિલાફતનો તેમજ પંજાબનો ન્યાય મેળવે જ.

નવજીવન, તા. ૩ અક્ટોબર, ૧૯૨૦.

# ડાકોરમાં સ્ત્રીઓ સમક્ષ ભાષણ.

ડાકોરમાં તા. ૨૭ ઓક્ટોબર, ૧૯૨૦ના રોજ માણેકઠારી પૂનેમની રાત્રિએ લગભગ ત્રણ હજાર સ્ત્રીઓ મળી હતી, તેમની આગળ મહાત્મા ગાંધીજીએ નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું:—

બ્હેનો,

તમે સૌ મારૂં શાન્તિથી સાંભળજો. હું થોડા શબ્દોમાં જ બધું પૂરૂં કરીશ. તમારામાંથી કેટલીક બહેનો ડાકોરની જ હશો, અને કેટલીક બહારથી આ યાત્રાસ્થળમાં આવી હશો. મને ખાતરી છે કે આટલી બધી બહેનોમાંથી ભાગ્યે જ કોઇને ખબર હશે કે આજે હિંદુસ્તાનની શું સ્થિતિ છે. આજે હિંદુસ્તાનની જે સ્થિતિ છે તેવી સ્થિતિમાં આપણું કર્તવ્ય શું છે, આપણો ધર્મ શું છે ? તમે સહુ આ યાત્રાસ્થળમાં પવિત્ર ભાવથી આવેલાં છો. તમને લાગતું હશે કે

ડાકોરજીનાં દર્શન કર્યાં એટલે બધાં પાપ નાસી ગયાં; ગોમતીજીનું સ્નાન કર્યું એટલે સર્વસ્વ મળી ગયું. કેટલીક બહેનોને એમ પણ લાગતું હશે કે ગાંધી જેવા મહાત્માનાં દર્શન કર્યાં તેથી કૃતાર્થ થઇ ગયાં. આ વાત સાવ ખોટી છે. ગોમતીમાં સ્નાન કરો અને મનને પવિત્ર ન કરો તો ઉલટાં તમે ગોમતીજીને ગંદી બનાવો છો. ડાકોરજીનાં દર્શન કરવાં જઇએ, અને કેવળ પગનો મેલ જ ત્યાં મેલીને પાછાં આવીએ તો એ દર્શન કશાયે કામ નહિ આવે. મનને પવિત્ર કરીને આપણે પોતાના વિષે જ્ઞાન મેળવીએ તોજ ડાકોરનાથનાં દર્શન ફળે. મારા જેવા અશ્રદ્ધાવાનને કે કોઇ ખ્રિસ્તીને દર્શન શું ફળશે ? એમ તો તમે પોતે જ કહેશો. હું તમને બતાવી દેવા ઇચ્છું છું, કે આપણું મન જ્યાં સુધી સાફ નથી થયું, દિલ જ્યાં સુધી સાફ નથી થયું, ત્યાં સુધી ગોમતીનું સ્નાન કે રણછોડરાયનાં દર્શન કશું ન ફળી શકે.

## સરકારની છાયામાં નથી, તડકામાં સોસાઇએ છીએ.

હવે બધી બહેનોને મારી પ્રથમ વિનંતિ એ છે કે તમે ખરો ધર્મ શામાં રહેલો છે એ સમજી લો. જ્યાં સુધી ખરો ધર્મ શામાં છે તે તમે નહિસમજો, જ્યાં સુધી હિંદુસ્તાનની શી દશા છે તે નહિ સમજો, સરકાર એ તો માબાપ છે, તેના રાજ્યમાં આપણે શાંતિથી રહીએ છીએ એવું જ્યાં સુધી તમે માનો છો, ત્યાં સુધી તમે ગુલામીમાંથી છૂટી શકવાનાં નથી. હું માનું છું કે સરકારે આપણને ગુલામ બનાવ્યાં છે. ત્રીસ વરસ સુધી મેં માન્યું કે અંગ્રેજી રાજ્યની છાયામાં આપણે સુખી છીએ, પણ હવે મારી ખાતરી થઈ ગઇ છે કે આપણે આ સરકાર નીચે છાયામાં નથી પણ તડકામાં સોસાઇએ છીએ. આપણો ધર્મ જવા બેઠો છે. મેં રસ્તામાં પાટીઆં લટકાવેલાં જોયાં કે હોટલમાં જવાથી આપણો ધર્મ મેલીને આવીએ છીએ. એ ખરું છે.

પણ અરધું ખરૂં છે. એ હોટલો ક્યારે થઇ ? આ સરકારના રાજ્યમાં. અને કેમ થઇ ? આ સરકારે આપણને એશઆરામ કરતાં શીખવ્યા તેથી. હવે આપણે ઘર છોડીને બજારમાંથી સ્વાદ લેતાં શીખ્યા છીએ, વૈષ્ણવનો મર્યાદાધર્મ આપણે ઓળંગી ગયાં છીએ. આ સરકાર એવી છે કે જે દારૂ અને અફીણનો વેપાર કરીને લાખો રૂપીઆ પેદા કરે છે. શાસ્ત્રમાં કહેલું છે કે જે રાજા વેપાર કરે તે વચલા વર્ગનો છે; પ્રજાનું રક્ષણ કરી શકે એટલા સારૂ થોડુંક તેની પાસેથી લે તે પહેલા વર્ગનો; પરંતુ જે પ્રજાને વ્યસની બનાવીને અને મદ્યપાન શીખવીને પૈસા ઉકાવે છે તે તો અધમ રાજા છે. અત્યારે આપણી ઉપર આવું અધમ રાજ્ય છે એ તમને બહેનોને શીખવવા ને હું અહીં આવેલો છું.

## દેશની બે આંખો.

ભગવદ્ગીતામાં આપણને શીખવવામાં આવ્યું છે કે બધાંને સરખાં ગણીએ. હિંદુમુસલમાન એ તો દેશની બે આંખો બરાબર છે. તેમની જોડે વેરભાવ હોય નહિ. પણ આપણે એ મુસલમાનોનો તિરસ્કાર—અસહકાર—કરીએ છીએ, તેમની જોડે વેર કરીએ છીએ. આ સરકાર આજે એ મુસલમાનોનો ધર્મ લોપ કરવા બેઠી છે. આજે તેમનો ધર્મ લોપ કરી શકે છે તે આવતી કાલે આપણો ધર્મ પણ કરી શકે.

## રાવણરાજ્યની આણ.

બીજું પંજાબ. પંજાબનું નામ પણ તમે નહિ સાંભળ્યું હોય. પણ પંજાબથી જ આપણા રૂષિ હિન્દુસ્તાનમાં દાખલ થયા હતા. પંજાબ તે ભૂમિ છે કે જ્યાં બેઠાં રૂષિઓએ બધાં શાસ્ત્રો લખ્યાં હતાં. તે જ પંજાબમાં સરકારે બહેનોનું અને પુરૂષોનું અપમાન કર્યું છે; તેજ પંજાબના માણસોને સરપ ચાલે તેમ પેટે ચલાવ્યાં છે.

આવી સરકારની આણ માનવી એ અધર્મ છે. તેથી જ હું કહું છું કે આપણે આ રાવણરાજ્ય બદલીને રામરાજ્ય સ્થાપવું જોઇએ.

## ખરી ખૂબસુરતી.

મારી બીજી વિનંતિ એ છે કે તમે સ્વદેશીધર્મ પાળતાં થઈ જાઓ. આ સરકારે આપણને પાખંડ શીખવ્યો છે. વિલાયતી કપડાંથી શરીરની શોભા વધે છે એમ માનતાં આપણે શીખ્યાં છીએ. અહીં આવેલી બહેનોએ જે કપડાં પહેરેલાં છે તેમાં પણ પરદેશીની ઓયલો છે. મીલોનું કાપડ પણ સ્વદેશી નથી. મીલોમાં થાય છે તેટલું કાપડ હિંદુસ્તાનને પૂરતું થતું નથી. તમે પોતે તો ભીખારી નથી, તમારાથીયે વધારે ગરીબ મેં જોયાં છે. પુરૂષોને એકલી લંગોટી જ મળતી હોય અને બહેનોને ફાટેલીતૂટેલી ઘાઘરી જ હોય એવાં મેં જોયાં છે. સ્વદેશીધર્મને હિંદુસ્તાન આજે અંગીકાર કરે, 'રૂડો રેંટીઓ' બધી બહેનો ચલાવતી થઈ જાય, પોતે કાંતી શકે તેટલાં જ કપડાં પહેરે, તો આજે આપણે ગુલામીમાંથી છૂટીએ. પહેલાંની સ્ત્રીઓ ગુણોમાં ખૂબસુરતી માનતી. પરદેશી કપડાં પહેરનારી તે કુબડી છે. કપડાં પહેરીને સુંદર દેખાવું એમાં તો વેશ્યાનો ભાવ છે. આપણે કેવાં સીતાજી અને દમયંતીને પૂજીએ છીએ? ઝીણાં કપડાં પહેરનારી દમયંતીને? ઝીણાં કપડાં પહેરનારાં સીતાજીને? નહીં. અર્ધે વસ્ત્રે વનમાં ભમનારી દમયંતીને, ૧૪ વર્ષ વનવાસ ગાળનારાં સીતાજીને આપણે પૂજીએ છીએ. હરિશ્ચંદ્રની રાણીએ દાસત્વ કરેલું તે શું ઝીણાં કપડાં પહેરતી હશે? એ વખતે તો પાંદડાંથી એબ ઢાંકતાં. બહારની શોભાથી સુંદર દેખાવું એ વેશ્યાનો ભાવ છે. તમે તમારો ધર્મ પાળવા ઇચ્છતાં હો તો પહેલું પગથિયું એ છે કે તમે સ્વદેશીધર્મ સમજી લો. પોતાને જ હાથે કાંતેલું સૂતર અને પોતાના જ ઘરના પુરૂષોએ ગાતાં ગાતાં

વણેલું કાપડ વાપરવું એનું નામ સ્વદેશીધર્મ. હું પોતે સાચો ખૂબ-સુરત છું, કારણ કે મેં પહેરેલાં કપડાંમાં બહેનોને હાથે કંતાએલું સૂતર પુરૂષોએ પ્રેમથી વણેલું છે. જો તમારે રાવણરાજ્યમાંથી સ્વતંત્ર થઇને રામરાજ્ય સ્થાપવું હોય તો તમારે સ્વદેશીધર્મનો અંગીકાર કરવો. રેંટીઓ શીખવનારી અત્યારે તો તમને ઘણી મળી શકશે. ઓછામાં ઓછું પ્રત્યેક બહેન ઇશ્વર ભજન કરતી કરતી એક કલાક તો કાંતે જ. એ સૂતરનાં તમે કપડાં વણાવી નાંખજો.

## ખાદીનો ભાર ને ભારતનો પ્રસવકાળ.

પરદેશી મલમલ છોડીને હાથનું વણેલું પહેરવું પ્રથમ તમને ભારે તો પડશે જ. મુંબઇની કેટલીક બહેનોએ મારી આગળ ફરિયાદ કરી કે અમારી સાડી પહેલાં ૪૦ તોલાથી ઓછી થતી તે હવે ૭૦ તોલાથીએ વધી જાય છે મેં તેમને જરા અલંકારિક ભાષામાં જવાબ આપ્યો કે કપડાંનો ભાર ઓછો કરીને તમે તમારો પોતાનો ભાર આજ સુધી હલકો કર્યો છે. સ્ત્રીઓ નવ માસ સુધી ગર્ભનો ભાર આનંદ સાથે ઉંચકે છે. પ્રસવકાળની ભારે વેદનાઓ સુખે સહન કરે છે આજે તો ભારતવર્ષનો પ્રસવકાળ છે. આ નવા ભારતના પ્રસવકાળમાં તમે જાડાં કપડાંનો ભાર ઉપાડવા જેટલાં પણ તૈયાર ન થાઓ ? એ ભાર ઉપાડશો તો જ તમે ભાર ઉપાડવા હિંદુસ્તાનને સ્વતંત્ર બનાવી શકશો. હિંદુસ્તાનને નવો જન્મ આપવો હોય તો દરેક સ્ત્રીએ નવ માસ શું નવ વર્ષ પણ ભારે ખાદીનો ભાર ઉપાડવો જોઇશે.

## રાવણરાજ્યની નિશાળો.

બીજું, તમે તમારાં છોકરાંને ક્યાં ભણવા મોકલો છો ? તેમને તમે રાવણરાજ્યની નિશાળોમાં મોકલો છો. ધાર્મિક વૈષ્ણવ કોઇ

દિવસ પોતાનાં બાળકને અધર્મી રાજ્યની નિશાળમાં મોકલે? હું કોઇ દિવસ પાખંડી પાસેથી ગીતા કે ભાગવત ભણવા જાઉં? અત્યારની નિશાળો પાખંડી રાજ્યની છે. એ નિશાળો આપણી ન થાય ત્યાં સુધી તમે તમારાં છોકરાંને તેમાંથી કાઢી લો, તેમને રામરક્ષા શીખવો, ઇશ્વરનાં ભજન શીખવો અથવા તમારા ગામના ડાહ્યા લોકોને જઇને કહો કે 'અમારાં છોકરાંને ભણાવો' પણ આ નિશાળોમાં તો તમે છોકરાંને ન જ મોકલો.

આજે એક બહેન મારી આગળ રૂ. ૫) મૂકી ગઈ. આજ સુધી મેં આવી રીતે દાન લીધું નથી, મારે જોઇએ તેટલું હું મિત્રો પાસેથી જ મેળવી લઉં છું. પણ હવે તો મારે સ્વરાજ્ય સ્થાપવું છે, અનેક શાળાઓ ચલાવવી છે, તે આમ મિત્રો પાસેથી પૈસા લઇને ચલાવી નહિ શકાય. તમારે રામનું રાજ્ય જોઇતું હોય તો તે માટે તમારે પ્રયાસ કરવો જ જોઇએ. ફાવે તેટલું દાન તમે આપજો, એનો ઉપયોગ હું સ્વદેશીને અર્થે, તમારાં છોકરાંઓ માટે નિશાળો ચલાવવામાં કરીશ. અત્યારે તો ડાકોરનાથજીને માટે આપણામાંથી પાખંડી લોકો કોરટે ચડયા છે. દેવો સારૂ તે આપણી તકરારો આપણે કોરટમાં લઇ જતા હઇશું? એ પાખંડ છે. વકીલોને ઘેર બેસાડવા માટે એમને થોડુંક આપવું જોઇશે. મારી અને મારા સાથીઓની સાચી દલીલ છે ત્યાં સુધી તમારા એક પૈસાના તમને બે પૈસા થશે. એ પૈસાથી તમારૂં જ સ્વદેશી, તમારી જ અદાલતો ચાલશે. આજે દેવસ્થાનોમાં જે પૈસા આપણે આપીએ છીએ તે પાખંડીઓને હાથે લૂંટાઈ જાય છે.

## મેલું તત્ત્વ.

જો તમારે સીતાજી જેવાં પવિત્ર થવું હોય, મ્હેં સમજાવ્યો તેવો અનેક જાતનો સૂક્ષ્મ માનસિક વ્યભિચાર

છોડવો હોય, અને તમારી બીજી બહેનો પાસેથી છોડાવવો હોય, પાખંડમાંથી પવિત્ર ધર્મ શીખવો હોય તો તમારે આ સ્વરાજ્યની હીલચાલમાં પૂરો ભાગ લેવો જોઇએ. પાખંડ શું અને ધર્મ શું એની પરીક્ષા તો દરેક જણને આવડવી જોઇએ જ. તમારી પાસે ઘણા પાખંડીઓ પણ પૈસા માગવા આવશે. એ દરેકને તમે આપો એવું હું ન કહું. મારા પોતામાં તમને વિશ્વાસ છે એવી ખાતરી થઇ છે ત્યારે જ હું તમારી આગળ આજ હાથ લાંબો કરૂં છું. મારા કાર્યમાં પૈસારૂપી મેલું તત્ત્વ દાખલ કરતાં હું ધ્રૂજું છું. પૈસા વિના કામ કરી શકું એટલું મારૂં તપ હોય, એટલી મારામાં તદબીર હોય તો હું જરૂર ન માગું. પણ તેવું તપ કે તદબીર મારામાં નથી. હું પોતે પણ કાળયુગનો જ માણુસ છું, અનેક ટૂટીઓ-વાળો છું; પણ મને ખાતરી છે કે હું મારી ટૂટીઓને કાઢી નાંખવાનો સતત્ પ્રયત્ન કર્યા કરૂં છું. માટે તમને વિશ્વાસ આવે તો તમે એક પૈસાથી માંડીને બની શકે તેટલું દાન આપજો. બધાનો વહિ-વટ સ્વરાજયસભા કરશે.

## ગ્રહણને દિને દિલનો મેલ કહાડો.

છેવટે તમને સહુ બહેનોને મારી વિનંતિ છે કે તમને જે બે ચાર વસ્તુઓ મેં આપી છે તે એક કાને સાંભળી તેવી જ બીજે કા-નેથી કાઢી નાંખશો નહિ. સ્વદેશીધર્મથી તમારા પોશાકમાંથી થોડા પૈસા બચશે, તેમાંથી તમારાં છોકરાંને તમે દૂધ ઘી આપી શકશો. અત્યારે છોકરાંના દૂધ ઘીના પૈસા તમે એશઆરામમાં ખરચી નાંખો છો. અને એ બચતમાંથી હું પણ થોડુંક માગું છું. પણ પૈસા તો ત-મારી ખુશી હોય તો જ આપજો. પૈસા ન આપો તોયે તમારી આ-ગળ મેં રેંટીઆનો ધર્મ મૂક્યો છે તે તો સ્વીકારી લેજો જ. આજે

ગ્રહણ કાઢવાનું છે, આપણા દિલનો મેલ કાઢવો એ ખરૂં ગ્રહણ કાઢવું છે. બધી બહેનો સાચા દિલથી રામનામ લેશે, રાવણને બદલે રામરાજ્ય મળે એવી પ્રાર્થના કરશે તો હું ખાતરી આપું છું કે એ રામ નિર્બળનું બળ જરૂર બનશે. પરમેશ્વર તમારા બધાના દિલનો સરદાર થાઓ અને બીજી ગુલામીમાંથી તમને છોડવો.

# પતિત બહેનો.

બારીસાલનાં બીજાં ઘણાં નોંધવાયોગ્ય સ્મરણો છે. પણ તે બધાં આપવાનો મને સમય નથી. છતાં એક તો આપ્યા વિના ન જ રહેવાય. તે બારીસાલની પતિત બ્હેનોનું. એ દશ્ય હું કદિ ભૂલું તેમ નથી. બારીસાલની આ બહેનોમાંની કેટલીક મહાસભાના ચોપડા પર છે. તેઓએ તિલક સ્વરાજ ફંડમાં પૈસા પણ આપ્યા છે. તેઓની સંખ્યા લગભગ ૬૫૦ ની હશે. તેઓએ મારી ઉપર કાગળ મોકલ્યો હતો કે તેઓ મને મળે? તેઓની ઇચ્છા મહાસભામાં વધારે કાર્ય કરવાની હતી. તેઓ કેમ ચૂંટણીમાં ચૂંટાઇ હોદ્દા પણ ન ભોગવે? હું જેવો રાત્રે સભામાંથી આવ્યો તેવી જ મેં લગભગ સો બહેનોને એક કોરે ઉભેલી જોઇ. હું ચેત્યો. તેમને અતિ આદરપૂર્વક અગાશી પર લઈ ગયો. એક દુભાષિયાને સાથે રાખ્યા. બીજા પુરૂષોને રજા આપી. તેમને પેટ ખોલીને વાત કરવા મેં કહ્યું. તેઓમાં ચારપાંચ, દસ વર્ષની બાળાઓ પણ હતી. કેટલીક જુવાની તરી ગયેલી હતી.

બાકીની વીસથી ત્રીસ વર્ષની અંદરની હશે. તેઓની સાથેની વાતનો સાર સવાલજવાબોથી આપી જાઉં છું.

હું–તમે બહેનો ભલે આવી. મને તો તમે બહેન કે દીકરીઓ સમાન છો. તમારા દુઃખમાં હું ભાગ લેવા ઈચ્છું છું. પણ જો તમે મારાથી કંઇ પણ છુપાવશો તો હું મદદ દેવા અસમર્થ થઇશ.

જ૦–આપ જે પૂછશો તેનો અમે ખરો જવાબ આપીશું.

સ૦–તમારામાંની કેટલીક મોટી ઉમ્મરની દેખાઓ છો. તે પણ હજુ તમારા ધંધામાં રોકાયલી રહો છો ?

જ૦–ના જી, મોટી ઉમ્મરે પહોંચેલી ભિક્ષા માગી પેટ ભરીએ છીએ.

સ૦–એમ કરવું તમને છાજે ?

જ૦–પેટ બધું કરાવે છે.

સ૦–આ નાનકડી છોકરીઓ છે. તેમના પણ એજ હાલ કે?

જ૦–તમે કંઈ રસ્તો બતાવો એમ આશા રાખીને તો અમે આવી છીએ. અમે તો એકેય આ ધંધામાં રહેવા નથી ઇચ્છતી.

સ૦–તમારામાંની જે જુવાન છો તેમનું શું ? તેમને આ ધંધામાં રહેલા ભોગો લલચાવતા નથી ?

જ૦–એવી થોડીક હોય ખરી.

સ૦–તમને કોઇને છોકરાં થાય ખરાં ?

જ૦–કોઇ કોઇને થાય.

સ૦–તમે બધી કેટલી હશો ?

જ૦–૩૫૦.

સ૦–તેમાં છોકરાં કેટલાં છે ?

જ૦–હાલ દશેક.

સ૦–દીકરા કે દીકરી ?

જ૦–એક દીકરી ને બાકી દીકરા.

સ૦-દીકરાનું શુ કરો છો ?

જ૦-એક મોટો થયો છે તેને અમારામાંથી કોઇ છોકરીને પ-રણાવ્યો છે.

સ૦-તમારી છોકરીઓને મને સોંપો કે ?

જ૦-તમે સંભાળો તો અવશ્ય સોંપીએ.

સ૦-તમારામાંની કેટલી બહેનો ખરેખર આ ધંધો છોડવા માગો છો ?

જ૦-બધી.

સ૦-હું કહું તે ધંધો કરશો ?

જ૦-અમે જાણીએ છીએ તમે શુ માગો છો તે. અમારા-માંની કેટલીકે કાંતવાનું શરૂ કર્યું પણ છે.

સ૦-એ તો મને બહુ ગમ્યું. પણ જે બહેનોએ શરૂ કર્યું છે તેમણે પોતાનો ધંધો છોડયો છે ?

જ૦-અમારી ઉપર કરજ હોય ના ? તેટલેથી અમે પેટ કેમ ભરીએ ?

સ૦-તમે હાલ શું કમાઓ છો ?

તમે જવાબ આપતાં શરમાઓ છો. તમારી શરમ હું સમજી શકું છું. તમારી સાથે વાત કરી રહ્યો છું પણ મારા હૃદયમાં અં-ગાર સળગી રહ્યો છે. જે છે તે હમણાં તો મને જાણવા જ દો.

જ૦—અમારામાંની ઘણી સાઠ રૂપીઆ કમાઇએ છીએ. દિવ-સના અમને બે રૂપીઆ પડે.

સ૦—એટલી કમાણી તમે કાંતવામાંથી તો ન કરી શકો એ હું જાણું છું. પણ તમારે અનેક પ્રકારના લલચાવનારા વિલાસો હાલ કરો છો તે તો હવે છોડવા જ જોઇએ. હું કંઇ આ માગણી તમારી

જ પાસે કરૂં છું એમ નથી. મારી સ્ત્રીએ પણ શણગારો તજ્યા છે. મારી પાસે કુમળી બાળાઓ છે; તેઓનાં માબાપ તેમને દાગીના વિ૦ આપી શકે તેમ છે; છતાં તેઓ ખાદીની ઓઢણીઓ પહેરે છે ને કશા દાગીના નથી પહેરતી. તેથી તમારી પાસેથી તમારા શણુ-ગાર ઉતારવાની માગણી કરતાં મને જરાયે આઘાત નથી પહોંચતો.

જ૦--અમે અમારૂં જીવન સાદું કરવા મહેનત કરીશું. કોઈ તુરત તો કોઇ હળવેહળવે. અમારામાંની એક તો પોતાનું સર્વસ્વ રામકૃષ્ણ મઠને આપી દીધું છે. ને પોતે હવે ભિક્ષા પર નભે છે.

સ૦—એ બહેનને હું વંદું છું; તેણે ભલે બધું આપી દીધું. પણ હું જોઉં છું કે (તેની તરફ વળીને) તમારા હાથપગ સારા છે, એટલે તમે કાંતીને સાદાઇથી રહો તો વધારે પુણ્ય. હિંદુસ્તાનની એક પણ બહેન કે ભાઈ જે અપંગ નથી તે ભિક્ષા માગતાં શર-માય એમ હું ઇચ્છું છું. એવું કહેવાનો હવે સમય આવ્યો છે. રેં-ટીઓ આપણી કામધેનુ આપણને હાથ લાગેલ છે. તમે બહેનો તો કાંતો એટલેથી જ હું સંતોષ માનું તેમ નથી. તમે વણતાં અને પીં-જતાં પણ શીખો. એટલે તમારી આજીવિકા તમે સંપૂર્ણપણે મેળ-વી લેશો.

જ૦—અમને રસ્તો બતાવો એટલે અમે જરૂર તે પકડશું.

સ૦—તમારામાંથી કેટલી બહેનો કાલથી જ તમારો ધંધો છો-ડવા તૈયાર છો ?

આના જવાબમાં અગિયાર બહેનો તે જ વખતે ઉભી થઇ. મેં વિચાર કરવા કહ્યું. તેઓએ જણાવ્યું કે તેમનો નિશ્ચય કાયમ જ રહેશે. તેમણે વિચાર તો કર્યો જ હતો. કેમ બને એ જ ગુંચવણ હતી. એટલે મેં કહ્યું:

તમારે હવે પરણવાનું તો ન જ હોય. તેથી તમે ભલે ભૂતકાળમાં ગમેતેમ કર્યું હોય. પણ જો તમે હવે પછી ખરેખર શુદ્ધ થાઓ તો જગત્ તમારાં પાપ ભૂલી જશે, ને તમે ગૃહસ્થાશ્રમીના વ્યવસાયોથી અળગી એટલે સંન્યાસિની થઈ શકો. તમે ભારતવર્ષની સેવા કરી શકો. તમારામાંની ઘણી બહેનો રોજ બાર કલાક ઇશ્વરનું ભજન કરતી કાંત્યાંવણ્યાં કરે તો બારીસાલને તમેજ લગભગ ઢાંકી શકો. તમારા વર્ગની હિંદુસ્તાનની બધી બહેનો જો મલીન કામ મૂકી કાંતવાવણવાનું પુણ્યકામ કરવા મંડી જાય તો ભારતવર્ષનો સ્હેજે ઉદ્ધાર થાય. તેથી મારી ઉમેદ છે કે તમે અગિયાર બહેનો પોતાના નિશ્ચયને વળગી રહેશો. હું તો મુસાફર છું, પણ હું અહીંના આગેવાનોને પાકી ભલામણ કરતો જઇશ ને મારી ખાત્રી છે કે અહીંની મહાસભાસમિતિ તમને પૂરી મદદ દેશે. ઇશ્વર તમારૂં કલ્યાણ કરો.

વાંચનાર ! તમે ભાઇ હો કે બહેન, મને ખબર નથી કે આ વાંચીને તમારા મન ઉપર ને હૃદય ઉપર કેવી અસર થશે. મેં તમને બધું વર્ણન આપ્યું નથી. મારી શક્તિ પ્રમાણે મેં ચિત્ર આલેખ્યું છે. અસલ વસ્તુ તો જોયે જ ખબર પડે. હું તો આખો સમય શરમથી મરી રહ્યો હતો; પુરૂષે સ્ત્રી પ્રત્યે કરેલા અપરાધનું માપ કહાડી રહ્યો હતો. આ બહેનો કંઇ ઇરાદાપૂર્વક નથી પડી; પુરૂષે તેમને પાડી છે. પોતાના વિષયભોગને અર્થે તેણે સ્ત્રીની ઉપર ભારે અત્યાચાર કર્યો છે. જેને લાગી આવે તેણે પ્રાયશ્ચિત્ત રૂપે પણ પડેલી બહેનોને હાથ દેવો જોઇએ. જેમ જેમ આ બહેનોનો ચિતાર મારી પાસે ખડો થાય છે તેમ તેમ હુ વિચારૂં છું કે એ મારી જ બહેન દીકરીઓ હોય તો ? હોય તો શું, છે જ. તેમને ઉઠાડવી એ મારૂં ને દરેક મરદનું કામ છે. તેથી જ મને રેંટીઆનો સૂર વહાલો લાગે છે. એ સ્ત્રીની રક્ષા કરનારો કોટ છે. હિંદુસ્તાનમાં રહેતી આવી બહેનોને ટેકો આપનાર બીજી એકે વસ્તુ હું નથી જોતો. પણ તે કામ જ્યાં સૂધી દરેક શહેરના સાધુપુરૂષો ન ઉપાડી લે ત્યાં લગી ન

બને. બારીસાલમાં આ બહેનોમાં પ્રવેશ કરનાર સાધુચરિત શરત્‌કુમાર ઘોષ અને તેમની સાથેના એક અસહકારી વકીલ ભૂપતિબાબુ છે. તેમણે તૈયાર કરેલા ક્ષેત્રનો મેં તો લાભ લીધો છે.

બહેનો ! હવે જાણ્યા પછી તો તમારે પણ વિચારવાનું છે. પતિત બહેનોના હૃદયમંદિરમાં તો તમારાથી જ પ્રવેશ થાય. તમે જ્યાં સુધી આવી બહેનોના ઉદ્ધારને સારુ કમ્મર ન કસો ત્યાં લગી મારા જેવાના પ્રયાસો પણ નિષ્ફળ જવાના.

સ્વરાજ્ય એટલે પતિતોનો ઉદ્ધાર.

**નવજીવન, તા. ૧૧ સપ્ટેમ્બર, ૧૯૨૧.**

# સ્ત્રીઓનો હિસ્સો.

શ્રીમતી વાસંતીદેવી દાસ અને બીજી બ્હેનોને પકડીને સરકારે 'ચેતવણી' આપી છોડી મૂકી ત્યારે મહાત્મા ગાંધીજીએ નીચેનો લેખ તા. ૧૫ ડીસેમ્બર, ૧૯૨૧ ના યંગઇન્ડિયામાં લખ્યો હતો:

મ્હને ઉમેદ હતી કે લડતના આરંભમાં તો સ્ત્રીઓને જેલ જવાનું ભાગ્ય નહિ પ્રાપ્ત થાય. સ્ત્રીઓએ કાયદાના સવિનય ભંગને સારૂ નીકળવાનું હજુ કર્યું નથી. પણ બંગાળની સરકારે સ્ત્રીપુરૂષ વચ્ચે કશો જ વેરોવંચો ન કરવાના ઉત્સાહમાં કલકત્તાની સ્ત્રીઓને એ માનથી નવાજી છે. મ્હને ઉમેદ છે કે આખો દેશ આ નવી શરૂઆતને વધાવી લેશે.

સ્વરાજપ્રાપ્તિની લડતમાં સ્ત્રીઓનો પણ પુરૂષોના જેટલો જ હિસ્સો હોવો જોઇએ. અને આપણી આ શાંત અપ્રતિકારની લડતમાં સ્ત્રીઓ તો પુરૂષોને ગાઉના ગાઉ પાછળ મૂકી દે એમ છે. તેમની ધર્મશ્રદ્ધા જોડે તો પુરૂષોની કદિ સરખામણી થઇ શકે તેમ નથી.

મહા ધૈર્યથી દુઃખ પર દુઃખ ગળ્યે જવાં અને બ્હાર દુઃખની છટા સરખી ન દેખાવા દેવી એ ખાનદાનીના આદર્શ રૂપે જ જાણે તેઓ સરજાયલી છે. અને હવે બંગાળ સરકારે એમને આમ લડાઈમાં ઉતાર્યા પછી તો મ્હારી ખાત્રી છે કે આખા હિંદુસ્તાનની સ્ત્રીઓ સરકારના આ આમંત્રણને ઉપાડી લેશે અને સ્વાતંત્ર્યપ્રાપ્તિની આ લડતમાં પોતાને છાજતો હિસ્સો આપવાને સજ્જ થઇ જશે. નહિ તો છેવટે જ્યારે મરદો પૂરતી સંખ્યામાં પકડાત ત્યારે તેમને પોતાની જાતિના માનની ખાતર પુરૂષોની જગા લેવી જ પડત.

પણ હવે તો પુરૂષની પડખે રહીને જ ભલે સ્ત્રીઓ પણ અત્યારથી જ જેલની જીંદગીમાં પુરૂષોની ભાગીદાર બનતી. એમની લાજની રક્ષા કરનારો ઇશ્વર બેઠો છે. જ્યારે દ્રૌપદીની લજ્જારક્ષા કરવા પાંચ પાંડવ અસમર્થ નીવડયા ત્યારે સતીનું સત ઇશ્વરને ત્યાં રજૂ થયું અને સતીની લાજ રાખવા ભગવાન ગરૂડે ચડીને ધાયા. અને કાળના અંત લગી એમ જ થવાનું. દુર્બળમાં દુર્બળ શરીર-વાળી સ્ત્રીને પણ ઈશ્વરે પોતાની લાજ રક્ષવાનું બળ આપેલું છે. સ્ત્રીની રક્ષા એ પુરૂષનો ઉચ્ચ અધિકાર ભલે હોય, પણ પોતાની સંભાળ લેવાને પુરૂષ ન રહ્યા હોય અગર તો સ્ત્રીરક્ષાનો પવિત્ર ધર્મ બજાવવાને તે અસમર્થ હોય ત્યારે કોઈ હિંદી સ્ત્રી પોતાને નિરાધાર ન માને. જેને મરતાં આવડે છે તેને—પછી પોતે સ્ત્રી હોય કે પુરૂષ-કશા જ સંકટની બીક રાખવાનું કારણ નજ હોય.

અને હિંદુસ્તાનની સ્ત્રીઓને પણ મ્હારી અવશ્ય એવી સૂચના છે કે તેમણે જેઓ લડાઇમાં મોખરે જવા તૈયાર હોય તે બ્હેનોનાં નામો એકઠાં કરવાનું કામ શાંતિપૂર્વક પણ વગર ઢીલે શરૂ કરી દેવું. તેમણે પોતાની યાદી બંગાળની બ્હેનોને મોકલી આપવી અને તેમને બતાવી આપવું કે તેમની પાછળ જનારી બ્હેનો બીજા પ્રાંતો-માં પણ તૈયાર છે. જેલની જીંદગીનાં જોખમ અને તેની હાડમારીઓ ખેડવા ઘણી બ્હેનો બ્હાર ન પડે એ સંભવિત છે, તથાપિ પહેલા

હપતામાં થોડી બ્હેનો આવો આત્મયજ્ઞ કરવા બ્હાર પડે તેમાં પણ પ્રજાને કશું જ નીચું જોવાપણું નહિ હોય.

પુરૂષવર્ગની ફરજ તો ચોખ્ખી છે. સ્ત્રીઓને કેદ પકડાતી જોઇ આપણે મિજાજ ન જ ખોઇએ. મિજાજ ખોયે કે પાગલ બન્યે સ્ત્રીઓની રક્ષા થવાની નથી. આપણે તો સરકારને સાગમટે નોતરૂં દઇ ચૂકયા છીએ આપણે આપણી સ્ત્રીઓને માટે, બાળકોને માટે, કોઇને જ માટે સરકારની દયા માગી નથી. અને માર્શલ લૅાના દિવસોમાં પંજાબમાં સરકારે રાખેલી પણ કયાં ?

મ્હારે હિસાબે તો એકાદ બૅાસવર્થ સ્મિથ મનીઆંવાલાની સ્ત્રીઓનાં મ્હોંપર થૂંકે, તેમને અપશબ્દો બોલે અને બીજી રીતે તેમને અપમાનિત કરે તેને મુકાબલે કલકત્તાના અમલદારો આપણી બ્હેનોને કોઈ કાયદાનું બ્હાનું કરીને ગિરફતાર કરે એ અલબત્ત વધુ સભ્યતાભર્યું છે. આપણા સ્ત્રીવર્ગને આપણે આમ અપમાન પામવા લડતમાં નથી મોકલતા એ સાચું, પણ જાહેર સેવા કરતાં સરકાર જો તેમને પકડતી હોય તો તેવી રીતે કેદ થવા અને જેલ જવા આપણે આપણી સ્ત્રીઓને અવશ્ય મોકલીએ છીએ. આપણી સ્ત્રીઓ ઘેરઘેર સ્વદેશીનો પ્રચાર કરતી ફરે અને પરદેશી કાપડનો વેપાર બંધ પાડી એ રીતે હિંદુસ્તાનને ફોલી ખાવાની શકિતરૂપી સરકારની હસ્તીના મૂળ ઉપર જ કુહાડી મારે, છતાં સરકાર એને ટગર ટગર જોયાં કરે એમ આપણે શા સારૂ માનીએ ? તેથી જો આપણે આપણી સ્ત્રીઓને સ્વદેશીની પ્રવૃત્તિમાં ભાગ લેવા દઇએ તો આપણી સાથે સાથે એમને સુદ્ધાં પકડવાના સરકારના હકને આપણે કબૂલ રાખીએ.

તેથી આપણી સ્ત્રીઓ પકડાય ત્યારે પણ આપણે ગુસ્સે ન થવું જોઇએ. આપણે આપણાા સામાવળીઆને પડકારીએ અને પછી તે સામો આવીને ઉભો રહે ત્યારે તેને દોષ દેવા લાગીએ તે તો નામર્દાઇ છે.

સરકારની જેલમાં આપણાં માણસો માવાં ન જોઇએ. આપણે સરકારને બતાવી આપવું જોઇએ કે જાગૃતિ થોડાઘણા લોકોમાં જ નથી આવી, પણ તે તો આમપ્રજામાં ફેલાઇ ગઇ છે. આપણે બતાવી આપવું જોઈએ કે અહિંસા ગણ્યાગાંઠ્યા લોકોને જ ગળે ઉતરી છે એવું નથી, પણ તે ઘણાખરાને હૈયે વસી ગઇ છે. આપણે આપણા વર્તનથી બતાવી આપવું જોઈએ કે મુંબઇનું તોફાન સામાન્ય રોગના ચિન્હરૂપે નહિ પણ માત્ર અપવાદરૂપે હતું.

અને હવે જ્યારે ઉશ્કેરવાને અને લોહી ઉકાળવાને કદાચ આકરાંમાં આકરાં કારણ મળવા લાગ્યાં છે ત્યારે જ વધારેમાં વધારે સહિષ્ણુતા અને સંયમ બતાવી આપવાનો વખત છે. 'કદાચ' હું વિચારપૂર્વક કહી રહ્યો છું, કારણ મ્હને લાગે છે કે આપણા મિજાજની સૌથી આકરામાં આકરી પજવણી હજુ નથી થઇ. છેક જ અસહ્ય થઈ પડે એટલા લોહી ઉકાળનારા પ્રસંગો હું કલ્પી શકું છું. જો આપણે સ્વતંત્રતાના ઉમેદવાર છીએ, જો ખિલાફત અને પંજાબની આબરૂ આપણે નિર્મળ કરવી છે તો આપણે આ બધાના કરતાં ઘણી વધારે મોટી કિંમત આપવા તૈયાર થવું જોઇશે અને ચાહે તેટલી પજવણી થાય તો પણ મિજાજ ખોવો પાલવશે નહિ. આપણે બૂરામાં બૂરી હાલત કલ્પી રાખીએ અને સરકાર તરફની ઓછામાં ઓછી આશા કરીને આખર સભ્યતા રાખ્યાને સારૂ પણ સરકારનું ભલું જ વાંચીએ.

આપણે ખુલ્લા દિલથી કબૂલ કરીએ કે ઘણાખરા દાખલાઓમાં સરકાર વિનય અને સભ્યતા બતાવીને લડાઇના કાયદાઓને જ માન આપે છે. જો પીરબાદશાહ મિયાં કે ડૉ. સુરેશને તેણે હાથકડીઓ પહેરાવીને દોર્યા તો અલીબિરાદરોને, લાલાજીને, મૌ૦ મોહીયુદ્દીનને કે પં૦ મોતીલાલજીને તેણે ક્યાં હાથકડીઓ પહેરાવી ? અને હું તો હાથકડી પહેરાવવાનો રિવાજ એકેએક અસહકારીની બાબતમાં

અમલમાં મૂકે તો પણ તકરાર ન લઉં. કેદીને હાથકડી પહેરાવીને લાવવો લઇ જવો એ જેલનો નિયમ છે. અને પંડિત મોતીલાલજી તથા પંડિત જવાહરલાલને હાથકડી પહેરાવીને તેમને કેદ રાખવાને ઠેકાણે પગે ચલાવતા લઇ જવામાં આવે એવો ધન્ય દેખાવ જોવાને મ્હારા જેવાને તો અલ્લાહાબાદ સૂધી ઉડીને પહોંચી જવાનું મન થાય. પોતાની હાથકડીઓ સ્વરાજનાં શુભ ચોઘડિયાને ત્વરાથી વધુ ને વધુ નજીક ખેંચી લાવી રહેલ છે એ વિશ્વાસે તેમના ખુશનુમા ચહેરાઓ પર ઝળકતા હાસ્યને નિહાળવામાં મ્હારૂં તો શેર લોહી ચડે. પણ સરકારે આવી ઉજાણી આપી નહિ.

હું જેની અપેક્ષા નથી કરતો, હું માણસજાતના માનની ખાતર જે નથી ઇચ્છતો તે તો પંજાબમાં થયાં તેવાં ક્ષુદ્ર, હલકટ, નામોશી-ભર્યાં અપમાનો અગર તો મોપલા વેગનની અકલ્પ્ય નિર્દયતા. છતાં અસહકારીઓએ તો કશો જ કરાર નથી કર્યો કે તેમની સામે અમુક જ થાય અને અમુક હદ સૂધી જ થાય. આપણે તો બૂરામાં બૂરા બનાવોને ગણત્રીમાં રાખીને આ લડત માથે લીધી છે અને તેમાં રહેલી જોખમદારી પૂરેપૂરી સમજીને જ અહિંસાપરાયણ રહેવાનું પણ કર્યું છે. સ્વરાજ હવે હાથવેંતમાં છે. અત્યારે ગફલતમાં પડી ભાન ભૂલીને રખે તેને આપણે ખોઇ બેસીએ.

આગેવાનો ભલે જેલમાં હોય; ના૦ શાહજાદા જ્યાં જ્યાં જાય ત્યાં સંપૂર્ણ હડતાળો પડવી જોઇએ. એ પાડવાને સારૂ સભાઓ ભરવાની પણ જરૂર નથી. લોકોમાં પોતાની મેળેજ પ્રસંગ ઓળખવા પૂરતી સમજ આવી ગઈ છે. સરકાર ભલે જુએ કે હડતાળો જોરાવરીથી નહિ પણ લોકોના દિલના સહકારથી જ પડે છે.

કોઇ પણ સ્થળે વગર વિચાર્યે અગર વગર મંજૂરી મેળવ્યે કાયદાનો સવિનય ભંગ ન જ શરૂ થવો જોઇએ. પ્રત્યેક પગલું પૂરા

વિચારપૂર્વક અને પૂરી શાંતિથી જ આપણે ભરીએ. લોકો પોતપોતાના ઘરમાં ભલે ખૂબ ચર્ચા કરે. વેપારીઓ વેપારને કામે હજારવેળા એકઠા થાય છે. તેઓ અત્યારે કલાકે કલાકે બદલાતી સ્થિતિ પર વિચાર ચલાવે અને નિશ્ચયો કરે. પણ શાહજાદાની પાછળ દરેક જગાએ હડતાળો પડે એમ હું ચાહે તેટલો ઇચ્છું, તથાપિ તે ખૂનામરકી કે તોફાનનું સ્હેજ પણ જોખમ બેઠીને નહિ જ. એ હડતાળોમાં જરાપણ જોરજબરાઇ કે ધમકી સરખીનો ઉપયોગ ન જ થવો જોઇએ. આપણે બધે હડતાળો નહિ પાડી શકીએ, તેમાં મોળા ગણાઇશું તે ભલે, પણ ખૂનામરકી કે તોફાન તો આપણને પાછા જ પાડે અને સ્વરાજમાં પણ કોણ જાણે કેટલીયે મુદતનો વિલંબ કરાવે.

# ગુજરાતની બહેનો.

જ્યારે શ્રી૦ વાસંતીદેવી દાસ, ઉર્મિલાદેવી સેન અને સુનીતિ-દેવી પકડાયાં ત્યારે અમદાવાદની કેટલીક બહેનોએ નિશ્ચય કર્યો કે તેમણે સ્વયંસેવક દળમાં ગોઠવાઇ જવું ને જેલયાત્રાનો માર્ગ શોધવો. આ નિશ્ચયને પરિણામે પ્રતિજ્ઞાપત્ર બહેનોની આગળ મૂકવામાં આવ્યાં. પ્રથમ વાત એવી હતી કે પચાસ નામ નોંધાય એટલે યાદી બહાર પાડવી. આ તો મહાસભાની બેઠક પહેલાંની વાત.

દરમ્યાન બંગાળી બહેનો તો છૂટી. સરકારમાં તેઓને સંઘરવાની તાકાત ન હતી. તેથી અમદાવાદની યાદી બહાર પાડવાનું મુલ્તવી રહ્યું. છતાં સહીઓ તો જારી જ રહી. પરિણામે લગભગ ૧૪૦ સહીઓ થઇ છે. હજુ થયે જાય છે. આમાંની ત્રણ બહેનોને જેલયાત્રાનો ઠીક અનુભવ છે.

પણ સહી થયે શું થયું ? એ સહીની પાછળ જે નિશ્ચય મનાયો છે તે અમૂલ્ય છે.

પણ જેમ સહીની કિંમત છે તેમ લેનારની જવાબદારી વધે છે. વળી એ વિચારને ઉત્પન્ન કરનારો હું છું તેથી મારી જવાબદારી વધારે છે.

જો માત્ર એક સરકારને દૂર કરી બીજી સરકારને દાખલ કરવાની વાત હત તો સ્ત્રીવર્ગને આગળ પડવાને સલાહ હું ન જ આપત. તેવા કામમાં બહુ ગંદકી છે એમ હું જોઇ ચૂકયો છું. પણ આ લડતને અંતે તો રામરાજ્ય, ધર્મરાજ્યની આશા રહેલી છે. આ લડતને અંતે ગરીબોને આશ્રય મળવાની આશા છે. આ લડતને અંતે સ્ત્રીઓને સુરક્ષિત થવાની આશા છે. આ લડતને અંતે હિંદુસ્તાનમાં ભૂખે પીડાતાની ભૂખ ટળવાની આશા રહેલી છે, આ લડતને અંતે રેંટીઆનો પુનરૂદ્ધાર થવાની આશા છે. આ લડતને અંતે એકબીજી કોમો વચ્ચેનાં ઝેર ઓછાં થવાની આશા રહેલી છે. આ લડતને અંતે અસ્પૃશ્ય ગણાતી જાતિની અસ્પૃશ્યતા દૂર થઇ તેઓ પણ ભાઇ સમાન ગણાવાની આશા છે. આ લડતને અંતે ખિલાફતની અને ગાયની રક્ષા થવાની આશા છે. આ લડતને અંતે પંજાબનો જખમ રૂઝાવાની આશા છે. આ લડતને અંતે પ્રાચીન સભ્યતાને પોતાનું સ્થાન મળવાની ને દરેક ઘરમાં જેમ ચૂલો છે તેમ કામધેનુ રેંટીઓ દાખલ થવાની આશા રહેલી છે.

આવી જેમાં શુભાશાઓ રહેલી છે તે પ્રવૃત્તિથી સ્ત્રીઓ કેમ વિમુખ રહી શકે ? તેથી સ્ત્રીઓને આગળ પડી પોતાનો ભાગ આપવા હું વીનવી રહ્યો છું. તેવી આશાએ જ આખા હિંદુસ્તાનની સ્ત્રીઓમાં ઉત્સાહ આવ્યો જોઉં છું.

છતાં એ ઉત્સાહથી ભોળવાઈ મારે સ્ત્રીઓને જેલ જવાની પણ સલાહ આપવી ? મને લાગ્યું કે મારાથી બીજું થઇ જ ન

શકે. જો હું ઉત્તેજન ન આપું તો હિંદુસ્તાનની સ્ત્રીઓ ઉપર રહેલી મારી શ્રદ્ધાને ઝાંખપ લાગે. સ્ત્રીઓ વિના યજ્ઞ અધૂરો રહે. જેટલી પુરૂષને તેટલી જ સ્ત્રીને નિર્ભયતાની જરૂર છે એથી મેં વિચાર્યું કે ભલે સ્ત્રીઓ નામ નોંધાવી જેલની વાતની ને જેલના ખ્યાલની ટેવ પાડે. વળી મેં વિચાર્યું કે જો સ્ત્રીઓને જેલના વિચારથી અકળામણ નહિ થાય તો પુરૂષનો જેલ જવાનો માર્ગ સીધો થઇ જશે.

પણ જેમ મારી જવાબદારી છે તેમ જ જે બ્હેનોએ પહેલ કરી છે તેમની છે. નામ નોંધાવ્યાં એટલે હવે બહેનોએ કામ કરતાં થઇ જવું જોઇશે. શરાબની દુકાનોની ચોકી બહેનો રાખી શકે છે. તેમની ચોકીથી શરાબ પીનાર જરૂર શરમાશે. બહેનો તેવું કામ કરવા ઇચ્છે તેઓએ અબ્બાસ સાહેબની જેમ પાટીઆં પહેરવાં જોઇશે. તેઓએ શરાબ પીનારનાં ઘર શોધી તેમને વીનવવા જવું જોઇશે. બહેનોને મારી પ્રથમ સૂચના તો એ છે કે તેઓ શરાબની ચોકીને હમણાં મુલતવી રાખી ખાદી વેચવા નીકળી પડે. શુદ્ધ ખાદી બધી ખાદીની દુકાનોમાં મળતી નથી. વળી જેઓએ સ્વદેશીનો વિચાર નથી કર્યો તેઓ શુદ્ધ ખાદી લેવા દુકાનો પર જતા નથી. તેઓને તો ઘેર જઇને અપાય તો જ તેઓ પહેરે. બહેનોએ જો ખાદી પાસે રાખી હોય તો તેઓ પરદેશી કપડાં કે મિલનાં પણ કપડાં પહેરેલાં હોય તેમને ખાદી દેખાડી લલચાવી શકે છે. તેઓએ ઘેર ઘેર ફરી ખાદી વેચવી જોઇએ. ખાદીની ટોપીઓ સાથે રાખે ને તે પણ વેચે. આમ કરતાં તેઓ નિર્ભય બનશે ને સરકાર તેમને પકડવા લલચાશે. જ્યાં સુધી તેઓના કામની અસર સરકારની મહેસૂલ પર નહિ પડે અથવા બીજી રીતે લોકોનું જોર વધવા તરફ નહિ પડે ત્યાં લગી સરકાર ઓરતોને પકડવાની નથી. અને ઓરતોમાં સંઘ-શક્તિ વગેરે આવી જાય ત્યાર પછી જ તેઓનું જેલમાં રહેવું વધારે શોભશે.

મારી એવી પણ ઉમેદ છે કે બહેનોએ જે પ્રતિજ્ઞા લીધી છે તેનું તેઓ પૂરૂં પાલન કરશે. તેઓ શાંતિ રાખશે એમ માનું છું. તેઓ હિંદુ મુસલમાન સર્વની સાથે મહોબત રાખશે એ પણ માનું છું. પણ તેઓ ઘરમાંયે શુદ્ધ ખાદી જ પહેરશે ? તેઓ ભંગી ઢેડને ભાઇ ગણશે ? તેઓને એંઠો કે ગંદો ખોરાક આપવો બંધ કરશે ? તેઓને અડતાં નહિ અભડાય ? જે બહેનોએ સહી કરી છે તેમાં બધા વર્ણ આવી જાય છે. તેટલી બહેનો સમજપૂર્વક પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરશે તો ૧૪૦ માં થી ૧૪૦૦ થતાં ને તેમાંથી ૧૪૦૦૦૦૦ થતાં વખત નહિ લાગે.

હું તો એવી જ આશાએ ને એવી શ્રદ્ધાએ બહેનોનાં પવિત્ર નામ આપું છું.

નવજીવન, તા. ૧૫ જાનેવારી, ૧૯૨૨.

# પ્રત્યેક અંગ્રેજને—

પ્રિય મિત્ર !

હું ઇચ્છું છું કે હિંદમાંનો પ્રત્યેક અંગ્રેજ આ પત્રને જુએ અને એની ઉપર વિચાર કરે.

સૌ પહેલાં તો ત્હમને મ્હારી ઓળખ કરાવી લઉં. મ્હારા નમ્ર અભિપ્રાય પ્રમાણે મ્હેં બ્રિટિશ સરકાર જોડે આજ સુધીમાં જેટલો સહકાર કર્યો છે તેટલો બીજા કોઈ હિંદીએ નહિ કર્યો હોય. બીજા હરકોઇ માણુસને બળવો કે બ્હારવટું કરવાનું મન થઇ જાય એવા કઠણ સંજોગો વચ્ચે રહીને મ્હેં ૨૯ વરસ સુધી ત્હમારા સામ્રાજ્યમાં અખંડ જાહેરસેવા કરી છે; અને એ સેવા ત્હમારા કાયદાઓએ યોજેલી સજાઓની બ્હીકથી અગર બીજા કોઇ પણ સ્વાર્થી હેતુથી કરી નથી એ ખાત્રીથી માનજો. એ સહકાર સ્વતંત્ર, રાજીખુશીનો અને બ્રિટિશ સરકારની એકંદર પ્રવૃત્તિ અંતે હિંદુસ્તાનના લાભમાં છે એ શ્રદ્ધાથી પ્રેરાઇને જ કરેલો હતો. એ જ શ્રદ્ધાથી સામ્રાજ્યની

ખાતર ચાર વેળા મ્હેં મ્હારી જાનને જોખમમાં નાંખી: (૧) બોઅર યુદ્ધ વેળાએ; તે વેળા મારા હાથ હેઠળ એક એમ્બ્યુલન્સ (જખમી થએલાઓને મદદ પહોંચાડનારી) ટુકડી હતી જેની સેવા વિષે જનરલ બુલરે પોતાના ખરીતાઓમાં ખાસ ઉલ્લેખ કરેલો; (૨) નાતાલમાં ઉઠેલા ઝૂલૂ બળવાની વેળાએ; તે વખતે પણ મ્હારી પાસે તેવી જ એમ્બ્યુલન્સ ટુકડી હતી; (૩) છેલ્લા મહાયુદ્ધની શરૂઆતમાં; તે વખતે પણ મ્હેં એવી જ ટુકડી ઉભી કરેલી જેની અતિપરિશ્રમભરી તાલીમને પરિણામે મ્હને સખત ઉરોગ્રહનો રોગ થએલો; અને છેલ્લે (૪) દિલ્હીમાં મળેલી યુદ્ધ પરિષદ્ વખતે મ્હેં લૉર્ડ ચેમ્સફર્ડને લશ્કરભરતીમાં મદદ કરવા વિષે આપેલા વચનનો જીવતોડ અમલ કરીને. આ કામને સારૂ ખેડા જીલ્લામાં રહીને અને લાંબી લાંબી મજલો કરીને મ્હેં એટલી મહેનત ઉઠાવેલી કે એમાંથી મ્હને જીવલેણ મરડો લાગૂ પડયો અને હું માંડ માંડ મરતો બચ્યો.

આ બધી સેવાઓ મ્હેં એવી જ શ્રદ્ધાના બળ ઉપર કરેલી કે મ્હારાં એ કામોથી સામ્રાજ્યમાં મ્હારા દેશને સમાન દરજ્જો મળશે. હજુ છેક ગયા ડીસેમ્બર સૂધી સરકાર ઉપર ભરોસો રાખી સહકાર કરવા મ્હેં મ્હારા દેશબંધુઓને વીનવ્યા. મ્હને ત્યાં સૂધીયે આશા હતી કે મિ. લૉઇડ જ્યૉર્જ પોતે મુસલમાનોને આપેલાં વચનોને પાળશે અને પંજાબના અત્યાચારોની અંતે બ્હાર આવેલી હકીકતો ઉપરથી પંજાબીઓ પર ગુજરેલ સિતમની પૂરી ભરપાઇ કરવામાં આવશે. પણ મી. લૉઇડ જ્યૉર્જે કરેલા વિશ્વાસઘાતથી, ત્હમે તેના વર્તનને જે રીતે વખાણ્યું તે ઉપરથી, અને પંજાબના અપરાધોના ત્હમે કરેલા ઢાંકપિછોડા ઉપરથી સરકારના શુભ હેતુઓ ઉપરનો તેમજ જે પ્રજા એવી સરકારને ટેકો આપી રહી છે એ પ્રજા ઉપરનો મ્હારો બધો ઇતબાર ઉઠી ગયો છે.

પણ ત્હમારા શુભ હેતુઓ વિષેનો મ્હારો વિશ્વાસ ઉઠી ગયો હોય તોપણ ત્હમારી બહાદુરીને હું પીછાણું છું અને હું જાણું છું કે

ન્યાય અને દલીલને વશ થઇ ત્હમે જે આપવા તૈયાર નહિ થાઓ તે થ્રરાતનને નમીને આપવા રાજી થઇને તૈયાર થશો.

સામ્રાજ્યનો અર્થ હિંદને માટે શું છે તે તો જુઓઃ—

૧. ગ્રેટબ્રિટનના લાભની ખાતર હિંદનાં દ્રવ્યોનું શોષણ,

૨. રોજ વધતાં જતાં લશ્કરી ખરચ, અને દુનિયાના કોઇપણ દેશના કરતાં વધુ ખરચાળ મુલ્કી અમલદારોનું ખાતું,

૩. હિંદની ગરીબાઇનો છાંટાભાર ખ્યાલ ન કરતાં ઉડાઉપણે ચલાવવામાં આવતાં દરેક સરકારી ખાતાં,

૪. અમારી વચ્ચે વસતા ત્હમારા મૂઠીભર અંગ્રેજોની જાન રખેને જોખમમાં આવે એ બ્હીકે આખી પ્રજાની પાસેથી છીનવી લેવામાં આવેલાં હથિયાર, અને તેને પરિણામે પ્રજામાં આવી ગયેલી નામર્દાઇ.

૫. આવી અતિ ખરચાળ સરકારને નભાવવા દારૂ, અફીણ અને એવા જ બીજા માદક પદાર્થોનો ચલાવવામાં આવતો વેપાર,

૬. પ્રજાના ઉદ્વેગને જાહેર કરવા દિનપ્રતિદિન વધતી જતી પ્રવૃત્તિને દાબી દેવાની ખાતર નિત્ય નવા ઘડાતા દબાણ અને સજાના કાનૂનો,

૭. ત્હમારી વસાહતોમાં વસતા હિંદીઓ પ્રત્યે ચલાવવામાં આવતું શરમભર્યું વર્તન; પંજાબના કારોબારને આપેલું સાબાશીનું પ્રમાણપત્ર અને મુસલમાન લાગણીને તુચ્છકારી કહાડીને તમે અમારી લાગણીઓની કરેલી અવગણના—

હું જાણું છું કે જો અમે લડીને ત્હમારા હાથમાંથી અમારૂં રાજ્ય ખૂંચવી લઇ શકીએ તો તે સામે ત્હમે વાંધો ન ઉઠાવો. ત્હમે જાણો છો કે તેમ કરવાની અમારામાં તાકાત નથી. કારણ કે ત્હમે

એવી ખુલ્લી અને ખાનદાનીભરી લડાઇ કરવા જેવી અમારી સ્થિતિ રહેવા દીધી નથી. આમ લડાઇના મેદાનમાં અમારૂં શૂરાતન સિદ્ધ કરવાનાં બારણાં અમારે માટે બંધ છે. આત્માનું શૂરાતન બતાવવાનો રસ્તો હજુ અમારે માટે ખુલ્લો છે. એ શૂરાતનને પણ તમે નમશો એ હું જાણું છું. એ શૂરાતન મ્હારી પ્રજામાં જગાવવાનું કાર્ય હું અત્યારે કરી રહ્યો છું. અસહકાર એટલે આપભોગની તાલીમ. જ્યારે અમે જોઇ ચૂકયા કે આ દેશના ત્હમારા રાજ્યકારોબાર હેઠળ અમે રોજ વધારેને વધારે ગુલામીમાં ખૂંપતા જઇએ છીએ ત્યારે અમે હવે શા સારૂ ત્હમારી જોડે સહકાર કરીએ ?

મ્હારી સલાહને પ્રજા આજ જે આટલી ઝીલી રહી છે તે મ્હારા નામને લીધે નથી. મ્હારા નામને અગર અલીબિરાદરોના નામને આ બાબતનો વિચાર કરતી વેળાએ ત્હમે બાજૂએ મૂકજો. હું પોતે જો આજે પ્રજાને મુસલમાનોની સામે થવાની સલાહ આપવાની મૂર્ખાઇ કરૂં, અગર અલીભાઇઓ તેવી રીતે મુસલમાનોને હિંદુઓ વિરૂદ્ધ ઉશ્કેરવા પોતાનું જાદુઇ બળ વાપરે તો મને તેમજ તેઓને બન્નેને પ્રજા તત્કાળ ફેંકી દે. લોકોનાં ટોળેટોળાં આજે અમારા બોલ સાંભળવા ધસે છે કારણ કે ત્હમારા જુલમ નીચે કકળતી પ્રજાના અંતરની લાગણીઓ અમે બોલી બતાવીએ છીએ. અલીબિરાદરો પણ કાલ સુધી ત્હમારા મિત્ર હતા; જેવો હું હતો અને હજી છું. મ્હારો ધર્મ ત્હમારા પ્રત્યે મ્હારા અંતરમાં કોઇપણ પ્રકારની કડવાશ સંઘરવાની મ્હને મનાઇ કરે છે. મ્હારા કાંડામાં જોર હોય તોપણ હું મ્હારો હાથ ત્હમારી સામે ન ઉગામું. મ્હારા દુ:ખભોગથી જ ત્હમને જીતવાની હું ઉમેદ ધરાવું છું. અલીભાઇઓ તેમનાથી બને તો તેમના દીનની ખાતર અને દેશની ખાતર અવશ્ય તલવાર ખેંચે; પણ પ્રજાની લાગણીઓ જાહેર કરવાના અને તેમના દુ:ખનો ઇલાજ શોધવાના કામમાં એમણે અને મ્હેં પ્રજાની જોડે સહીઆરૂં કર્યું છે.

લોકલાગણીના આ ચડતા ઉભરાને દાબી દેવાના ઉપાયની ત્હમે શોધમાં છો. હું ત્હમને સૂચવીશ કે એનો ઉપાય એક જ છે અને તે એ જ કે રોગનાં કારણો જ શોધીને દૂર કરવાં. હજુ બાજી હાથમાં છે. હિંદને કરેલા ઘોર અન્યાયો માટે તમે પ્રાયશ્ચિત કરી શકો છો. મિ. લૉઇડ જ્યૉર્જ પાસે તમે તેમનું વચન પળાવી શકો છો. હું તમને ખાત્રી આપું છું કે એમણે જે કર્યું છે તેમાંથી છટકવાની કેટલીયે બારીઓ એમણે જાતે જ રાખેલી છે. ના૦ વાઇસરૉયને પાછા જવાની તમે ફરજ પાડી શકો છો. લાયક માણસને એ જગ્યા આપી શકાય. સર માઇકેલ ઓડવાયર તેમજ જનરલ ડાયરને વિષેના ત્હમારા વિચારો પણ ત્હમે ફેરવી શકો છો. પ્રજાના જાણીતા, તેમણે ચૂંટી કહાડેલા અને સર્વ મતના આગેવાનોની એક પરિષદ્ બોલાવીને હિંદુસ્તાનની પ્રજાની ઇચ્છાઓને અનુસરતું સ્વરાજ્ય બક્ષવાનો રસ્તો કાઢવા ત્હમે સરકારને ફરજ પાડી શકો છો.

પણ પ્રત્યેક હિંદી ખરેખર ત્હમારો બરોબરીઓ અને ત્હમારો ભાઇ છે એ ત્હમે ન જુઓ ત્યાં સુધી ત્હમારાથી આ બનવાનું નથી. હું ત્હમારા આશ્રયનો યાચક નથી; હું તો મિત્ર તરીકે એક કઠણ પ્રશ્નનો ખાનદાનીભર્યો ઉકેલ ત્હમને દેખાડી રહ્યો છું એટલું જ. બીજો રસ્તો દબાણ અને સખ્તીનો તો ત્હમારી સામે ખુલ્લો છે જ. હું ત્હમને ચેતવું છું કે એ ઇલાજ નિષ્ફળ જશે. એનો આરંભ તો થઇ ચૂક્યો છે. સરકારે પાણીપતના બે બહાદુર પુરૂષોને સ્વતંત્ર અભિપ્રાયો ધરાવવા અને તે જાહેર કરવાને સારૂ કેદ કર્યા છે. બીજાપર લાહોરમાં કેસ ચાલી રહ્યો છે. અયોધ્યામાં બીજો એક કેદ થયો છે. ત્રીજાનો ચૂકાદો હવે થવાનો છે. ત્હમારી આજુબાજુ શું ચાલી રહ્યું છે તે ત્હમારે જોતું જોઇએ. અમારી પ્રવૃત્તિ તો દબાણ અને સખ્તીની આશા રાખીને જ શરૂ થઇ છે. હું માનપૂર્વક ત્હમને બેમાંથી સારો

રસ્તો લેવા અને જે હિંદુસ્થાનનું લૂણ ત્હમેં ખાઓ છો તેની પ્રજાનો પક્ષ લેવા વીનવું છું. એની આકાંક્ષાઓને રોકવા પ્રયત્ન કરવો એ આ દેશની બેવફાઇ કરવા બરાબર છે.

ત્હમારો વફાદાર મિત્ર,
મોહનદાસ કરમચંદ ગાંધી.

યંગઇન્ડિયા, તા. ૨૭ ઓક્ટોબર, ૧૯૨૦.

# ના૦ ડયૂક ઑફ કૅનૉટને ખુલ્લો પત્ર—

મહાત્મા ગાંધીજીએ ના. ડયૂક ઑફ કૉનોટને ઉદ્દેશીને નીચેનો ખુલ્લો પત્ર સને ૧૯૨૧ ના ફેબ્રુઆરી માસની ૬ ઠ્ઠી તારીખે બહાર પાડયો છે:—

**નામદાર !**

આપનામદાર અત્યાર સુધીમાં અસહકાર, અસહકારવાદીઓ, તેમજ તેમની કાર્યપદ્ધતિઓ વિષે ઘણું સાંભળી ચૂકયા હશો. તેમાં આ પ્રવૃત્તિના ઉત્પાદક તરીકે અનાયાસે મ્હારે વિષે પણ સાંભળ્યું હશે. મ્હને અંદેશો છે કે આપનામદારને આપવામાં આવેલી માહિતી એકતરફી હોવી જોઇએ. આવી સ્થિતિ વચ્ચે આપને સત્યશોધનનો માર્ગ કરી આપવા ખાતર, મ્હને પોતાને ન્યાય આપવા ખાતર, જે અસહકારની લડત હું એકલો જ નહિ પણ ભાઈ શૌકતઅલી અને મહમદઅલી જેવા મ્હારા સૌથી નિકટના સાથીઓ પણ ચલાવી

રહેલ છીએ તેની મર્યાદા કેવડી છે એ વિષેનો ખુલાસો આપનામદાર આગળ રજૂ કરવો એ હું મ્હારો ધર્મ સમજું છું.

આપનામદાર જેવાની હિંદની મુલાકાતનો રાષ્ટ્રીય બહિષ્કાર કરવામાં આગળ પડતો ભાગ લેવો મારે મન સુખની વાત હોય જ નહિ. મ્હેં કોઇના આગ્રહ વિના, સ્વેચ્છાથી જીંદગીનાં સતત્ ૩૦ વરસ સુધી સરકારની એકનિષ્ઠાપૂર્વક સેવા કરી છે, એમ માનીને કે એ જ રસ્તે મ્હારા દેશની પરાધીનતા મટી સ્વાતંત્ર્ય સ્થપાશે. એના એ જ મ્હને આજ આપનામદારના સ્વાગતનો સંપૂર્ણ બહિષ્કાર પ્રજાને સૂચવવામાં જેવી તેવી આનાકાની નથી થઇ.

એક વાત હું આરંભમાં જ સ્પષ્ટ કરી દેવા માગું છું કે એક અંગ્રેજ સદ્‌ગૃહસ્થ તરીકે આપનામદારની સામે અમારામાંના કોઇને કશું છે જ નહિ. આપનું શરીર અમારે મન હરકોઈ વ્હાલામાં વ્હાલા મિત્રના જેટલું જ પવિત્ર છે. એ શરીરને જોખમમાં જુએ તો મ્હારા મિત્રોમાંનો કોઇ પણ પોતાનો પ્રાણ ખરચીને પણ તેની રક્ષા કરતાં પાછો હઠે એવું હું નથી માનતો. વ્યક્તિ તરીકે પણ કોઇ અંગ્રેજ સામે અમે લડાઇ નથી માંડી. અંગ્રેજોની જાન લેવા અમે નથી મથી રહ્યા. પણ જે રાજ્યતંત્રે હિન્દની પ્રજાને શરીરથી, મનથી અને આત્માથી કેવળ નપુંસક અને નાદાર કરી મૂકી એ રાજ્યતંત્રને અમે અવશ્ય જડથી ઉખેડવા ઇચ્છીએ છીએ. જે અંગ્રેજ સ્વભાવમાંથી પંજાબમાં ઓડવાયરશાહી અને ડાયરશાહી ઉદ્‌ભવી શકી, જેમાંથી ઇસ્લામનું—અમારા સાત કરોડ ભાઇઓના મજહબનું—કેવળ નિર્લજ્જતાપૂર્વક અપમાન થયું કે જે વડા પ્રધાને પોતે જાતે કરેલી પવિત્ર જાહેર પ્રતિજ્ઞાનો સાફ સાફ ભંગ કરી સિદ્ધ કર્યું, તે સ્વભાવની સામે અમે અમારા બધા બળપૂર્વક ઝૂઝવાનો સંકલ્પ કર્યો છે, આટલા તિરસ્કાર પછી હિન્દની ત્રીસ કરોડ નિષ્પાપ પ્રજાની લાગણીઓને એક શું કે બે શું અનેક જીવ સટોસટના

સવાલોની બાબતમાં નિયમ અને વ્યવસ્થાપૂર્વક તુચ્છકારનાર સરસાઇ અને દોરના તોરને હવે વધુ વખત સાંખી બરદાસ કરતા બેસી રહેવું એ અમારા સ્વમાનનું ઘાતક છે. એમાં અમે નામોશી જોઇ રહ્યા છીએ. આપનામદારને મન પણ ત્રીસ કરોડ હિન્દી પ્રજા લાખ અંગ્રેજોના હાથે રાત અને દહાડો જીવના જોખમની બીકથી ફફડતી રહે અને બીકની મારી તેમને આધીન રહે એ સ્થિતિ અભિમાન લેવાજોગ ન જ હોઈ શકે.

આવા રાજ્યતંત્રનો અંત આણવા નહિ પણ તેના મોભાની રક્ષા કરીને તેને અક્ષત રાખવાનું, તેને નભાવવાનું કાર્ય બજાવી આપવાને સારૂ અત્યારે આપનામદારનું આ દેશમાં આગમન થયું છે. આવ્યા પછી આપનું પહેલવહેલું જ જાહેર ભાષણ તપાસો. એ લૉર્ડ વિલિંગ્ડનની તારીફમાં વાંચેલું એક વખાણ જ છે. લૉર્ડ વિલિંગ્ડનની અંગત ઓળખનું હું માન ધરાવું છું. એઓ એક નિખાલસ અને મળતાવડા સ્વભાવના ગૃહસ્થ છે. તેઓ સ્વેચ્છાથી એક કીડી સરખીને પણ ઈજા નહિ કરે. છતાં રાજ્યકર્તા તરીકે તેઓ નિષ્ફળ જ નીવડ્યા છે. તેમણે પોતાની સત્તા કાયમ રાખવાનો સ્વાર્થ ધરાવનારા સલાહકારોની આપમતલબી શીખામણ સાંભળીને તે મુજબ પોતાને તણાવા દીધા. મદ્રાસમાં પણ તે પોતાના ઇલાકાની પ્રજાનું અંતર ઓળખી શક્યા નથી દેખાતા. અહીંઆ આ બંગાળ પ્રાંતમાં આવીને પણ આપ અહીંના ગવર્નરને પ્રશંસાનું સર્ટિફિકેટ આપી રહ્યા છો, જે હાકેમ પણ મ્હેં એમને વિષે જે જે કંઇ સાંભળ્યું છે તે ઉપરથી એક ખાનગી વ્યક્તિ તરીકે પૂરેપૂરા સદ્‌ગૃહસ્થ છે. છતાં પ્રાંતના હાકેમ તરીકે તેમને પણ બંગાળના અંતરના અભિલાષોની કશી જ ગંધ નથી. બંગાળ એટલે કંઇ કલકત્તા નથી. ફોર્ટ વિલિયમ તથા કલકત્તાના રાજમહેલો આ સુંદર પ્રાંતની અશરાફ અને અસાધારણ સંસ્કારી ગ્રામીણ પ્રજાને ઉન્મત્તપણે અને શિરજોરી

પૂર્વક નીચોવી કહાડીને ખડાં કરેલાં શરમનાં સ્મારકો નહિ તો બીજું શું છે ?

અસહકારીઓ એવા નિર્ણય ઉપર આવ્યા છે કે હિન્દની નિર્ધનતા અને નામોશીના આ મહાપ્રશ્નને થીગડું દેવા માગનાર સુધારાઓથી અંજાવામાં સાર નથી; તેમ અધીરાઇથી ઉકળી જઇ માથું વાઢવા તૈયાર થયે પણ કશું વળે તેમ નથી. આવેશ અને ક્રોધમાં ખૂનામરકી તરફ પણ અમારાથી ન જ વળી શકાય. અમે વગર આનાકાનીએ કબૂલ કરી લઇએ છીએ કે આજની આ સ્થિતિને માટે અમે પોતે પણ તેટલા જ દોષી છીએ. અમારી ગુલામીને માટે અમારી આ આપખુશીની પાપી ભાગીદારી જેટલી જોખમદાર છે તેટલાં જોખમદાર બ્રિટિશ તોપો અને સંગીનો નથી.

આમ આપનામદાર જોઇ શકશો કે આપને હાર્દિક સ્વાગત આપવાની હીલચાલમાં ભળવા-ભાગ લેવાને લગતો અમારો ઈન્કાર કોઇ પણ રીતે આપનામદારની પ્રત્યેના અમારા અંગત વિરોધનું ચિહ્ન નથી, પણ જે રાજતંત્રને ટકાવવા આપ આવ્યા છો તે રાજતંત્રની સામેના અમારા વિરોધનો નિદર્શક છે. હું સમજું છું કે અંગ્રેજોના વ્યક્તિગત પ્રયત્નો અંગ્રેજજાતિનો સ્વભાવ એક દિવસમાં ન ફેરવી શકે. પણ જો અમે અંગ્રેજોના બરોબરીઆ થઇએ તો તેઓ અમારી સામે અવિલંબે માનની નજરથી જોતા થાય. તેવા થવા સારૂ અમારે સૌ પ્હેલાં તો નિર્ભય બનવું જોઇએ; અમારે સ્વાશ્રયી બનવું જોઇએ; અને જે સરકારને અમે કાંતો સુધારવા અને ન સુધરે તો ફીટાડવા માગીએ છીએ તેના હાથનાં કેળવણી, ન્યાય, રક્ષણ અને આશ્રયથી અમારે સ્વતંત્ર બની જવું જોઇએ. આથી જ આ અહિંસામય અસહકારની ઉત્પત્તિ થઇ છે. હું એ પણ જાણું છું કે અમે બધા જ હજી વાણીમાં તેમજ આચરણમાં

અહિંસાધર્મનું સંપૂર્ણ પાલન કરનારા નથી થયા; પણ અત્યાર સુધી-માં એ દિશાએ અમે કરેલી પ્રગતિ કેવળ કલ્પનાતીત છે એવી હું આપનામદારને ખાત્રી આપું છું. કદિ ન સમજે તેટલું અહિંસામય લડતનું રહસ્ય અને કિંમત પ્રજા અત્યારે સમજી ગઈ છે. હવે તો હરકોઇ રસ્તે ચાલનાર ત્રાહિતને પણ આ લડત કેવી ધાર્મિક અને આત્મશુદ્ધિના તત્ત્વ ઉપર મંડાએલી છે એ દેખાય તેમ છે. અમે મ્હાદારૂની ટેવો છોડી રહ્યા છીએ, અમે અસ્પૃશ્યતાના પાપમાંથી હિન્દને છોડવવા મથી રહ્યા છીએ. અમે પ્હેરવાઓઢવામાં દાખલ કરેલો ખોટો પરદેશી ભપકો અને ડાકડિમાક ફગાવી દઇ અમારા પૂરાણા રેંટીઆનો જીર્ણોદ્ધાર કરી રહ્યા છીએ, અને જીવનની અમારી પૂરાતન સાદાઇ તરફ પાછા વળી રહ્યા છીએ. આમ કરીને આજની આ હાનિકારક સંસ્થાને અમે થીજવી દેવા માગીએ છીએ.

આપ નામદારને એક અંગ્રેજ તરીકે આ પ્રવૃત્તિનો સૂક્ષ્મ અભ્યાસ કરવા અને સામ્રાજ્યને માટે, બલ્કે આખી દુનિયાનાં દર્દીને માટે, તેમાં સૂતેલી શક્તિઓનો આંક કાઢવા હું વીનવું છું. અમે દુનિયામાં જે કંઇ નેક છે, પાક છે, તેની સામે લડાઇ કરવા નથી નીકળ્યા. ઇસ્લામનું—અમે મથી રહ્યા છીએ તે ઢબે—રક્ષણ કરવામાં અમે બધા ધર્મોને અભય આપવા મથી રહ્યા છીએ. હિન્દુસ્તાનનું માન ભંગ ન થવા દેવામાં અમે આખી માનવજાતિના માનને માટે રક્ષણનો કોટ ચણી રહ્યા છીએ, કારણ અમારાં હથિયાર કોઇને ઇજા કરે એમ નથી. અંગ્રેજોની જોડે અમે મિત્રને નાતે રહેવા ઇચ્છુક છીએ, પણ એ મૈત્રી વાતમાં તેમ વર્તનમાં એ બરોબરીઆ વચ્ચે હોય તેવી મૈત્રી હોવી જોઇએ. આ નેમ પાર પડે ત્યાં સુધી અસહકાર એટલે અમારી પોતાની આત્મશુદ્ધિ કરવાની

આ લડત અમારે ચાલુ રાખ્યે જ છૂટકો. આપનામદારને અને આપની મારફત પ્રત્યેક અંગ્રેજને અસહકારનું આ સ્વરૂપ સમજી લેવા અને તેની કદર કરવા હું વીનવું છું.

લી૦ હું છું,
આપ નામદારનો સાચો સેવક,
**મોહનદાસ કરમચંદ ગાંધી.**

# શરા શીખોને—

નાનકાનાના ભીષણ હત્યાકાંડને લગતો જે સંદેશો મહાત્મા ગાંધીજીએ શીખજાતિને ઉદ્દેશીને તા. ૪ માર્ચ, ૧૯૨૧ ના રોજ બ્હાર પાડયો છે તેમાંનો મુદ્દાનો ભાગ અમે નીચે આપીએ છીએ:—

હજી મરી છૂટેલા વીરપુરૂષોનું ખરૂં મૂલ્ય આંકવાનો સમય નથી આવ્યો. હાલ તરત શાં શાં પગલાં લેવાવાં જોઇએ એ વિચારી લેવું અત્યારે તો વધારે અગત્યનું છે. હું પોતે તો આ બનાવને સમસ્ત હિન્દના રાષ્ટ્રીય પ્રશ્ન જેટલું મહત્ત્વ આપું છું. બતાવવામાં આવેલી વીરતાનો જશ એકલા શીખોને જ નહિ, પણ આખી પ્રજાને છે. અને માટે જ શીખભાઇઓને મારી સલાહ એ જ હોઇ શકે કે તમે તમારૂં ભવિષ્યનું વર્તન આખી પ્રજાની જરૂરીઆતને વિચારી લઇને પછી જ ઠરાવજો. ખૂનીઓ વિરૂદ્ધ ન્યાય મેળવવાની સૌથી વિશુદ્ધ રીત એ છે કે ન્યાય મેળવવો જ નહિ. ખૂન કરનારાઓ શીખ હશે, પઠાણ હશે કે હિન્દુ હશે—તે બધા આપણા દેશબંધુઓ

છે. તેમને સજા થવાથી ગયાં તે કંઈ પાછાં આવનાર નથી. જેઓનાં હૈયાં ધવાયાં છે તેમને મારી વિનંતિ છે કે તમે માફી આપો; તમારામાં વેર લેવાનું સામર્થ્ય નથી એટલા માટે નહિ—કારણ કે ધારો તો ખૂનીઓને તમે શિક્ષા કરાવી શકો તેમ છો—પણ તમારામાં અમાપ બળ રહેલું છે એ બતાવી આપવા માટે. વીર હોય એ જ ક્ષમાવાન થઇ શકે. વેર જતું કરીને ક્ષમા દાખવશો તો તમે તમારાં શૂરવીર વહાલાંઓની સુવર્ણસમી કીર્તિમાં સુગંધ ભેળવશો.

વિશેષમાં, અસહકારીઓથી તો ખૂનીઓને સજા કરાવવા ખાતર પણ અંગ્રેજી અદાલતોનો આશ્રય લઇ ન શકાય. એક વરસની અંદર જો આપણે સ્વરાજ્ય લેવા માગતા હોઇએ, તો આપણું પોતાનું મન માને તેવું અને ન્યાયરક્ષા કરી શકે તેવું રાજતંત્ર આપણે સ્થાપીએ ત્યાં સુધી ખૂની લોકોને પણ મોકળા ફરવા દેવાની આપણામાં હિંમત હોવી જોઇએ.

શીખભાઇઓ, સાવધાન રહેજો. સરકાર તો બેશક તમને એમ જ બતાવશે કે ગુન્હેગારોને સજા તો પોતે જ કરી શકનારી છે અને એમ તમને ફસાવીને પોતાના પક્ષમાં ખેંચશે. કાયદાને નામે ચાલતા રાજ્યતંત્રની કોર્ટો એ તો જાળ છે. ગાફેલ રહ્યો તે અજાણતાં જ તેમાં સપડાય છે.

પરંતુ હજુ પણ જો આપણને આપણા ઉપર અમલ ચલાવતી રાજ્યપદ્ધતિની અધમતાનો સાક્ષાત્કાર થવો બાકી રહ્યો હોય, અને તેથી આવે કસોટીને પ્રસંગે સરકારી કોર્ટો ત્યાગવા આપણે તૈયાર ન હોઇએ, તોપણ એવી ભૂલમાં તો આપણે ન જ ફસાઇએ કે સરકાર તરફથી તપાસની કમિટી નીમાય તે સાથે આપણે આપણી પણ એક જુદી કમિટી નીમીએ. કાં તો આપણે આપણી ખામીઓ અને આપણી નબળાઇઓ ખુલ્લી રીતે સ્વીકારી લઇને સરકારી કોર્ટનો આશ્રય લઇએ, અથવા તો હિંમત રાખીને ખૂની લોકોને

આપણી ઉપર છૂટા છોડવામાં આવે એવી સ્થિતિ માટે પણ તૈયાર થઇએ. આપણી નિર્બળતા છૂપાવવામાં જોખમ છે, પણ એથીયે વિશેષ જોખમ હિંમતનો ખોટો ડોળ કરવામાં રહેલું છે.

બધાના જાણવામાં હતું કે મહંત ઘણા વખતથી ખુલ્લી લડાઇ કરવાની તૈયારીઓ કરતો હતો. તેની પાસે હથિયાર હતાં, તેણે દારૂગોળો એકઠો કર્યો હતો, તોફાની લોકોની ટોળી જમાવી હતી. સરકારી અધિકારીઓને આ બધી તૈયારીઓની આખો વખત ગંધ પણ ન હોય એ કેમ સંભવે? આ સ્થિતિમાં આપણને સ્વાભાવિક રીતે જ વહેમ જાય કે મ્હોટા અધિકારીઓ, આ નીચ કૃત્યમાં ઉત્તેજન આપવામાં નહિ હોય? તોપણ, થાય છે તે ઠીક થાય છે એમ માનનારા તો હોવા જ જોઇએ. સંપૂર્ણ સત્ય શું છે એ જાણવા તમે ઈંતેજાર છો. એક ક્ષણવાર વિચાર કરી જોતાં જ તમારી ખાત્રી થઈ જશે કે ધારો કે કેટલાક સરકારી અમલદારોનો આ કામમાં હાથ હતો એમ તપાસ કરતાં માલમ પડયું, તો તેથી એ માહિતી આજ છે તેના કરતાં તમને પોતાને કે હિન્દુસ્તાનને એક તસુ પણ આગળ થોડી જ લઈ જનાર છે? તમે પોતે અને આખું હિન્દુસ્તાન ઇચ્છો છો કે જે પદ્ધતિથી સરકાર આજે રાજ્ય ચલાવે છે તેમાં જડમૂળના ફેરફારો ન કરાવી શકાય તો તે આખી સરકારને જ જમીનદોસ્ત કરવી. દેશની સામે જે મુખ્ય અને એકપૂરો સવાલ આજે ખડો છે, તેની ઉપરથી અત્યારે પ્રજાના કોઇ પણ અંશનું લક્ષ ચળાવવું અને બીજી મેર દોરવું એ પાપ છે.

આટલી વાત તો એ શોકજનક ઘટના વિષે.

ગુરુદ્વારાઓને લગતી આખી હીલચાલમાં ઘણો ફેરફાર થવાની જરૂર છે. ગુરુદ્વારાનો કબજો લેવા માટે એક મોટી ટુકડી તેના ઉપર ધસારો કરે એમાં જબરાઈ કરવાનો ઇરાદો ભલે ન હોય તોપણ

તેમાં જબરાઇનો દેખાવ તો રહેલો જ છે એ દેખીતું છે. વળી સુવ્યવસ્થિત સમાજમાં તો કોઇ પણ શખ્સ પાસેથી, ધારાધોરણમાં નક્કી થએલી રીતને છોડી જબરાઇ કરીને અથવા તો બીજા કોઇ પણ પ્રકારનું દબાણ આણીને ખુલ્લી રીતે તેના તાબામાં રહેલી દેવાલય જેવી જાહેર મિલકત કાઢી લેવાની છૂટ કોઇને જ ન હોઇ શકે, પછી પેલો માણસ ભલે ગમે તેટલો દુષ્ટ હોય. જો વ્યક્તિઓને આવું કરવાની છૂટ આપવામાં આવે તો આખા રાજતંત્રનો અંત આવે અને નિર્બળનો રક્ષણનો હક ડૂબે. માટે તમે જો આવું કંઇ કરશો તો ખાલસા ધર્મનું ઉલ્લંઘન થશે. કારણ કે ખાલસા ધર્મની બુનિયાદ નિર્બળનું રક્ષણ છે. આપણાં દેવાલયોમાં ખરો સુધારો દાખલ કરવાને અને તેમાં પેસી ગએલા સડાને કાઢી નાંખવાને મારા જેટલું ભાગ્યે જ કોઇને લાગતું હશે. પરંતુ જે સુધારા આપણે દાખલ કરવા માગીએ છીએ તેને ઝાંખપ આણે એવા ઉપાયો વડે તે આપણે ન જ કરીએ. તમારી સામે બે રસ્તા ખુલ્લા છેઃ—

૧. બધા ગુરુદ્વારાઓનો અને ગુરુદ્વારા કહેવાતાં દેવમંદિરોનો કબજો કોનો હોવો જોઇએ એના નિકાલ લાવવા માટે પંચો નીમવાં.

૨. આ સવાલ સ્વરાજ્ય મળતાં સુધી મુલ્તવી રાખવો.

નાનકાનામાં થએલા વીરયજ્ઞને તમારે સુફલદાયી થવા દેવો હોય, તો તમારે આત્મસંયમની અને ગુરુદ્વારાનો કબજો કશા પણ જબરાઇના ઇલાજેથી મેળવવાની હીલચાલ બંધ પાડવાની અત્યંત જરૂર છે.

તમારો શુભેચ્છક,<br>
મોહનદાસ કરમચંદ ગાંધી.

# પારસીઓ પ્રત્યે—

પ્રિય મિત્રો !

હું જાણું છું કે અસહકારની હીલચાલને ત્હમે રસભેર નિહાળી રહ્યા છો. તમે એ પણ માનજો કે જે આત્મશુદ્ધિના પ્રાયશ્ચિત્તવિધિમાં થઇને આજે આખો દેશ પસાર થઈ રહ્યો છે તેમાં ત્હમે કેવો ભાગ ભજવવા માગો છો એ તરફ બધાજ વિચારી અસહકારીઓ જોઈ રહ્યા છે. મ્હને પોતાને તો સંપૂર્ણ વિશ્વાસ છે કે બરાબર ખરે વખતે ત્હમે ખરી વસ્તુનોજ સાથ કરશો. અને હું આજે આ કાગળ એટલા ખાતર જ લખવા બેઠો છું કે હું માનું છું કે એ ખરી પળ આવી લાગી છે.

ત્હમારા એક દેશબંધુના નાતા ઉપરાંત બીજા પણ અનેક પવિત્ર સંબંધોથી હું ત્હમારી સાથે સંકળાએલો છું. દાદાભાઇની મહાન્ દેશપ્રીતિએ મ્હારામાં પ્હેલવ્હેલી દેશાભિમાનની જ્યોત પ્રકટાવી. તે કાળે હું બીજા કોઇ આગેવાનને ઓળખતો ન હતો. એઓ જ મ્હારા માર્ગદર્શક અને મદદગાર હતા. એમની જ પાસે જ્યારે હું

હજુ બાળક હતો ત્યારે ઓળખાણનો કાગળ હાથમાં લઇને ગએલો. પછી સન ૧૮૯૬ માં મુંબઇના તાજવગરના રાજા મ્હારા બીજા માર્ગદર્શક બનેલા અને મ્હને કામ કરવાની તાલીમ આપેલી. એમણે છેક ૧૮૯૨ ની સાલમાં એક પોલિટિકલ એજન્ટ સામે ઝુમેશ ઉઠાવવા હું ઉકળી રહ્યો હતો ત્યારે મ્હારા જુવાનીના જુસ્સાને રોકી સંયમ શીખવેલો અને જાહેરજીવનમાં અહિંસાવૃત્તિ કેમ કેળવવી એનો પ્હેલો પાઠ આપેલો. હિંદુસ્તાનની સેવા કરવી હોય તેણે અંગત અન્યાયોને ગળી જતાં કેમ શીખવું એ એમણે મ્હને શીખવ્યું. દક્ષિણ આફ્રિકામાં મ્હારા સૌથી કીમતીમાં કીમતી અસીલ તેમજ મિત્રોમાંના એક શેઠ રૂસ્તમજી ઘોરખોદુ પારસી જ હતા. એઓ જાહેર કામોમાં છૂટથી પૈસો ખરચતા અને સત્યાગ્રહ ચાલ્યો તે વેળાએ એઓ અને એમનો બહાદુર પુત્ર બન્ને મ્હારી જોડે જેલમાં આવેલા. ગોરાઓનું ટોળું મને વધેરવા નીકળેલું ત્યારે પણ તેમણેજ મ્હને આશ્રય આપેલો. આજે પણ અહીંની સ્વરાજ્યની હીલચાલ તેઓ ત્યાં બેઠે રસભેર નિહાળી રહ્યા છે અને થોડાજ વખત ઉપર તે માટે તેમણે ૪૦૦૦૦ રૂપીઆ જેવડી રકમ આપી છે. મ્હારા નમ્ર અભિપ્રાય મુજબ આજે હિંદુસ્તાનમાં સૌથી શ્રેષ્ઠ સ્ત્રી કદાચ એક પારસી બ્હેન જ છે. ધરતી જેટલાં ક્ષમાવાન, એમના હૈયામાં તો આખી માનવજાતિ સ્હેજે સમાઇ જાય તેમ છે. એમનો પરિચય જીંદગીની એક અણમૂલી તક છે. આવાં પવિત્ર સ્મરણો કેટલાંયે હું આપી શકું તેમ છું, પણ મ્હને લાગે છે આ પત્ર લખવાનો મ્હારો હેતુ સમજવાને અને તેનો આંક મેલવાને ત્હમારે માટે આટલા દાખલા બસ છે.

ત્હમે ભારે ખબરદાર કોમ છો. ત્હમે સંપીલા છો અને અલબત્ત કોઈ પણ હીલચાલની સ્થિરતા તેમજ વાજબીપણા માટે ભરપૂર પૂરાવો મળ્યા વગર તેમાં ભળવા સ્વભાવિકપણેજ ના પાડો છો. પણ

હવે એવો વખત આવી લાગ્યો છે કે કદાચ ત્હમે હદ બહાર ખબરદાર બનવા પાછળ ત્હમારો ધર્મ ચૂકી જાઓ. મ્હને ધાસ્તી રહે છે કે વેપારમાં મળી રહેલી બરકત ત્હમને ત્હમારા લાખો કરોડો દેશબંધુઓની હાજતો અને ભાવનાઓ તરફ રખે આંધળા કરી મૂકે. તાતાઓના મહાન્ કુટુંબને પશ્ચિમના ધનભૂખ્યા કરોડપતિઓની વૃત્તિના પંજામાં સપડાતું જોઇ હું કંપું છું. હિંદુસ્તાનના ઉદ્યોગો ખીલવવાના શકપડતા લાભોની ખાતર ગરીબોને ઘરબારવગરના કરી મૂકવામાં રહેલાં દુષ્પરિણામ કલ્પી કલ્પીને હું થથરૂં છું. છતાં મ્હારી શ્રદ્ધા છે કે આ એક ઉડતો ચેપ જ માત્ર છે. ત્હમારી કુદરતી અગમચેતી ત્હમને આવાં સાહસોમાં રહેલો આપઘાત વગરવિલંબે દેખાડી દેશે. ત્હમારી તીક્ષ્ણબુદ્ધિ ત્હમને કહી દેશે કે હિંદને જે જરૂરી છે તે તેનું ધન થોડાક મૂડીવાળાઓના હાથમાં એકઠું થાય એ નથી પણ એ ધન હિંદુસ્તાનનાં સાત લાખ ગામડાંમાં વહેંચાઇ જાય અને ૧૯૦૦ માઇલ લાંબા અને ૧૫૦૦ માઇલ પહોળા આ ભરતખંડમાં કોઇ ભૂખ્યું ન સૂવે એ છે. આથી મ્હને તો ખાત્રી જ છે કે આજે હિંદને નીચોવી કાઢીને તેનો પ્રાણ લેનાર સામ્રાજ્યસત્તાના પંજામાંથી હિંદને છોડવવા મથી રહેલા સુધારકોની જોડે એક આખી કોમ તરીકે સામેલ થવામાં ત્હમે માત્ર વખતની જ વાટ જોઇ રહ્યા છો.

પણ એક બાબત તો એવી છે કે જેમાં ત્હમારી કોમે હવે રાહ જોવી એ ચોખ્ખું પાપ જ છે. હિંદમાં આજે દારૂનિષેધની ચળવળ ઉઠી છે. લોકો સ્વેચ્છાપૂર્વક દારૂનું વ્યસન છોડી શુદ્ધ થવા ઇન્તેજાર છે. પ્રજામાં દારૂનું વ્યસન લગભગ અક્ષમ્ય અપરાધ ગણાવા લાગે એટલે સૂધી પ્રજામત બંધાઈ રહ્યો છે. દારૂનાં પીઠાં ચલાવનારા મ્હોટે ભાગે પારસીઓ છે. ત્હમે આ બાબતમાં પૂરા દિલથી પ્રજા જોડે સહકાર કરવા તૈયાર થાઓ તો મુંબઇ ઇલાકામાંથી તો આ બદીનાં ઘર ઘડીના છઠ્ઠા ભાગમાં ઉખાડી મૂકી શકાય તેમ છે.

સ્થાનિક સરકારો આજે હિંદુસ્તાનમાં લગભગ બધે જ આબકારી ખાતાને લગભગ ઉઠાડી મૂકવાની હદ સુધી પહોંચવા કરી રહેલી આ પ્રવૃત્તિને અટકાવવવાનો અણછાજતો પ્રયાસ કરી રહી છે. ત્હમે સરકારને મદદ કરશો કે પ્રજાને ? મુંબઇ સરકારે હજુ મિજાજ નથી ખોયો, પણ એ સુદ્ધાં દારૂની આવક સાવ જતી કરવા જેટલી હિમ્મત અને ડહાપણ બતાવી શકે એમ માનવું મુશ્કેલ છે.

આ સ્થિતિમાં ત્હમારે તાબડતોબ નિર્ણય કરી લેવાની જરૂર છે. ત્હમારાં શાસ્ત્રો દારૂને વિષે શું કહે છે તેની મ્હને ખબર નથી પણ જે અહુરમઝ્‌દે નેકી અને બદીના ભેદ કર્યા અને બદી સામે નેકીની જીત ગાઇ તેણે દારૂને માટે શું કહ્યું હશે તે હું સ્હેજે કલ્પી શકું છું. છતાં ધર્મની આજ્ઞાઓનો વિચાર બાજૂએ રાખીએ તોપણ અત્યારની આ પ્રજાકીય દારૂનિષેધની ચળવળમાં પૂરા દિલથી સામેલ થવું યા તો તટસ્થ કે ઉદાસીન રહીને થાય તે જોયાં કરવાનું વલણ અખત્યાર કરવું એ વાતનો ત્હમારે નિર્ણય કરી લેવોજ જોઇએ. મ્હને પૂરી ઉમેદ છે કે હિંદુસ્તાનની એક ચતુર વહેવારૂ કોમ તરીકે ત્હમે આજે હિંદમાં શરૂ થએલી દુનિયાની તેવી કોઇ પણ ચળવળને ઝાંખી પાડે તેવી દારૂનિષેધની આ મહાન ચળવળમાં પૂરેપૂરા દિલથી જોડાઇ જઇ એ દિશાએ પ્રત્યક્ષ કાર્ય કરવામાં પરોવાઈ જશો.

ત્હમારો સાચો મિત્ર,

**મોહનદાસ કરમચંદ ગાંધી.**

યંગઇન્ડિયા, તા. ૨૩ માર્ચ, ૧૯૨૧.

## મૉડરેટભાઇઓને—

વ્હાલા મિત્રો !

તાલીમ અને સંગતે કરીને જેઓ આજ દિવસ લગી મોડરેટોને નામે ઓળખાતા આવ્યા છે તેમના જ સમાગમમાં હું ઉછરેલો છતાં આજે વિચારોમાં હું તમારાથી વિખૂટો પડી ગએલો છું એ વાત મ્હારે માટે જેવા તેવા દુઃખની નથી. કંઇક સંજોગોને કારણે ને કંઇક પ્રકૃતિ જ મૂળથી એવી તેને લીધે આટલી જીંદગીમાં હું કદિ જ હિંદુસ્તાનના કોઇપણ રાજદ્વારી પક્ષમાં તેને પોતાનો કરીને ભળી શકયો નથી. છતાં મ્હારે એમ પણ કહેવું જ જોઇએ કે રાષ્ટ્રીય પક્ષના લોકોના કરતાં મોડરેટ પક્ષના લોકોની જ મ્હારા જીવન ઉપર વધુ અસર થએલી છે. દાદાભાઈ, ગોખલે, તૈયબજી, ફિરોજશાહ મહેતા, એ બધાં નામ મ્હારે માટે પૂજ્ય અને પ્રાતઃસ્મરણીય છે. તેમની દેશસેવા પ્રજાથી કદિ જ ન ભૂલી શકાય. આ દેશમાં મ્હારા જેવા કેટલાયના જીવનમાં તેમના આદર્શથી દેશભક્તિની જ્યોત પ્રકટી

હશે. તમારામાંના ઘણા જેઓ હજુ હયાત છે તેમની જોડે પણ મ્હેં અનેક મધુર પ્રસંગોના લ્હાવા લીધા હશે. આજે કઈ વસ્તુને કારણે હું તમારાથી વિખૂટો પડી રાષ્ટ્રીય પક્ષના લોકોના ખોળામાં ફેંકાયો છું ? આજે તમારા કરતાં રાષ્ટ્રીય પક્ષની જોડે મ્હારે વધુ મેળ ખાય છે તેનું શું કારણ ? તમે હિંદુસ્તાનને રાષ્ટ્રીય પક્ષના લોકોના કરતાં ઓછું ચાહો છો એમ માનવાને હું અસમર્થ છું. દેશને સારૂ આપભોગ આપવાને રાષ્ટ્રીય પક્ષના લોકોના કરતાં તમે ઓછા ખુશી છો એવું માનવાની હું ના પાડું છું; તેમ બુદ્ધિમાં, ચારિત્રમાં અને કાર્યશક્તિમાં પણ મોડરેટો ચડિઆતા નહિ તોપણ રાષ્ટ્રીય પક્ષથી ઉતરે એવો તો નથી જ. આમ ભેદ માત્ર આદર્શનો જ છે એ ખુલ્લું છે.

પણ જુદા જુદા આદર્શના વાદમાં ઉતરીને હું તમને નહિ થકવું, અહીંઆ તો હું માત્ર અસહકારના કાર્યક્રમમાં જે ચણતરનાં પગથિઆં છે તે તરફ જ તમારૂં લક્ષ ખેંચવા ઈચ્છું છું. અસહકાર શબ્દ કદાચ તમને નહિ ગમતો હોય. એ કાર્યક્રમમાંનાં કેટલાંક પગથિયાં પણ તમને અળખામણાં લાગતાં હશે. અને લાગે છે એ હું જાણું છું. પણ અસહકારીઓ તમારા જેટલા, જ ભારતમૈયાના પૂજારી છે એટલી જ વાત જો તમે કબૂલ રાખતા હો તોપણ તેમના કાર્યક્રમમાંનાં જે પગથિયાંઓને વિષે મતભેદ છે જ નહિ તેમના અમલ પ્રત્યે પણ શું તમે મૈત્રીની નજરથી ન જુઓ ? હું દારૂ-નિષેધ જેવી બાબતની વાત કરી રહ્યો છું. હું તમને મ્હારા તરફથી ખાત્રી આપી શકું છું કે આખી પ્રજા આ બદીથી કંટાળી છે. જે દુર્ભાગી લોકો આ વ્યસનના ગુલામ બનેલા છે તેઓને તેમની પોતાની જ સામે થવામાં મદદ કરી ઉગારવાના છે. કેટલાક તો એવી મદદ પોતાને મ્હોડે માગી રહ્યા છે. આવી સાર્વત્રિક લોક-લાગણી જયારે આ બદીની સામે ઉભી થઈ છે તે વખતે તેનો

લાભ લેવા હું તમને ન વીનવું? વળી આ હીલચાલ અત્યારે તક જોઇને કોઇએ જાણીજોઇને ઉઠાવી એવું પણ નથી બન્યું. એ એની મેળે જ ઉઠી છે. હું તમને ખાત્રી આપું છું કે સરકારની આબકારી આવક બંધ પાડવાનો હેતુ છેલ્લામાં છેલ્લો અને હીલચાલ ચલાવી રહેલાઓના મનમાં સૌથી ઓછા મહત્ત્વનો છે. એ બદીથી જ પ્રજા ધાંધી થઇ છે. આ દેશમાં અત્યારે આ બદીનો જેટલો વિરોધ થઈ રહ્યો છે તેટલા મકકમ અને કેળવાએલા વિરોધ સામે દુનિયાના કોઇપણ દેશમાં દારૂનું વેચાણ ચાલી શકે નહિ. નાગપૂરનાં ટોળાંએ કેટલીક ભૂલો કે બળાત્કાર કર્યા હશે છતાં એમનું ધ્યેય તો પવિત્ર હતું. એમની આંખ સામે માત્ર એક જ વસ્તુ હતીઃ લોકોના પંચપ્રાણ હરી લેનારા આ મદ્યપાનની જડ સમાજમાંથી કઇ રીતે ઉખાડવા. પ્રજા પાસે પરાણે દારૂ કેમ છોડાવાય, જેમને દારૂપીવો છે તેમને સારૂ સગવડ હોવી જ જોઇએ, એ દલીલથી તમે રખે ભરમાતા પોતાની પ્રજામાંના દુર્ગુણોને પોષવાનું રાજ્યનું કામ નથી. વ્યભિચાર-ખાનાઓને આપણે વ્યભિચારના ઇજારા દઇને કે નિયમો બાંધી આપીને સગવડો કરી આપતા નથી. ચોરને આપણે તેની ચોરી કરવાની વૃત્તિને સંતોષવાની સોઇ કરી આપતા નથી દારૂ તો મારે હિસાબે ચોરી કે વ્યભિચારના કરતાં પણ બૂરી ચીજ છે. કારણ ઘણી વાર આ બન્ને કુકર્મનું જનનીપદ દારૂને જ. આથી આ ઘોર બદીને દેશમાંથી સંપૂર્ણ રૂપે દફનાવી દેવાના અને દારૂનાં એકે એક પીઠાંને ઉઠાડી મૂકવાના કાર્યમાં સામેલ થવા હું તમને વીનવું છું. કેટલાયે કલાલો તેમણે ભરેલી ઇજારાની રકમો તેમને પાછી મળે તો આજે રાજી થઇને પોતાનાં પીઠાં બંધ કરવા તૈયાર છે.

'છોકરાંઓની કેળવણીનું શું? એ સવાલ તમે પૂછશો. હું નમ્રતાપૂર્વક જણાવું છું કે દારૂની આવકમાંથી આજે આપણાં બાળકોને કેળ-વણી લેતાં જોવાં એ આપણે માટે ભારેમાં ભારે નામોશી છે. આજે

આપણાં બાળકોની કેળવણી આપણે જતી કરવી પડે તેમ હોય તો જતી કરીને પણ આ બદીને સમાજમાંથી ઉખાડવાને આજે જો આપણે તૈયાર નહિ થઇએ તો ભાવિ પ્રજાના શાપ આપણે માથે ઉતરશે અને આપણે પણ તેને લાયક જ ઠરીશું.

પણ મારા હિસાબે તો આમ કરવામાં આપણે આપણાં બાળકોની કેળવણી ખોવાપણું પણ નથી. હું જાણું છું કે તમારામાંના ઘણા રેંટીઆની મદદથી શાળાકોલેજોની કેળવણીને સ્વાશ્રયી કરી મૂકવાના મ્હારા ખ્યાલને હાસ્યાસ્પદ ગણો છો. પણ હું તમને ખાત્રી આપું છું કે રેંટીઓ આપણા કેળવણીના પ્રશ્નનો જેટલો સચોટ ઉકેલ આણે છે તેટલો બીજું કોઈ પણ સાધન લાવી શકે એમ નથી. નવા કર ઉંચકવાની પ્રજામાં શક્તિ રહી નથી; છે તે કરો પણ અસહ્ય થઇ પડયા છે. આ સ્થિતિમાં જો પ્રજાની દિવસે દિવસે વધતી જતી ગરીબીનો ઈલાજ કરવો હોય તો દારૂ અફીણની આવકજ નહિ પણ બીજી આવક પણ સારી પેઠે ઘટાડવી પડવાની.

અને એ જ સવાલ મ્હને હાલના આ રાજતંત્રના વિષય ઉપર લાવી મૂકે છે. સુધારા મેળવીને દેશ વધુ દરિદ્ર, વધુ ગુલામ જ નથી બન્યો તો બીજું શું થયું છે ? સુધારા હેઠળ વાર્ષિક ખરચો ન વધ્યાં ? જેમ જેમ આ રાજતંત્રનો હું વધુને વધુ અભ્યાસ કરતો જાઉં છું તેમ તેમ મ્હારી તો વધુને વધુજ ખાત્રી થતી જાય છે કે આ રાજ્યને સુધારવાના કાર્યમાં થીંગડાં દઇને ચલાવી લેવા મથવું એ કેવળ ફાંફાં છે. અર્ધદગ્ધ ઈલાજોને હવે સ્થાન જ નથી. ધરમૂળમાંથી બધો પલટો થવાની જરૂર છે. એવા રાજ્યપલટાનો ઉચ્ચાર સરખો તમને અળખામણો છે, એ હું જાણું છું. પણ હું જે રાજ્યપલટાની હિમાયત કરી રહ્યો છું તે ખૂનામરકી અને તોપતલવારથી થનારો નહિ પણ દેશના ઉંચા દરજ્જાના હોદ્દા ભોગવનારાઓના રહેણીકરણીને લગતા ખ્યાલોના પલટાને વિષે છે. મ્હારે સાફ કહી દેવું

ઘટે છે કે સિવિલ સર્વિસની ઉપલી શ્રેણીના નોકરોને મળનારા રોજ ઉઠીને વધતા જનારા પગારોનું ધોરણ જોઇને હું તો ચમકું જ છું અને મને આશા છે કે તમે પણ એથી ચમકી ઉઠો જ. પાવડે પગાર ખેંચનારા આ રાજ્યકર્તાઓની જીંદગીમાં અને તેમના પગતળે છુંદાતી ઘૂંધવાતી, કરોડોની પ્રજા જે જીંદગી ગાળી રહી છે તે વચ્ચે કશુંયે સરખાપણું તમે જોઈ શકો છો ? ગામડાંઓમાં કે રસ્તા ઉપર મળતાં સેંકડો હજારો કંગાળ લોકો સામું જુઓ. તેમનાં મળી ગએલાં પેટ, તેમની આંખોના કુવા અને તેમની દૂરથી ગણાતી પાંસળીઓમાં તમે મ્હારા કથનનો જીવતોજાગતો પૂરાવો જોશો. હવે તમે રાજ્યકર્તાઓના વર્ગને પામ્યા છો. તમે સુધારાની છાયામાં પ્રધાનોનાં પદ પામી રાજ્યકર્તાઓ બન્યા છો. તમારી એડીઓ તમારી અગાઉના પરદેશીઓના કરતાં કશીયે મુલાયમ નથી એવું જ તમારે વિષે પણ ન બોલાય એ સંભાળજો. શું તમારે પણ પાંચસેંમે મજલેથી જ રાજ્ય ચલાવવું જોઇએ ? શું તમારે પણ તમે જે ધોરણને એક વરસ અગાઉ વખોડતા હતા તેને જ અખત્યાર કરીને રાજ્ય ચલાવવું જોઇએ ? તમારા જ અમલ હેઠળ એક માણસને તેના ચોકસ અભિપ્રાયોને સારૂ આજન્મ કાળાપાણીની સજા અપાઈ છે. એના ભાષણમાં ખૂનામરકીની ઉશ્કેરણી હતી એ દલીલ તમને નહિ શોભે. કારણ ગઇ કાલે જ તમે પોતે એવી દલીલોથી સંતોષાતા નહોતા. અલીબિરાદર જેવાઓએ પોતાના ભાષણમાં ખૂનામરકીની ગંધ હોવાની શંકા ઉઠયાને સારૂ પણ મિત્રોની માફી માગી છે. એમણે જેલ જવાની બીકે માફી માગી એવું માનીને તો તમે દેશને મહા અન્યાય જ કરશો. દેશમાં નવાજ જુસ્સાનો જન્મ થયો છે. દુન્યવી અદાલતના ન્યાયાધીશના કરતાં અંતરની અદાલતના ન્યાયાધીશની બીક પ્રજામાં આવી છે. છેલ્લા ૭ મહિનામાં સંખ્યાબંધ ઉચ્ચ આદર્શોવાળા નૌજવાનોએ સરકારે તેમની પાસે માગેલી જામિનગીરીઓ આપવામાં નામોશી માનીને તેવી જામિનગીરી આપવા ઇન્કાર કરી તેની જેલોને વ્હાલી

કરી છે એથી તમે વાકેફ છો ? તમારા જ અમલ હેઠળ ભોળા શિવ જેવા સાવ નિર્દોષ મોપલા લોકોની ધીરજ કસોટીએ ચડાવવામાં કશી બાકી રાખવામાં આવી નથી, જેમાં અત્યારની ઘડી સુધી મોપલા-ઓએ હાર ખાધી નથી. હું તો ધારૂં છું અને હું એમ અંતઃકરણથી માનું છું કે જે શાંતિ અને ન્યાયને નામે આ બધો કેર અત્યારે વર્તી રહ્યો છે તેમાં તમારો કશો જ હાથ નથી. પણ જ્યાં તમારી આંખમાં પણ ધૂળ નાંખવામાં આવતી હોય એવી બાબતો સિવાયની બીજી બાબતમાંયે 'તમારા હાથમાં કશું જ નથી' એમ તો પ્રજાને કે મ્હને તમારાથી ન જ કહેવા દેવાય. પણ આમાંથી તો મ્હારે આપણા આદર્શોની ચર્ચા કરવી પડે જેમાં હું અત્યારે નહિ ઉતરૂં. જો દારૂની આવક બંધ પાડવાના કામ પૂરતો પણ પ્રજાને આજે તમારો સહકાર મળી શકે તોપણ તમે અત્યાર સુધી દેશની બજાવેલી અનેક સેવાઓમાં ઉમેરો કરશો અને એવું પણ બને કે એવું એક જ પગલું પણ બીજી અનેક શક્યતાઓને વિષે તમારી આંખ ખોલી દે.

**યંગઇન્ડિયા, તા. ૮ જુન, ૧૯૨૧.**

કાઠિયાવાડના

# રાજામહારાજાઓ પ્રત્યે—

સાહેબ,

મેં ઘણીયે વાર આપને બે બોલ લખવાનો વિચાર કરીને માંડી વાળ્યો. પણ કેટલુંક સાંભળ્યા અને જાણ્યા પછી મારા વિચારો આપની પાસે રજૂ કરવાનો મારો ધર્મ સમજું છું.

મારો સંબંધ કાઠિયાવાડની સાથે નિકટ છે એ કંઇ મારે આ-પને કહેવાનું હોય ? પણ મારો જન્મ કાઠિયાવાડમાં થયો છે એટલું જ મને બંધન નથી. મારા પિતાશ્રીએ ત્રણ રાજ્યોમાં કારભારી તરીકે નોકરી કરેલી. મારા કાકાએ એક જગ્યાએ તેમ મારા દાદાએ પણ કારભારૂં કરેલું. ગાંધી કુટુંબના ઘણાઓએ કાઠિયાવાડનાં રાજ્યોની

નોકરી કરી નિર્વાહ કર્યો છે. એટલે આપની સાથે મારો ખાસ સંબંધ છે. આપના પ્રત્યે મારી ખાસ ફરજ છે.

તેથી જ્યારે કાઠિયાવાડના કોઈપણ રાજ્યની અંધાધુંધી વિષે હું કંઈ સાંભળું છું ત્યારે મારૂં મન દુ:ખાય છે. કાઠિયાવાડને મેં શૂરવીરની ભૂમિ તરીકે ઓળખેલ છે ને સ્વરાજ્યયજ્ઞમાં કાઠિયાવાડ પોતાનો પૂરો ફાળો આપી પોતાને ને ભારતભૂમિને ઉજ્જ્વળ કરશે એવી આશા મેં રાખી છે.

'સ્વરાજ્ય' શબ્દથી આપ ન જ ભડકો. સ્વરાજ્ય, અસહકાર એ નામો આપને ન ભડકાવે એમ ઇચ્છું છું. તે અંધાધુંધીની ચળવળ છે, તે બેવફાદારીના હીલચાલ છે, તેથી દેશ પાયમાલ થશે એમ કહેનારા છો કહેતા. તેઓ અજ્ઞાનપણે તેમ કહે છે એમ માની આપના મિત્રોની પાસે પણ મારો બચાવ કરજો.

અન્યાયની સામે જીવને જોખમમાં મૂકીને પણ થવું એવું આપણાં શાસ્ત્રો શીખવે છે. મારા વડીલે મને પોતાના દાખલાથી એ જ શીખવ્યું. લોકો હિમ્મત શીખે તેથી દેશને હાનિ નથી થવાની.

પણ મેં આ પત્ર સ્વરાજ્ય વિષે લખવા શરૂ નથી કર્યો. મારા સ્વરાજ્ય વિષેના વિચાર અંતરાયરૂપ ન થાય તેટલા સારૂ ઉપલાં વાક્યો લખ્યાં છે.

મારી પાસે અનેક લેખો આપનાં રાજ્યો વિષે આવ્યા છે. અનેક ફરિયાદો મ્હોડેથી સાંભળી છે. પણ આજલગી મેં તેમાંનું કંઈ જ છાપવું દુરસ્ત નથી ધાર્યું. મેં એવી જ આશા રાખી છે કે છેવટે બધું કુશળ થઇ રહેશે; ને હજુ એમ જ માનું છું. જો મોટી સલ્તનતની અંધાધુંધીનો નાશ થઇ જશે તો નાનાં રાજ્યોની અંધાધુંધી એની મેળે શમી જશે. આત્મશુદ્ધિ એવી વસ્તુ છે કે તેની જડ બે-

સતાં વાર લાગે છે. પણ જડ બેઠા પછી તેને ફેલાતાં વાર નથી લાગતી.

પણ હવે તો હું સાંભળું છું કે કોઈ રાજ્યો રેંટીઆને હસી કહાડે છે, કોઇ તેને રોગ ગણી તેનો નાશ કરવા ઇચ્છે છે, કોઇ સ્વદેશી જેવી શાશ્વત પ્રવૃત્તિને રોકવા સારૂ પ્રજા ઉપર અયોગ્ય દબાણ કરે છે, કોઈ ખાદીના ઉપયોગની સામે થાય છે, ખાદીની ટોપી પહેરવી એ ગુન્હો ગણે છે. આ બધું માનતાં મને ક્ષોભ થાય છે. છતાં મારી પાસે પૂરાવો એટલો બધો છે કે બધી વાતો ખોટી ન જ હોય.

કાઠિયાવાડની ભૂમિ એવી છે કે તેમાંથી એક પણ માણસને પરદેશ જવાની જરૂર ન હોવી જોઇએ. કોઇ મોટા વેપાર ખેડવાનું સાહસ કરે એ તો સ્તુત્ય છે, પણ મારા પ્રસંગમાં સેંકડો બલ્કે હજારો કાઠિયાવાડી આવ્યા છે, જે કેવળ આજીવિકાને અભાવે કાઠિયાવાડ છોડે છે. આ મને સાલે છે ને આપને સાલે એમ હું ઇચ્છું છું. કાઠિયાવાડના મજબૂત બાંધાવાળા, દેખાવડા ખેડુતોનાં ઘરોમાં જે તેજી અગાઉ જોવામાં આવતી તે મેં મારા આ વખતના પ્રવાસોમાં ન જોઇ. મને યાદ છે, કે ૩૫ ના દુકાળ પહેલાં મેં ગામડાંઓમાં દૂધ માખણની છોળ જોએલી. પાવળે ઘી પરસે તો અવિવેક ગણાતો મેં ભાળ્યો છે. કાઠિયાવાડની ઉંચી પહાડ જેવી દેખાતી બહેનોને હાથે બચપણમાં તેમની ઉજળી તાંસળીમાં ઘાટી છાશ પીધેલી મને સાંભરે છે.

આજે તો છાશને બદલે ધોળું પાણી જોઉં છું. ઘીની ઝારીઓને બદલે ઘીનાં પાવળાં પણ મુશ્કેલીથી જોવા મળે છે. સમૃદ્ધિ જતાં લોકો સંકોચાય છે ને બહાર નાસભાગ કરે છે.

ખચિત માનજો કે જો રાજામહારાજાનો વર્ગ મદદ કરે તો રેંટીઆથી ને સાળથી કાઠિયાવાડ હતું તેના કરતાંયે વધારે તેજસ્વી બને.

કાઠિયાવાડમાં છત્રીસ લાખની વસ્તી ગણાય છે. તેમાં પાંચ લાખ રેંટીઆ સ્હેજે ચાલે. એટલે દર માસે ઓછામાં ઓછા સાડાસાત લાખ રૂપીઆની કમાણી થઇ. જો કાઠિયાવાડની બહેનો આઠ જ માસ ભજન ગાતી રેંટીઆ ચલાવે તો દર વર્ષે સાઠ લાખ રૂપીઆ પોતાના ઘરમાં મૂકે. આમાં આપને એક પાઈ પણ આપવી ન પડે. શું આમ સહજ થતી કમાણી કાઠિયાવાડની પ્રજા કરે તેનો આપ દ્વેષ કરો ? અથવા તેની હાંસી કરો ?

કાઠિયાવાડના જાડી ખાદીની બંડીવાળા ને મોટી પાઘડીવાળા મેઘવાળોમાંથી એક લાખ સાળો ચલાવે તો તેઓ દર માસે ઓછામાં ઓછા વીસ લાખ રૂપીઆ કમાય. તેમ આઠ માસ વણે તો એક કરોડ સાઠ લાખ રૂપીઆ વરસે દહાડે પોતાના ઘરમાં મૂકે. શું આપ દીર્ઘ-દષ્ટિ પહોંચાડી આવા બરકતવાળા ઉદ્યોગને સંપૂર્ણ ઉત્તેજન ન આપો ?

આપની પાસેથી તો હું એ આશા રાખું કે આપ આપના દરબારોમાં પણ ગરીબોએ વણેલી ખાદીને માન આપો. દરબારી પોશાક પણ ખાદીના હોય અને આપ પોતે પ્રજાએ જ બનાવેલી ખાદી પહેરીને શોભો.

કાઠિયાવાડની પ્રજા ભૂખે મરે ને માંચેસ્ટરના કે જાપાનના લોકો આપને પૈસે મ્હાલે એ રાજન્યાય નથી એમ આપના શાસ્ત્રી-ઓ અવશ્ય સમજાવશે. આપને મલમલ જોઇએ તો સારૂં રૂ પકાવો, ખાસ કાંતનાર વણનારને ઉત્તેજન આપો.

કાઠિયાવાડના પહાડોમાં વસતા રાજાઓને મોજશોખ શા ? તેઓ કૂતરાંનાં ટોળાં શાને રાખે ? તેઓ તો પ્રજાને સારૂ પ્રાણ આપે. પ્રજાને દુઃખે દુઃખી થાય ને પ્રજાને ખવડાવીને જ ખાય. રાજા વ-

ણિક બને અને બ્રાહ્મણ નાટક કરે તો ધર્મ કોણ શીખવે ને કોણ સાચવે?

હું નથી ઇચ્છતો કે કાઠિયાવાડની પ્રજા આપના રાજ્યમાં રહી બ્રિટિશ રાજ્યની સામે ચળવળ કરે ને આપની સ્થિતિને કફોડી કરે. આપની નાજુક સ્થિતિ હું સમજી શકું છું. આપના પ્રત્યે મારી લાગણી છે. ભલે તેઓ અસહકારી ન થાય, પણ સ્વદેશીને આપ નોખું અંગ ગણો ને તેને સ્વતંત્ર રીતે ખીલવવામાં રૈયતને મદદ આપો એ હું નમ્રતાપૂર્વક માગું છું.

બીજું પણ માગું? કાઠિયાવાડમાં દારૂનાં પીઠાં કેમ સાંખી શકાય? આપને વળી દારૂમાંથી કંઈ ઉપજની ગરજ હોય? લોકો જ્યારે દારૂ છોડવા ને છોડવવાનો પ્રયત્ન કરે ત્યારે તો હું આપના દરબારથી પણ દારૂની બાટલીઓના બહિષ્કારની આશા રાખું. રામે જે ધોબીની વાત સાંભળી સતી સીતાનો ત્યાગ કર્યો તો શું પ્રજાની ઇચ્છા જાણી આપ દારૂને કાઠિયાવાડમાંથી ન કહાડો?

અને આપની ટ્રેનોમાં અંત્યજને નોખા ડબ્બા મળે, અંત્યજને ટિકીટો મળતાં અડચણ આવે, તેઓને ધક્કા વાગે, એ કેમ સંખાય? રૈયતને બોલાવી આપ મસલત કરો ને ઢેડ આદિ વર્ણ ઉપર અત્યાચાર થાય છે તે દયાધર્મ નથી પણ અત્યાચાર છે એ સમજાવી આપ તે ગરીબોને સુખી કરીને તેમની આંતરડીની દુવા લ્યો.

બીજું તો ઘણું સાંભળ્યું છે. તે કથા અત્યારે હું ઉખેળવા નથી ઇચ્છતો. તે જૂની વાતો છે. અત્યારે ચાલતા શુદ્ધ પ્રાણવાયુની ગતિ ન રોકો એટલું જ વીનવવા મેં આ પત્રિકા લખી છે. જે પ્રેમભાવથી મેં લખ્યું છે તેને ઓળખો ને પ્રેમપૂર્વક વાંચી મારી દીન સૂચ-

નાઓ અમલમાં મૂકો એમ માગું છું. ઇશ્વર આપને ન્યાયવૃત્તિ આપો ને કાઠિયાવાડનાં રાજાપ્રજા નીતિને રસ્તે ચાલતાં સુખી રહો એમ પ્રાર્થના કરૂં છું.

લખનૌ, } આપનો વફાદાર સેવક,
૧ લો શ્રાવણી સોમવાર } **મોહનદાસ કરમચંદ ગાંધી.**

( તા. ૮-૮-૧૯૨૧ )

# મુસલમાનભાઇઓને—

પ્યારા દેશબંધુઓ,

મૌલાના શૌકતઅલી અને મૌલાના મહમદઅલીના પકડાવાથી જ્યાં એકેએક હિંદીનું દિલ ખળભળી ઉઠયું છે, ત્યાં તમારા દિલની હાલત તો શી હશે તે હું બરાબર સમજી શકું છું. બહાદુર અલી-બિરાદરો ચૂસ્ત દેશપ્રેમી તો છે જ. પણ તેઓ સૌ પ્હેલા મુસલમાન છે અને બીજું બધું પાછળથી છે. અને હરકોઈ ધાર્મિક માણસની એજ સ્થિતિ હોય. આજે કેટલાંયે વરસો થયાં આ બન્ને ભાઇઓ ઇસ્લામની ઉંચામાં ઉંચી ખાનદાનીના નમૂના રૂપ રહ્યા છે. બીજા કોઇ બે મુસલમાનોએ આ દેશમાં ઇસ્લામની પ્રતિષ્ઠા વધારવાની દિશાએ તેમના જેટલું કર્યું નથી. ખિલાફતને સારૂ પણ તેઓ જેટલું ઝૂઝયા છે તેટલું હિંદના બીજા કોઇ બે મુસલમાનો ઝૂઝયા નથી. કારણ તેઓ સચ્ચાઇને વળગી રહ્યા છે અને છિંદવાડામાં તેમની

અટક દરમ્યાન પણ તેમને સાચું લાગ્યું તે કહેતાં અચકાયા નથી. તેમની લાંબી અટકથી તેઓ હાર્યા કે કમજોર થયા નહિ. તેઓ જેવા શેરદિલ અટકમાં ગયા ત્યારે હતા તેવા જ શેરદિલ તેઓ અટકમાંથી બહાર આવ્યા.

અને એ અટકમાંથી છૂટયા તે ઘડીથી માંડીને જ તેમણે દરેક વેળાએ પોતે સાચા રાષ્ટ્રીય હોવાનું બતાવી આપ્યું છે અને તમે પણ તેઓના જેવા થવામાં ઈજ્જત અને અભિમાન માન્યાં છે.

પોતાની સાદાઈથી, નમ્રતાથી અને પારાવાર કાર્યશક્તિથી આખી ઈસ્લામી આલમને અલીબિરાદારોએ જેટલી સચેત કરી મૂકી તેટલી બીજા કોઈ મુસલમાને નથી કરી.

આ બધા ગુણોને લીધે અલીબિરાદરો તમારા દિલોજાન થઈ પડયા છે. એમનામાં તમે તમારા આદર્શ પુરૂષોને જુઓ છો. તેથી એમનો વિજોગ તમને ગમગીન કરી મૂકે એ કુદરતી છે.

વળી તમારા સિવાયના બીજા પણ કેટલાયે લોક એમનો મીઠો સહવાસ ખોવાયાથી ગમગીન છે. મ્હારા તો એ ભાઈઓ હાથપગ થઈ પડયા હતા. તેઓ જતાં જાણે હું બાવડાં વગરનો બની ગયો છું!

મુસલમાનોને લગતી કોઈપણ બાબતમાં મૌ. શૌકતઅલી મ્હારા માર્ગદર્શક તેમજ સાથી હતા. અને એક પણ દાખલામાં એમણે મ્હને અવળે રસ્તે દોર્યો નથી. ઘણાખરા દાખલાઓમાં એમની દૃષ્ટિ ખરી અને ભૂલ વગરની નીવડતી. હિંદુમુસલમાન એકતાની કિંમત અલીભાઈઓને હૈયે જેવી બેઠી હતી તેવી આપણામાંના થોડાને જ હૈયે બેઠી હશે. અને એઓ આપણી વચ્ચે હતા ત્યાં સૂધી હિંદુમુસલમાન એકતાની બાબતમાં હું સાવ નચિંત રહેતો.

પણ આપણે બધા એમના વિજોગથી બેચેન હોઈએ તોપણ ગમગીન બન્યે કે નાસીપાસ થયે આપણને ન જ પાલવે. આપણે

દરેક જણે સાવ એકલા પણ લડયે જતાં શીખ્યે છૂટકો છે. ખુદા આપણો સાચો અને કાયમનો રાહબર છે.

નાસીપાસ થવું એ અલીબિરાદરોને ન પિછાન્યા બરોબર છે; એટલુંજ નહિ પણ હું એટલે સુધી કહું કે પોતાના દીનને ન ઓળખ્યા બરોબર છે.

કારણ, શું દરેક મજહબ એમ નથી શીખવતો કે આપણાં વ્હાલાંઓ બદનથી જ્યારે આપણાથી વિખૂટાં પડે છે ત્યારે પણ તેમનો આત્મા આપણી વચ્ચેજ વસે છે ? અલીબિરાદરોનો આત્મા તો આપણી વચ્ચે વસી રહ્યો છે જ; પણ સરકારને હાથે પકડાઇને તો તેઓ અત્યારે આપણી વચ્ચે રહીને આપણામાં પોતાની હિમ્મત, ઉમેદ અને તાકાત ભરી રહ્યા હોત તેના કરતાં પણ પોતાની એવી કુરબાનીથી કોમની વધુ ભારે ખિદમત કરી રહ્યા છે. અહિંસા અને અસહકારની ખૂબી, કુરબાનીથી જ આપણે આપણી મુરાદ હાસિલ કરવાના છીએ એ વાત જ્યારે આપણા દિલમાં ઠસી જશે, ત્યારે જ આપણને બરાબર સમજાય તેમ છે. ઇલ્કાબો, ધારાસભાઓ, અદાલતો અને મદ્રેસાઓનો ત્યાગ એ બધાં સાવ ન્હાનાં છતાં એવી કુરબાનીનાં જ પગલાં સિવાય બીજું શું છે ? એ શરૂઆતની કુરબાનીઓ આગળ ઉપરની જેલખાનાની જીંદગીની મુસીબતોની અગર તો આખર ફાંસીની કુરબાનગાહ પર ગરદન આપવાના અવ્વલ હકતાની તૈયારીઓ છે. આપણે જેમ વધારે કુરબાની કરીશું, આપણે જેટલી ઝાઝી સંખ્યામાં એવી કુરબાની કરવા બ્હાર પડીશું, તેટલા આપણે આપણી નેમની નજીક જતા જઇશું.

અને ગંજાવર સભાઓ, સરઘસો કે જુલૂસો નહિ પણ મૂંગે મ્હોંડે કરેલી કુરબાનીઓ જ આપણને ફતેહ અપાવશે, એ વાતને આપણે જેટલા જલદી અને વગરઅંદેશે સમજતા થઇ જઇશું તેટલા જલદી અને તેટલા વધુ ચોક્કસપણે કામિયાબ થઇશું.

તમારી લડતને મેં અપનાવી છે, કારણ હું માનું છું કે તમારી લડત નેક છે. તમારા સારામાં સારા આલિમો પાસેથી હું સમજ્યો છું કે ખિલાફત એ એક આદર્શ છે. તેને ખાતર તમે લડી રહ્યા છો; તમે કોઇ અન્યાય અગર અંધેરને ટકાવવાને ખાતર લડી રહ્યા નથી. તમે તુર્કોનો સાથ દઇ રહ્યા છો, કારણ આજે યૂરોપના લોકોમાં તુર્ક શરીફ લોક છે. હિંદુસ્તાનમાં તો આજે મુસલમાન શું કે હિંદુ શું, બન્ને નીતિબળમાં મોહતાજ છે એ વાતનો ઇન્કાર કરી શકાય એમ નથી. આપણે બન્ને કોમ આપઆપણા દીનના દુબળા નમૂના તરીકે હસ્તી ધરાવીએ છીએ. આપણામાંનો દરેક ખુદાનો સાચો બંદો નીવડે એવું કરવાને બદલે બીજાઓ આપણા દીનને દીપાવે અને આપણે માટે જાન કુરબાન કરે એવી ઉમેદો રાખનારા આપણે બન્યા છીએ !

પણ હવે આપણે જે રસ્તો પસંદ કર્યો છે તે ખુદાની તરફજ આપણું મ્હોં ફેરવવાને આપણામાંના દરેકને મજબૂર કરે છે. અસહકારમાં આપણે એમ માનીને જ ચાલીએ છીએ કે આપણી સામેનો પક્ષ જેની સામે આપણે અસહકાર માંડયો છે અને જે પોતાની ગેરમુરાદને બર લાવવા પર ઉતારૂ છે, તે તેટલા જ ગેરતરીકાઓથી આપણી જોડે કામ લેશે. આવી હાલતમાં સામાપક્ષની રીતોથી નિરાળી જ રીતો અખત્યાર કરીને જો આપણે કામ લઇશું તો ખુદાના પ્યારા બનીશું. આમ જાહેર કરવામાં આપણો મ્હોટો દાવો રહેલો છે અને જો આપણી કામ કરવાની રીતો સરકારની રીતોના કરતાં દેખીતી જ નિરાળી હશે તો આપણે મુકરર કીધેલી ટૂંક મુદતની અંદર આપણે જરૂર ફતેહ હાસિલ કરીશું.

આમ આપણી લડતની બુનિયાદ પૂરી અહિંસા છે. જ્યારે સરકારની આખરી પનાહ હિંસા છે. અને દુનિયામાં કોઈ પણ જોશ સામા જોશની જોડે ટકકર ખાધા વિના પેદા થતું નથી, તેથી

જો સરકારના જોશની સામે આપણે તેવું જ સામું જોશ નહિ ફેંકીએ તો આ સરકારને અટકી પડ્યા વિના બીજો રસ્તો નથી. પણ આને સારૂ આપણી અહિંસા જબાનમાં, દિલમાં તેમજ કામમાં સરખી જ સાચી હોવી જોઇએ. અહિંસાના નુસખાને તમે વખત વરતીને અખત્યાર કીધો હશે તો તેની ફિકર નહિ. તમારે માથે તો એટલી જ ફરજ છે કે જ્યાં સૂધી એ ઇલાજ ચાલુ છે ત્યાં સૂધી તમારે તે પર કાયમ રહેવું અને પોતીકા ઈમાનની ઉપર નજર રાખીને હિંસા કે ખૂનરેજીનો ખ્યાલ સરખો દિલમાં આવવા દેવો નહિ. ઉલટું આપણે અખત્યાર કીધેલા અહિંસાના કાર્યક્રમ ઉપર આપણા દિલમાં પૂરેપૂરો યકીન વસવો જોઇએ. હું ઇચ્છું છું કે એકેએક મુસલમાનભાઇ ગુસ્સાના હરેક મોકાપર પોતાના દિલ સાથે સમજી લે કે એક અહિંસાના જ ભરસા પર કાયમ રહીને આપણે આ વરસની અંદર પૂરી કામિયાબી હાસિલ કરી શકીએ એમ છીએ.

યાદ રાખવું કે આવી અહિંસા એ એક ખ્યાલી કાર્યક્રમ નથી. જરા ખ્યાલ કરો કે હિંદુઓને ન ગણીએ તો પણ એકલા સાત કરોડ મુસલમાનોના પણ એકસંપીથી કરેલા નિશ્ચયનો અર્થ શું થવા જાય ? જો બધા ખિતાબદારોએ પોતાના ખિતાબો છોડ્યા હોત, બધા વકીલોએ વકીલાત છોડી હોત, બધા વિદ્યાર્થીઓએ મદ્રેસાઓ અને કાઉન્સિલરોએ કાઉન્સિલો છોડી હોત, તો અત્યાર પહેલાં આપણે ક્યારનાયે ફતેહમંદ નીવડયા ન હોત શું ? પણ આપણામાં ઘણાયે એવા છે કે જેમનામાં કુરબાનીની તાકાત નથી એ વાતને આપણે ગણત્રીમાં લેવી જ રહી. મુસલમાન સાત કરોડ ગણાય છે અને હિંદુઓ બાવીસ કરોડ, પણ કસોટીમાં ઉતરે એવા સાચા મુસલમાન અને સાચા હિંદુ થોડા જ હશે. તેથી જો આપણે આપણા કામમાં પૂરા ફતેહમંદ નથી થયા તો તેનો સબબ આપણા પોતામાંજ રહેલો છે. અને જો આપણે દાવો કરીએ છીએ તેમ આપણી લડત મજહબી છે, જો આપણે દીનની ખાતર લડી રહ્યા છીએ, તો આપણે આપણા

પોતા સિવાય બીજા કોઈની પણ ઉપર સબૂરી ખોઈ ઉકળી ન ઉઠવું જોઇએ. આપસમાં એક બીજા પર પણ ગુસ્સો ન કરવો જોઇએ.

ખૂનરેજીને ઉત્તેજન આપવાના આરોપ વિષે અલી-ભાઇઓ હું જેટલો બેગુનાહ હોવાનો દાવો કરૂં છું તેટલા જ બેગુનાહ છે એ વિષે મ્હને તનિક પણ શક નથી. તેમની કુરબાની કેવળ બેદાગ છે. તેઓ તો દીને ઇસ્લામને ખાતર અને પોતાના મુલ્કને ખાતર પોતાથી બનતું બધું કરી છૂટ્યા છે. હવે જો આ વરસમાં ખિલાફત અને પંજાબનો ઇન્સાફ ન મળે અને સ્વરાજ ન સ્થપાય તો ગુન્હો તમારો અને મારો જ ગણાશે.

આપણે અહિંસાના પાબંદ રહીએ એનો અર્થ એ નથી કે આપણે કશું ન કરતાં હાથ જોડી બેસી રહીએ. આપણે અલીબિરા-દરોનાં ફોજી સિપાહીઓને લગતાં વચનોને ઠેકઠેકાણે વારંવાર જાહે-રપણે દુહરાવીએ અને કેદને નોતરીએ. આપણા સારામાં સારા લડવૈયાઓ વિના આપણી લડત ન ચાલી શકે એમ પણ આપણે ન માનીએ. જો તેવી રીતે લડત ચલાવવાની આપણામાં તાકાત ન હોય તો આપણે સ્વરાજને માટે લાયક નથી, ખિલાફત અને પંજા-બની દાદ મેળવવાને લાયક નથી. આપણે હજારો ઠેકાણેથી જાહેર કરવું જોઇએ કે કોઇ પણ હિંદુએ યા મુસલમાને ચાલૂ સરકારની સિપાહી તરીકે યા તો બીજા કોઇ પણ કામમાં નોકરી કરવી એ હરામ છે.

અને સૌથી વધુ તો આપણે પરદેશી કાપડનો પૂરેપૂરો બહિ-ષ્કાર કરવા પાછળ આપણી કુલ તાકાતને જમાવવી જોઇએ, પછી તે કાપડ માન્ચેસ્ટરની બનાવટનું હો, જાપાની હો, અમેરિકન હો, ફ્રેન્ચ હો યા બીજા કોઇ મુલ્કનું હો. અને આવા બહિષ્કારની સાથે જ આપણને જોઇતું કાપડ આપણે ત્યાં જ વણી લેવા આપણે હજુ ન કર્યા હોય તો દરેક ઘરમાં ચરખા અને સાળો ચાલૂ કરી

દેવાં જોઈએ. મુલ્કની આઝાદી અને ખિલાફતનો બચાવ બન્નેને વાસ્તે અહિંસાના રાહમાં આપણા યકીનની આ કસોટી ગણાશે. વળી હિન્દુ મુસલમાન વચ્ચેના સંપની પણ એ કસોટી ગણાશે અને આપણા પોતાના કાર્યક્રમ ઉપરના આપણા યકીનની પણ એ આમ કસોટી હશે. હું ફરી ફરીવાર મારો યકીન રજૂ કરીશ કે પરદેશી કાપડનો સદંતર બહિષ્કાર કરીને એક મહિનાની અંદર આપણે એખટકે આપણી મકસદ પાર ઉતારી શકીએ છીએ, કારણ તેટલું કર્યે આપણે એટલે દરજ્જે તાકાત ધરાવતા થઇ જઇશું કે જો કદિ ત્યાર પછી પણ આપણને કાનૂન તોડવાના પગલા પર જવું પડે તો તે વખતે આપણામાં ખૂનરેજીના જોસ્સાને કાબૂમાં રાખવાની તાકાત અને વિશ્વાસ આવી ગયાં હશે.

તેથી સરકારે તમો ભાઇઓને કરેલા ઉંડા જખમોને માટે મ્હારી પાસે અસહકાર અને તેના અમલરૂપે પરદેશી કાપડનો બહિષ્કાર અને આપણાં ઘરોમાં દેશી કાપડની પેદાશ એ સિવાય બીજો ચડિયાતો મલમ નથી.

લી૦ તમારો
દોસ્ત અને સાથી,
**મોહનદાસ કરમચંદ ગાંધી.**

બંગલોર/ડયા, તા. ૩ અકટોબર, ૧૯૨૧.

# એકાંતની વાત.

બ્રહ્મચર્યના પાલનને વિષે સવાલ કે સલાહ પૂછનારા મ્હારા ઉપર એટલા બધા કાગળો આવે છે અને આ વિષયમાં હું એવા આગ્રહી વિચાર ધરાવું છું કે મ્હને લાગે છે કે આપણા પ્રજાજીવનની હાલની અત્યંત કટોકટીની ઘડીએ મ્હારા અનુભવોથી વાચકવર્ગને મ્હારે અજ્ઞાત ન રાખવો ઘટે.

બ્રહ્મચર્ય એ સંસ્કૃત શબ્દ શાસ્ત્રોમાંથી આપણને મળેલો છે અને તેનો મહિમા આપણે બ્રહ્મચર્યનો જે સામાન્ય અર્થ કરીએ તેથી અનેકગણો વધારે ગવાએલો છે. બ્રહ્મચર્ય એટલે સર્વ ઈંદ્રિયો ઉપર સંપૂર્ણ કાબૂ. જે પૂર્ણ બ્રહ્મચારી છે તેને માટે આ સંસારમાં કશું અસાધ્ય નથી. પણ આ આદર્શ સ્થિતિ હોઈ તેટલે સુધી પહોંચેલાં માણસો જવલ્લે જ જોવામાં આવે છે. એને ભૂમિતિમાંની સરળ રેખાની ઉપમા આપી શકાય, જે માત્ર કલ્પનામાં જ રહે છે; પ્રત્યક્ષ કદિ નથી દોરી શકાતી. અને આમ છતાં એ એક મહ-

ત્ત્વની વ્યાખ્યા છે જે ભૂમિતિમાં ભારે ભાગ ભજવે છે. તે જ પ્રમાણે સંપૂર્ણ બ્રહ્મચારી ભલે કલ્પનામાં જ રહી શકતો હોય છતાં એને આપણે જો રાતદિવસ આપણી આંખ સામે ન રાખીએ તો આપણી સ્થિતિ સુકાન વગરના વહાણ જેવી થઇ પડે. એ કાલ્પનિક સ્થિતિને જેમ વધુ વધુ પહોંચવાનો પ્રયત્ન કરીશું તેમ તેમ આપણે સંપૂર્ણ થઇશું.

પણ આ વિશાળ અર્થને છોડી અત્યારે તો 'વીર્યરક્ષા'ના અર્થમાં જ બ્રહ્મચર્યની વાત કરવા ઇચ્છું છું. હું માનું છું કે મન, વાણી ને કર્મથી સંપૂર્ણ સંયમ પાળ્યા વિના આધ્યાત્મિક પૂર્ણતા પ્રાપ્ત ન જ થઈ શકે. અને જે પ્રજામાં આવાં સ્ત્રીપુરૂષો નથી એની અધોગતિ ચોકસ છે.

પણ એ સિદ્ધાંતને પણ જવા દઇને અહીંઆ તો હું આપણા રાષ્ટ્રીય ઉત્થાનની આ ઘડીની સ્થિતિએ એક અલ્પકાળના અનુષ્ઠાન તરીકે જ એની સર્વોપરી અગત્ય પ્રજાને ઠસાવવા મથી રહ્યો છું. દેશમાં આજે રોગ, દુષ્કાળ, દારિદ્ર્ય અને પ્રત્યક્ષ ભૂખમરો લાખો લોકને ભરખી રહ્યા છે. ગુલામીના ચક્રમાં આપણે એવા તો સૂક્ષ્મ રીતે દબાઇ રહ્યા છીએ કે આપણામાંના ઘણાને તો એની ઓળખ સરખી નથી રહી; ઉલટા આપણી અત્યારની આર્થિક, માનસિક અને નૈતિક અવનતિની સ્થિતિને તેઓ ઉન્નતિની સીઢી માની રહ્યા છે! હિન્દુસ્તાનને માથે લદાએલાં રાક્ષસી લશ્કરી ખરચો, લેંકેશાયરના અને બીજા બ્રિટિશ વેપારીઓના લાભની જ દૃષ્ટિ રાખીને ઇરાદાપૂર્વક બાંધવામાં આવેલું આ દેશનું આર્થિક ધોરણ, અને જુદાં જુદાં સરકારી ખાતાંઓ ચલાવવાની ઉડાઉ પદ્ધતિ—આ બધાથી હિન્દુસ્તાન એટલું નીચોવાય છે કે રોગાદિ સામે બાથ ભીડવા તેનામાં જોઇતી તાકાત નથી રહી. ગોખલેજીના શબ્દોમાં હાલની રાજપદ્ધતિએ પ્રજાની પ્રગતિને એટલે દરજ્જે સોરી નાંખી છે કે આપણામાંના ઉંચામાં ઉંચાને પણ નીચા નમવું પડે છે.

અમૃતસરમાં તો હિન્દને પેટે ચલાવવામાં આવ્યું! ઈરાદાપૂર્વક કરવામાં આવેલું પંજાબનું પ્રજાઅપમાન અને હિન્દી મુસલમાનોને આપવામાં આવેલાં વચનોનો બેશરમી અને ઉદ્ધતાઇભર્યો ભંગ, પ્રજાનાં નૈતિક દારિદ્રયનાં તાજાં ઉદાહરણ છે. એ આપણા અંતરાત્મા પર જ કાપ મૂકે છે. આ બે જુલમોને મૂંગે મ્હોડે આપણે સાંખી લીધા કે પ્રજા હતવીર્ય અને બાયલી કરી મૂકવાની ક્રિયા સંપૂર્ણ થઇ એમ સમજવું.

જેઓ આ બધું સમજે છે તેમને આવી અધોગતિના વાતાવરણની વચ્ચે આજે સંતાનની ઉત્પત્તિ કરવી એ શું લાજમ છે? જ્યાં સુધી આપણે લાચાર અને દીનહીન છીએ, રોગ અને દુષ્કાળથી ઘેરાએલા છીએ, ત્યાંસુધી સંતાન ઉત્પન્ન કરીને આપણે દેશમાં કેવળ ગુલામો અને અલ્પપ્રાણ માયકાંકલાઓની જ સંખ્યા વધારશું. જ્યાં સુધી હિન્દ સ્વતંત્ર ન થાય, ભૂખમરાથી ઉગરી ન જાય અને દુષ્કાળ, કૉલેરા, ઇન્ફ્લ્યુએન્ઝા, ચેપીરોગો ઈ. થી બચવાનાં જ્ઞાન તથા સાધન ન સંઘરી લે, ત્યાં સુધી સંતાન પેદા કરવાનો આપણને અધિકાર નથી. જન્મસંખ્યાની યાદીઓ મ્હારા વાંચવામાં આવે છે ત્યારે મ્હને જે દિલગીરી થાય છે તે હું વાચકવર્ગ આગળ છૂપાવી શકતો નથી. મરજીઆત સંયમ અખત્યાર કરીને પ્રજોત્પત્તિ મુલ્તવી રાખવાની પ્રજાને સલાહ આપવા બાબત મ્હેં વરસોનાં વરસ સુધી ચિંતવન કર્યું છે, અને હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે એવી સલાહ આજ પ્રજાને આપવામાં લેશમાત્ર નુકસાન નથી, ઉલટું એ જ અત્યારે ધર્મ છે. હિન્દુસ્તાન અત્યારે ત્હેની હાલની પ્રજાનું પણ ઘટતું પાલનપોષણ કરવા પૂરતાં સાધન વગરનું થઈ પડયું છે. અને એનું કારણ એ નથી કે એની પ્રજા વધી પડી છે; પણ હિન્દુસ્તાન આજે વિદેશીઓની ધૂંસરી તળે છે, અને એ વિદેશીઓના અંતરમાં એને દિવસે દિવસે વધુ અને વધુ ફોલી ખાવાની દાનત વિના બીજાું કશું નથી.

આ પ્રજોત્પત્તિ રોકવી કેમ કરીને? યૂરોપની ઢબે અનીતિના કે કૃત્રિમ ઉપાયો દ્વારા નહિ પણ આપણા જીવનને કેળવીને અને સંયમ પાળીને. માબાપોએ છોકરાંઓને બ્રહ્મચર્યપાલનના પાઠ આપવા ઘટે. હિન્દુ શાસ્ત્રાનુસાર છોકરાને વહેલામાં વહેલો ૨૫મે વરસે પરણાવી શકાય; જો હિન્દુસ્તાનની માતાઓને રુચી જાય કે છોકરાંઓને છોકરાછોકરીઓની ઉમ્મરમાં પરણાવવાં એ મહા પાપ છે તો આપણાં અરધાં લગ્નો આપોઆપ જ બંધ થઇ જાય તેમ છે. વળી આપણે ત્યાંની છોકરીઓ હિન્દુસ્તાન ઉષ્ણ દેશ હોવાથી વહેલી વયમાં આવે છે એ વહેમમાંથી પણ આપણે એકદમ ઉગરી જવું જોઇએ. આથી વધારે ખોટો બીજો કોઇ વહેમ મ્હેં જોયો નથી. હું હિંમતથી કહું છું કે હવાપાણીને યુવાવસ્થાની જોડે કશી લેવાદેવા નથી. અકાળે જુવાની આવી જાય છે તે આપણાં કુટુંબોમાં આજે જે માનસિક અને નૈતિક વાતાવરણ પ્રવર્તે છે તેને કારણે છે. માતાઓ અને ઘરનાં વડીલો નિર્દોષ છોકરાંઓનાં મન ઉપર બચપણથી જ અમુક વરસની ઉમ્મરે પહોંચતાં જ પરણવાની અગર સાસરે જવું પડવાની વાત ઠસાવવાને પોતાનો ધર્મ સમજે છે. બચપણથી જ—ક્યાંક ક્યાંક તો પારણામાંથી જ—એમનાં સગાઇ વેશવાળ કરી દેવામાં આવે છે! એમને જે રીતે તૈયાર કરેલો ખોરાક ખવડાવવા પીવડાવવામાં આવે છે, જે રીતે એમને પહેરાવવા ઓઢાડવામાં આવે છે, એ બધું એમનામાં વિકારોને વહેલા જાગૃત કરવામાં મદદ કરનારૂં હોય છે. આપણી પોતાની લ્હાવા લેવાની બગીતરા તૃપ્ત કરવા અગર આપણા મિથ્યાભિમાનને સંતોષવાની ખાતર આપણે છોકરાંઓને પુતળાં પુતળીઓને જેમ શણગારીએ છીએ. મ્હેં સંખ્યાબંધ છોકરાંઓને ઉછેર્યા છે અને જોયું છે કે છોકરાં તો તેમને ગમે તે જાતનાં કપડાંલત્તાં આપો તોપણ વગર હરકતે પહેરી લે છે અને પહેરીને રાજી થાય છે. આપણે એમને ખોરાકમાં અનેક જાતના મસાલા અને વસાણુંવાળી ગરમ ચીજો ખવડાવીએ છીએ. તે

પચાવવાની એમની શક્તિ તરફ આંધળા રહીએ છીએ. આનું સ્વાભાવિક પરિણામ એક જ આવી શકે: અકાળ યૌવન, અકાળ સંતતિ, અકાળ મૃત્યુ. માબાપના વર્તનનો વસ્તુપાઠ શીખવામાં છોકરાં વાર લગાડતાં નથી. તેમનો સ્વચ્છંદ છોકરાંઓને પૂરેપૂરાં નિરંકુશ બનવાને દાખલાની ગરજ સારે છે. અકાળે થતા દરેક સંતાનજન્મની વેળાએ કુટુંબમાં વધામણીઓ ખવાય છે, સાકરો વહેંચાય છે અને ખુશાલી ફેલાય છે! આવા વાતાવરણ વચ્ચે આપણામાંનો આજનો સ્વચ્છંદ પણ ઓછો જ છે એમ કોઇ કહે તો ખોટું નથી.

આપણને દેશના હિતની જોડે કશી નિસ્બત હોય, હિન્દુસ્તાન મજબૂત બાંધાનાં સુંદર અને કદાવર સ્ત્રીપુરૂષોની પ્રજા બને એવી આપણી ખાહિશ હોય, તો આપણે આજ સંપૂર્ણ સંયમ અખત્યાર કરી હાલ તુરતને માટે પ્રજોત્પત્તિ કરવી તદ્દન બંધ કરી દેવી જ જોઇએ એ વિષે મ્હને લેશ શંકા નથી. આ સલાહ હું નવાં પરણેલાં જોડાંઓને પણ આપું છું. એકાદ કામમાં ન જ પડવું એ તેમાં પડીને અટકવા કરતાં વધુ રહેલું છે. મદ્યમાંસમાં આજ સુધીની જીંદગી ગાળનારને સારૂ એ વસ્તુઓનો ત્યાગ જેટલો કઠણ છે તેટલો જેણે એનું સેવન કર્યું જ નથી એવાને માટે નથી. પડીને ઉભા થવું એના કરતાં ઉભા જ રહેવું એ અનંતગણું વધુ રહેલું છે. જેની વાસનાઓ તૃપ્ત થઇ ચૂકી છે એને જ સંયમનો ઉપદેશ કરવો ઘટે એ દલીલ ભૂલભરેલી છે. તેવી જ રીતે જે શરીરે જ દુર્બળ અને તવાઇ ગએલો છે તેને સંયમનો ઉપદેશ કરવામાં કશો અર્થ નથી. મ્હારો તો આગ્રહ જ એ છે કે આપણે જુવાન હોઇએ કે વૃદ્ધ, તૃપ્ત હોઇએ કે અતૃપ્ત, ગમે તે ભૂમિકા ઉપર હોઇએ તોપણ આપણી ગુલામીના વારસ પેદા કરતાં આજે આપણે એકદમ અટકી જવું જોઇએ.

બીજો એક મુદ્દો માબાપોને અહીં જ કહી લઉં. મિલ્કત ને ભોગવટો ને વારસો ને વંશ ને એ બધી ભ્રમણાઓની જાળમાં પ્રભુની ખાતર અત્યારે ફસાતા ના. પાપ કરતાં, સ્વચ્છંદમાં પડતાં પ્હેલાં મુહૂર્ત જોવાં, જોશ જોવડાવવા, ઢીલ કરવી અને અંતે ઉગરી જવું પણ સંયમનો નિશ્ચય કરવામાં, તેનું પાલન શરૂ કરી દેવામાં કોઈની ઘડી રાહ જોવી નહિ. આ સત્સિદ્ધાંત છે.

પ્રજા જે વખતે એક જબરદસ્ત સરકાર જોડે જીવલેણ લડતમાં ઉતરી છે તે વેળાએ તેની સામે મૂકવા આપણે આપણું શારીરિક, ભૌતિક, નૈતિક, આધ્યાત્મિક બધું જ બળ એકત્રિત કર્યે છૂટકો છે.

ઇષ્ટસિદ્ધિની ખાતર, જેને આપણે અત્યારે સૌથી વધુ કિંમતી ગણી તે સાધ્ય વસ્તુ મેળવવાની ખાતર, બીજી બધી વસ્તુઓને હોમી દીધા સિવાય ચાલવાનું નથી. આપણા ખાનગી જીવનને આમ શુદ્ધ કરી નિષ્પાપ અને પવિત્ર બનાવ્યા વિના ગુલામગીરી કોઇ કાળે આપણા કપાળમાંથી ભૂંસાવાની નથી. આજની સરકારને આપણે પાપી ગણીએ છીએ તેટલા ઉપરથી ખાનગી સદ્દગુણની બરાબરીમાં અંગ્રેજોને આપણા પ્રતિસ્પર્ધી માનવાનું જો આપણે છોડી દેશું, એમને તિરસ્કારીશું, તો ભારેમાં ભારે ભૂલ કરીશું. સ્વભાવસિદ્ધ સદ્દગુણોનો કશોયે ધાર્મિક આડંબર કર્યા વગર તેઓ બીજા નહિ તો શારીરિક ગુણો તો મ્હોટા પ્રમાણમાં પાળે છે જ. આ દેશના રાજકાજમાં ગુંથાએલા અંગ્રેજોમાં બ્રહ્મચર્ય પાળનારાં સ્રીપુરૂષોની સંખ્યા આપણા કરતાં વધારે છે. આપણામાં થોડીક જૈન સાધ્વીઓ કે જોગણો છે; તેમની કશી જ અસર આપણા રાજદ્વારી જીવનપર નથી. આ સિવાયની બ્રહ્મચારિણીઓ તો આપણામાં છે જ નહિ કહીએ તો ચાલે; ત્યારે યૂરોપમાં હજારો સ્રીઓ આ સદ્દગુણ એક સામાન્ય વસ્તુ તરીકે પાળતી મળી આવશે.

છેવટે થોડાક સાદા નિયમો વાચકોને માટે અહીંઆ આપીશ. આ નિયમો મારા એકલાના જ નહિ પણ મ્હારા અનેક સોબતીઓના જાતિઅનુભવ ઉપર બંધાયલા છે.

(૧) છોકરા તેમજ છોકરીઓને સાદી અને કુદરતી ઢબે તેઓ જીવનભર નિર્મળ રહેવાનાં છે એવી જ માન્યતામાં ઉછેરવાં.

(૨) સૌ કોઈએ મસાલા, મરચાં અને ગરમ વસાણુંનો ત્યાગ કરવો. ચરબીવાળા અને ભારે ખોરાક, ભારે મિષ્ટાન્ન, મિઠાઈ અને તળેલા પદાર્થો ખાવા છોડી દેવા.

(૩) પતિપત્નીએ જુદા જુદા ઓરડામાં સુવું અને એકાંત ટાળવી.

(૪) શરીર અને મન બન્નેને સતત્ અને સારા કાર્યમાં રોકેલાં રાખવાં.

(૫) 'રાતે વહેલા જે સૂઈ વહેલા ઉઠે વીર' એ નિયમનું કડક રીતે પાલન કરવું.

(૬) કોઇપણ જાતનું બિભત્સ અને હલકું સાહિત્ય ન વાંચવું. મલીન વિચારોનું ઓસડ નિર્મળ વિચારો છે.

(૭) નાટકો, સીનેમાઓ અને એવા મનોવિકારોને જાગૃત કરનારા તમાશાઓ જોવા નહિ.

(૮) સ્વપ્નાવસ્થા થાય તો તેથી ગભરાઇ ન જવું. આવું થાય તો તે વેળાએ તંદુરસ્ત માણસે ઠંડા પાણીથી ન્હાઇ લેવું એ સૌથી સુંદરમાં સુંદર ઈલાજ છે. પ્રસંગોપાત્ત સ્ત્રીસંગ એ સ્વપ્નાવસ્થાની સ્થિતિ સામે ઉપાય છે એ માન્યતા ખોટી છે.

(૯) સૌથી મહત્ત્વનું એ છે કે કોઇ પણ વ્યક્તિએ-પતિ-પત્ની વચ્ચે સુદ્ધાં-સંયમ અત્યંત અઘરો છે એમ માનવું નહિ. ઊલટું સૌકોઇએ સંયમને જીવનની સામાન્ય અને સ્વાભાવિક સ્થિતિ તરીકે માનીને ચાલવું જોઇએ.

(૧૦) રોજ ઊઠીને પવિત્રતા અને નિર્મળતાને માટે એકાગ્ર મનથી પ્રભુપ્રાર્થના કરવી. એથી આપણે દિનપ્રતિદિન નિર્મળ અને પવિત્ર બનતા જઇશું.

યંગઇન્ડિયા, તા. ૧૩ અક્ટોબર, ૧૯૨૦.

# કલકત્તામાં ભાષણ.

કલકત્તામાં તા. ૧૭ ડીસેમ્બર, ૧૯૨૦ ના રોજ મહાત્મા ગાંધીજીએ જે ભાષણ આપ્યું હતું તે સંપૂર્ણ નીચે ઉતાર્યું છે. અંગ્રેજીમાં ભાષણ કરવાની બૂમોનો જવાબ વાળતાં તેમણે જણાવ્યું—

## આપણી અધોગતિ.

ત્હમારામાંના આટલા બધા હિંદી ભાષા કે જે હિંદની રાષ્ટ્રભાષા થવાને નિર્માએલી છે અને તેથી જે ભાષામાં હિંદના જુદા જુદા પ્રાંતોના લોકોની બનેલી કોઇપણ સભા કે પરિષદ્ ભવિષ્યમાં પોતાનું કામકાજ ચલાવવાને બંધાએલી છે તેનાથી અજ્ઞાત છો એ જ બતાવી આપે છે કે આપણી અધોગતિ કેટલી હદ સુધી પહોંચેલી છે. આ એક જ વાત એ અધોગતિમાંથી આપણને ઉગારીને બ્હાર આણનાર અસહકારની પ્રવૃત્તિની સર્વોપરિ જરૂર સિદ્ધ કરવાને સારૂ પૂરતી છે. આ સરકાર હિંદુસ્તાનની આ મહા પ્રજાને અનેક

રસ્તે એ અધોગતિએ પહોંચાડવાનું કારણુ બની છે અને આજ આપસમાં એક થયા વગર અને તેવા થવા રાષ્ટ્રીય ભાષારૂપે પરસ્પર વચ્ચે વિચારવિનિમયનું એક સામાન્ય વાહન પ્રાપ્ત કર્યા વગર એ અધોગતિમાંથી ઉગરવાનો આપણે માટે બીજો રસ્તો નથી.

## અહિંસામય અસહકાર.

પણ એવા રાષ્ટ્રીય ભાષાવાહનની હિમાયત કરવા આજે અહીં હું તમારી સામે નથી ઉભો રહ્યો. હું તો આજે રાષ્ટ્રને ‘ અહિંસાત્મક અને ક્રમેક્રમે આગળ વધનારો અસહકાર ’ અખત્યાર કરવા વીનવવા ઉભો છું. આમાં મ્હેં જેટલા શબ્દોની યોજના કરી છે તેમાંના એકેએક સરખા જ મહત્વના અને જરૂરી છે, અને ‘અહિંસાત્મક’ તેમ જ ‘ ક્રમક્રમે આગળ વધનારો ’ એ બન્ને વિશેષણો પણ આખી વસ્તુના હાથપગ સમાન છે. મ્હારે મન તો અહિંસા એ ધર્મનું જ એક અંગ છે—સ્વધર્મ છે. પણ સંખ્યાબંધ મુસલમાનોને મન એ માત્ર એક સાધન છે. પણ સ્વધર્મ હોય કે સાધન માત્ર હોય—ગમે તે હોય તો પણ અહિંસા અને ખૂનામરકીના અભાવની સર્વોપરિ આવશ્યકતાને ઓળખ્યા સિવાય કરોડો હિન્દીઓના છૂટકારાનો કાર્યક્રમ પાર પાડવાની વાત સર્વથા અસંભવિત છે. ખૂનામરકી કદાચ ઘડીભરને માટે સફળતા મેળવવામાં ઉપયોગી થતી જણાય તોપણ લાંબે સરવાળે અંતે એ પોતાની બાજૂએ કશોજ લાભ દાખવી શકે એમ નથી. ઉલટું એવી ખૂનામરકીથી રાષ્ટ્રના સ્વમાનને તેમજ રાષ્ટ્રની ખાનદાનીને ભારે ધક્કો પહોંચે છે. સરકારી અહેવાલો ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે જેટલે દરજ્જે આપણે ખૂનામરકી બતાવી છે તેટલે દરજ્જે આ પણા ઉપરના લશ્કરી ખરચોના બોજા એકગણા નહિ પણ દસગણા વધ્યા છે. આપણી તકસીરને માટે આપણી ગુલામીની બેડીઓ વધારે સજ્જડ કરવામાં આવી છે અને હિંદમાંના બ્રિટિશ અમલનો ઇતિ-

હાસજ એ વાતનો પૂરાવો છે કે આપણે ખૂનામરકીમાં કોઇ દિવસ સફળતા નથી મેળવી શકયા. તેથી જ્યારે હું આપણને આટલે દરજ્જે નામર્દ બનાવી મૂકનાર સરકારની ઝૂંસરી ગરદન ઉપર રહે તેના કરતાં ઘડીભર ખૂનામરકી ચાલે તે પણ બરદાસ કરી લેવા રાજી છું એમ કહું છું ત્યારે સાથે સાથે તેટલાજ આગ્રહપૂર્વક હું એ પણ પ્રજાના મન ઉપર ઠસાવવા માગું છું કે ખૂનામરકી કરીને હિંદુસ્તાન કદિ પણ પોતાનો વારસો પાછો મેળવી શકનાર નથી.

## મારૂં આદર્શ સ્વરાજ્ય.

લૉર્ડ રોનાલ્ડશેએ મારૂં 'હિન્દસ્વરાજ્ય' વાંચીને મ્હારા દેશબંધુઓને ચેતવણી આપવા માંડી છે કે મ્હારા આદર્શ મુજબના સ્વરાજ્યની પ્રાપ્તિ માટેની લડતમાં ઝંપલાવતાં પહેલાં વિચાર કરવો. જો કે એ પુસ્તમાંનો એકપણ શબ્દ આજની ઘડીએ પણ પાછો ખેંચી લેવા હું તૈયાર નથી તોપણ મ્હારે કહેવું જોઇએ કે એ પુસ્તકમાં નિરૂપેલું સ્વરાજ્ય મેળવવા પછવાડે હું હિંદુસ્તાનની પ્રજાને આજે નથી દોરી રહ્યો—તેમાં બતાવેલી પદ્ધતિઓ અખત્યાર કરવા હું અત્યારે પ્રજાને નથી સમજાવી રહ્યો. એ માર્ગ પકડી શકે તો તો પ્રજા એક વરસમાં નહિ પણ એક જ દિવસમાં સ્વરાજ્ય ઘેર કરે એ વિષે મ્હને તલમાત્ર શંકા નથી. એટલુંજ નહિ પણ એ આદર્શ પ્રાપ્ત કરીને તો હિંદુસ્તાન આખી દુનિયામાં સર્વોપરિ બને. પણ હાલ તુરતને માટે તો એ આદર્શની વાત એક મનોરાજ્ય માત્ર છે. આજે તો હું માત્ર લોકોને પચે, લોકોને ગળે ઉતરે, એવો જ કાર્યક્રમ લોકોની આગળ અમલ કરવા માટે મૂકી રહ્યો છું. અદાલતો, ટપાલ, તાર અને રેલ્વેના નાશવાળું નહિ પણ માત્ર પાર્લમેન્ટની ઢબનું સ્વરાજ્ય જ મેળવવા લોકોને સમજાવી રહ્યો છું. જ્યાં સુધી આપણે આ સરકારની જોડેનો બધો સંબંધ તોડી નાંખવા તૈયાર નથી થયા, જ્યાં સુધી આપણે શાળાઓ દ્વારા, અદાલતો મારફત, કાઉન્સિલો માર-

ફ્રત, મુલ્કી અને લશ્કરી ખાતાંઓમાં તેમની નોકરી કરીને, કરો આપીને અને પરદેશી માલ લઇ દઇને તેમની જોડે સહકાર કરી રહ્યા છીએ–ત્યાં સુધી હું તમને એટલુંજ સ્વરાજ્ય મેળવવા મથવાનું કહી રહ્યો છું.

## 'ચડતા ક્રમનો' શા માટે ?

જે ક્ષણે પ્રજાને આ વાત વસી જશે અને અસહકાર જામશે તે જ ઘડીએ આ સરકાર તૂટી પડવાની એ સિદ્ધ વાત છે. જો આમ-પ્રજા એવા અસહકારના આખા કાર્યક્રમને માટે તૈયાર છે એમ મ્હેં જોયું હોત તો હું તેને તત્કાળ અમલમાં મૂકવાનું દેશને કહેતાં અચકાત નહિ. પણ હજુ અત્યારે કાયદાનો અમલ કરવા આવનાર સરકારી કર્મચારીઓ ઉપર આમપ્રજાને ગુસ્સાની મારી તૂટી પડતી અટકાવી શકાય એવું નથી; હજુ અત્યારે લશ્કરમાં આપણા ભાઇઓ કોઇ પણ જાતનો દંગોફિસાદ કર્યા વગર પોતાનાં હથિયાર હેઠાં મૂકી દઇ ઉભા રહે એવું નથી. જો એ સંભવતું હોત તો આજે જ–આ જ ઘડીએ–હું અસહકારનો આખો કાર્યક્રમ એકીવારે અમલમાં મૂકવાની પ્રજાને સલાહ આપત. પણ હજુ આપણે આમવર્ગ ઉપર એટલો કાબૂ નથી મેળવ્યો. આપણે રાષ્ટ્રના જીવનનાં કિંમતી વરસો નાહક અંગ્રેજી ભાષા ભણવા પાછળ બરબાદ કર્યાં છે, જે ભાષાના જ્ઞાનની આપણી સ્વતંત્રતા મેળવવાના કામમાં આપણને છાંટાભાર જરૂર નથી. એ બધાં વરસો આપણે શેક્સપીઅર અને મિલ્ટનમાંથી સ્વ-તંત્રતાને ઓળખતાં શીખવામાં, મિલનાં પુસ્તકોમાંથી સ્ફૂર્તિ મેળવ-વામાં વીતાવ્યાં–જે વસ્તુ આપણે ઘરમાં બેસીને પણ શીખી શકતા હતા. આમ આપણે પ્રજાવર્ગથી નોખા પડી આપણી જૂદી જાત બનાવી બેઠા છીએ. આપણે પશ્ચિમના પૂજારી બન્યા છીએ. આપણે છેલ્લાં ૩૫ વરસ કેળવણી લીધા છતાં તે કેળવણીનો ઉપયોગ જન-સમાજમાં ભળવામાં કરતાં શીખ્યા નથી. ઉંચી પાટે બેસીને તેઓ

ન સમજી શકે એવી ભાષામાં માત્ર ડહાપણ ડોળ્યાં કીધાં છે અને આજે આપણે જોઇએ છીએ કે મ્હોટા જનસમૂહોને અને મેળાવડાઓને આપણે વ્યવસ્થા જાળવીને હાથ નથી રાખી શકતા. વ્યવસ્થા અને તાલીમ તો સફળતાનો પ્રાણ છે. હવે તમે જોઇ શકશો કે શાં કારણોથી મ્હેં અસહકારના ઠરાવમાં ‘ ક્રમેક્રમે આગળ વધનારો ’ એવા શબ્દો દાખલ કર્યા છે. કશો અવિનય ન કરતાં હું તમારી આગળ કહેવા ઇચ્છું છું કે હાલના કોઈ પણ કેળવાએલા હિન્દીના કરતાં આમપ્રજાની નાડને હું વધારે ઓળખું છું. પ્રજા હજુ કર આપવાનું બંધ કરવાની હદ સૂધી જવા તૈયાર નથી થઇ. તેમનામાં હજુ તે સ્થિતિને પૂરતો થાય એટલો સંયમ નથી આવ્યો. જો તેમને હાથે કશી ખૂનખરાબી નહિ થાય એવી મ્હારી ખાત્રી થાય તો હું આજે જ તેમને કર આપતા બંધ થવાની સલાહ આપું અને પ્રજાના વખતની એક ઘડી પણ નકામી જવા ન દઉં. મ્હારે મન તો હિન્દુસ્તાનની સ્વતંત્રતા એ આજે સર્વ કંઇ થઇ પડી છે. ઇસ્લામની આઝાદી મ્હને તેટલી જ પ્યારી છે. તેથી આખો કાર્યક્રમ આજે જ અમલમાં મૂકવામાં અડચણ નથી એમ જો હું જોઉં તો એક ક્ષણનો પણ વિલંબ ન કરૂં.

## ‘ અહિંસાત્મક ’ શા માટે ?

આ સભામાં પ્યારા અને પૂજ્ય એવા કેટલાયે આગેવાનોને ગેરહાજર જોઇને મ્હને દુઃખ થાય છે. અહીં અત્યારે દેશની અમૂલ્ય સેવાઓ બજાવનાર સુરેન્દ્રનાથ બેનરજી ગાજી રહ્યા નથી. અને આજે જો કે આપણે એકબીજાથી ઉત્તર અને દક્ષિણ જેટલા દૂર છીએ, આપણી વચ્ચે તીવ્ર મતભેદ વર્ત્તી રહ્યો છે, તોપણ આપણા મતભેદોને ઘટતા સંયમપૂર્વકજ પ્રગટ કરવા ઘટે. હું તમને સિદ્ધાંતની બાબતમાં એક રતિભાર પણ જતું કરવા નથી કહેતો; હું તો માત્ર વાણીમાં તેમજ વર્ત્તનમાં સંપૂર્ણ અહિંસાનું પાલન કરવા કહી રહ્યો

છું. જો સરકારની જોડેના આપણા વર્તનમાં અહિંસા આવશ્યક છે, તો તે આપણા આગેવાનો જોડેના આપણા વહેવારમાં તો અવશ્ય અનેકગણી વધુ જરૂરી છે. અને તેથી જ થોડા રોજ ઉપર પૂર્વ બંગાળમાં આપણા જ લોકોએ કેટલાકોને સતાવ્યા એની હકીકત સાંભળીને મને પારાવાર દુઃખ થયું છે. ચૂંટણીઓ વખતે મત આપવા ગયેલા એક માણસના ત્યાં કાન કાપી લેવામાં આવ્યા અને બીજા એક ચૂંટણી માટે ઉભા રહેનારની પથારીમાં મેલું નાંખવામાં આવ્યુ! આ રીતે અસહકારનો કોઇ કાળે વિજય નથી થવાનો. જ્યાં સુધી સંપૂર્ણ સ્વતંત્રતાનું વાતાવરણ આપણે સર્વત્ર પેદા નહિ કરીએ, આપણી સ્વતંત્રતાના જેટલી જ આપણા વિરોધીઓની સ્વતંત્રતાને પણ કિંમતી માનતાં નહિ શીખીએ, ત્યાં સુધી એ વિજયી ન જ નીવડે. શ્રદ્ધાની, અંતરના નાદાની, વિચારની અને વર્તનની જે સ્વતંત્રતા આપણે માગીએ છીએ તે આપણે આપણા સામાવાળાઓને પણ આપવા તૈયાર રહેવું જોઇએ. અસહકાર એ આત્મશુદ્ધિનો માર્ગ છે; અને આપણે આપણાથી જૂદા પડનારાઓનાં અંતઃકરણ અને લાગણીઓને જગાડવા સતત્ પ્રયત્નવાન રહેવા છતાં તેમનો વાળ વાંકો ન કરવો જોઇએ. તાલીમ અને સંયમ આપણા વર્તનના પાયાના સિદ્ધાંતો છે અને તેથી કોઇ સામે કોઇપણ પ્રકારના જૂલમી સામાજિક બહિષ્કાર કરવા તરફ પણ ન પ્રેરાવા હું તમને વીનવું છું. આજ કારણથી દિલ્હીમાં એક મૈયતની પાયદત વિષે પણ અપમાન થએલું સાંભળી મ્હને અતિશય દુઃખ થયું અને મ્હને એમ જ લાગ્યું કે એવું અપમાન કરનારા જો અસહકારીઓ હોય તો તેમણે પોતાના વર્તનથી પોતાને અને પોતાના પંથને કલંક લગાડયું છે. હું ફરી ફરી કહું છું કે જૂલમ કે ખૂનખરાબીથી આપણે દેશની મુક્તિ નથી જ સાધી શકવાના.

## એક વર્ષમાં સ્વરાજ્ય.

પ્રજા તરફથી પૂરતો જવાબ મળે તો એક જ વરસમાં સ્વરાજ્ય ઘેર કરી શકાય એ કોંગ્રેસની વ્યાસપીઠ ઉપરથી મ્હેં મશ્કરીમાં નહોતું કહ્યું. એ વરસમાંથી ત્રણ મહિના વીતી ચૂકયા છે. જો આપણે સાચ ઉપર કુરબાન હોઇએ, વટના કટકા હોઇએ, રાષ્ટ્રને વફાદાર હોઇએ, રોજ દેશભક્તિનાં જે ભજનો ગાઇએ છીએ તે સાચા દિલથી ગાતાં હોઇએ, ગીતાજી અને કુરાનેશરીફને પ્રાણથી પ્યારાં ગણતા હોઇએ તો બાકીના નવ મહિનામાં આપણો કાર્યક્રમ પૂરો કરી બતાવીશું અને ઇસ્લામને, પંજાબને અને હિંદુસ્તાનને સ્વતંત્ર કરીશું.

કેળવાયલા વર્ગની સ્થિતિને ધ્યાનમાં લઇને જ મ્હેં એક વરસમાં પૂરો કરી શકાય એવો મર્યાદિત કાર્યક્રમ પ્રજા સમક્ષ મૂકેલો છે. આપણે કંઇક એવી જ ભ્રમણામાં પડેલા દેખાઇએ છીએ કે જાણે કાઉન્સિલો વગર આપણું ચાલી જ ન શકે, જાણે અદાલતો વગર કે સરકારી નિશાળો વગર આપણું ચાલી જ ન શકે. જે ક્ષણે આ ભ્રમણામાંથી આપણે ઉગરી જઇશું તે જ ક્ષણે આપણને સ્વરાજ્ય મળ્યું સમજજો. એક લાખ પ્રવાસી અંગ્રેજો ત્રીસ કરોડ પ્રજા પાસે પોતાનું ધાર્યું કરાવી શકે એ સરકાર અને પ્રજા બન્નેને સરખુંજ પાડનારૂં છે. અને તેઓ આમ પોતાનું ધાર્યું કરાવી શકે છે એનું રહસ્ય એ જ છે કે આપણામાં અંદર અંદર ભેદ અને કુસંપ પાથરીને તેમણે રાજ્ય કર્યું છે. ' ભેદ કરો અને રાજ કરો ' એ ભેદનીતિના પાયા ઉપર આ દેશમાં બ્રિટિશ સત્તા નભી રહી છે એ હ્યુમનું નિખાલસ કબૂલાતવચન હું કોઇ દિવસ ભૂલી શકયો નથી.

એથી જ આજ અસહકારની સફળતાને સારૂ હિંદુમુસલમાન એકતાને મ્હેં સૌથી વધારેમાં વધારે મહત્ત્વની વસ્તુ ગણી છે. એ પણ યાદ રાખવું જોઇએ કે એકતા કેવળ મ્હોંડાની કે કેવળ વાણી-આશાઇ જમેઉધાર ઉપર ખડી થએલી ન જ હોવી જોઇએ. એ તો હૃદયની વિશાળતા ઉપર, એકદિલીની ઓળખાણ ઉપર મંડાએલી

હોવી જોઇએ. જો હિંદુધર્મનું આપણે રક્ષણ ઈચ્છતા હોઇએ, તો ખુદાને ખાતર મુસલમાનોની જોડે આવા વાણીઆશાઇ હિસાબ કરવાના ખ્યાલને અંતરમાં સ્થાન આપતા ના. આટલા મહિના થયાં મો. શૌકતઅલીની સાથે હું ફરૂં છું પણ ગૌરક્ષા માટે એક શબ્દ સરખો હું તેમની આગળ નહિ બોલ્યો હોઉં. અલીબિરાદરો જોડે મારો માત્ર ખાનદાનીનો સંબંધ છે. મ્હારી ખાનદાની સામું હું જોઉં. હિંદુધર્મની ખાનદાની સામું હિંદુધર્મ જુએ. અને જો એની ખાનદાની એને કહે તો મુસલમાનો તરફ એ પોતાની ફરજ નિષ્કામભાવે બજાવે; એમાં કોઇ પણ જાતનું સારું કરવા તાકવું એ આપણને પાડનારૂં છે. શ્રદ્ધા રાખજો કે અજવાળું પોતાની પાછળ અજવાળાને જ લાવશે, અંધારાને નહિ. અને ઉચ્ચ અને નિર્મળ હેતુથી પ્રેરાઇને બતાવેલી ખાનદાની બમણું ઉમદા ફળ આપશે. ગાયનું રક્ષણ કરનારો તો એક પરમેશ્વરજ છે. આજે 'ગાયની રક્ષાનું શું'? એમ મ્હને ન પૂછો. હિંદના આત્મબળથી ઇસ્લામનું એક વાર રક્ષણ થવા દો; પછી એ સવાલ પૂછજો. આપણા દેશીરાજાઓને પૂછો, પોતાના અંગ્રેજ પરોણાઓની પરોણાગત કરવા તેઓ શું કરે છે? તેઓ તેમને ગોમાંસ અને દારૂ લાવીને નથી ધરાવતા? પ્હેલાં તેમને ગોવધ કરતા અટકાવો; પછી મુસલમાનો જોડે સારૂં કરવાનો વિચાર કરજો. અને આપણું પોતાનું ગાય અને તેના વંશ તરફ કેવું વર્તન છે? આપણું પોતાનું ઘર વ્યવસ્થાસર ન કરીએ અને અંગ્રેજોને હાથેથી ગાયને ન બચાવીએ ત્યાં સુધી મુસલમાનો આગળ ગાયની વકીલાત કરવાનો આપણને હક નથી પ્રાપ્ત થતો. એમને હાથેથી ગાયને બચાવવાનો રાજમાર્ગ એ જ છે કે આજ એમના સંકટને કાળે એમને વગર શરતે મદદ આપવી.

## પંજાબ.

એજ પ્રમાણે પંજાબના કિસ્સાથી આપણે શું શીખ્યા? આપણા એકપણ પંજાબીભાઇને જે દિવસે અમૃતસરની પેલી ગંદી ગલીમાં

પેટે ચાલવું પડયું તે દિવસે આખું હિંદુસ્તાન પેટે ચાલ્યું; જે દિવસે મનીઆંવાલાની એક પણ નિર્દોષ ઓરતનો ઘુંઘટ એક ઉદ્ધત અંગ્રેજ અમલદારને હાથે ખેંચાયો તેજ દિવસે હિંદના આખા સ્ત્રીવર્ગની ઇજ્જત પર હાથ નંખાયો; અને નાજુક વયનાં કુમળાં બાળકોને પંજાબમાં માર્શલ લૉ હેઠળ જ્યારે દિવસના ચાર ચાર વેળા ખરા બપોરના તડકામાં યુનિયન જૅકને સલામ કરવા પગેચાલતા જવા ફરજ પાડવામાં આવી અને જેને પરિણામે બે સાત સાત વરસનાં બાળકોએ પ્રાણ તજ્યા, તેજ દિવસે આખા હિંદુસ્તાનનાં બાળકો પર સિતમ ગુજર્યો. મ્હારે મન તો સરકાર આ બધાં પાપોનું પ્રાયશ્ચિત્ત ન કરે ત્યાં સુધી તેના આશ્રય હેઠળ ચાલતી શાળાકૉલેજોમાં ભણવું એ નરકયાતનાઓ ભોગવવા સમાન છે. આપણામાં સ્વમાન જેવી કોઇ વસ્તુ હોય તો જે સરકારની અદાલતોમાં પંજાબનાં સેંકડો નિર્દોષ માણસોને કેદની અને ફાંસીઓની સજા થઇ તેનું આપણે મ્હોં ન જોઇએ. એવી સરકારને સ્વેચ્છાએ મદદ કરવામાં અગર તેના તરફની મદદ સ્વીકારવામાં આપણે તેના ગુન્હાઓ અને પાપોના ભાગીદાર બનીએ છીએ.

હિન્દની સ્ત્રીઓ આ લડતનું આધ્યાત્મિક સ્વરૂપ અંતરદષ્ટિથીજ ઓળખી ગઇ છે. હજારો બ્હેનો ઠેકઠેકાણે અહિંસાત્મક અસહકારનો સંદેશો સાંભળવા ચાલી આવી છે અને સ્વરાજ્યની પ્રાપ્તિ અર્થે પોતાના શરીરપરનાં જરઝવેરાત મ્હને સોંપતી ગઇ છે. આ બધાં અલૌકિક દશ્યો જોયા પછી પણ એક વરસમાં સ્વરાજ્ય મળવાની સંભવિતતા હું જોઇ શકું એ શું આશ્ચર્ય છે ? હિંદની સ્ત્રીઓ તરફથી મળેલા આ અલૌકિક જવાબની હું ઓછી કિંમત આંકુ તો ઇશ્વરનો ચોર બનું, શ્રદ્ધાહીન પામર કહેવાઉં. વિદ્યાર્થીઓ પોતાનું કર્તવ્ય બજાવશે એ વિષે પણ મ્હને પૂરી ખાત્રી છે. અને આજ સુધી જાહેર જીવનને મોખરે રહેનાર આપણો વકીલવર્ગ પણ આ નવી જાગૃતિને ઓળખી ઘટતો જવાબ આપશે, એવી પ્રજા આશા રાખે જ.

## ઉપસંહાર.

મ્હેં કડવા શબ્દો કહ્યા છે, પણ તે મ્હેં બહુ વિચારપૂર્વક જ ઉચ્ચાર્યા છે. ઝેર કે વેરની લાગણીથી હું નથી ઉકળ્યો. અંગ્રેજોને હું મ્હારા દુશ્મન નથી માનતો. ઘણા અંગ્રેજો મ્હારા પરમ મિત્રો છે. પણ હું અત્યારે જે રીતે અંગ્રેજી સલ્તનત રચાયેલી છે તેનો કટ્ટો દુશ્મન છું ખરો. અને જો એક માણસની શક્તિ, એક મનુષ્યની તપસ્યા એ સલ્તનતનો નાશ કરવાને સમર્થ હોય તો હું જરૂર એનો એ ન સુધરે તો નાશ કરવા ઇચ્છું છું.

જે સલ્તનત અન્યાય અને દગાને ધર્મ માની રહી છે, તે તેના રખેપાઓ તોબા ન કરે તો દુનિયામાં રહેવાને લાયક નથી. અને તે સલ્તનતને ન્યાય કરવાની ફરજ પાડવાનું પ્રજાને સામર્થ્ય મેળવી આપનારા દિવ્ય અસ્ત્ર તરીકે જ અસહકારની ઉત્પત્તિ થઇ છે.

મ્હને તો પૂરી ઉમેદ છે કે બંગાળ આ આત્મશુદ્ધિની હીલચાલમાં પૂરેપૂરો ભાગ ભજવશે. જ્યારે આખું હિંદ ઉંઘતું હતું ત્યારે બંગાળે સ્વદેશી અને રાષ્ટ્રીય શિક્ષણનો શંખનાદ કરેલો. આજે આત્મશુદ્ધિ અને બલિદાન આપીને સ્વરાજ્ય હાસિલ કરવાની અને ખિલાફત તેમજ પંજાબની બાબતમાં ન્યાય મેળવવાની આ લડતમાં પણ મ્હને પૂરેપૂરી ઉમેદ છે કે એ જ બંગાળ પોતાનો મોખરો નહિ છોડે.

# જાહેરાતની બીક.

હિંદુસ્તાનને વળગેલા અતિ દુષ્ટ રોગોમાંનો એક આપણામાંની જાહેરપણાની બીક છે. 'ભીંતને પણ કાન છે' કહી કોઈ કાલ્પનિક ભાવિસંકટથી ડર્યા કરીને આપણે બધી વાતો એકબીજાના કાનમાં મ્હોં ઘાલીને કરીએ છીએ. આ હીન વસ્તુને બંગાળમાં મ્હેં જેટલા દુઃખદાયી પ્રમાણમાં અનુભવી તેટલી બીજે ક્યાંયે નથી જોઇ. ત્યાં દરેક માણસ તમારી જોડે 'ખાનગી'માં જ વાત કરવા ઇચ્છે છે. નિર્દોષ નૌજવાનોને વાતચીત શરૂ કરતા પ્હેલાં પોતાની વાત કોઇ ત્રીજું તો નથી સાંભળતું એ આશંકાએ આજુબાજુ નિહાળીને જોઇ લેતા ભાળીને મ્હને અત્યંત ખેદ થયો છે. ત્યાં દરેક અજાણ્યો માણસ છૂપી પોલીસનો મનાય છે. અજાણ્યા માણસોથી સાવધાન રહેવા મ્હને ચેતવણી ઉપર ચેતવણીઓ મળી છે. અને શહેર (કલકત્તા) માં મળેલી વિદ્યાર્થીઓની સભાનું પ્રમુખસ્થાન લેનાર વિદ્યાર્થી પણ છૂપી-પોલીસ ખાતાનો જ માણસ હતો એમ મ્હેં સાંભળ્યું ત્યારે તો મ્હારા

દુઃખનો પાર જ રહ્યો નહિ. વળી ઓછામાં ઓછા બે આગેવાન લોક-નેતાઓનાં નામ સરકારના છૂપા જાસૂસ હોવા તરીકે લેવાયાનું તો મ્હને બરાબર યાદ છે.

પ્રભુનો પાડ છે કે હું તો આજ વરસો થયાં મ્હારાં વ્યવ-હારમાં—અને તેમાંયે રાજ્યપ્રકરણી બાબતોમાં તો ખાસ—છૂપાપણાને અને ખાનગીને ચોખ્ખું પાપ માનતાં શીખ્યો છું જો આપણે પરમેશ્વરને આપણા એકેએક વ્યવહારનો સાક્ષી સમજીએ છીએ તો આ પૃથ્વીતલ ઉપર આપણે કોઇથી કોઇપણ વાતમાં ડરવાનું પ્રયો-જન છે જ નહિ. કારણ કે આપણા કિરતારની હાજરીમાં આપણે મેલા વિચાર બોલવા તો દૂર રહ્યા, કરી પણ કેમ શકીએ ?

મેલી વાત જ અંધારૂં અને ગોપન શોધે છે. મનુષ્યસ્વભાવ મેલને જ ઢાંકવા—છૂપાવવા—તરફ છે. આપણે મેલી ચીજને અડકવા કે જોવા નથી ઇચ્છતા, આપણે એને આંખથી અળગી કરવા ઉત્સુક રહીએ છીએ. એજ નિયમ આપણી વાણીમાં હોવો જોઇએ. હું તો કહું છું કે આપણે જે વિચારોને દુનિયાની નજરથી છુપાવવા માગીએ એવા વિચારો કરવા જ ન જોઇએ.

આ જાહેરપણાની બીકે આપણામાં નામર્દાઇ આણી છે અને આપણી વાણીને દ્વિઅર્થી બનાવી દીધી છે. પ્રજાના શરી-રમાં દુષ્ટમાં દુષ્ટ ક્ષય રોગની પેરે ઘર કરી બેઠેલા આ છૂપી પોલીસ-ખાતાને દફનાવવાને ટુંકામાં ટુંકો રસ્તો એ જ છે કે આપણે મનના વિચાર પણ મ્હોટેથી કરતાં શીખવું, આપણા એકેએક વિચાર બોલતા થઇ જવું, કોઇની પણ જોડે 'ખાનગી' માં વાત કરવા ના પાડવી અને છૂપી પોલીસની બધી બીક છોડી દેવી. એ જાણે છે જ નહિ એમ જ માનીને ચાલવું. અને હરકોઇને આપણા બધા જ વિચારો અને બધા જ કાર્યક્રમો જાણવાના અધિકારી માનવા. મ્હને અનુભવ છે કે મ્હારા ભારેમાં ભારે વિચારો અને કાર્યો મ્હેં જાહેર રીતે—ખુલ્લા અજવાળામાં—ઘડીને સુંદરમાં સુંદર પરિણામો નિપજાવ્યાં છે. મ્હારી

બાજૂએ ડિટેક્ટિવોને બેઠેલા જોઇને હું કદિ એક ક્ષણ પણ ગભરાયો નથી. પ્રજા કદાચ નહિ પણ જાણતી હોય કે મ્હારા હિંદુસ્તાનમાંના આખા વસવાટ દરમ્યાન છૂપી પોલીસ હમેશાં મારી પછવાડે રહેતી આવી છે. પણ એથી મારા મને કદિ ત્રાસ નથી માન્યો; એટલું જ નહિ પણ એવા માણસો પાસેથી વગરસંકોચે મેં મિત્રભાવે આપેલાં કામકાજ પણ લીધાં છે. કેટલાઓએ મારી પાછળ રહેવું પડવા માટે મારી માફી માગી હશે. સામાન્ય રીતે આવા લોકોની હાજરીમાં આજસૂધીમાં હું જે જે કાંઇ બોલ્યો હોઇશ તે બધુંજ દુનિયાને જાહેર થઇ ચૂક્યું છે. પરિણામે આજે એવી સ્થિતિ આવી ગઇ છે કે એ લોકો મારી આસપાસ છે કે નહિ એ પણ મારા ધ્યાનમાં નથી હોતું. આમ મારી હીલચાલ ઉપર દેખરેખ કરવા આવું છૂપું ખાતું રોકવામાં આજ સરકાર કેટલું ડહાપણ વાપરી રહી છે એ હું નથી કહી શકતો. મને લાગે છે કે આ લોકો માત્ર શિરસ્તાની રૂએ મારી જોડે ફરે છે. મને પોતાને તો એમનો છાંટાભાર ત્રાસ નથી થતો.

આ મારા અનુભવની હું બંગાળના તેમજ આખા હિંદુસ્તાનના પ્રત્યેક નૌજવાનોને ભેટ કરૂં છું. આમાં કોઇએ એમ માનવાનું કારણ નથી કે મારી સ્પષ્ટતા નહિ પણ મારો દેશમાંનો દરજ્જો મને પોલીસના ત્રાસમાંથી બચાવે છે. જે ઘડીએ તમે છૂપા પોલીસથી ગભરાવાનું છોડીને એ રીતે એને છૂપા જાસૂસ તરીકે ગણવાની જ ના પાડશો તે જ ક્ષણેથી તેની હાજરીનો તમને ત્રાસ લાગવો બંધ થશે એ સમજવું કઠણ નથી. આમ કાંતો થોડા જ વખતમાં સરકારને જ પોતાના છૂપા જાસૂસખાતાની શરમ આવશે અથવા તેમ નહિ તો એ છૂપી પોલીસનાં માણસો જ એવા નાહકના અને નિરર્થક ધંધાથી કંટાળશે.

અસહકાર એ આત્મશુદ્ધિનો માર્ગ છે. રોગના ઇલાજ કરતાં રોગનાં મૂળ તરફ એ વધારે લક્ષ આપે છે. છૂપી પોલીસખાતાની

નીપજ આપણી ગોપનપ્રિયતામાંથી થએલી છે. એ છૂપાપણાનો વાળીચોળીને ત્યાગ કરી દેવાથી જાસૂસખાતું એની મેળે જ બંધ પડશે. છાપાનો કાયદો આપણામાંની આ નામર્દાઇના રોગની જ એક નિશાની છે. જો આપણે આપણા ઇરાદાઓ જાહેરપણે બેધડક બોલતા થઇ જઇશું તો છાપાનો કાયદો એમનોએમ સૂકાઇ જશે. પ્હેલ કરનારાઓએ અલબત્ત સાહસ ખેડવું પડશે અને સહન કરવું પડશે. મેં સાંભળ્યું કે કલકત્તાના 'સર્વંટ' પત્રની ઉપર 'યંગઇન્ડિયા'માંથી શ્રી. રાજગોપાલાચારીએ મતદારોને ઉદ્દેશીને લખેલી સુંદર સૂચનાઓવાળો લેખ પોતાના પત્રમાં છાપ્યાના ગુન્હાને સારૂ પ્રેસ ઍક્ટની રૂએ નોટીસ બજાવાઇ છે. મેં એ પણ જોયું કે મારા *કલકત્તાના ભાષણમાંના સૌથી મુદ્દાના ભાગો ત્યાંનાં ઘણાંખરાં છાપાંઓએ—અલબત્ત સેન્સરની બીકે જ—છાપવા છોડી દીધા છે. હું તો જો કોઇ પત્રનો તંત્રી પોતે જે વિચારો પસંદ કરતો હોય અગર પ્રકટ કરવા ઇચ્છતો હોય તે છૂટથી—પરિણામની કશી બીક રાખ્યા વગર—છાપી ન શકતો હોય તો એવા વર્તમાનપત્રને જ સાફ બંધ કરી દેવું જ હજાર દરજ્જે વધુ પસંદ કરૂં.

અસહકારની પ્રવૃત્તિ વર્ત્તમાનપત્રો તરફથી તેને મળનારી મદદનો ભલે ખુશીથી ઉપયોગ કરી લેતી હોય છતાં વસ્તુતઃ તે વર્ત્તમાનપત્રોથી સ્વતંત્ર છે; સ્વતંત્ર રહેવી જોઇએ. આજે આપણે જે વિચારો છાપી રહ્યા છીએ તે ન છૂટકે જ છાપવા દેવામાં આવે છે એમાં તો જાણે શંકાજ નથી. અને એ વિચારોનો પ્રચાર પરિણામકારક નીવડવા લાગ્યો છે એમ જે ઘડીએ સરકાર જોશે તે જ ઘડીએ પોતાના જાનની ખાતર તેને અટકાવવાને તે જીવ સટોસટનો પ્રયત્ન કરશે, એ દેખીતું છે. આ સરકાર કે કોઇપણ સરકાર આપઘાત કરવા તૈયાર થાય એવી અપેક્ષા તો આપણે કેવી રીતે રાખીએ જ ! એણે

* કલકત્તામાં ભાષણ, પૃષ્ઠ ૭૨૫.

હોતો સુધરવું રહ્યું નહિ તો પોતાની આણ ન માનનારાઓને એણે દાબી દેવા રહ્યા.

સામાન્ય રીતે આપણેત્યાંના જેવી આપખુદ જૂલમી સરકારના અમલ હેઠળ તેનામાં સુધારણા થવાની અપેક્ષા રાખવા કરતાં તેના તરફથી દબાણ અને જુલમની અપેક્ષા જ આપણે પ્હેલી રાખવી ઘટે. સરકારને પશ્ચાત્તાપ કરાવવા નહિ તો તેની જડ ઉખેડવા માગનારા વિચારોનો પ્રચાર અટકાવવાનું પગલું તો સરકારના શસ્ત્રાગારમાંનું એક સામાન્યમાં સામાન્ય શસ્ત્ર ગણાય. એ વાપરતાં સરકાર કદિયે આંચકો નથી ખાવાની એમ માનીને આપણે ચાલવું ઘટે. આ સ્થિતિ વચ્ચે જો એકએક છાપાવાળાઓ નિર્ભય બની જઇ પરિણામની છાંટાભાર દરકાર ન કરતાં આવા વિચારોને પ્રકટ કરવાનો—કોઇ વાર આવા વિચારોની પોતે વિરૂદ્ધ હોય તોપણ છાપાના જાપાતાના કાયદાને ન ગણકારીને કેવળ છાપાનું છૂટાપણું સિદ્ધ કરવાની ખાતર પણ—નિર્ધાર ન કરે તો અને ત્યાં સુધી આપણા વિચારોનો પ્રચાર ચાલૂ રાખવાના અને તે અટકવા ન દેવાના માર્ગ આપણે શોધવા જોઇએ. પ્રજાને આપવા સારૂ જેની પાસે નવા વિચાર છે અગર તો હિન્દુસ્તાનના રોગને માટે જેને કોઇપણ અકસીર ઇલાજ કે જૂટી જડી છે એવો કોઇ પણ તંત્રી પોતાના એ વિચારને રહેજે લખી કહાડી શકે; બીજા સો માણસો તેની નકલો કરી શકે; અને બીજા અનેક લોકો હજારો લોકોને તે વાંચી સંભળાવી શકે. આમ ઓછામાં ઓછું અસહકારવાદી છાપાંવાળાઓ તરફથી તો હું એટલી આશા રાખીજ રહ્યો છું કે તેઓ પ્રેસઍક્ટની બધી બીક છોડીને—પ્રેસઍક્ટ જાણે છે જ નહિ એમજ માનતા રહીને—પોતાના સર્વ વિચારો છૂટથી અને પૂરેપૂરી સ્વતંત્રતાપૂર્વક પ્રકટ કરવામાં બિલકુલ નહિ અચકાય અને પોતાના વિચારોને છૂપાવી રાખવાને મહાપાપ સમજશે. એ રીતે પોતાના વિચારોને ગુંગળાવનારૂં છાપું ચલાવવું

એ પોતાની શક્તિઓની કેવળ બરબાદી કર્યા સમાન છે. વર્તમાન-પત્રના સંપાદકે પોતાના સારામાં સારા વિચારો ઉપર એવો દાબ કબૂલ રાખવો એ સંપાદકના ધંધા ઉપર પાણી ફેરવવા સમાન છે.

*યંગઇન્ડિયા*, તા. ૨૨ ડીસેમ્બર, ૧૯૨૦.

## 'એક ડગલું બસ થાય'.

ભલા મિ. સ્ટોકસ આજે કેટલાંક વરસ થયાં હિમાલયના પહાડી પ્રદેશમાં વસનારા એક ધાર્મિક ખ્રિસ્તી છે. અસહકારની પ્રવૃત્તિનો તેઓ લક્ષપૂર્વક અભ્યાસ કરી રહ્યા છે. થોડા વખત ઉપર કલકત્તાનાં છાપાઓમાં તેમણે અસહકાર વિષે ત્રણ લેખો લખ્યા. અસહકાર નૈતિક શસ્ત્ર તરીકે તેમને માન્ય છે, પણ એવી પ્રવૃત્તિ સંપૂર્ણ રીતે ફતેહમંદ નીવડે તો અંગ્રેજોને હિંદુસ્તાન ખાલી કરવું પડે અને એવું થવા વખત આવે તો હિંદુસ્તાનની શી ગત થાય એ ચિંતા એમને ભારે વ્યાકુળ કરી મૂકે છે. તેવો વિચાર આવતાંની સાથે એમની આંખ સામે હિંદની સરહદ ઉપર અફઘાનોનાં ધાડાં ચડી આવતાં અને ઉત્તરની બાજુએથી નેપાળી ગુરખાઓનાં ટોળાં હિંદને લૂંટતાં રંજાડતાં તરવરવા માંડે છે. હું તો આ બધી કાલ્પનિક ચિંતાઓના જવાબમાં કાર્ડિનલ ન્યુમનની પેઠે એટલું જ કહી

સંતોષ માનું છું કેઃ—

> ‘દૂર દેશ જોવા લોભ લગીર ન,
> એક ડગલું બસ થાય—
> મ્હારે એક ડગલું બસ થાય.’

અસહકારની પ્રવૃત્તિ ધાર્મિક પાયા ઉપર મંડાએલી છે. ઈશ્વરથી ડરીને ચાલનારા માણસનો સર્વોપરિ ધર્મ એટલોજ છે કે પાપથી ન્હાસીને દૂર જવું. એમાં પરિણામનો વિચાર બિલકુલ આડે આવવા જ ન દેવો જોઇએ. સત્કાર્યનું ફળ હમેશાં શુભ જ આવે, બીજું આવી શકે જ નહિ, એવી એને અચલિત શ્રદ્ધા હોય. એજ મ્હારે મન ગીતાના નિષ્કામ કર્મવાદનો પણ મર્મ છે. ઈશ્વર માણુસને ભવિષ્યમાં ડોકીઉં કરી જોવા નથી દેતો. એણે તો સત્યને જ શ્રદ્ધાપૂર્વક અનુસર્યા કરવું રહ્યું; પછી એવા અનુસરણમાં જીવનું જોખમ પણ ભલે હોય. એ જાણે છે કે સ્વધર્મના માર્ગમાં મરણ પણ શ્રેયસ્કર છે, શેતાનને વેચાઇને જીવવા કરતાં મરણ હજાર દરજ્જે બહેતર છે. માટે જે જે કોઇ માને છે કે આ સરકાર શેતાનના પથની પ્રતિનિધિ છે તેને માટે એ સરકારનો સંગ તજી અળગા થયા સિવાય બીજો રસ્તો નથી.

છતાં વાદને ખાતર ઘડીભર માની લઇએ કે અંગ્રેજો હિંદુસ્તાન તજી ગયા અને હિંદુસ્તાનમાં અશુભમાં અશુભ સ્થિતિ ઉભી થઇ. એ દશામાં પઠાણોએ કે ગુરખાઓએ હિંદપર ચઢાઇ કરી અગર લૂંટફાટ કરી એમ માનીએ તો શું એ એટલી બધી કલ્પના બહારની અસંભવ વસ્તુ છે? મ્હારે હિસાબે તો અત્યારે સરકાર હિંદુસ્તાનનો જે શારીરિક અને નૈતિક શક્તિપાત અહોરાત્ર કરી રહી છે તેને મુકાબલે એ સ્થિતિમાં પડાણો કે ગુરખાઓનાં એવાં ચાર દહાડાનાં ધીંગાણાંની સામે થવા આપણે અવશ્ય વધુ સમર્થ હોઇશું. મિ. સ્ટોક્સ શરીરબળનો નિષેધ માનતા જણાતા નથી. એ હિસાબે તો એક થએલા હિંદના રજપૂત, શીખ અને મુસલમાન યોદ્ધાઓના

સામટા બળને એક દિશાનાં કે ચોમેરથી ચડી આવનારાં લૂંટારાઓનાં ધાડાંઓ સામે સફળતાપૂર્વક થઇ શકવા પૂરતું શ્રેય જરૂર આપી શકાય. છતાં એથીયે અશુભ કલ્પી લઇએ, અશુભમાં અશુભ કલ્પીએ કે જાપાન બંગાળના ઉપસાગરમાંથી આવી લાગે, ગુરખાઓ ઉત્તરમાંથી ઉતરી પડે, અને પઠાણોનાં ધાડાં વાયવ્ય સરહદો પરથી ચડી આવે. એ સ્થિતિમાં પણ કાંતો અમે તેમને મારી હઠાવશું અને નહિ હઠાવી શકીએ તો તેમની જોડે શરતો કરી લઇશું અને વ્હેલામાં વ્હેલી તકે હાંકી કહાડશું. ગમે તેમ કરીશું તોયે આજની નાદારી અને આ પાપી રાજ્યની ગુલામગીરીના કરતાં તો તે વખતનો ગમે તેવો રસ્તો વધારે જ મર્દાનગીભર્યો હશે એ વિષે મારા મનમાં કશો જ શક નથી.

પણ એવું અશુભ કલ્પવાની હું ના પાડું છું. મિ. સ્ટોકસ કહે છે તેમ અસહકારની પ્રવૃત્તિ સફળ થાય—એ સફળ થાય એમ માની લઇનેજ મિ. સ્ટોકસે ઉપલી બધી બીકનું ચિત્ર ખડું કર્યું છે—તો તો અંગ્રેજો અહીં રહે કે જાય, જે કાંઈ કરશે તે બધું મીઠે મ્હોડે, મિત્ર તરીકે, બે ભાગીદારો વચ્ચે કરારનો અમલ થાય તેવી રીતે, રીતસર અને વ્યવસ્થાપૂર્વક કરવાના. મનુષ્યસ્વભાવમાં રહેલી કુદરતી સાલસાઇમાં—પછી તે અંગ્રેજોમાં જોવા જાઓ કે બીજી કોઈ પણ જાતિમાં હજુયે મને શ્રદ્ધા છે. અંગ્રેજો 'રાતલઇને' અહીંથી ભાગે અને સવારમાં ઉઠતાં આપણને વૈદરભીની પેઠે વલવલવાનો વારો આવે એ હું નથી માનતો.

વળી ગુરખાઓ કે અફઘાનો પણ ન્યાયની કે નીતિની વાત કાને પણ ન ધરનારા કે તેની અભડછેટ માનનારા ચોરલૂંટારા છે અગર તો એમની પણ આત્મશુદ્ધિ કરવાના પ્રયત્નને કશો જવાબ વાળવાની શક્તિ વગરનાં જડ પ્રાણીઓ છે, એમ પણ મારે શા સારૂ માની લેવું? જો હિંદ પોતાની પુરાણી ધાર્મિકતા પાછી જીવનમાં

આણી શકશે તો તેની પડોશી કોમો ઉપર પણ તેની અસર પડવાની જ. તે આ અશક્ત પણ ગરીબ પહાડી કોમોના ઉદ્ધારના માર્ગ શોધવામાં રસ લેતું થશે અને તેમનાથી ડરીને નહિ પણ પડોશી તરીકે પોતાનો ધર્મ સમજીને પ્રસંગ પડ્યે તેમને ચાર દહાડા પાળશે પોષશે. જાપાનની જોડે તો તેણે અંગ્રેજોની સાથે સાથેજ હિસાબ કરી લીધો હશે. હિંદ જાપાનમાં બનનારી એક પણ વસ્તુ વાપરવાને પાપ માનતું થઈ ગયું હશે એટલે જાપાન હિંદ ઉપર સવારી કરવાનો ખ્યાલ સરખો મનમાં નહિ લાવે. હિંદને ખાવાપીવા અને પહેરવા પૂરતું છે. આપણે પરદેશોપર આધાર રાખતા બનીને તેમનામાં આપણે માટે લોભ અને તૃષ્ણા પેદા કરીએ તો જ તેમને આપણા ઉપર ચડાઇ કરવાનું આપણે કારણ આપીએ. એથી કોઈ પણ દેશના આશ્રિત બનવાનું છોડી દઇએ એટલે બસ.

આમ અંતે હિંદ અહિંસાથી સફળ થવા નિર્માયું હો કે હિંસાથી ગમે તે સ્થિતિમાં પણ આપણું ભવિષ્ય મિ૦ સ્ટોકસને દેખાય છે તેટલું શોચનીય નથીજ. અને મારે મન તો એવું ગમે તે ભવિષ્ય પણ અત્યારની નામર્દાઈ અને નાદારીની હાલતનાં કરતાં તો ઓછું જ કાળું હશે. તેથી આપણે ઉઠાવેલી અહિંસા અને આપભોગની આ ખુલ્લી અને સંપૂર્ણ ખાનદાનીભરી લડતમાં શ્રદ્ધાપૂર્વક નિર્ભય અને અડગ બનીને આગળ ધપ્યાં જવા જેવો ઉત્તમ બીજો એકે રસ્તો આપણે માટે નથી એમજ મારું મન સાક્ષી પૂરે છે.

યંગઇન્ડિઆ, તા. ૨૯ ડીસેમ્બર, ૧૯૨૦.

# કવિની ચિંતા.

કવિવર રવીન્દ્રનાથને લૉર્ડ હાર્ડિંજે એશિયાના કવિશ્રેષ્ઠ કહ્યા અને આજે તે લગભગ દુનિયાના કવિશિરોમણિ થયા છે અગર તો થતા જાય છે એમ કહેવામાં હરકત નથી. કવિની અત્યારને સમયે હિન્દુસ્તાનને સારૂ મ્હોટામાં મ્હોટી સેવા કઈ હોય ? અલબત્ત, તેમનાં કાવ્યો દ્વારા હિન્દુસ્તાનનો સંદેશો દુનિયાને સમજાવવાનું કાર્ય. કવિ આ વસ્તુ બરાબર સમજે છે તેથી જ તેમને કાળજી છે કે હિન્દુસ્તાનને નામે આજે કોઇ જાતનો ખોટો કે નબળાઇભર્યો સંદેશો દુનિયાને પહોંચે નહિ. આમ સ્વાભાવિક રીતે જ એમને હિન્દુસ્તાનની ઇજ્જતની ચિંતા રહે છે.

હિન્દુસ્તાનમાં આજે અસહકારની જે પ્રવૃત્તિ ચાલી છે તેને વિષે યૂરોપથી થોડા વખત ઉપર કવિએ પોતાના કેટલાક વિચારો દર્શાવ્યા છે. તેઓ લખે છે. કે આ પ્રવૃત્તિની જોડે પોતાના અંતરા-

ત્માનો મેળ બેસાડવા તેઓ બહુ મથ્યા પણ કેમે કર્યાં એમના અંતરના સૂરનો અસહકારના સૂર જોડે મેળ બેસી શકયો નહિ. અસહકારની ધાંધલ અને ધમચકડી વચ્ચે તેમની વીણાના તારને છેડવા લાયક તેમને કશું જ મળી શકયું નહિ.

કવિએ ત્રણ જોસદાર ભાષણમાં પોતાની વ્યથા રજૂ કરવાનો પ્રયત્ન કર્યો છે અને તેમાં તેઓ જે હિન્દુસ્તાનની પોતે કલ્પના કરે છે તેવા હિન્દુસ્તાનને અસહકાર જેવું તત્ત્વ શોભી શકે નહિ, કારણ અસહકાર એ નેતીવાદ એટલે કે નકાર અને નિરાશાનો સિદ્ધાંત છે, એમ જણાવે છે. હિન્દુસ્તાનની ઇજ્જતને વિષે કવિની કાળજીને સારૂ હરકોઇ હિંદીને અભિમાન જ થાય. એ વિષે તો બે મત હોઇ જ ન શકે. વળી એઓએ એમની શંકાઓ આવી સુંદર અને સ્પષ્ટ ભાષામાં યૂરોપથી આપણને લખી મોકલી તે સારૂ પણ આપણે ખુશી થવું જોઇએ.

સંપૂર્ણ માન અને નમ્રતાપૂર્વક કવિની શંકાઓનો ઉત્તર આપવા હું પ્રયત્ન કરીશ. તેમની અગર તો તેમની અલૌકિક પ્રતિભાથી મુગ્ધ થતા વાચકની ખાત્રી કરી આપવામાં કદાચ હું નિષ્ફળ પણ થાઉં છતાં હું કવિને તેમજ હિન્દુસ્તાનને એટલી ખાત્રી અવશ્ય આપવા ઇચ્છું છું કે અસહકારનો સિદ્ધાંત જે તાત્ત્વિક સ્વરૂપમાં કલ્પાયો છે તેમાં એવું કશું જ નથી કે જે અખત્યાર કર્યા માટે કોઇ પણ દેશની પ્રજાને કે વ્યક્તિને શરમાવું પડે. વળી આખર સરવાળે તેના અમલ તરફ જોતાં જો કદાચ અસહકાર નિષ્ફળ ગએલો જ માલમ પડે તોપણ જેમ સત્યનું આચરણ કરનાર તેના વ્યવહારમાં સફળ થએલો ન દેખાય તે ઉપરથી આપણે સત્યના સિદ્ધાંતને નિષ્ફળ ગણી કહાડી નથી નાંખતા, તેમ અસહકાર પણ સિદ્ધાંતરૂપે દોષી નહિ જ ગણાય. કદાચ અસહકાર એના યોગ્ય સમય પહેલાં પણ દેશમાં દાખલ થયો હોય. જો એમ બન્યું હશે

તો હિન્દુસ્તાનને અને દુનિયાને પણ એને પાકવા દેવો પડશે. પણ એટલું તો ચોક્કસ જ છે કે હિન્દુસ્તાનને માટે કાં તો ખૂનામરકી નહિ તો અસહકાર એ બે સિવાય ત્રીજો મુક્તિનો માર્ગ નથી.

તેમ કવિએ એવો પણ ભય રાખવાનું મુદ્દલ કારણ નથી કે અસહકારના મૂળમાં હિન્દુસ્તાન અને પશ્ચિમના દેશો વચ્ચે કશી 'ચીનની દિવાલ' ઉભી કરવાનો હેતુ રહેલો છે. તેમાં તો ઉલટો એ બે વચ્ચે સાચો, ખાનદાનીભર્યો અને એક બીજા પ્રત્યેના માન અને વિશ્વાસ ઉપર ખડો થએલો સ્વેચ્છાપ્રેરિત સહકાર સ્થાપવાનો રસ્તો કરવાનો જ હેતુ છે. આ આખી લડત જ અત્યારે પ્રજાને જે ફરજીઆત સહકાર કરવો પડે છે તેની સામે તેમ જ સુધારાને નામે પોતાને ઓળખાવતી છતાં ખરૂં જોતાં શસ્ત્રબળના જોર ઉપર પ્રજા-પર લદાએલી અને લોકોને ચૂસી ખાનારી પદ્ધતિની સામે છે.

અસહકાર એટલે આવી નિર્બળ દુષ્ટતામાં આટલા દિવસ આપણે અજાણ્યાં અને નાખૂશીપૂર્વક ભાગ લેતા આવ્યા તે હવે પછી લેવાનો ઇન્કાર કરવો.

પણ કવિ સૌથી વધારે તો વિદ્યાર્થીઓને લગતા અસહકારથી ભડક્યા છે. એમને લાગે છે કે તેમને તો નવી શાળાઓ સ્થાપ્યા પહેલાં સરકારી શાળાકોલેજો છોડવાનું નહોતું જ કહેવું જોઈતું. અહીંઆ મારાથી કવિની જોડે મળતા નથી થવાતું. લખવા વાંચ-વાની કેળવણીને હું જીંદગીમાં કદિ પણ સાતમે આસમાન નથી ચડાવી શક્યો. મારો અનુભવ છે કે માણુસનું ચારિત્ર્ય એ તેની લખવા વાંચવાની કેળવણીથી તદ્દન અલાયદી વસ્તુ છે. અને એકલી લખવા વાંચવાની કેળવણી માણુસની નૈતિક કમાઇમાં એક દમડીનો પણ ઉમેરો કરે છે એવો ધારો નથી. મારી તો દૃઢ માન્યતા છે કે સરકારી શાળાઓએ આપણી બધી મર્દાનગી હરી લીધી છે અને આપણુને નામર્દ, નાદાર અને નાસ્તિક કરી મૂક્યા

છે. અસંતોષથી તેમણે આપણાં જીવનને ભરી દીધાં છે અને બીજી બાજુએ એ અસંતોષ મટાડવા માટે કશો જ માર્ગ ન રાખીને દશે દિશાએ આપણે માટે નાસીપાસી જ પીરસી મૂકી છે. કારકૂનો અને દુભાષિયાઓ બનવા ઉપરાંત આજે આપણે બીજા શું થઇએ છીએ ? હરકોઈ સરકાર પ્રજાની મરજીઆત દેખાતી મદદ ઉપર જ પોતાની પ્રતિષ્ઠા બાંધે છે, અને જો આપણને ગુલામીમાં રાખવાના કામમાં સરકારની જોડે સહકાર કરવો એ આપણે સારૂ પાપ છે તો જે સંસ્થાઓ દ્વારા આપણે એવી સરકારની જોડે વધારેમાં વધારે મરજીઆત સહકાર કરતા દેખાઇએ ત્યારથી જ અસહકારનો આરંભ કરી દેવો શું સાવ વાસ્તવિક નથી ? યુવકો અને નૌજવાનોનો વર્ગ જ હમેશાં હરકોઇ પ્રજાની બધી આશા અને ઉમેદોનો દારૂગોળો છે. મારી દૃઢ માન્યતા છે કે જે ક્ષણે આપણને સૂઝી આવ્યું કે ચાલૂ રાજતંત્ર સાવ દુષ્ટ જ છે અગર તો મુખ્યત્વે કરીને દુષ્ટ છે, તે જ ક્ષણથી આપણાં બાળકોને એવી સરકારનો પાસ લાગવા દેવો એ આપણે માટે પાપ થઇ ચૂકયું.

અને વિદ્યાર્થીઓએ આવેશમાં આવી જઇને શાળાકોલેજો છોડી અગર તો આવેશનો ઉભરો શમતાની સાથે જ ઘણા મોટા ભાગના છોકરાઓ ત્યાગેલી સરકારી કે અંશતઃ સરકારી શાળા કોલેજોમાં પાછા ગયા એ દલીલથી તો મેં રજૂ કરેલા સિદ્ધાંતને કશી જ ક્ષતિ નથી પહોંચતી. ઉલટું એમની એવી પાછી પાની મેં સૂચવેલા પગલાની અઘટિતતા સૂચવવાને બદલે તેની વધુ અગત્ય જ સૂચવે છે. કારણ કે આપણે કેટલી હદ સુધી પડયા છીએ એનો સાચો ચિતાર આપણી સામે એ ખડો કરે છે. વળી રાષ્ટ્રીય શાળાઓ સ્થાપવાથી પણ કંઇ બહુ ઝાઝા વિદ્યાર્થીઓ સરકારી શાળાકોલેજો છોડી આવતા નથી એવો અનુભવ છે. સૌથી મક્કમ અને સાચા વિદ્યાર્થીઓ તો કશી રાષ્ટ્રીય શાળા કે કોલેજ ભણવા સારૂ મળી શકશે કે કેમ એનો કશો વિચાર કરવા થોભ્યા વિના જ બ્હાર નીકળેલા

વિદ્યાર્થીઓ છે; અને મને ખબર છે કે તેઓ આજે મોખરાના સેવકો બનીને દેશની સરસમાં સરસ સેવા બજાવી રહ્યા છે.

પણ આ વિદ્યાર્થીઓને શાળાઓ છોડવવાની સામેનો કવિનો વિરોધ ખરી રીતે તો મૂળ અસહકારના જ સિદ્ધાંત પ્રત્યેના એમના વિરોધને લીધે છે. નિષેધાત્મક કે નેતિવાદી એવી દરેક વસ્તુથી કવિ ભડકે છે. એમનો આખો આત્મા જ ધર્મની નિષેધાત્મક આજ્ઞાઓ સામે ઉકળી ઉઠે છે. કવિનો આ અસંતોષ હું એમના પોતાના જ અપ્રતિમ શબ્દોમાં રજૂ કરીશ:

" આ હીલચાલની તરફદારી કરતાં ગ......એ મને ઘણીવાર કહ્યું છે કે હરકોઈ ક્રાંતિના આરંભમાં માણસનામાં આદર્શને પચાવીને પોતાનો કરી લેવા કરતાં વિરોધી લાગતી વસ્તુઓનો ત્યાગ કરી દેવા તરફની વૃત્તિ જ હમેશાં વધુ જોરાવર હોય છે. આમ હોય છે એ હું જાણું છું છતાં હું એને આદર્શ સત્ય તરીકે સ્વીકારી શકતો નથી. હિંદુસ્તાનમાં બ્રહ્મવિદ્યાનું ધ્યેય મોક્ષ એટલે મુક્તિ છે, જ્યારે બૌદ્ધોનું ધ્યેય નિર્વાણ એટલે શૂન્યત્વ ( શમીજવું ) છે. મુક્તિનો આદર્શ સત્યના ભાવાત્મક સ્વરૂપની તરફ આપણું લક્ષ ખેંચે છે, જ્યારે નિર્વાણ તેના અભાવાત્મક સ્વરૂપની આપણા મન ઉપર છાપ પાડે છે. તેથી જ બુદ્ધે સંસારની દૃષ્ટિ ' દુઃખ ' ની ઉપર ઠેરવવા પ્રયત્ન કર્યો જે દુઃખમાંથી જીવને તરી જવાનું છે અને બ્રહ્મવિદ્યાએ ' આનન્દ ' સ્વરૂપ ઉપર ભાર દીધો જેને જીવે પ્રાપ્ત કરવાનું છે. "

આ અને આવા જ બીજા જે ફકરાઓ કવિના પત્રોમાં છે તે ઉપરથી તેમના મનનું વલણ કઇ દિશાએ છે તેની કુંચી આપણને જડી આવે છે.

મારા નમ્ર અભિપ્રાય મુજબ તો માણસના જીવનપથમાં નિષેધ એ વિધિના જેટલી આવશ્યક અને આદરણીય વસ્તુ છે. ભૌતિક બંધનોમાંથી મુક્તિ અગર તો એ બંધનોનો અભાવ જીવને 'આનન્દ' માં જ દોરી જાય. અંતમાં એટલું જ કહીને હું આ દલીલ

પૂરી કરીશ કે બ્રહ્મવિદ્યા એટલે કે શાસ્ત્રોનો પણ છેલ્લો નિર્ણય 'નેતિ' જ છે. ઉપનિષદોને બ્રહ્મનું સૌથી છેવટમાં છેવટનું વર્ણન કરવાને ' નેતિ ' સિવાય બીજો શબ્દ જડયો નથી.

આથી મને લાગે છે કે કવિવર રવીન્દ્રનાથ અસહકારના નેતિવાદી સ્વરૂપની આંશંકા કરીને નાહક જ ભડકી ઉઠયા છે. આપણે વિચારી જોઇએ કે સરકારને ' ના ' કહેવાની પણ તાકાત આપણામાં રહી હતી શું ? સરકાર ગમે તે કહે, ગમે તે કરે, ગમે તે આપણી પાસે કરાવવા માગે, ' નહિ કરીએ ' કહેવાની તાકાત પણ આપણે ખોઇ બેઠા હતા. એવી ' ના ' કહેવી ' રાજ્યદ્રોહ ' થઇ બેઠો હતો. આમ આપણા અંતઃકરણને કબૂલ ન હોય એવી વાતમાં સહકાર કરવાની ઇરાદાપૂર્વક ' ના ' કહેવાની તાકાત કેળવવી એ પણ માણસને માટે દરેક ખેડૂતને વાવેતર કરતાં પહેલાં જડ ઘાલી બેઠેલાં જાળાંઝાંખરાં ખેડી સાફ કરવાં જેટલાં જરૂરી છે તેટલુંજ જરૂરી છે. ખેડૂતને તો મોલ ઉગીને વધ્યે જતા હોય તે દરમ્યાન પણ નકામા ઉગતા ઘાસ કે વેલાઓને નીંદી કહાડવાનું કાર્ય હમેશાં કરતાં રહેવું પડે છે. તે જ રીતે જ્યારે એક આખી પ્રજા અસહકાર કરવા ઉભી થાય ત્યારે તેનો પણ એ જ અર્થ છે કે સરકાર પ્રજાની શરતે જ એ પ્રજાની જોડે સહકાર કરે. આવી શરતો સરકારને સંભળાવી દેવાનો હરકોઇ પ્રજાને હક છે અને ઇશ્વરથી બ્હીને ચાલનારી દરેક સરકારનો પણ એ જ ધર્મ છે કે તે પ્રજાની શરતે જ પ્રજાની સેવા શોધે. અસહકાર એ પ્રજાએ આપેલી એક જાતની નોટીસ છે કે પ્રજા સરકારના હાથ નીચે સગીર બાળકની સ્થિતિમાં રહેવા હવે ખુશી નથી. આ નોટીસનો અમલ કરાવવાને માટે પ્રજાએ ખૂનામરકી કરીને—એક બીજાનાં જાનમાલ ખૂંચવીને—હિસાબ કરી લેવાનો અધાર્મિક અને અસ્વાભાવિક માર્ગ ઇરાદાપૂર્વક છોડી દઇને અસહકારમો ધર્મસંગત અને સ્વાભાવિક માર્ગ અખત્યાર કર્યો છે અને જે સ્વકીય સ્વરાજ્ય પોતાના દેશને પ્રાપ્ત થએલું જોવાનો કવિનો મનોરથ

છે તે મળવાનું જો કદિ હિંદુસ્તાનના ભાગ્યમાં લખ્યું હશે જ તો તે અહિંસાત્મક અસહકારના નિર્મળ શસ્ત્ર વડે જ મળવાનું છે એવો મારો વિશ્વાસ છે. કવિને મારી અરજ છે કે તમે દુનિયાને તમારો શાંતિનો સંદેશો બેધડક સંભળાવ્યે જજો અને અંતરમાં વિશ્વાસ રાખજો કે અસહકારની લડતથી તો હિંદુસ્તાન, જો તે પોતે કરેલી પ્રતિજ્ઞાને વફાદાર રહેશે તો, તેમના ઉચ્ચ તેમજ ઉદાત સંદેશાના જીવતા અને ઝળહળતા દાખલા રૂપે જ પોતાની જાતને સિદ્ધ કરશે. ' સ્વદેશાભિમાન ' શબ્દને તેના આજના અધમ અર્થમાંથી ઉગારી લઇ તેને જે વિશાળ અને વ્યાપક વિશ્વબંધુત્વનો સૂચક બનાવવાનો પોતાનો આટલા કાળથી પ્રયત્ન છે તે જ અર્થ આપવાનો અસહકારની પ્રવૃત્તિનો હેતુ છે. યૂરોપના પગ આગળ દીનહીન પડેલું કે એના ચરણસ્પર્શ વડે પોતાને કૃતકૃત્ય થએલું હિંદ માનવજાતને કશો જ આશાનો સંદેશ આપી શકે નહિ. જાગૃત અને સ્વતન્ત્ર હિંદુસ્તાન આજની વ્યાકુળ, કષ્ટાતી દુનિયાને શાંતિ અને આશ્વાસનનો સંદેશો અવશ્ય આપી શકે. એ સંદેશો હિંદુસ્તાન ઉજળે માથે ટટાર ઉભું રહીને દુનિયાને આપી શકે એ સારૂ જોઇતી ભૂમિકા તૈયાર કરવાનો અસહકારનો ઉદ્દેશ છે.

યંગઇન્ડિયા, તા. ૧ જુન, ૧૯૨૧.

# મારો દંભ?

એક વિચિત્ર નનામો કાગળ મને મળ્યો છે. લખનારે જે કાર્ય લોકમાન્યને પ્રાણથી પણ પ્રિય હતું તે ઉપાડી લીધા માટે મારી પ્રશંસા કીધી છે અને એવી ઉમેદ બતાવી છે કે લોકમાન્યનો આત્મા મારામાં અત્યારે કામ કરી રહ્યો છે એ ઓળખીને એમના અનુયાયીપદને હવે શોભાવ્યે જ છૂટકો છે એ મારે નિરંતર ધ્યાનમાં રાખવું. આ ઉપરાંત કાગળમાં મને હિંમત ન હારતાં સ્વરાજ્યના કાર્યક્રમમાં આગળ ધપ્યે જવાનો ઉપદેશ કરેલો છે, અને છેવટે મને સાફ સંભળાવી દીધું છે કે રાજદ્વારી વિષયમાં હું જે હમેશાં ગોખલેનો શિષ્ય હોવાનો દાવો કરું છું એ મારો કેવળ દંભ છે.

હું ઇચ્છું છું કે પત્ર લખનારાઓ નનામા પત્રો લખવાની ડરકણ ગુલામીમાંથી ઊગરી જાય. સ્વરાજ્યનો જોસ કેળવી રહેલા આપણે જો આગળ આવીને નીડરપણે આપણા મનની વાત કહી દેવા જેટલી પણ હિંમત નહિ બતાવી શકીએ તો કેમ ચાલશે?

છતાં આ પત્રમાં ચર્ચેલી વાત ભારે મહત્ત્વની હોવાથી તેનો જવાબ આપવો જરૂરી સમજું છું. સદ્‌ગત લોકમાન્યના અનુયાયી-પદના માનનો દાવો મારાથી ન જ કરી શકાય. લાખો કરોડો હિંદીઓની પેઠે જ હું પણ લોકમાન્યને તેમના અદ્‌ભુત મનોબળ માટે, તેમની અગાધ વિદ્વતા માટે, તેમની દેશભક્તિ અને તેમના સર્વોપરિ ચારિત્ર્ય તથા આપભોગને માટે પૂજું છું. આ કાળના એકએક રાષ્ટ્ર પુરૂષોમાં એમણે જ પ્રજાના અંતરમાં સૌથી વધારે સ્થાન મેળવ્યું. એમણે આપણામાં સ્વરાજ્યના જોસ રેડયો. ચાલુ રાજતંત્રની દુષ્ટતા એમણે જેટલી ઓળખી હતી તેટલી કદાચ બીજા કોઇએ ઓળખી નહોતી. અને સંપૂર્ણ નમનતાઇ સાથે હું આજે અલબત્ત દાવો કરૂં છું કે પ્રજાને હું એમનો સંદેશો એમના કોઇપણ ચૂસ્તમાં ચૂસ્ત શિષ્યના જેટલી જ વફાદારીપૂર્વક આપી રહ્યો છું.

છતાં મને પૂરેપૂરૂં ભાન છે કે મારી કાર્યપદ્ધતિ એ લોકમાન્યની પદ્ધતિ નથી. અને એ જ કારણસર મહારાષ્ટ્રના કેટલાક નેતાઓ જોડે એકમત થવું મારે માટે હજુ મુશ્કેલ થઈ પડે છે. છતાં હું ખરા દિલથી માનું છું કે લોકમાન્યને મારી પદ્ધતિમાં અશ્રદ્ધા નહોતી. એમના વિશ્વાસનો હું અધિકારી હતો અને એમના અવસાન પહેલાં એક જ પખવાડિયા ઉપર તેમણે અનેક મિત્રોની હાજરીમાં મને કહી પણ બતાવેલું કે લોકોને જો એ દિશાએ વાળી શકાય તો મારી પદ્ધતિ સુંદર હતી. એમને શંકા એટલી જ હતી કે પ્રજાને એ માર્ગે વાળી શકાય એમ હતું કે કેમ?

મારી પાસે તો બીજી પદ્ધતિ છે જ નહિ. હું તો એજ આશા કરૂં કે જ્યારે પરીક્ષાનો સમય આવી પહોંચશે ત્યારે પોતે અહિંસાત્મક અસહકારની પદ્ધતિ સંપૂર્ણપણે સાધી લીધી છે એ વાત પ્રજા સિદ્ધ કરી આપશે.

મારી બીજી અપૂર્ણતાઓથી પણ હું અજાણ નથી. વિદ્વતાનો કશો દાવો મારાથી ન કરી શકાય. લોકમાન્યનામાં જે યોજનાશક્તિ હતી તે પણ મારામાં નથી. મારી પછવાડે ચાલનાર કોઈ એકદિલ અને રીતસર તાલીમથી ઉછેરેલું દળ નથી. સિવાય જીંદગીનાં ૨૩ વરસ દેશવટો ભોગવેલો હું લોકમાન્યના જેટલા હિન્દુસ્તાનને લગતા અનુભવનો દાવો કેમ જ કરી શકું ? એ વસ્તુ અમારામાં સંપૂર્ણ અંશે સરખી કહેવાય. દેશનો પ્રેમ અને સ્વરાજ્ય માટે ઉદ્યમ. આમ આ નનામા લેખકને હું ખાત્રી આપું છું કે લોકમાન્ય પ્રત્યેના મારા પૂજ્યભાવમાં કોઇથી હાર ન ખાતાં હું સ્વરાજ્યની લડતને માર્ગે લોકમાન્યના સૌથી મોખરેના શિષ્યોની જોડાજોડ મજલ કર્યે જઇશ. હું જાણું છું કે સદ્‌ગતના સ્વીકારને યોગ્ય હિન્દુસ્તાનને એક જ અંજલિ અર્પવાની હોઈ શકે અને તે ત્વરિતમાં ત્વરિત ગતિએ હિન્દુસ્તાનમાં સ્વરાજ્ય સ્થાપવાની. આપણે જાણીએ છીએ કે એક જ વસ્તુ લોકમાન્યના ગત આત્માને શાશ્વત શાંતિ આપી શકે.

પણ શિષ્યત્વ એ તો નિરાળીજ વસ્તુ છે. એ એક પવિત્ર અંગત વિષય છે. છેક ૧૮૮૮ ની સાલમાં હું દાદાભાઇને ચરણે બેઠો, પણ મને એ મારાથી કેટલાયે દૂર જણાયા. હું એમનો પુત્ર થઇ શકત, શિષ્ય નહિ. શિષ્ય એ પુત્રથી અધિક નિકટનો નાતો છે. શિષ્ય થવું એ નવો જન્મ લેવા જેવું છે. એ સ્વેચ્છાથી કરેલું આત્મસમર્પણ છે. ૧૮૯૬ માં જો મારે મારા દક્ષિણ આફ્રિકાને લગતા કાર્ય નિમિત્તે તે વખતના હિન્દુસ્તાનના લગભગ એકેએક જાણીતા આગેવાનના પ્રસંગમાં આવવાનું થયું. ન્યાયમૂર્તિ રાનડે આગળ હું કેવળ અંજાઇ ગયો. તેમની સમક્ષ બોલતાં પણ હું ધ્રૂજતો. સ્વ. બદરૂદ્દીન તૈયબજીએ મારાપર પિતાતુલ્ય માયા કરી; મને રાનડે તેમજ ફિરોજશાહની સલાહ મુજબ ચાલવાની શીખામણ આપી. સર ફીરોજશાહે તો મારી સાથે મુરબ્બીપણું જ ધારણ કર્યું.

એમનો શબ્દ તે કાયદો જ હતો. 'ગાંધી, તમારે ૨૬ મી સપ્ટેમ્બરે જાહેર ભાષણ આપવું અને વખત બરાબર સાચવવો.' હું નમ્યો, ૨૫ મીની સાંજે મ્હારે ફરી મળવું એવું ફરમાન હતું. ૨૫ મીની સાંજ થઇ અને હું હાજર થયો.

" ભાષણ લખી કહાડયું છે કે નહિ ?"

" ના, સાહેબ."

" એ ન ચાલે, ભલા માણસ. આજે રાત્રે લખી કાઢશો "?

" મુન્સી, ત્હમારે ગાંધીને ત્યાં જવું અને એ આપે તે ભાષણ લઇને રાતોરાત છપાવી એક નકલ મને પહોંચાડવી." મ્હારી તરફ વળીને કહેઃ " જુઓ ગાંધી, બહુ ઝીણું ના કાંતતા, મુંબઇના લોક લાંબાં લાંબાં ભાષણો ન સાંભળે એ તમને ખબર નહિ હોય."

ફરી હું નમ્યો. મુંબઇના સિંહે મ્હને આજ્ઞા ઉઠાવતાં શીખવ્યું; એમણે મ્હને શિષ્ય ન કર્યો; કરવાનો પ્રયત્ન પણ ન કર્યો.

ત્યાંથી હું પૂણે ગયો. સાવ અજાણ્યો. જેમને ત્યાં ઉતરેલો તે ભાઇ મ્હને પ્રથમ તિલક મહારાજને ત્યાં લઇ ગયા. મ્હેં એમને તેમના મિત્રોથી વીંટળાએલા જોયા. મારૂં કહેલું એમણે ધ્યાનપૂર્વક સાંભળ્યું અને કહ્યુંઃ " તમારા કામને સારૂ અમારે એક સભા તો ભરવી જ જોઇએ. પણ કદાચ તમે નહિ જાણતા હો કે કમનસીબે અમારે ત્યાં બે તડાં છે. તમારે અમને બેમાંથી એકે પક્ષનો ન હોય એવો એક પ્રમુખ શોધી આપવો જોઇએ. ત્હમે ડૉ. ભાંડારકરને મળી જોશો ?"

મેં હા પાડી અને વિદાય માગી. એ પ્રસંગની મને સ્પષ્ટ સ્મૃતિ નથી રહી; એટલું જ યાદ રહ્યું છે કે કશું અંતર ન રાખતાં પોતાના માયાળુપણાથી એમણે મારા શરૂઆતના ગભરાટને પળવારમાં દૂર કરી દીધેલો.

ત્યાર પછી ઘણે ભાગે હું ગોખલેને મળ્યો અને પછી ડૉ. ભાંડારકરને ત્યાં પહોંચ્યો. તેમણે વૃદ્ધ ગુરૂ શિષ્યને આવકાર આપે તેમ મને આવકાર આપ્યો.

"તમે ઉત્સાહી અને ખંતીલા જુવાન દેખાઓ છો. આવા ખગ તડકામાં આટલે દૂર લોકો મને મળવા બહુ નથી આવતા. હું આજકાલ જાહેર સભાઓમાં બિલકુલ નથી જતો. પણ તમે કરેલું બ્યાન એટલું બધું હૃદયદ્રાવક છે કે મારાથી તમને ના ન જ પડાય."

ગંભીર મુખમુદ્રાવાળા આ જ્ઞાનવૃદ્ધ વિદ્વદ્વર્યની મનમાં ને મનમાં મેં પૂજા કરી. પણ મારા હૃદય સિંહાસન ઉપર તેમને હું ન સ્થાપી શક્યો. એ હજી ખાલી જ હતું. સંતો ઘણા સાંપડ્યા પણ મારો ગુરૂ મને લાધ્યો નહિ. પણ ગોખલેની વાત નિરાળી જ હતી. કેમ તે હું નહિ કહી શકું. ફરગ્યુસન કૉલેજના કમ્પાઉન્ડમાં એમને ત્યાં હું એમને મળેલો. જાણે કોઇ પુરાતન મિત્રને મળવાનું થયું હોય, અથવા તો એ થીયે વધુ સાર્થ શબ્દોમાં કહું તો જાણે ઘણાં વરસથી વિખૂટાં પડેલ માદીકરો મળ્યાં હોય! એમની માયાળુ મુખમુદ્રાએ ક્ષણવારમાં મારા મનની બધી ભ્રાંતિ હરી લીધી. મારે વિષે તેમ જ દક્ષિણ આફ્રિકાનાં મારાં કામોને વિષે તેમણે ઝીણીમાં ઝીણી વિગતો પૂછી. તત્કાળ તેમણે મારૂં હૃદયમંદિર સર કર્યું. અને જ્યારે મેં તેમની વિદાય લીધી ત્યારે મારા મનમાં એક જ ધ્વનિ ઉઠ્યો:– 'આજ મારો મુરશિદ.'

તે ઘડીથી માંડીને ગોખલેએ મને કોઈ દિવસ વિસાર્યો નહિ. ૧૯૦૧ માં હું ફરીવાર હિન્દુસ્તાન આવ્યો અને અમે વધુ નિકટ સમાગમમાં આવ્યા. એમણે મને કેવળ હાથમાં લીધો અને ઘડવા

માંડયો. હું કેમ બોલતો, કેમ ચાલતો, કેમ ખાતોપીતો, બધાની એ ચિંતા રાખતા. મને ખબર છે ત્યાંસૂધી અમારી વચ્ચે કોઇ જાતનો પડદો નહોતો. ખરે જ, પહેલી દૃષ્ટિએ જ પ્રેમમાં પડેલાંઓના જેવો અમારો સંબંધ હતો અને સને ૧૯૧૩માં તો તે કઠણમાં કઠણ કસોટીમાંથી પણ પાર ઉતર્યો. રાજદ્વારી કાર્યકર્તા વિષેના મારા આદર્શનો એ સંપૂર્ણ નમૂનો હતા. સ્ફટિક સમા નિર્મળ, ગાય જેટલા ગરીબ, સિંહ જેવા શૂર અને ખોડ ગણાય એટલી હદ સૂધી ઉદાર હતા. કોઇને તે આ બધામાંથી કશું જ ન દેખાયા હોય. મારે તેની જોડે નિસ્બત નથી. મને પોતાને એમનામાં આંગળી ચીંધવા જેવી એક પણ ખામી ન દેખાઇ એ મારે માટે બસ છે. મારી નજરમાં તો તેઓ આજની ઘડી સૂધી રાજદ્વારી ક્ષેત્રમાં આદર્શ પુરૂષ જ છે.

આનો અર્થ એ નથી કે અમારી વચ્ચે મતભેદ નહોતા. છેક ૧૯૦૧ માં પણ અમારી વચ્ચે સંસાર સુધારાની બાબતમાં મતભેદ હતા. દાખલા તરીકે વિધવાવિવાહની બાબતમાં, પાશ્ચાત્ય સુધારાની આંકણીમાં પણ અમારી વચ્ચે અમને મતભેદ માલૂમ પડેલો. અહિંસાને લગતા મ્હારા આકરા આદર્શ સામે પણ એમનો ચોખ્ખો મતભેદ હતો. પણ આવા મતભેદ અમારા બેમાંથી એકેને કદિયે નડયા નથી. કંઈ જ અમને વિખૂટા પાડી શકે એમ નહોતું. આજ તેઓ જીવતા હોત તો શું કરત એના ઉપર તરંગો દોડાવવા એ પાપ છે, નાસ્તિકતા છે. હું એટલું જ જાણું છું કે હું આજે એમની છાયા તળે કામ કરી રહ્યો હોત. નનામા લખનારના કાગળમાં મ્હારા રાજદ્વારી શિષ્યત્વને વિષે દંભનો જે આરોપ છે તેથી હું દૂભાયો અને ત્યારે જ મ્હારે આ હૃદયના ઉદ્‌ગાર કાઢવા પડયા છે. એ આરોપથી જો એમ જ સિદ્ધ થતું હોય કે જે પવિત્ર વ્યક્તિ આજે આ દુનિયા પર નથી તેનું શિષ્યત્વ જાહેર કરવામાં મ્હારે

હાથે કશી ઊણપ આવી છે, તો મ્હને લાગ્યું કે ખાસ કરીને જ્યારે દુનિયા મ્હને સામા દળમાં ભળેલો માની રહી છે ત્યારે નો ગોખલે પ્રત્યેની મ્હારી વફાદારી જાહેર કરીને મ્હારે ખચીત મ્હારા દિલનો એકરાર કરવો જ જોઇએ.

યંગઇન્ડિયા, તા. ૧૩ જુલાઇ, ૧૯૨૧.

# જાહેરનામું.

અલીબિરાદરોને લશ્કરમાં ફીતૂર ફેલાવ્યાના આરોપસર પકડવામાં આવ્યા તે પછી તા. ૫ અકટોબર, ૧૯૨૧ ના રોજ મહાત્મા ગાંધીજી અને બીજા ૪૬ આગેવાનોએ સરકારની રાજનીતિના જવાબ રૂપે જે જાહેરનામું બહાર પાડયું હતું તેનો અનુવાદ નીચે આપ્યો છે:—

મુંબઇ સરકારે તેની તા. ૧૫ મી સપ્ટેમ્બરની યાદીમાં જણાવેલાં કારણોસર અલીબિરાદરો તેમજ બીજાઓ સામે માંડેલા મુકદ્દમા સામું જોતાં અમો નીચે સહી કરનારા અમારા દરેક જણના અંગત અભિપ્રાય તરીકે એવું જાહેર કરવા માગીએ છીએ કે સરકારના મુલ્કી કે લશ્કરી ખાતાઓની નોકરીમાં ભરતી થવા અગર તેની નોકરીમાં રહેવાના વાજબી ગેરવાજબીપણા વિષે પોતાનો અભિપ્રાય સંપૂર્ણ સ્વતંત્રતાપૂર્વક જણાવવાનો દરેક હિંદીને કુદરતી હક છે.

અમો નીચે સહી કરનારા એવો અભિપ્રાય જાહેર કરીએ છીએ કે જે રાજતંત્રે હિંદુસ્તાનની આર્થિક, નૈતિક તેમજ રાજ-

દ્વારી અવનતિ કરી છે, અને જેણે દાખલા તરીકે રૉલેટએક્ટ સામેની લડત વેળાએ હિંદી સિપાઈઓનો ઉપયોગ હિંદની પ્રજાકીય આકાંક્ષાઓને કચડી નાંખવામાં અને જેમણે હિંદુસ્તાનનું કશું ખૂરૂં નથી કર્યું એવા આરબો, મીસરવાસીઓ, તુર્કો તેમજ બીજી પ્રજાઓની સ્વતંત્રતાને કચડી નાંખવાના કામમાં કર્યો છે—એવા રાજતંત્રમાં કોઈપણ હિંદીએ મુલ્કી અને ખાસ કરીને લશ્કરી સિપાઈ તરીકેની નોકરી કરવી એ હિંદના રાષ્ટ્રીય મોભાને ધક્કો પહોંચાડનારૂં છે.

અમે એવા પણ અભિપ્રાયના છીએ કે દરેક હિંદી સિપાઈ અને મુલ્કી નોકરની એ ફરજ છે કે તેણે સરકારની જોડેનો પોતાનો સંબંધ છોડી દેવો અને પોતાના ગુજરાનનું બીજું કંઈ પણ સાધન શોધી લેવું.

# મરમના ઘા.

સરકાર પોતાના ન્હાના કે મ્હોટા હુકમોનો ભંગ કરે તેમને કેદ કરે, સામાન્ય ચોરભામટાઓ સાથે વર્તવામાં આવે તેવી જ તેમની સાથે પણ વર્તણૂક રાખે, જેલમાં મળી શકનારા વિશેષ હકોથી તેમને દૂર રાખે—આ બધી સમજાય એવી વાતો છે. એને હું દુષ્ટતા નહિ કહું. જે તમારી ઉપર ચડી બેઠો છે અગર તો જે તુરતને સારૂ તમને પોતાની નીચે દબાવી બેઠો છે, તેનો રોષ માથે લેવાની જો તમે હિમ્મત કરો તો એના જે કોઇ હુકમો માનવાની તમે ના પાડો તેને સારૂ તેના હાથની સજા ભોગવવાની પણ આશા રાખીને જ તમે તેમ કરો છો.

પણ જો તે તમને અપમાનિત કરે, તમારાં બાળબચ્ચાં પાસે તમને અને તેમને પોતાને પણ ન ગમતાં હોય અને જે કરવાની કાયદો ફરજ ન પાડતો હોય એવાં કામો કરાવે, તમને ધૂળથી પણ હલકા કરે, ત્યારે તે અસહ્ય થઈ પડે છે. મદ્રાસના કોકોનાડા શહેરમાં

એક માજીસ્ટ્રેટે સ્વરાજ અને ખિલાફતના વાવટા નીચે ઉતરાવી નાંખ્યા, એક અઠવાડિયા સુધી એવા વાવટા વાપરવાની સામે મનાઈ હુકમ કાઢયો, નિશાળનાં બાળકો પાસે 'યુનિયન જૅક'ને સલામો ભરાવી ! કલકત્તામાં એક નામાંકિત પ્રોફેસર પોતાનો યુનિવર્સિટીનો ઝભ્ભો પહેરીને ચાલ્યા જતા હતા. રસ્તામાં નિરપરાધી માણસોની નાહકની સતામણી ચાલી રહેલી જોઇ તે અટકાવવા પોતે એક અમલદાર પાસે ગયા. જવાબમાં પેલાએ 'તારે શી એ બધી પૂછપરછ જોડે મતલબ?' કહીને પશુની જેમ તેમના પર હુમલો કર્યો અને માર માર્યો. બીજા એક દાખલામાં એક બહાદુર ઉચ્ચ કેળવણી પામેલા નૌજવાનોની ટોળીને જેઓ ઘડીવારને માટે તેમના ચોકીદાર હતા તેમણે લાતો મારી. આવી વસ્તુઓ જ હૈયામાં સોંસરી ઉતરી જનારી હોય છે. એ મરમના ઘા છે. આ બધાં અપમાનો બતાવી આપે છે કે આપણા 'માલિકો'ની રીતભાતમાં હજુ કશો ફેરફાર થવા પામ્યો નથી. એ બતાવે છે કે ઓડવાયરશાહી હજુ દફન નથી થઇ. ઈજા પામેલા પ્રોફેસર મહાશયને લૉર્ડ રોનાલ્ડશે તેડું મોકલે અને રૂબરૂ દિલાસો આપી ફરી એવું નહિ બને એવી ખાત્રી આપે, તેમાં શું વળ્યું ? અને ફરી શું નહિ બનવા પામે ? પ્રોફેસર મજકુર પર ફરી હુમલો નહિ થાય એ જ ને ? અલબત્ત, હાલની ઝુંબેશ દરમ્યાન કોઇ એમની ફરી સતામણી નહિ કરે. પ્રોફેસર મહાશય પોતે ફરી વાર પોતાના ઝભ્ભાના જોર પર સરકારના અમલદારને ઝટઝટ પકડવા જતા પ્હેલાં વિચાર કરશે. પણ તેથી સરકારના અમલદારના મનમાં પ્રોફેસરને માટે કશું માન પેદા થયું શું ? પ્રોફેસર કંઇ પોતાના રક્ષણને સારૂ વિનંતિ કરવા નહોતા ગયા. તેઓ તો માણસજાત પર નાહક જુલમ ગુજરતો જોઇ વ્હારે ધાયા હતા. લૉર્ડ રોનાલ્ડશે સાહેબની ખોળાધરીથી ભવિષ્યમાં આવા જુલમમાંથી હિંદી પ્રજાનું રક્ષણ થવાનું ? અગર તો સરકારના અમલદારો હિંદી પ્રજા તરફ માનની નજરથી જોતા થવાના ?

સરકારના સિપાઇને રોજંદી કેળવણી કેવી અપાય છે એ જ મુદ્દો છે. અત્યારે એને અપાતી કેળવણીથી તો એને કુછંદી પશુ બનાવી મૂકવામાં આવે છે, અને અમુક પ્રસંગોએ તેને નિર્દોષ લોકો ઉપર છોડી મૂકવામાં આવે છે.

હિંદુસ્તાનના દાસો અને આઝાદો આજે જેલો વ્હાલી કરી રહ્યા છે તે આવા હીચકારા અને પશુવત બનાવો બનતા અટકાવવાને ખાતર. તેમણે જેલોને વધાવી લીધી છે તે બૂરામાં બૂરા ગુન્હેગારની પણ નાહકની છેડ ન થાય, તેનું પણ માનભંગ ન થાય એટલાજ માટે તેઓ કંઇ રાજતંત્રનો કેવળ યાંત્રિક હાથમદદ‌ો થએલો જોવા જેલ નથી ગયા. તેઓ જે ધરમૂળનો પલટો ઇચ્છે છે, જે રાજ્યપદ્ધતિના પલટાને સારૂ લાલાજી જેવા આજે વરસો થયાં ઝૂરે છે, જે પં૦ મોતીલાલજી જેવા રાજેશ્વરીઓને મન આજે પ્રાણવાયુ સમાન થઇ પડ્યો છે, અને જેની પાછળ એમણે આજે ફકીરી લીધી છે, તે પલટો લૉર્ડ રોનાલ્ડશે ચાહે તેટલા નિખાલસ ભાવે ચાહે તેટલી માફીઓ માગે અગર તો લૉર્ડ રેડિંગ ચાહે તેટલાં સુંવાળાં વિશેષણો વાપરે અને પોતાના અમલદારો કાયદાની મર્યાદાઓનું ઉલ્લંઘન ન કરે એ વિષે ચાહે તેટલી જાતે સંભાળ લે, તો પણ એમ ને એમ કદાપિ થવાનો નથી. પ્રજાની કુરબાનીથી અને આત્મયજ્ઞથી જ એ ફેરફાર થવાનો છે અને ઇશ્વરનો આભાર માનીએ કે એવા યજ્ઞને સારૂ પ્રજા આજે તૈયાર છે.

એક ચંકોર મિત્ર મ્હારા આશાવાદને મર્યાદામાં રાખવાના ઉદ્દેશથી મ્હને ચેતવે છે કે પ્રજાકીય બલિદાનના યજ્ઞની તો હજુ શરૂઆત છે; અને હજી તો આપણે આપણી સ્વતંત્રતાની કેટલીયે વધુ કિંમત આપવી પડવાની છે. એ ખરેખર માને છે કે આપણે તો હજુ જલીઆંવાલાની પુનરાવૃત્તિના પ્રસંગો નોતરવા પડશે અને

પેટે ચલાવેલા લોકોવાળી ગલ્લીમાં ધ્રૂજતા અને નાખુશીથી જવાને બદલે હસતે ચહેરે અને સાબૂત કદમથી જવું પડશે અને પેટ ઘસવાની ના પાડવા માટે ચાબૂકના માર ખાવા પડશે. હું મ્હારા મિત્રને ખાત્રી આપું છું કે મ્હારા આશાવાદમાં આ બધી વાતોને માટે અને એથી પણ આકરી વસ્તુઓને સારૂ સ્થાન છે. પણ સાથે હું એ વાતની પણ ખાત્રી આપું છું કે જો હિંદુસ્તાન આવું ને આવું શાંત અને દઢ રહે, જાલિમના જુલમને મનથી પણ પ્રતિકાર ન કરે—હું કબૂલ કરૂં છું કે આ કામ અઘરૂં છે, તથાપિ હિંદુસ્તાનની અત્યારની ઉચ્ચ મનોભૂમિકાએ તે એટલું બધું અઘરૂં નથી—તો માત્ર આપણી તેટલી તૈયારી અને તેને પરિણામે પ્રતિકારનો અભાવ જ વિરોધીઓના સમસ્ત પશુબળને અપવાસી રાખી હત કરશે, અને વાઇસરોય સાહેબ પણ આપણી આગળ બડી બડી વાતો કરવાને બદલે માણસાઇભરી ધીરજની વાતો કરશે અને હિંદી વાતાવરણમાં નવી રાજનીતિને સારૂ અવકાશ જોશે.

પણ જો આપણે ભાન ભૂલ્યા અને આપણી અહિંસાની પ્રતિજ્ઞાને વિસારી તો આપણે હજાર નવા જલિયાંવાલાબાગોને સારૂ અને હિન્દુસ્તાનને એક વિશાળ કતલખાનું બનેલું જોવાને સારૂ તૈયાર રહેવું જોઇશે. દેશબંધુ દાસ આપણને આવા બલિદાનને સારૂ તૈયાર રહેવા કહેતા ગયા છે. એમની ખાત્રી થઈ ચૂકી છે કે જેલનો ડર આપણે મૂકયો છે. અંગત હુમલાઓની કસોટીમાં થઇને પણ આપણે પસાર થઇ શકીશું એવો એમને કદાચ એમના પોતાના પુત્ર અને તેના સાથીઓના દાખલા ઉપરથી ભરોંસો છે, પણ તેઓ તો આપણને પ્રત્યક્ષ મરણનો ભય તજવા કહે છે. મ્હને ઉમેદ છે કે જો હિંદી પ્રજાના ભાગ્યમાં એવો વખત આવવાનો હશે તો તે સામે ઉભા રહેવા હિંદુસ્તાનમાંથી પૂરતા અસહકારીઓ નીકળશે, જેમને વિષે લખાશે કેઃ

**" તેમણે ગાળીઓ ખાધી પણ તેમનાં ભવાં સરખાં ન ચઢયાં; અને પોતાને મારનાર અજ્ઞાનીઓના કલ્યાણની પ્રાર્થના કરતાં કરતાં જ તેઓ મૂઆ. '**

અને જો આવેલી ખબરો સાચી હોય તો એ આસામી સ્વયં-સેવકોને ચાબૂકના માર પડયા છે અને લાહોરના સ્વયંસેવકોએ પણ તેમની ઉપર થએલો નિરંકુશ હુમલો ધૈર્યથી ઝીલી લીધો છે. આ લડત સાચે જ દિલ્લગી નથી. છેલ્લા બાર મહિના કે તેથી વધુ આપણે તાલીમ અને તૈયારી પાછળ ગાળ્યાં છે. હવે તો આપણે પાર ઉતર્યે જ છૂટકો છે. એમાં પાછા ફરવાની વાત જ નથી.

યંગઇન્ડિયા તા, ૨૨ ડીસેમ્બર, ૧૯૨૧.

# તાંડવ.

હિંદી સરકારના નવા વરસના બજેટમાં મીઠા જેવી ચીજ પરનો કર બમણો થયો અને જીંદગીની બીજી જરૂરી વસ્તુઓ પર કરના બોજા પડયા એ બીના ઉપર ચારેમેરથી આટઆટલા આ બધા નિષેધ અને ફિટકારના વર્ષાવ શા ? કોઈને વળી એ જ વાતનું અચરજ થઈ રહ્યું છે કે લશ્કરી ખરચોને સારૂ બાસઠ કરોડ જેવડી રાક્ષસી રકમ રજૂ કરતાં હિંદી સરકારના ખજાનચી સાહેબને મ્હોડાની માફી સરખી જરૂરી નથી ભાસતી !

હકીકત તો એ છે કે જે જરૂરી છે, જીવાદોરી સમું છે, તેને સારૂ માફી શી માગવી ? પ્રજામાં પ્રાણ સંચરતા જાય તેમ તેની ઉપરના લશ્કરી બોજા વધાર્યે જ છૂટકો. હિંદમાં નભાવવામાં આવતાં લશ્કરો હિંદના રક્ષણને સારૂ છે શું ? એ તો આ હતભાગી દેશને ચૂસી ખાવા મળેલા વેપારી અંગ્રેજોનો પાશ હિંદ ઉપર અકબંધ રાખવાને સારૂ છે. આ ઉઘાડું સત્ય છે. મોંટેગ્યુ સાહેબે નિખાલસપણે એનો ઉઘાડો એકરાર કર્યો છે. બંગાળના વેપારી ચેમ્બરના નિવૃત્ત

થતા પ્રમુખે આ વાત કબૂલ કરી છે; મુંબઇના ગવર્નર સાહેબે પણ કહી છે. એ લોકને આપણી જોડે વેપાર કરવો છે અને તે આપણને પોસાય તે શરતોએ નહિ, તેમને પોતાને રૂચે તે ઢબે.

બોલનાર દરબારી ભાષા વાપરે કે બાખું બોલે, અર્થ એકનો એક જ છે. ધારાસભાઓ દરબારી ભાષા કેળવવાનાં સ્થાન છે. આપણને તેની જરૂર હોય તો તેની કિંમત આપણે ભરવી રહી. સુધારા આપણી છાતી ઉપર પિશાચની પેરે બેઠા છે. તેની બળતરા પાછળ સેંકડો દોષ ભૂલાઇ જાય છે: આ મોઢાના કર જેવી જળો સુદ્ધાં.

એમનું કહેવું છે, ' તમે જખ મારો છો: હિન્દુસ્તાનના અમે ધણી છીએ અને ધણી રહેવાના. ' આપણને લાગે છે કે આપણું કલ્યાણ પણ બીજા શેમાં છે ? આપણ એકબીજાનું એકબીજાથી રક્ષણ કરનાર બ્રિટિશ બાવડાંની શક્તિ આપણી વચ્ચે રહ્યા વગર આપણે આપસમાં લઢીવઢી કપાઇ ન મરીએ શું ? આમ આપણા સગા ભાઇઓને હાથે મરવાની બીકે આપણે ગુલામીમાં સુખ માનતાં શીખ્યા છીએ !

આવી કાઉન્સિલો અને વડી ધારાસભાઓના માયાવી બુરખા નીચે છૂપાએલી કાતિલ આપખુદીની આણ નીચે રહેવા કરતાં કોઈ સિપાહીરાજની આણ નીચે રહેવું હજાર દરજ્જે બહેતર છે. આ તો હપતે હપતે મારવાનું છે અને મોતના ખરચ ભરતા જવાનું છે.

અને જો જીવતર આટલું વ્હાલું છે તો પછી ઉજળે મ્હોંએ સાચી વાત કરી નાંખીને, ' છડેચોક જોહુકમી કરીએ છીએ એમ કહો ને રાજ કરો ' એમ કહેવું છોડી, 'હપતે હપતે સ્વતંત્રતા મેળવી રહ્યા છીએ' એવો દંભ કર્યામાં પણ શો સાર છે ? હપતે હપતે સ્વાતંત્ર્ય મળ્યા કદિ સાંભળ્યા છે ? સ્વાતંત્ર્ય જન્મના જેવી ક્રિયા છે.

જયાં સુધી આપણે સંપૂર્ણ સ્વતંત્ર નથી ત્યાં સુધી ગુલામ છીએ. જન્મમાત્ર એક ક્ષણમાં જ થાય છે.

મહાસભાનો આવડો ડર એ જન્મપળની નજીક આવતા સ્વાતંત્ર્યના ડર સિવાય બીજું શું છે ? મહાસભા એક કરાળ પ્રજાકીય વસ્તુ થઇ પડી છે, એના પ્રાણ લીધે જ છૂટકો: કાયદાબાયદા કુછ નહિ. કોઇને કોઇ પ્રકારે પણ જો પ્રજાને પૂરતી થથરાવી મૂકાય તો વળી પાછું એકાદ સૈકા સુધી પેલાઓને નચિંતપણે ચૂસવા-ચરીખાવા મળે. ખુદ હિન્દુસ્તાનના શરીરમાં એટલો વખત કશું ચૂસવા સરખું રહે કે નહિ, અગર તો દિનપ્રતિદિન વધતા જતા બોજા તળે પ્રજા આખી માખીઓની પેરે મરી ખૂટે એ અલાયદો સવાલ છે. માણસ લીલું નાળીએર ખાવા બેસે છે ત્યારે તાજા કોપરાની દયા ખાવાનું એનું કામ નથી હોતું. કોપરૂં કોપરૂં કોરી ખાઇને પૂરૂં કરે છે એટલે કાચલું ગબડાવી મેલી પેટે હાથ ફેરવે છે. આપણને એમાં કશુંયે અજુગતું નથી દેખાતું. વેપારી પણ નબળા ઘરાકને મૂંડવામાં પાછું વાળીને જોવાની જરૂર નથી જોતો. એમાં નિષ્ઠુરતા વળી કેવી ? હૃદય હોય ત્યાં દયાનિર્દયતા. વેપારી બચ્ચો મૂંડાય તેટલું મૂંડે ને એક ઘરાક પૂરૂં થયે પાછો ફેરીએ નીકળે. વેપાર એ તો વેપાર.

ધારાસભાવાળાઓ તેમનાં ભાડાં ને ભથ્થાંના ભૂખ્યા, પ્રધાનો તેમના પગારના ભૂખ્યા, વકીલો ફીના ભૂખ્યા, ફરીઆદીઓ હુકમનામાંના ભૂખ્યા, માબાપો પોતાનાં છોકરાંઓને ઝટ નોકરીઓ મળે એવી કેળવણીના ભૂખ્યા, લખપતિઓ કરોડ કરવાના ભૂખ્યા અને સૌ મામણમુંડા સમાન જીવનમાં નરી નામરદાઇથી ભરેલી શાંતિના ભૂખ્યા આખું કુંડાળું પેલી મધ્યવર્તી ટોળીની ફરતું ફુદડી ફરે છે. સૌ કોઇ તાંડવમાં ચકચૂર છે. ચક્કરમાંથી છૂટા પડવાની વૃત્તિ

કોઇની નથી અને તેથી જેમ જેમ ફુદડી ફરનારાઓની ગતિ વધતી જશે તેમ તેમ ફરનારાઓના હર્ષોન્માદનો સૂર્ય પણ ચડતો જશે. પણ આ વિનાશકાળનું તાંડવનૃત્ય છે અને તેના હર્ષ અને ઉન્માદ અંતકાળના ડચકાં ખાતા મુમૂર્ષુની તૂટતી નાડીઓના ઉછાળા છે.

આ તાંડવ ચાલૂ રહેશે ત્યાં સુધી દેશ ઉપરના ખરચના બોજા વધ્યે જ જવાના. હું તો અસહકારીઓની ખમતી પીઠ પર પણ વધુ બોજા પડેલા જોવા તૈયાર થઇ બેઠો છું. તેમને માટે તો એક જ માર્ગ છે. જે કંઇ વધારા થાય તે તરફ, ચિત્તને ક્ષોભ પામવા ન દેતાં પોતે સ્વીકારેલા ધર્મ ઉપર કાયમ રહી શાંત વૃત્તિથી જોયાંકરવું. એ બધું અટકાવવાનો, એ બધું અટકવાનો એકમાત્ર માર્ગ અહિંસા છે. કારણ કે અહિંસાધર્મપાલનનો મ્હોટામાં મ્હોટો અંશ એ વાતમાં રહેલો છે કે જે વ્યવસ્થિત પશુબળના આયોજનપર આ સરકારે પોતાનું આખું ચણતર ચણ્યું છે એ પશુબળની ભાગીદારીમાંથી પ્રજાએ નીકળી જવું. જો પશુબળને જ રસ્તે સરકારની બરાબરી કરીને આપણે એને હંફાવવા નીકળીશું તો તો આપણા વિરોધીના કરતાંયે વધુ મોટાં ખરચોના બોજામાં આપણે ઉતરવું પડવાનું. અને પેલા ચક્કરમાં ફુદડી ફરનારા નર્તકોને તેમના નૃત્યના જીવલેણ અન્તની વાત આપણે ભલે ન સમજાવી શકીએ તો પણ પ્રજા, જે આજે તેમાં ભાગ લઇ રહી છે અને નાદાન સુલેહશાન્તિને ખાતર પોતાની સ્વતંત્રતા અને આઝાદી વેચી રહી છે, તેને તો આપણે અલબત્ત સમજાવી શકીએ. આમ કરવાનો માર્ગ એ જ છે કે સ્વતંત્રતા મેળવવાનો એક માત્ર માર્ગ અહિંસા—ગુલામને માથે લદાયેલી ફરજીઆત અહિંસા નહિ પણ શૂરાની, આઝાદની, સ્વેચ્છાપ્રેરિત અહિંસા—જ છે એ વાત આપણે પ્રજાના દિલમાં ઠસાવીએ.

યંગઇન્ડિયા, તા. ૯ માર્ચ, ૧૯૨૨.

# ઇતિહાસનું પુનરાવર્તન.

## ' સરકીટ હાઉસ ' ઉપર.

તા. ૧૮મી માર્ચ ને શનિવારની સૌ કોઇ ઇન્તેજારીથી રાહ જોતું હતું. કેસ શાહીબાગમાં નવા જ ચણાએલા ' સરકીટ હાઉસ 'ના મકાનમાં રાખેલો હતો. ગાંધીજીની ઇચ્છાને માન આપી અદાલતના મકાન પર ન જવાની આમપ્રજાને વિનંતિ કરનારા સ્થાનિક આગેવાનોની સહીનાં હસ્તપત્રકો શહેર આખામાં વહેંચાયાં હતાં, તેથી આ મકાનના કમ્પાઉંડ બહાર કોઇ છૂટાછવાયા લોકો સિવાય ઝાઝા લોક નહોતા. માત્ર કમ્પાઉંડમાં હથિયાર વગરના પોલિસ સિપાઇઓની બે ટુકડીઓ તેમજ આજુબાજુનાં મકાનોનાં કંપાઉન્ડોમાં હથિયારબંધ સિપાઇઓની ઠીક ઠીક તૈયારીઓ કરી રાખેલી જોવામાં આવતી હતી. જેમને કોરટમાં જવાના પાસ મળ્યા હતા તે ૧૦ વાગ્યાથી જ ત્યાં જઇને ગોઠવાઈ ગયા હતા. પાસ નહોતા

મળ્યા તેઓ અંદર શું ચાલે છે તે વહેલામાં વહેલું જાણવા મળશે એ આશાએ રસ્તા ઉપર ઉભા હતા. દરેકના મ્હોં ઉપર ગંભીરતા અને સ્હેજ ચિન્તા દેખાતી હતી. મકાનનો હૅાલ ન્હાનો હતો તેથી પાસધારીઓથી તે સહેજે ચીકાર ભરાઇ ગયો હતો. સ્ત્રીઓની સંખ્યા પણ ઠીક હાજર હતી. સિવાય, મહાસભાની કારોબારી સમિતિની બેઠક આગલે જ દિવસે ગએલી હોવાથી પ્રાન્ત પ્રાન્તના આગેવાનો આ ઐતિહાસિક મુકદ્દમો જોવા પધાર્યા હતા. બધી ખુરસીઓમાં બે કાળી પીઠવાળી ખુરસીઓ જુદી તરી આવતી હતી ને તે કોને માટે છે તે સૌ કોઇ કળી શકતું હતું.

## અદાલતનું વાતાવરણ.

બરાબર બારમાં ચૌદ મિનિટ હતી તે વખતે પૂજ્ય ગાંધીજી અને ભાઇશ્રી શંકરલાલ બૅંકરને સાબરમતી જેલમાંથી પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટ મિ૦ હેલી લઇ આવ્યા. ગાંધીજીએ કોરટના ઓરડામાં પ્રવેશ કરતાં જ ઓરડામાંના એકેએક માણસથી સ્વાભાવિક આદર-ભાવથી સ્હેજે જ ઉભા થઈ જવાયું.

જેની સાધુવૃત્તિથી કોરટ પણ અંજાઇ જાય તેને દોષિત કે નિર્દોષ ઠરાવવા માટે આ બધી કવાયત ચાલી રહી હતી એ જોઇ મનમાં એક જ સંત–સત્યવાદી પુરુષની આગળ મ્હોટમોટી સલ્તનતો અને તેના બધા કાયદાઓ કેટલા પામર દેખાય છે તેનો આબેહૂબ ચિતાર ખડો થતો હતો.

ગાંધીજી ઉપરનો આરોપ પૂરવાર કરવા માટે સરકારે રોકેલા મુંબઈના એડવોકેટ જનરલ મિ. સ્ટ્રૅંગમેને વખતસર આવી પહોંચ્યા. તેમણે મહાત્માજીને અદબથી માથું નમાવ્યું.

## કેસની શરૂઆત.

બરોબર બારને ટકોરે સેશન્સ જજ મિ૦ બ્રૂમફીલ્ડ પૂર રૂઆબમાં આવી પહોંચ્યા.

મુકદ્દમો શરૂ થયો. રજીસ્ટ્રાર મિ૦ ઠાકોરે મહાત્માજી અને તેમના સાથી ભાઇ શંકરલાલ સામેનું તહોમતપત્રક ખડા સૂરમાં વાંચી સંભળાવ્યું. લોકોને 'યંગઇન્ડિયા'ના ત્રણ રાજદ્રોહી લેખો કોરટની વચ્ચે ફરી એકવાર નીરાંતે સાંભળવાની તક મળી.

જડજે મહાત્માજીને સંબોધીને કહ્યું:—

'કાયદા પ્રમાણે મારે તમને તહોમતપત્રક સંભળાવવું જોઇએ એટલું જ નહિ પણ તે સમજાવવું પણ જોઇએ. છતાં હું નથી માનતો કે મારે ઝાઝા સ્પષ્ટીકરણમાં ઉતરવાની જરૂર હોય.'

પછી તેમણે રાજદ્રોહ, અપ્રીતિ, વગેરે શબ્દોના કાયદેસર અર્થ કહ્યા. અપ્રીતિ એટલે બેવફાદારી અને શત્રુતાની બધી ભાવનાઓ. એમાં જ રાજકીય અસંતોષ અને રાજ્ય સાથે છૂટાછેડા એ બધું આવી જાય છે, એવું એવું કેટલુંક તેમણે સમજાવ્યું અને પછી મહાત્માજીને પૂછ્યું:

'તમે તહોમત કબૂલ કરો છો કે મુકદ્દમો ચલાવવા માગો છો?'

મહાત્માજી ઉભા થયા. કોરટમાં અપૂર્વ શાંતિ વ્યાપી રહી. શાન્ત અવાજે તેઓ બોલ્યા:

'મારી સામેના દરેક તહોમતનો હું સ્વીકાર કરૂં છું. નીચલી કોરટે શહેનશાહ સામે અંગત અપ્રીતિ ફેલાવવાનું તહોમત મારા ઉપર મૂકેલું તે આ તહોમતપત્રકમાં પડતું મૂકવામાં આવ્યું છે એમ હું જોઉં છું. એ યોગ્ય થયું છે.'

શંકરલાલભાઇને પણ એ જ સવાલ પૂછાયો ને તેમણે પણ હા ભણી.

## સરકારપક્ષની દલીલ.

કોરટે એડવોકેટ જનરલને કહ્યું: 'તહોમતદાર તહોમત કબૂલ કરે છે, તો હવે મુકદ્દમાનો આખો વિધિ જરૂરી છે શું?'

એડવોકેટ જનરલ મુકદ્દમો ચલાવવા ઈન્તેજાર હતા. તેમણે કહ્યું, ગુન્હો સાબિત કરવા ખાતર નહિ પણ સજા કેટલી ઠરાવવી એ નક્કી કરવા મુકદ્દમો ચાલવાની જરૂર ખરી. પોતાના મુદ્દાના ટેકામાં તેમણે કેટલીક દલીલ કરી. તેમણે કહ્યું, તહોમતદારે કંઈ આ ત્રણ લેખો લખવાનો જ ગુન્હો નથી કર્યો, પણ આ લેખો તો તેમણે રાજ્ય સામે જે ખુલ્લી અને પદ્ધતિસર લડત માંડી છે તેનો અંશ માત્ર છે. આ વાત પૂરવાર કરવા તેમણે 'યંગઇન્ડિયા'માંથી કેટલાક ફકરાઓ વાંચી બતાવ્યા. તે પછી સજા સખત થવી જોઇએ એવી દલીલ કરતાં તેમણે કહ્યું, કે જ્યારે કોઇ ભાગમાં એક જ પ્રકારના ગુન્હા વધારે થાય છે ત્યારે મુખ્ય ગુન્હેગારને કાયદા પ્રમાણે દાખલો બેસે તેવી સજા કરવી જોઇએ. વળી ગુન્હેગાર ઉંચી કેળવણી પામેલ શખ્સ છે અને લોકોના માનીતા નેતા છે, એટલે તેઓની આવા પ્રકારની લડતની લોકો ઉપર શી અસર થાય એ પણ કોરટે ધ્યાનમાં લેવું જોઇએ. જો કે તેમના લેખોમાં અહિંસા ઉપર નિરંતર ભાર મૂકવામાં આવતો રહ્યો છે તોપણ જ્યારે અપ્રીતિ પદ્ધતિસર ફેલાવવામાં જ આવતી હોય ત્યારે અહિંસાના ઉપદેશની કશી કિંમત નથી. તહોમતદારની લડતનાં પરિણામ મુંબઇ, મદ્રાસ અને ચૌરીચારાનાં ભયંકર રમખાણોમાં આવેલાં છે.

## 'માલદાર માણસ'.

બીજા તહોમતદારે આ લેખો છાપવા જેટલો જ ગુન્હો કર્યો છે. માટે જો કે તે ઓછા શિક્ષાપાત્ર છે, છતાં કાયદાની દૃષ્ટિએ ગુન્હો ઓછો ગંભીર નથી. તે માલદાર માણસ છે, માટે તેમનો ખાસી રકમનો દંડ કરવો જોઇએ એવી મારી સૂચના છે.

એડવોકેટ જનરલની દલીલ સાંભળ્યા પછી પણ કોરટે મુકદ્દમો આગળ નહિ ચલાવવાનો પોતાનો નિશ્ચય ન ફેરવ્યો. જજે કહ્યું,

"હવે સજા ફરમાવવાની જ બાકી રહે છે. પણ તે પહેલાં તહોમતદારને સજા વિષે કંઈ કહેવું હોય તો મારે સાંભળવું છે."

મહાત્માજીએ લેખી એકરાર વાંચી સંભળાવવાની ઇચ્છા જણાવી ને કહ્યું કે તે રજૂ કરતાં પહેલાં હું થોડું કહેવા ઇચ્છું છું. આ બધું બેઠાં બેઠાં જ બોલવાની રજા લઇ તેમણે ચલાવ્યું.

## ગાંધીજીનું ભાષણ.

"મારો લેખી એકરાર વાંચું તે પહેલાં હું કહેવા ઇચ્છું છું કે મારે વિષે વિદ્વાન એડવોકેટ જનરલે જે ટીકા કરી છે તે હું પૂરેપૂરી સ્વીકારી લઉં છું. હું માનું છું કે તેમણે મારે વિષે જે કંઇ કહ્યું છે તે કહેવામાં તેમણે મને પૂરેપૂરો ન્યાય કર્યો છે, કારણ તેમણે જે કહ્યું તે તદ્દન સાચું છે. કોર્ટથી એ વાત છૂપાવવા હું જરાયે ઇચ્છતો નથી કે ચાલૂ રાજ્યપદ્ધતિ સામે અપ્રીતિ ફેલાવવાની તો મને લગભગ લ્હે લાગી છે.

એડવોકેટ જનરલ સાહેબે બરાબર કહ્યું છે કે 'યંગઇન્ડિયા' સાથે મારો સંબંધ બંધાયો ત્યારથી જ કાંઈ મેં 'અપ્રીતિ' ફેલાવવા માંડી છે એમ નથી. મારૂં એ કામ તો વહેલાનું શરૂ થએલું છે અને હમણાં હું જે એકરાર વાંચવાનો છું, તેમાં કોર્ટ આગળ તે કબૂલ કરવાની મારી દુઃખદાયક ફરજ હું બજાવીશ કે એડવોકેટ જનરલ સાહેબે કહ્યું છે તે કરતાંય વહેલાનું આ સરકાર પ્રત્યે અપ્રીતિ ફેલાવવાનું કામ મેં શરૂ કરેલું છે. મારે માટે એ અતિશય દુઃખદાયક ફરજ છે, પણ મારે માથે જે જવાબદારીઓ રહેલી હતી તે જોતાં તે ફરજ મારે અદા કરવી જ પડી છે. મુંબઈ, મદ્રાસ અને ચૌરીચૌરાના બનાવોના સંબંધમાં જે જવાબદારી વિદ્વાન એડવોકેટ જનરલે મારે માથે નાંખી છે તે બાબતમાં મારો ગુન્હો હું સ્વીકારી લઉં છું. આ બાબત ઉપર ઉંડો વિચાર કર્યા પછી,

તેના ચિંતનમાં રાતની રાતો ગાળ્યા પછી અને મારૂં મન બરાબર તપાસ્યા પછી હું એ નિર્ણય પર આવ્યો છું કે ચૌરીચૌરાના રાક્ષસી હત્યાકાંડ અથવા તો મુંબઇના ગાંડા અત્યાચારો સાથે મારે કશી લેવાદેવા નથી એમ કહેવું એ મારે માટે અશક્ય છે. તેમણે વાજબી જ કહ્યું છે કે એક જવાબદાર માણસ તરીકે, એક દુનિયાદારીના અનુભવી માણસ તરીકે મારા દરેક કામનાં પરિણામો મારા ધ્યાનમાં હોવાં જ જોઇતાં હતાં. તે પરિણામો મારા ધ્યાનમાં હતાં જ. હું જાણતો હતો કે હું જોખમ ખેડી રહ્યો છું; હું આગ સાથે ખેલી રહ્યો હતો એ મારી ધ્યાન બહાર નહતું જ; પણ મારે કહેવું જોઇએ કે જો મને અત્યારે છૂટો કરવામાં આવે તો હજી હું તેમ જ કરૂં.

આજે સવારે મને લાગ્યું કે અત્યારે હું જે કહું છું તે હું ન કહું તો મારી ફરજ હું ચૂકું. હું અશાંતિ ટાળવા ઇચ્છતો હતો, હજીયે ઇચ્છું છું. અહિંસા મારા ધર્મનો પહેલો મંત્ર છે અને એ જ મારા ધર્મનો છેલ્લો મંત્ર છે. પણ મારે તો બે બૂરાઇઓ વચ્ચે પસંદગી કરવાની હતીઃ કાં તો મારે મારા દેશને પારાવાર નુકસાન કરી રહેલી રાજ્યપદ્ધતિને વશ થવું રહ્યું, નહિ તો મારે મુખેથી દેશની વાસ્તવિક સ્થિતિ વિષે સાંભળ્યા પછી મારા દેશબંધુઓનો પિત્તો ઉછળે એવું જોખમ ખેડવું રહ્યું. મારા દેશબંધુઓ કેટલીક વાર ગાંડા બન્યા છે તે હું જાણું છું. તે માટે મને ખૂબ દુઃખ થયું છે. અને તેથી જ અહીં હું નરમ સજા નહિ પણ સખતમાં સખત સજા માગી લઉં છું.

હું દયા માગતો નથી. તેમ મારા ગુન્હાને હળવો ગણવો એવી પણ કશી દલીલ કરવા ઇચ્છતો નથી. માટે કાયદાની દૃષ્ટિએ જે ઇરાદાપૂર્વક ગુન્હો ગણાય, પણ મારે મન તો જે દરેક શહેરીની એક ઉંચામાં ઉંચી ફરજ છે તે માટે સખતમાં સખત સજા માગી

લેવા અને તેને તાબે થવા હું અહીં બેઠો છું. મારા લેખી એકરાર-માં હું હમણાં જ જણાવવાનો છું તેમ, હે ન્યાયાધીશ! તમારે માટે બે જ માર્ગ ખુલ્લા છે. જો તમને લાગે કે જે કાયદાનો તમારે અમલ કરવાનો છે તે એક પાપી વસ્તુ છે અને ખરૂં જોતાં હું નિર્દોષ છું તો તમે તમારી જગાનું રાજીનામું આપો અને એમ કરીને પાપનો સંગ તજો; પણ જો તમને એમ લાગે કે જે કાયદાનો તમે અમલ કરો છો અને જે પદ્ધતિ ચલાવવાંમાં મદદ કરો છો તે સારી વસ્તુ છે અને તેથી મારી પ્રવૃત્તિ પ્રજાહિતને નુકસાનકર્તા છે તો કડકમાં કડક સજા ફરમાવો. મેં પહેલો કહ્યો તેવો પલટો તમારામાં થાય એમ હું ધારતો નથી. પણ મારો એકરાર હું પૂરો વાંચી રહું તે પહેલાં એક સમજુ માણસને આટલું ભારે જોખમ ખેડવા પ્રેરે એવું શું શું મારા હૈયામાં વલોવાઇ રહ્યું હોતું જોઇએ તેની ઝાંખી કદાચ તમને થશે. '

બાદ પોતાની જગાએ બેઠા મહાત્માજીએ પોતાનો લેખી એક-રાર× વાંચી સંભળાવ્યો હતો.

કોરટના તે નાનકડા દિવાનખાનામાં ગાંધીજીની વાણી મેઘ-ગર્જનાની પેઠે ગાજતી હતી. તે એકરાર નહોતો, પણ આખી જીંદ-ગીના રાજદ્વારી અનુભવોનો અર્ક હતો. ક્ષણેક એમ જ ભાસ્યું કે **મહાત્માજી સામે મુકદ્દમો ચાલતો નથી, પણ જગત્ સમસ્તની કોરટમાં બ્રિટિશ સલ્તનત તહોમતદાર તરીકે ઉભી છે અને એક સત્યવાદી સાક્ષી પોતાના હૃદયની વાણી વડે તહોમતદારનો આરોપ પૂરવાર કરી રહ્યો છે. ગાંધીજીએ જેમ રાજદ્રોહનો આરોપ કબૂલ કર્યો અને સજા માગી લીધી તેમજ બ્રિટિશ સલ્તનતે પણ જજના રાજીનામા મારફતે પ્રજાદ્રોહનો અપરાધ કબૂલ કર્યો હોત તો આકા-શના દેવો તે પ્રસંગ જોવા પૃથ્વી પર ઉતરી આવત.**

---

× પૃષ્ઠ ૭૯૯.

ગાંધીજીનો એકરાર કોરટ સામેનો એકરાર નહોતો, પણ તે આખા હિંદનો અવાજ હતો. કાયદાની રૂએ સ્થાપન થએલી બ્રિટિશ સત્તા પ્રજાની સંમતિથી સ્થાપન થએલી નથી. હિંદુસ્તાનના કાયદાઓનું વલણ અને હિંદનુ કલ્યાણ એક દિશામાં વહેતાં નથી, એ ભીષણ સત્ય આ એકરાર પૂરવાર કરે છે. આ એક નાના સરખા લેખમાં બ્રિટિશ સ્વાર્થની કૃતઘ્નતા ઉઘાડી પડી છે અને ચાણુક્યની જેમ ઘોર પ્રાયશ્ચિત કર્યા વગર તે કલંક ધોવાવાનું નથી.

## શ્રી૦ શંકરલાલનો એકરાર.

મહાત્માજીના એકરાર બાદ ભાઇ શંકરલાલે પોતાનો એકરાર કર્યો.

ભાઇ શ્રી શંકરલાલ બોલ્યા: " મારે એટલું જ કહેવું છે કે મુકદ્દમામાં રજૂ થયેલાં લખાણો છાપવાનું સદ્‌ભાગ્ય મને મળ્યું હતું. મારા પરના આરોપનો હું સ્વીકાર કરૂં છું. સજા બાબત મારે કશું કહેવું નથી."

જેમને મહાત્માજીએ મૌની તરીકે ઓળખાવ્યા છે તેમનો એકરાર આથી લાંબો કયાંથી હોય ?

બધું પતી ગયું. હવે સજા ફરમાવવાનું જ બાકી રહ્યું હતું. જજલોકોને પોતાના ઉદ્‌ગાર કાઢવાનો આ સમય હોય છે. બાર વરસ પહેલાં જસ્ટિસ દાવરે લોકમાન્ય વિષે કાઢેલા ઉદ્‌ગાર સૌ કોઇને યાદ છે. આ મુકદ્દમામાં મિ. બ્રૂમફિલ્ડે કાઢેલા ઉદ્‌ગારો બીજી રીતે લોકોના સ્મરણમાં રહેશે. મિ. બ્રૂમફિલ્ડ કાયદો તોળી આપનાર જજ કરતાં વધારે ચડી ન શક્યા, તેને માટે તેમને કોઇ દોષ ન દે. તે તો પ્રાકૃત માણસની જ દૃષ્ટિ રાખી ન્યાયાસન પર બેઠા ને ગાંધીજીની મહત્તા ધ્યાનમાં આણવાની પોતાની અશક્તિ જણાવી જૂના શિરસ્તા મુજબ સજા ફરમાવી દીધી. તેઓ બોલ્યા:

## ચૂકાદો.

"મિ૰ ગાંધી, તમે આરોપનો સ્વીકાર કરી એક રીતે મારૂં કામ સરળ કરી આપ્યું છે પણ તમને કેટલી સજા આપવી એ નક્કી કરવાનું કામ સહેલું નથી. મને નથી લાગતું કે આ દેશમાં કોઇ પણ જજ આગળ આટલું અઘરૂં કામ કોઇવાર આવી પડયું હોય. કાયદાની દૃષ્ટિએ કોઇ નાનું કે મોટું નથી. છતાં અત્યાર સુધી મેં જેમના જેમના ફેંસલા કર્યા છે અથવા જેમના ફેંસલા કરવાના ભવિષ્યમાં મારા હાથમાં આવશે તે બધા કરતાં તમે જુદી જ કોટિના પુરૂષ છો તે તરફ મારાથી દુર્લક્ષ કરાય એમ નથી. તમારા કરોડો દેશબન્ધુઓની દૃષ્ટિમાં તમે મહાન દેશભક્ત છો, મહાન નેતા છો એ વસ્તુ તરફ પણ દુર્લક્ષ કરાય તેમ નથી. રાજ્યપ્રકરણમાં જેઓ તમારાથી જુદા પડે છે તેઓ પણ તમને ઉચ્ચ આદર્શવાન ગણે છે. તેઓ તમને અલૌકિક જ નહિ પણ સંતકોટિના પુરૂષ માને છે.

પણ મારે તો તમારો એક જ દૃષ્ટિએ વિચાર કરવો રહ્યો. બીજી કોઇ પણ દૃષ્ટિએ તમારો કાજી બનવાની કે તમારી ટીકા કરવાની મારી અહીં ફરજ નથી અને તેવો દાવો પણ હું નથી કરતો. મારે તો જેણે પોતાની મેળે કાયદાનો ભંગ કર્યાનું કબૂલ કર્યું છે અને જે સામાન્ય માણસની દૃષ્ટિએ સરકાર સામેનો ગંભીર ગુન્હો ગણાય છે તે કર્યાનું પોતાને મ્હોડે કબૂલ કરે છે તેવા તમને એક કાયદાને આધીન મનુષ્ય તરીકે ગણીને જ તમારો ઇન્સાફ કરવો રહ્યો છે. તમે હિંસા ને તોફાન સામે નિરંતર ઉપદેશ કર્યો છે, એ હું ભૂલતો નથી. અને હું એ પણ માનવા તૈયાર છું કે ઘણા પ્રસંગોએ તમે તોફાન અટકાવેલ પણ છે. પણ તમારા રાજકીય ઉપદેશનું સ્વરૂપ જોતાં અને તે ઉપદેશ જે લોકોને તમે કર્યો છે તેમનો સ્વભાવ જોતાં તમારી પ્રવૃત્તિને પરિણામે તોફાન થાય નહિ

એવી આશા તમે કેમ રાખી એ મ્હારી સમજશક્તિની બ્હાર છે. કોઇ પણ સરકારને માટે તમને છૂટા રાખવાનું તમે અશક્ય કરી મૂક્યું એનું ખરેખર જેમને દુઃખ ન થયું હોય એવા ભાગ્યે જ કોઇ લોક હિંદુસ્તાનમાં હશે. પણ તમે પોતે તે સ્થિતિ આણી.

## ઇતિહાસનું પુનરાવર્તન.

છતાં તમને ન્યાય પણ મળે અને સાર્વજનિક હિત પણ સચવાય એમ બન્ને વાતનો મેળ કઇ રીતે બેસાડી શકાય એનો જ હું વિચાર કરી રહ્યો છું, અને તમને સજા કરવાની બાબતમાં બારેક વરસની વાત પર ચાલેલા આવા જ બીજા એક મુકદ્દમાને હું અનુસરવા માગું છું. મિ. બાળ ગંગાધર તિલકને આ જ કલમની રૂએ સજા થએલી. તે વખતે છેવટે ૭ વરસની આસન કેદની સજા તેમને ભોગવવી પડેલી. મ્હને ખાત્રી છે કે જો હું તમને મિ. તિલકની હારમાં બેસાડું તો તેમાં તમને અયોગ્ય નહિ લાગે. તેથી તમને દરેક ગુન્હાને માટે બબ્બે વરસની આસનકેદ, એટલે કે બધી મળીને ૭ વરસની આસનકેદની સજા ફરમાવવાની મ્હને મારી ફરજ લાગે છે. આ સજા ફરમાવતાં હું એટલું ઉમેરવા માગું છું કે ભવિષ્યમાં જો હિંદુસ્તાનનું રાજદ્વારી વાતાવરણ શમે અને સરકાર તમારી સજા ઓછી કરી તમને છોડી દઇ શકે તો તે દિવસે મ્હારા જેટલો આનંદ બીજા કોઇને નહિ થાય.

## શ્રી૦ શંકરલાલને ૧ વરસ.

મિ. બેંકર, હું ધારૂં છું કે તમે તો ઘણે ભાગે તમારા મુખીની છાયામાં છો. તમારા સામેના આરોપમાંથી પહેલા બે બાબને સારૂ દરેકને માટે ૬ મહિનાની આસનકેદ તથા ત્રીજા બાબને સારૂ એક હજાર રૂપીઆ દંડ અને તે ન ભરો તો વધુ ૭ મહિનાની આસન કેદની સજા ફરમાવું છું."

## જજનો આભાર.

ગાંધીજી ( જજને ):—હું એક જ શબ્દ ઉમેરવા ઇચ્છું છું. મ્હારી ઉપર સજા ફરમાવતાં સ્વર્ગસ્થ લોકમાન્ય બાળ ગંગાધર તિલકના મુકદ્દમાની યાદ દેવડાવીને આપે મ્હને મ્હોટું માન આપ્યું છે. હું એટલું જ કહેવા માગું છું કે એ મહાન પુરૂષના નામ સાથે મારૂં નામ જોડાય એને હું મ્હારૂં મ્હોટામાં મ્હોટું ભાગ્ય અને મ્હોટામાં મોટી ઇજ્જત સમજું છું. અને મ્હને કરવામાં આવેલી સજાની બાબતમાં તો હું અલબત્ત માનું છું કે કોઇ પણ જજ મ્હારા ઉપર જે હળવામાં હળવી સજા ફરમાવી શકે તેટલી હળવી સજા મને કરવામાં આવી છે. અને અહીંઆ ચાલેલા કામકાજને વિષે પણ મારે એટલું કહેવું જોઇએ કે અહીંઆ જેટલો વિનય બતાવવામાં આવેલો મં જોયો એથી વધુની આશા રાખી શકાય નહિ.

## ' यावत्पुनर्दर्शनम् '

સજા આપી જજ સાહેબે રજા લીધી. દરમ્યાન પોલિસ અમલદારો મહાત્માજી સૌ જોડે મળી હળી લે પછી તેમને લઇ જવાની ગોઠવણ કરવા બહાર ચાલ્યા ગયા. તે પછી તો કોરટ હતી ત્યાં મંદિર બની ગયું. જે કૃત્યને સરકારી અદાલતે ગુન્હો ઠરાવ્યો તે જ કૃત્ય કરવાને માટે નાના મોટા સહુ કોઇ મહાત્માજીને પગે લાગ્યા. અદાલતના અમલદારો અને સરકારી વકીલ સુદ્ધાં પગે લાગ્યા ! જે વિચારો મહાત્માજીના છે તે જ આજે કરોડો હિંદવાસીઓ ધરાવે છે, છતાં સરકારે આ એક જ પુરુષને કેમ પરહેજ કર્યા હશે, એનો આપણે વિચાર કરવો ઘટે છે. મહાત્માજીના મેરુ સમા ધૈર્યથી ઘણાખરાને ધીરજ આવી હતી, છતાં કેટલીયે આંખો પ્રેમભીની તો થઇ જ. કેટલાયે લોકોને મહાત્માજીની

વાણી અન્તરાત્માના અવાજ સમી હતી. તેમને લાગણી થયા વગર કેમ રહે? પણ આ લાગણી દુર્બળતાનું દુઃખ ન હતું. તે તો પ્રેમનો દ્રવ હતો. સેંકડો લોકોમાં એકલા મહાત્માજી જ હરખથી ઉભરાઇ રહેલા દેખાતા હતા. તેઓ બધાને દિલાસો દેતા હતા; ખૂબ કામ કરવાને, સંપથી રહેવાને, રેંટીઓ ચલાવવાને અને ખાદી પહેરવાને તેઓ બધાને કહેતા હતા. તેમની સરદારી હેઠળ કામ કરનારાઓએ તેમના આશિર્વાદ મેળવ્યા, રસ્તા ઉપરના લોકો બહારથી દોડી આવી પગે લાગ્યા. મહાત્માજીએ બધાને શાન્તિ જાળવવાનો અને એકલી ખાદી જ પહેરવાનો ઉપદેશ આપ્યો. ઘણા વખત પછી એક મોટર આવી. મોટર ઉપર પિત્તળની એક રાજહંસની મૂર્તિ હતી. મહાત્માજી મોટરમાં જઇ બેઠા. લોકોએ મનાઇ છતાં લાંબી ટેવને લીધે તેમની જય પોકારી અને મહાત્માજી જેલ તરફ વિદાય થયા.

## ગાંધીજીની 'જય!'

મહાત્માજીને સજા થઇ ગઇ. છ વરસની સજા થઇ. જજ સાહેબે આશા પ્રકટ કરી છે કે દેશમાં એવી સ્થિતિ પેદા થાય કે સરકાર તેમને વહેલા છોડી શકે. આપણે પણ એ જ ઇચ્છીએ છીએ કે દેશમાં એવી સ્થિતિ ઉત્પન્ન થાઓ કે જેથી સરકારને તેમને છોડવા પડે. પણ આપણો આશય જૂદો છે. આપણે હિંમત હારીએ, અન્તરાત્માને છેતરીએ, પાપને પુણ્ય કહીએ અને પેટે ચાલીએ તો જરૂર સરકાર મહાત્માજીને છોડી દે. પણ તે હિંદમાતાને મરમનો ઘા થઇ પડશે. આપણે તોફાન કરીએ તો મહાત્માજીને દગો દીધા જેવું થશે. તોફાન કરીએ ને મહાત્માજીની જય પોકારીએ તો તે જય નહિ પણ ક્ષય છે. મહાત્માજીને છોડાવવાનો—માન સાથે છોડાવવાનો—અને મહાત્માજીની સાથે હિંદમાતાને છોડાવવાનો એક જ ઉપાય છે અને તે

એ કે હિંદુ મુસલમાન પારસી શીખ ખ્રિસ્તી યહુદી વગેરે આપણે બધી કોમોએ એક થઇ મહાત્માજીના ઉપદેશ પ્રમાણે રેંટીઆનું સેવન કરીએ, ખાદી જ પહેરીએ અને શાન્તિ જાળવી પ્રેમના પ્રવાહથી વેર અને અણુવિશ્વાસનો અગ્નિ હોલવી નાંખીએ. મહાત્માજી એટલે મૂર્તિમંત શાંતિ, પ્રેમ અને સત્ય.

# 'રાજદ્રોહી' લેખો.

મહાત્મા ગાંધીજી તથા ભાઈ શંકરલાલ ઉપર શરૂ થએલા મુકર્દમામાં 'યંગઈન્ડિયા' માં લખેલા જે ત્રણ લેખો 'રાજદ્રોહી' તરીકે રજૂ કરવામાં આવ્યા છે તેનો અનુવાદ નીચે આપ્યો છેઃ–

## રાજદ્રોહ.

ના૦ મુંબઇ ગવર્નરે થોડા વખત અગાઉ પ્રજાને ચેતવણી આપી હતી કે તેઓ રમત છોડી ચોખ્ખી વાત કરી નાંખવા માગે છે અને જે ભાષણો આજકાલ ચાલી રહ્યાં છે તેને હવે વધુ વખત સાંખી લેવા પોતે હરગીજ તૈયાર નથી.

અલીભરાદરો અને બીજાઓ પર કામ ચલાવવાને લગતી સરકારી યાદીમાં તેઓ નામદાર પોતાનો કહેવાનો અર્થ સ્પષ્ટ કરી બતાવ્યો છે. અલીભાઈઓ પર લશ્કરના સિપાઇઓને સરકાર પ્રત્યેની વફાદારીથી ડગાવવાના અને રાજદ્રોહી ભાષણો કર્યાના આરોપસર કામ ચલાવવાનું છે.

મ્હારે કહેવું જોઈએ કે મુંબઈના ગવર્નરમાં આટલું અજ્ઞાન પ્રવર્તતું હશે એવો મ્હને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. ના૦ ગવર્નરે હિંદુસ્તાનના ઇતિહાસનો છેલ્લા બાર માસનો ક્રમ જ નથી નિહાળ્યો એમ કહેવું પડે છે. તેમને ખબર નથી લાગતી કે રાષ્ટ્રીય મહાસભાએ ગયા વરસના સપ્ટેમ્બર માસથી, સેંટ્રલ ખિલાફત કમિટીએ તેથી અગાઉ, અને મેં પોતે તો એથી પણ અગાઉ લશ્કરી સિપાઈઓને વફાદારીથી ડગાવવાના પ્રયત્નો આદરી દીધા છે. કારણ આ સરકારની કોઈ પણ જાતની સેવા કરનાર તે સરકારને હાથે થતાં પાપોનો ભાગીદાર બને છે એમ લશ્કરમાંના સિપાઈને તેમ જ બીજા દરેક ખાતાના નોકરોને ઉઘાડેછોક કહેવાનો હિન્દુસ્તાનને અધિકાર છે એ વાત કરવાનો જશ કે અપજશ સૌ પ્હેલો મ્હારો જ છે એ જણાવવાની હું રજા લઉં છું. કરાંચીમાં મળેલી ખિલાફત કોન્ફરન્સે તો ઇસ્લામની ભાષામાં મહાસભાએ જાહેર કરેલી વાતનો કેવળ અનુવાદ જ કર્યો કહેવાય.

ઇસ્લામની વતી બોલવાનો અધિકાર તો ઇસ્લામના આલિમ કે ઉલમાઓનો જ હોય પણ હિન્દુધર્મની વતી અને હિંદી રાષ્ટ્રધર્મની વતી તો હું લેશ પણ સંકોચ વગર કહું છું કે જે સરકારે હિંદના મુસલમાનો જોડે વિશ્વાસઘાત કર્યો છે અને જે સરકાર પંજાબના અમાનુષી અત્યાચારોની ગુન્હેગાર છે, તેની લશ્કરી કે મુલકી કોઈપણ જાતની નોકરી કરવી હરકોઇ હિંદીને માટે મહાપાતક છે. આ વાત અનેક સભાઓમાં સિપાઇઓની સમક્ષ હું કહી ચૂક્યો છું અને આટલો વખત પ્રત્યેક સિપાઇને અંગત વીનવણી કરીને સરકારની નોકરી મૂકી દેવાનું મેં નથી કહ્યું તેનું કારણ એ નથી કે તેમ હું ઇચ્છતો નથી, પણ એટલું જ છે કે તેમને આજીવિકા આપવાનું સાધન મારી પાસે નથી. અલબત્ત, એ સિપાઇઓ જો મહાસભા અથવા ખિલાફત કમિટીની મદદ વગર પોતે પોતાનું ગુજરાન

કરી શકે તેમ હોય તો એક ક્ષણનો પણ વિલંબ કર્યા વગર સરકારી નોકરીમાંથી નીકળી જવાનું તેમને કહેતાં હું નથી અચકાયો.

અને હું એટલી પણ ખાત્રી આપું છું કે જે ક્ષણે રેંટીઓ દરેક ઘરમાં કાયમનું સ્થાન પામશે અને કાપડ વણીને હરકોઇ માણસ ગમે ત્યારે નિર્મળ આજીવિકા મેળવી લઈ શકે છે એ વાત હિંદીઓને હૈયે વસી જશે તે જ ક્ષણે ગોળીએ વીંધાવાનું જોખમ ખેડીને પણ હું દરેક લશ્કરી સિપાઇને તેની બંદૂક હેઠી મૂકી વણકર બનવાનું કહેતાં ચૂકવાનો નથી. કારણ, શું હિંદી સિપાઇનો ઉપયોગ હિંદને ગુલામીમાં જ રાખવાના કામમાં નથી થયો? શું જલિયાંવાલા બાગમાં નિર્દોષ લોકોનાં ખૂન કરવામાં તેમનો જ ઉપયોગ ન કરવામાં આવ્યો? ચાંદપૂરમાં પેલી ઘોર રાત્રે નિર્દોષ મજૂર સ્ત્રીપુરુષો અને બાળકોને નિર્દયપણે હાંકી કાઢવામાં શું તેમનો જ ઉપયોગ ન થયો? મેસોપોટેમિયાના માની આરઓને જેર કરવામાં શું તેમને જ વાપરવામાં ન આવ્યા? મીસરવાસીઓને ચગદી નાંખવામાં હિંદી સિપાઇઓનો જ ઉપયોગ ન કરવામાં આવ્યો?

આવી સ્થિતિ વચ્ચે લેશ પણ માણસાઈ ધરાવનારો કયો હિંદી અગર તો પોતાના દીનનું રહેજ પણ અભિમાન ધરાવનાર કયો મુસલમાન અલીભાઇઓના કરતાં જૂદી ભાવનાને પોતાના હૈયામાં સ્થાન આપી શકે? સાચે જ, હિદી સિપાઇનો ઉપયોગ દીનદુબળાની સ્વતંત્રતા અને ઇજ્જતના રક્ષણના કરતાં ભાડુતી મારા તરીકે જ વધારે વેળા થયો છે. સરકારના ગોરા સોલજર અગર તો કાળા સિપાઇઓ મલબારમાં ન પહોંચી ગયા હોત તો શી દશા થાત એનું વર્ણન કરી બતાવીને ના૦ ગવર્નરે આપણી હલકામાં હલકી મનોવૃત્તિને પોષવાનો પ્રયત્ન કર્યો છે. હું તે નામદારને જણાવવાની રજા લઉં છું કે સરકારી સિપાઇઓની વ્હાર સિવાયે મલબારના હિંદુઓની આજના કરતાં સારી જ દશા હોત; હિંદુ મુસલમાન બન્નેએ મળીને

મોપલાઓને શાંત કર્યા હોત; બ્રિટિશ ન હોત તો કદાચ ખિલાફતનો સવાલ જ ઉભો ન થયો હોત અને મોપલાઓનું રમખાણુ પણ ન જાગ્યું હોત. વળી બૂરામાં બૂરૂં અનુમાન કરીએ કે મુસલમાનો મોપલાઓ સાથે ભળી ગયા હોત તોપણ તે સ્થિતિમાં હિંદુઓ કાં તો પોતાના અહિંસાધર્મ ઉપર નિર્ભય રહ્યા હોત અને દરેક મુસલમાનને મિત્ર કરી લીધો હોત અગર તો તેમની મરદાનગીની કસોટી થઈ હોત.

ના૰ ગવર્નરે આમ હિંદુ અને મુસલમાન વચ્ચે વિખવાદ જગાવવાનો પ્રયત્ન કરીને પોતાનો બોજ ખોયો છે ને પોતાનો હેતુ ( તે જે હોય તે ) વણુસાડયો છે; એટલું જ નહિ પણ તેમણે હિંદુઓ પોતાના દેશ, ધર્મ કે કુટુંબને માટે મરવા પણ અશક્ત એવા બાયલાઓ છે એવું પોતાની યાદી દ્વારા સૂચિત કરીને હિન્દુઓનું અપમાન કર્યું છે. અને જો ના૰ ગવર્નરની ધારણા સાચી જ હોય તો તો એવી હિંદુ કોમ દુનિયામાંથી જેટલી વહેલી નાબૂદ થાય તેટલો દુનિયાને લાભ છે. પણ સાથે સાથે ના૰ ગવર્નરને હું એ પણ કહી લઉં કે તેમણે આજના હિંદીઓને લૂંટારાઓના હાથમાંથી ( પછી તે મોપલા મુસલમાનો હોય અગર તો આરાના ચીડાએલા હિંદુઓ હોય ) પોતાનાં ઘરબાર બચાવવા જેટલી પણ મરદાનગી વગરના જોવામાં બ્રિટિશ હકુમતની આબરૂ ઉપર પોતાને હાથે કુહાડો જ માર્યો છે.

અલીબિરાદરોના રાજદ્રોહને લગતો ના૰ ગવર્નરનો આરોપ એ તે બિરાદરો પરના લશ્કરને ફિતૂર કર્યાના આરોપ કરતાં રહેજ જ ઓછો અક્ષમ્ય છે. કારણ તેઓ નામદારને ખબર હોવી જોઇએ કે ચાલૂ સરકાર સામે અપ્રીતિ ફેલાવવી એ તો મહાસભાનું બિરદ જ થઈ ડપયું છે. પ્રત્યેક અસહકારી કાયદાના જોર ઉપર સ્થપાએલી આ

સરકાર સામે અપ્રીતિ ફેલાવવા બંધાએલો છે. અસહકાર મૂળે ધાર્મિક અને કેવળ નૈતિક પ્રવૃત્તિ છતાં ચાલૂ રાજતંત્રને ઇરાદાપૂર્વક ઉથલાવી નાંખવા માગનારી પ્રવૃત્તિ છે. અને તેથી ઇાન્ડયન પીનલકોડની રૂએ તે અલબત્ત રાજદ્રોહી પ્રવૃત્તિ છે.

પણ આ કંઈ નવી શોધ નથી. લોર્ડ ચેમ્સફર્ડને આની ખબર હતી. લોર્ડ રેડિંગ પણ આ વાતથી વાકેફ છે. મુંબઇના ગવર્નર સાહેબને આની ભાળ નથી એમ મનાય જ કેમ? અને જ્યાં સુધી આ પ્રવૃત્તિને ખૂનામરકીથી દૂર રાખવામાં આવે ત્યાં સુધી તેમાં દખલ ન દેવાની સરકારની વાત બન્ને પક્ષને ઇષ્ટ હતી એટલું જ.

પણ અહીંઆ કોઇ એમ કહે કે જ્યારે સરકારને એમ જણાઇ આવે કે આ પ્રવૃત્તિ પોતાના આખા તંત્રને જ જોખમમાં નાંખવા જેટલી વિશાળ થઈ પડી છે ત્યારે શું તેને પોતાનું ધોરણ ફેરવવાનો હક નથી? અલબત્ત છે. હું એના એ અધિકારનો ઇન્કાર કરતો નથી. નામ૰ ગવર્નરની યાદીની સામે મારો એટલો જ વાંધો છે કે તેની ભાષા એવી રાખવામાં આવી છે કે અજાણ્યુ પ્રજાને જાણે એમ જ થાય કે લશ્કરી સિપાઇઓની વફાદારી ડગાવવાના અગર તો રાજ-દ્રોહ ફેલાવવાના નવા જ ગુન્હા અલીભાઇઓએ કર્યા હોય અને જાણે પ્હેલી જ વાર તેઓ નામદારનું ત તરફ ધ્યાન ખેંચાયું હોય.

મહાસભા તેમજ ખિલાફતના કાર્યકર્તાઓની ફરજ તો સ્પષ્ટ જ છે. આપણે સરકાર પાસે કશી જ રાહત માગતા નથી; તેમ તે કશી રાહત આપે એવી અપેક્ષા પણ રાખતા નથી. સુલેહનો ભંગ ન કરીએ ત્યાં સુધી આપણને જેલમાં ન મોકલવાનું આશ્વાસન પણ કંઇ આપણે સરકાર પાસે માગવા નહોતા ગયા. આજે સરકાર આપણને રાજદ્રોહને માટે જેલમાં મોકલે તો આપણે ફરિયાદ ન જ કરીએ.

આમ આપણું સ્વમાન અને આપણી પ્રતિજ્ઞા આપણને શીખવે છે કે આપણે શાંત, સ્વસ્થ અને અહિંસાપરાયણ રહીએ. આપણો માર્ગ આપણે દોરી મૂકેલો છે. આપણે હજારો સભાઓ ભરીને તેમાં અલીબિરાદરોના લશ્કરી સિપાઇઓને લગતાં વચનોની ફરીફરી ઘોષણા કરીએ અને જ્યાં સૂધી સરકાર આપણને પકડવાનું મુનાસબ સમજે ત્યાં સુધી ખુલ્લી રીતે અને વ્યવસ્થિતપણે આ સરકારની સામે અપ્રીતિ ફેલાવીએ. આ બધું આપણે ચીડાઇને કે વેરબુદ્ધિથી નહિ પણ આપણો ધર્મ સમજીને જ કરીએ. અલીભાઇઓએ ખાદી ધારણ કરી તેમ આપણે પણ એકેએક જણ ખાદી ધારણ કરીએ અને સ્વદેશીધર્મનો પ્રચાર કરીએ. મુસલમાનો સ્મર્નાના લોકોના બચાવ માટે અને તુર્કીની મદદને માટે ફાળો ઉઘરાવે. સ્વરાજની સ્થાપના માટે અને ખિલાફત તથા પંજાબના અન્યાયોના નિવારણને માટે અલીભાઇઓની પેઠે જ આપણે પણ હિંદુમુસલમાન એકતા અને અહિંસાનો પવિત્ર સંદેશો ઘેરઘેર પહોંચાડીએ.

આપણી લડતમાં અણીની પળ આવી પહોંચી છે. 'અણી ચૂકયો સો વર્ષ જીવે.' એક બાજુએ જો સંકટ સામે આપણે પહાડની જેમ અડગ રહીશું અને બીજી બાજુએ આપણે સંપૂર્ણ સંયમ જાળવીશું તો આ જ વરસે આપણે આપણા ધ્યેયને પહોંચીશું એ વિષે મારા મનને લગીરે શંકા નથી.

યંગઇન્ડિયા, તા. ૨ અકટોબર, ૧૯૨૧.

# વાઇસરૅાયની મુંઝવણ.

ના. વાઇસરૅાય મૂંઝાયા છે. કલકત્તાની ' બ્રિટિશ ઇન્ડિયન એ-સોસિયેશન ' તથા ' બંગાળ નૅશનલ ચેમ્બર ઑફ કૅામર્સ ' નાં માનપત્રોને જવાબ વાળતાં તેઓ સાહેબ બોલ્યા છે કે ' હું આ દેશમાં આવ્યો તે જ દિવસથી અહીંના પ્રશ્નનો મેં પરિશ્રમપૂર્વક અભ્યાસ જારી રાખ્યો છે. છતાં પ્રજામાંના અમુક ભાગની પ્રવૃત્તિનો જ્યારે હું વિચાર કરવા બેસું છું ત્યારે સાચે જ મારી મતિ મૂંઝાઈ જાય છે. મ્હને નથી સમજાતું કે સરકાર જોડે બથ્થંબથ્થા કરવા ખાતર કાયદાના આવા હડહડતા ભંગ કરવામાં અને કેદ પકડાવામાં શું હાંસલ હશે ?' પંડિત મોતીલાલજીએ આનો એક જવાબ તો તેઓ પકડાયા ત્યારે આપી દીધો છે કે ' હું સ્વતંત્રતાને મંદિરે જાઉં છું.' અમે પકડાવા અને જેલ જવા એટલા જ સારૂ માગી રહ્યા છીએ કે અત્યારની આ કહેવાતી સ્વતંત્રતા નરી ગુલામી વિના બીજું કંઈ જ નથી.

અમે આ જોરાવર સરકારની તાકાતને પડકારી રહ્યા છીએ કારણ એની પ્રવૃત્તિને અમે કેવળ દુષ્ટ અને અમંગળ માનીએ છીએ અમે આ સરકારને ઉથલાવી પાડવા માગીએ છીએ, તેને પ્રજાની ઇચ્છા આગળ નમવાની ફરજ પાડવા માગીએ છીએ. અમે બતાવી આપવા માગીએ છીએ કે સરકારની હસ્તી પ્રજાની સેવાને સારૂ છે; પ્રજાની હસ્તી સરકારની સેવાને સારૂ નથી. આ સરકારની હકુમત હેઠળ માણસને છૂટા રહેવું આજે અસહ્ય થઈ પડયું છે. કારણ તેવા રહેવાને માટે આજે જે કિંમત આપવી પડે છે તે હદબ્હાર ભારે છે. આપણે અગણિત હોઇએ કે ભલે એક જ હોઇએ, પણ સ્વમાન

ગુમાવીને અગર તો આપણા જીવજાન સિદ્ધાંતનું મૂલ આપીને એવી સ્વતંત્રતા લેવાની આપણે ચોખ્ખી ના જ પાડીએ. ન્હાનાં બાળકોને સુદ્ધાં જ્યારે તેમના ચોક્કસ હેતુની કોઇ આડે આવે છે ત્યારે હઠીલાં કહેવાઇને પણ પોતાના હેતુને જ મક્કમપણે વળગી રહેતાં મેં જોયાં છે, પછી માબાપની નજરમાં વાત ભલે વિસાત વગરની હોય.

વાઇસરૉય સાહેબને દીવા જેવું દેખાવું જોઇએ કે અસહકારીઓએ સરકારની સામે લડાઇ માંડી છે. તેમને સમજાવું જોઇએ કે જે સરકારે જે દરજ્જે મુસલમાનો જોડે વિશ્વાસઘાત કર્યો, પંજાબની બેઈજ્જતી કરી અને આજે જે સરકાર પોતાની ઇચ્છા પ્રજાની ઉપર લાદવાનો દુરાગ્રહ ધરી પોતે કરેલા ઘાતની ભરપાઇ કરી આપવાની તેમજ પંજાબને કરેલા જખમની નોમા કરવાની ના પાડી રહી છે તે સરકારની સામે અસહકારીઓએ બગાવો પોકાર્યો છે.

પ્રજાની સામે બે માર્ગ ખુલ્લા હતા. એક તો તલવાર ખેંચી ખૂનામરકીની લડાઇ માંડવાનો અને બીજો જાતે અહિંસામય રહી સરકારની સામે બંડો બગાવા પોકારવાનો. આ બેમાંથી અસહકારીઓએ, કેટલાકોએ નબળાઇથી લાગણીથી તો કેટલાકોએ બળને પરિણામે—શાંતિનો એટલે કે જાતે દુઃખ સહન કરી આત્મયજ્ઞ કરવાનો, કુરબાનીનો માર્ગ—પકડયો છે.

જો પ્રજા આ ઝુંબેશમાં અસહકારીઓની પાછળ હશે તો કાં તો સરકારને નમ્યે છૂટકો છે, નહિ તો જમીનદોસ્ત થયે છૂટકો છે. જો પ્રજા અસહકારીઓની મદદગાર નહિ હોય તો તેમને ઓછામાં ઓછો પોતાની સ્વતંત્રતા ન વેચ્યાનો સંતોષ તો મળશે જ. તલવારની લડાઇમાં સામાનું વધુ લોહી રેડી શકનારની મોટે ભાગે જીત થાય છે. શાંતિનો અને આપભોગનો માર્ગ એ પ્રજામતને કેળવવાનો ટૂંકામાં ટૂંકો રસ્તો છે, અને તેથી તેની જીત એ દુનિયાની દષ્ટિએ સત્યની જ જીત છે. કાયદાની અદાલતોના વાતાવરણમાં મોટા થએલા લોર્ડ રેડિંગ

સત્તા સામેના આવા શાંત વિરોધની કદર કરી શકતા નથી પણ તેઓ નામદાર આ ઝુંબેશ પૂરી થતા સૂધીમાં શીખશે કે ન્યાયની અદાલતોના કરતાં પણ એક વડી અદાલત હોય છે. એ અદાલત અંતરના અવાજની છે અને તે બીજી બધી અદાલતોની ઉપરની અદાલત છે.

વાઇસરૉય સાહેબ જેલ જનારા બધાને પાગલ અને પોતાનું હિત ન સમજી શકનારા માનવાને મુખત્યાર છે. તેથી તેવાઓને નુકસાનના માર્ગમાંથી ખસેડવાનો પણ તેમને હક છે. એ વ્યવસ્થા આ પાગલોને તદન અનુકૂળ છે અને સરકારને પણ જો તે અનુકૂળ હોય તો પછી પૂછવું જ શું? એના જેવી સુંદર સ્થિતિ તો બીજી એકે નથી. જો અસહકારીઓ હાથે કરીને જેલ માગી લીધા પછી કેદ થતાં કચવાતા હોય, ચીડાતા હોય, અગર તો લાલાજીએ કહ્યું તેમ સરકારની દયા કે રહેમની આજીજી કરવા બેમના હોય તો અલબત્ત વાઇસરૉય સાહેબને ફરિયાદ કરવાપણું રહે. અસહકારીનું બળ તો કશો ફરિયાદ ન કરતાં જેલ જવામાં રહેલું છે. ઇરાદાપૂર્વક જેલ માગી લીધા પછી માગેલું મળતાં જો તે કચવાટ કરવા બેસે તો તેનો આખો કેસ જ તૂટી પડે છે.

વાઇસરૉય સાહેબે પોતાના ભાષણમાં બીજી જે ધમકીઓ આપી છે તે શોભાવગરની છે. આ લડત અંતરની છે. પશુબળની આણ કે પ્રજામતની, એ પ્રશ્નનો છેવટનો ફડચો કરી લેવાની આ ઝુંબેશ છે; અને જેઓ પશુબળની ઉપર પ્રજામતની આણ મનાવવાનું બીડું ઝડપીને આ લડનમાં ઉતર્યા છે તેઓ પોતાના મતને છોડવા કરતાં, સરકારે પોતાની સામે તેનું પશુબળ અજમાવી જોવાનો સંકલ્પ કર્યો હોય તો એ રસ્તે પણ એને દોડવું હોય એટલું દોડી ધરાવા દેવાના નિશ્ચયવાળા છે.

યંગઇન્ડિયા, તા. ૧૫ ડીસેમ્બર, ૧૯૨૧.

# હુંકાર.

મૌ૦ અબુલ કલામ આઝાદે પોતાના મહાન સંદેશામાં સાચું જ કહ્યું છે કે અસહકારી જેલીઓની મુક્તિ મેળવવાના મોહમાં પડીને સરકાર જોડે અકાળે સમાધાનીની વાત છેડવી અત્યારે તદ્દન અનુચિત છે, કારણ સરકાર કે પ્રજા બેમાંથી એકે હજુ કશી સમાધાની ઉપર આવવાની મનોદશામાં નથી.

અને બ્રિટિશ સિંહ આપણી સામે પોતાનો ખૂની પંજો ઉઠાવી ઘુરકવાનું જ્યાં સુધી ચાલૂ રાખે છે ત્યાં સુધી કશી સમાધાનની અપેક્ષા કરી જ કેમ શકાય ? લૉર્ડ બર્કનહેડ પાર્લામેંટમાંથી સંભળાવે છે કે બ્રિટિશ પ્રજા હજુ જેવી ને તેવી ખડતલ છે અને તેનાં કાંડાંબાવડાં સાબૂત છે, એ આપણે યાદ રાખવું. મિ૦ મૉન્ટેગ્યુ કશા આડપડદા વગર આપણને સંભળાવી રહ્યા છે કે બ્રિટિશ પ્રજા દુનિયાની સૌથી નિશ્ચયી પ્રજા છે; તેના હેતુમાં દખલ દેવાનું સાહસ કરનાર ખતા ખાશે. પાર્લામેન્ટમાં થયેલા તેમના ભાષણના જે તારો આવ્યા છે તેમાં મૉન્ટેગ્યુ સાહેબના મ્હોડાના શબ્દો આવા છેઃ–

"જો અમારી સલ્તનતની હસ્તી સામેજ કોઇ ઉઠશે, જો હિંદને લગતો બોજો અદા કરવામાં બ્રિટિશ સરકારને કોઇ અટકાયત કરવા નીકળશે અને જાણે અમે હિંદમાંથી પડયે બોલે ચાલી નીકળશું એવી ભ્રમણામાં પડી જો કોઇ મનમાની માગણીઓ કરશે તો તેમ કરનારાઓ ખતા ખાશે. દુનિયાની આ નિશ્ચયીમાં નિશ્ચયી પ્રજાને પડકારીને તેઓ ખાટી નહિ જાય; અને તેવાઓને ઠેકાણે લાવવાને બ્રિટિશ જાતિ ફરી એકવાર પોતાનું બધું પુરુષાતન અને નિશ્ચયીપણું દેખાડી આપશે."

લૉર્ડ બર્કનહેડ અને મિ૦ મૉન્ટેગ્યુ બન્નેને ભાન નથી કે દરિયાપારના દેશોથી જેટલા આણીને ઉતારી શકાય તેટલા બધા જ ' સાબૂત કાંડાંબાવડાંવાળા' એનો ભેટો કરવા હિંદુસ્તાન આજ તૈયાર છે, અને પડકાર તો બ્રિટિશ પ્રજાને આજનો નહિ પણ ૧૯૨૦ ની કલકત્તાની મહાસભાએ ખિલાફત, પંજાબ અને સ્વરાજની ત્રિવિધ માગણી પાર ઉતાર્યા વિના ન જંપવાનો પ્રજાકીય નિશ્ચય જાહેર કર્યો, તે દિવસથી જ અપાઇ ચૂક્યો છે. આમાં સલ્તનની હસ્તીને જરૂર પડકાર છે અને બ્રિટિશ સલ્તનતના આજના હવાલદારો જો ભલીભલાઇએ એ સલ્તનતમાંથી સરખા હકવાળા ભાગીદાર મિત્રોનો—મરજીમાં આવે ત્યારે ખાનદાનીની રીતે એક બીજાથી છૂટા થાય એવી છૂટા પડી જવાની મુખત્યારીવાળી સ્વતંત્ર પ્રજાઓનો એક પ્રજાસંઘ બનાવી દેવા તૈયાર નહિ થાય તો એ પણ નક્કી સમજવું કે ' દુનિયાની સૌથી નિશ્ચયી પ્રજા'નું એ બધું પુરૂષાતન ને નિશ્ચયીપણું અને એ બધાં 'સાબૂત કાંડાંબાવડાં' હિંદુસ્તાનનાં અજેય અને અભેદ્ય ટેકને છૂંદવાના અટ્ટહાસ્ય પાછળ ગારદ કરવાં પડવાનાં છે. હિંદની ભાતખાઉ નબળી પ્રજાએ હવે વધુ વખત કોઇના જ વાલીપણા નીચે રહ્યા વગર તેમ શસ્ત્ર સુદ્ધાં હાથમાં લીધા વગર પોતાની સ્વતંત્રતા ઘેર કરવાનો નિશ્ચય કર્યો દેખાય છે. સ્વ૦ લોકમાન્યના શબ્દોમાં કહીએ તો એને તે પોતાનો ' જન્મસિદ્ધ ' હક સમજે છે અને ચાહે તેટલાં ' સાબૂત કાંડાંબાવડાં ' સામે તેને ઝૂઝવું પડે અને ચાહે તેવડા પુરૂષાતન અને નિશ્ચયીપણાની સામે તેને ટક્કર દેવી પડે તોપણ એ જન્મસિદ્ધ હક સાબિત કરી બતાવવાની તેની ટેક છે.

મિ૦ મોન્ટેગ્યુ કે લૉર્ડ બર્કનહેડની ઉદ્ધતાઇનો જવાબ હિંદુસ્તાન ઉદ્ધતાઇથી ન જ વાળે. પણ જો હિંદુસ્તાન પોતાની પ્રતિજ્ઞાને વફાદાર રહેશે તો આ બલાના પંજામાંથી છોડવવાની તેની પ્રાર્થના ઇશ્વરને ત્યાં કદાપિ સંભળાયા વગર રહેવાની નથી. સત્તાના કેફથી

અને દુર્બળ પ્રજાઓને ચૂસીને મદાન્ધ બનેલી કોઈ જ સલ્તનત આજ સુધી દુનિયામાં લાંબો કાળ નભી નથી, અને જો દુનિયા ઉપર કોઈ ન્યાયી ઈશ્વર રાજ્ય કરી રહ્યો હોય તો આ 'બ્રિટિશ સલ્તનત'—જે દુનિયા પરની શરીરબળમાં નબળી પ્રજાઓને વ્યવસ્થાસર ચૂસવાના અને સદાસર્વદા પશુબળના જ જોર પર બધે પોતાનો દોર ચલાવવાના સિદ્ધાંત ઉપર ખડી થએલી છે—તેને ધૂળમાં મળ્યા વગર આરો નથી. બ્રિટિશ પ્રજાના આ કહેવાતા પ્રતિનિધિઓને ભાળ સરખી છે ખરી કે એમના એ 'સાબૂત કાંડાંબાવડાં' વાળા બ્રિટિશોને પેટ ભરી ભરીને ટૂટી મરવા સારૂ હજુ આટલા ટૂંક વખતમાં પણ હિંદ પોતાના કેટલા સપૂતો આપી ચૂક્યું છે?

અને ચૌરીચૌરાના ગોઝારા બનાવે હિંદી રાષ્ટ્રે આદરેલા એ એકધારા યજ્ઞમાં વિઘ્ન ન નાંખ્યું હોત તો એ બ્રિટિશ સિંહ પણ પેટ ભરીને દેખત કે તેની સામે હિંદ શુદ્ધમાં શુદ્ધ લસલસતા શિકારોના કેવડા ગંજ કરી શકે છે. પણ પ્રભુને તે મંજૂર નહોતું.

પણ ડાઉનિંગ સ્ટ્રીટ અને વ્હાઇટ હૉલના બ્રિટિશ પ્રતિનિધિઓને આથી નાઉમેદ થવાનું જરાય પ્રયોજન નથી. તેઓને તેમનું પુરૂષાતન પૂરેપૂરૂં અજમાવી છૂટવાના રસ્તા મોકળા છે. હું જાણું છું કે દરિયાપારથી આવેલી આ ઉદ્ધત ધમકીને વિષે હું આકરી ભાષા વાપરી રહ્યો છું, પણ બ્રિટિશ પ્રજાએ પણ એકવાર છેલવેલ્લું જાણી લેવું જરૂરી છે કે ૧૯૨૦ થી આરંભાએલી આ હિંદુસ્તાનની લડત હવે આખરની લડત છે. પછી તે મહિનો ચાલો કે વરસ ચાલો કે ઘણા મહિના ચાલો કે વરસોના વરસો ચાલો; અગર તો પછી જોઇએ તો બ્રિટનના પ્રતિનિધિઓ એમાં સત્તાવનના બળવા વેળાના બધા અકથનીય ખેલ ખેલો કે એને પણ ભૂલાવે એવા બીજા સિતમો શોધી શોધીને ભજવો યા કશું ન કરો. હું તો અહોનિશ પ્રભુ પાસે એટલું

જ માગ્યાં કરું છું કે હે ઇશ્વર ! આ લડતમાં તું હિંદુસ્તાનને આખર સુધી અનન્યભાવે અહિંસાપરાયણ અને નમ્ર બન્યા રહેવાનું બળ આપજે. બાકી, પ્રસંગો જોઈ વખતોવખત દરિયાપારથી મોકલવામાં આવનારી આવી ઉદ્ધત ધમકીઓ આગળ બંદાગુલામ બની રહેવું એ તો હિંદુસ્તાનને સારૂ હવે કેવળ અશક્ય વસ્તુ છે.

યંગ ઇન્ડિયા, તા. ૨૩ ફેબ્રુઆરી, ૧૯૨૨.

# લેખી એકરાર.

મહાત્મા ગાંધીજીએ સેશન્સની અદાલતમાં જે લેખી એકરાર રજૂ કર્યો હતો તેનો અનુવાદ નીચે આપ્યો છેઃ—

હિંદુસ્તાન પ્રત્યે તેમજ જે વિલાયતની પ્રજાને સંતોષવા ખાતર મુખ્યત્વે કરીને આ મુકદ્દમો માંડવામાં આવ્યો છે તે પ્રજાની પ્રત્યે રહેલો મ્હારો ધર્મ વિચારતાં મ્હને લાગે છે કે એક ચૂસ્ત રાજનિષ્ઠ અને સહકારી શહેરી મટીને આજે હું એક કટ્ટો રાજદ્રોહી અને અસહકારી શા સારૂ બન્યો છું એનો ખુલાસો આપવાને હું બંધાએલો છું. સિવાય, કોર્ટને પણ હિંદુસ્તાનમાં કાયદાથી સ્થપાએલી સરકાર સામે અપ્રીતિ ફેલાવવાના આરોપને શા કારણે હું સ્વીકારી લઉં છું એ મ્હારે જણાવવું જોઇએ.

મ્હારા જાહેર જીવનની શરૂઆત સને ૧૮૯૩ માં દક્ષિણ આફ્રિકામાં વિષમ સંજોગો વચ્ચે થઇ. એ દેશમાં અંગ્રેજી સત્તા જોડેનો મ્હારો પહેલવહેલો સમાગમ ઝાઝો સુખદાયી ન કહેવાય. મ્હને મા-

લમ પડયું કે માણુસ તરીકે અને હિંદી તરીકે મ્હને કશા જ હક નહોતા; ઉલટું મ્હેં જોયું કે હું હિંદુસ્તાની હતો એટલા જ કારણુસર માણુસ તરીકેના પણુ મ્હારા હકો માર્યા જતા હતા.

પણુ આથી હું હાર્યો નહિ. હિંદીઓ પ્રત્યે ચલાવવામાં આવતું દુર્વર્તન એ એક મ્હોટે ભાગે સારા રાજતંત્ર ઉપર વળેલો બ્હારનો મેલ છે, મૂળ હાડે તો તંત્ર સારૂં છે એમ મ્હેં મ્હારા મનને મનાવ્યું અને જ્યાં મને એ સરકારના દોષ જણાયા ત્યાં તે સારૂ તેને વખતોવખત વખોડવા છતાં તેનો નાશ કદિ પણુ ન ઇચ્છતાં એ સરકાર જોડે હું સ્વેચ્છાપૂર્વક અને સાચા દિલથી સહકાર કરતો રહ્યો.

આથી સને ૧૮૯૯ માં બોઅર યુદ્ધ વેળાએ જ્યારે સલ્તનતની હસ્તી જોખમમાં આવી પડી ત્યારે મ્હેં તેને મ્હારી સેવા અર્પણ કરી. મ્હેં જખમીઓની માવજત કરનારી સ્વયંસેવકોની ટુકડી ઉભીકરી અને લેડીસ્મીથના બચાવને સારૂ થએલી સંખ્યાબંધ લડાઇઓ દરમિયાન મારાથી બનતું કર્યું. તે જ પ્રમાણે સને ૧૯૦૬ માં ઝૂલુ બળવા દરમિયાન પણુ મ્હેં જખમીઓને ઉઠાવનારા ડોળીવાળાઓની એક ટુકડી ઉભી કરેલી અને 'બળવો' શમતાં સુધી સેવા બજાવેલી. આ બન્ને પ્રસંગે મ્હારી સેવાઓને માટે મ્હારા કામની કદરમાં લૉર્ડ હાર્ડિંજ તરફથી મ્હને કૈસરેહિંદ સુવર્ણુપદક મળેલો. સને ૧૯૧૪ માં જ્યારે ઇંગ્લંડ અને જર્મની વચ્ચે લડાઇ જાગી પણુ મ્હેં લંડનમાં તે વખતે વસતા હિંદીઓની—મુખ્યત્વે વિદ્યાર્થીઓની—એક 'એમ્બ્યુલન્સ' ટુકડી ઉભી કરેલી. આ ટુકડીએ કિંમતી સેવા બજાવ્યાની ત્યારના અમલદારોની કબૂલાતોછે. અને છેલ્લે હિંદમાં જ્યારે ૧૯૧૭ ની સાલમાં દિલ્હીમાં મળેલી યુદ્ધ પરિષદમાં લૉર્ડ ચેમ્સફર્ડે લશ્કરભરતીને સારૂ આગ્રહભરી અરજ કરી ત્યારે સુદ્ધાં મ્હારી તબીઅત સામું ન જોતાં ખેડા જીલ્લામાં લશ્કરભરતીને સારૂ હું મથ્યો, જો કે મ્હારા પ્રયત્નને ફળ આવવા માંડયું એટલામાં લડાઇ

બંધ થઈ અને વધુ રંગરૂટોની જરૂર ન રહ્યા બાબતના હુકમો નીકળ્યા. આ બધા સેવાના પ્રયત્નો દરમ્યાન હું તો એ આશાની હુંફે જીવતો હતો કે આવી સેવાઓ બજાવીને મ્હારા દેશબંધુઓને સારૂ સલ્તનતમાં સંપૂર્ણ સમાનતાનો દરજ્જો મેળવી શકાશે.

એ મ્હારી આશા પર પહેલવહેલો ફટકો 'રોલેટ ઍક્ટના' રૂપમાં પડયો. એ કાયદા સામે મ્હારે કડવી ઝુંબેશ ચલાવવી પડી. ત્યાર બાદ પંજાબનો કાંડ શરૂ થયો, જેનો આરંભ જલિયાંવાલાની કતલથી થયો અને અવધિ પેટે ચલાવવાના હુકમોમાં, જાહેર રસ્તાઓ પર ફટકાઓ મારવામાં અને એવાં જ બીજાં અકથનીય અપમાનભર્યા કૃત્યોમાં થઇ. મ્હેં એ પણ જોયું કે તુર્કી તેમજ ઇસ્લામનાં પવિત્ર સ્થળો પર હાથ ન નાંખવાના સંબંધમાં હિંદી મુસલમાનોને વડા પ્રધાને આપેલો કોલ પળાવાનો ઝાઝો સંભવ ન હતો, પણ એ બધાં લક્ષણ દેખાતાં છતાં અને મિત્રોએ પણ મ્હને ગંભીર ચેતવણીઓ આપ્યા છતાં અમૃતસરની મહાસભા વેળાએ સરકાર જોડે સહકારની તેમજ મોંટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારા સ્વીકારવાની તરફેણમાં હું ઝુઝયો, એવી આશાએ કે વડા પ્રધાન હિંદી મુસલમાનોને આપેલો પોતાનો કોલ આખરે પાળશે, પંજાબનો જખમ રૂઝવશે અને સુધારા જોકે અધૂરા અને અસંતોષકારક હતા છતાં તે હિંદના જીવનમાં એક નવા અને આશાદાયી યુગના સૂચક નીવડશે.

પણ મારી આશાઓ બધી ધૂળ મળી. ખિલાફતને લગતો કોલ પાળવાનો મોખ નહોતો, પંજાબના કાંડ પર સફેદો ફેરવવામાં આવ્યો અને ગુન્હેગારોને શિક્ષા કરવાનું તો કોરે રહ્યું પણ ઉલટા તેઓ પોતાની નોકરીઓ પર કાયમ રહ્યા અગરતો તેમનાં પેન્શનો હિંદી ખજાનામાંથી આપવા ચાલુ રહ્યાં, અને વળી કેટલાક દાખલાઓમાં તો તેમને ઉલટા ઇનામ અકરામો એનાયત કરવામાં આવ્યાં મેં એ પણ જોયું કે સુધારાઓથી જે દિલના પલટાની આશા

બાંધવામાં આવી હતી તેવો કશોયે પલટો ન થતાં માત્ર હિંદુસ્તાનનું ધન વધુ ચૂસવાની અને માત્ર તેની ગુલામીને લંબાવવાની જ તે એક નવી તદબીર હતી.

અફસોસપૂર્વક હું એ નિર્ણય ઉપર આવ્યો કે બ્રિટિશ હકુમતે રાજદ્વારી તેમજ આર્થિક બન્ને દૃષ્ટિએ હિંદને તે કદિયે નહોતું તેવું લાચાર કરી મેલ્યું છે. નિઃશસ્ત્ર હિંદ આજે કોઇ પણ હુમલાખોર સામે શસ્ત્રની લડાઇમાં ઉતરવા માગે તો તેમ કરવાની આજે તેનામાં કશી જ તાકાત નથી. અને આ સ્થિતિ એટલી હદ સુધી વ્યાપેલી છે કે અમારા કેટલાક સારામાં સારા માણસો પણ આજે એવું માને છે કે હિંદે સંસ્થાનોની ઢબનું સ્વરાજ મેળવવાને પણ હજુ અનેક પેઢીઓ વીતાડવી જોઇએ. હિંદુસ્તાન આજે એટલું તો નાદાર બની ગયું છે કે તેનામાં દુષ્કાળોની સામે ટકવાની પણ શક્તિ નથી રહી. અંગ્રેજોએ અહીં પગલાં કર્યાં તે અગાઉ હિંદ પોતાનાં લાખો ઝુંપડાંઓમાં કાંતતું તથા આજીવિકામાં રહેતી ખોટ ભરી કહાડતું. જીવાદોરી સમો આ હિંદનો ગૃહઉદ્યોગ કહી ન શકાય એટલા નિષ્ઠુર અને અમાનુષી ઉપાયો વડે નષ્ટ કરવામાં આવ્યો, જેના બયાનો અંગ્રેજ સાક્ષીઓએ કરેલાં છે. હિંદની અધપેટે રહેનારી આમપ્રજા કેવી ધીમે ધીમે મૃતપ્રાય થતી જાય છે એની શહેરોના રહેનારાઓને ભાગ્યે જ ભાળ છે. તેઓને ખબર નથી કે તેમને ભોગવવા મળતા ક્ષુદ્ર એશઆરામ તેઓ હિંદને ચૂસનારા પરદેશી મૂડીદારોનાં ઘર ભરવા જે મહેનત કરે છે તેની દલાલી સિવાય બીજું કંઇ નથી. અને પેલાઓનો બધો નફો તેમજ આમની દલાલી બન્ને હિંદની ગરીબ પ્રજાને નીચોવીને જ નીતારી કહાડેલાં હોય છે. તેમને ગમ નથી કે બ્રિટિશ હિંદમાં કાયદાથી સ્થપાયેલી સરકાર એ ગરીબ આમપ્રજાને આ રીતે ચૂસવાની ખાતર જ ચાલી રહી છે. ચાહે તેવા વિતંડાવાદથી કે આંકડાઅહેવાલોના

માટે તેવા માયાવી કોષ્ટકોથી આજે જે પુરાવો હિંદનાં ગામડાંઓ પોતાનાં ચાલતાંબોલતાં હાડપિંજરોથી નરી આંખને આપી રહેલ છે તેને ઢાંકી શકાય તેમ નથી. મારા મનને તો છાંટાભાર શક નથી કે ઇશ્વર જેવો કોઇ માલિક જો દુનિયાને માથે હોય તો તેના દરબારમાં ઇંગ્લંડને તેમજ હિંદુસ્તાનના આ બધા શહેરોમાં વસનારાઓને બેઉને આ ગુન્હા માટે–ઇતિહાસમાં કદાચ જેની જોડ ન મળી શકે એવા આ માનવજાતિ સામેના ગુન્હાને માટે–જવાબ દેવો પડશે; ખુદ કાયદો પણ આ દેશમાં હિંદને ચૂસી લેનાર પરદેશીઓને અર્થે જ વપરાય છે. પંજાબ માર્શલ લૉના મુકદ્દમાઓની મારી તટસ્થ તપાસને પરિણામે મારા મન ઉપર એવી જ છાપ પડી કે સેંકડે ઓછામાં ઓછી પંચાણું ટકા સજાઓ કેવળ દુષ્ટ હતી. હિંદમાંના રાજદ્વારી મુકદ્દમાઓના મારા અનુભવ ઉપરથી મેં જોયું છે કે તેમાં સજા પામેલા લોકોમાંના દરેક દસમાંથી નવ સાવ નિર્દોષ હતા. સ્વદેશપ્રીતિ એજ એમનો ગુન્હો. હિંદની અદાલતોમાં યૂરોપીઅનોની સામે ફરિયાદ માંડનારા સોમાંથી નવાણું હિંદીઓને ન્યાય મળતો નથી. આ ચિતારમાં રંગપૂરણી કે અતિશયોક્તિ ક્યાંયે નથી. આવા મુકદ્દમાઓ જોડે સંબંધ ધરાવવાનો જે કોઇ હિંદીઓને પ્રસંગ પડ્યો છે તેવા લગભગ દરેક હિંદીનો અનુભવ આ જ પ્રમાણે છે.

સૌથી મ્હોટું દુર્ભાગ્ય તો એ છે કે અંગ્રેજલોક તેમજ દેશનો કારભાર કરવામાં ભળનારા તેમના હિંદી સાથીઓ મ્હેં ઉપર વર્ણવવાનો પ્રયત્ન કર્યો છે તેવો કશો ગુન્હો કરવામાં પોતે રોકાયેલા છે એ સમજતા નથી. મને ખબર છે કે ઘણા અંગ્રેજ તેમજ હિંદી અમલદારો પ્રમાણિકપણે એવું માનનારા છે કે પોતે દુનિયામાંનું એક સારામાં સારૂં રાજતંત્ર ચલાવી રહ્યા છે અને તે નીચે હિન્દુસ્તાન ધીમે પગલે પણ સંગીન પ્રગતિ કરી રહ્યું છે. તેમને

ભાળ નથી કે પ્રજાને થથરાવી મૂકવાની એક અદૃશ્ય પરંતુ અસર-કારક કાર્યપદ્ધતિથી તથા પશુબળના વ્યવસ્થિત દેખાવથી અને બીજી બાજુએ પ્રતિકાર કરવાની અગર આત્મરક્ષણ સુદ્ધાંની બધી શક્તિ પ્રજા પાસેથી ખૂંચવી લેવામાં આવ્યાથી પ્રજા આખી નપુંસક બની ગઇ છે અને તેનામાં દંભ અને પામરતા ફેલાયાં છે. અને આ ભયાનક કુટેવને પરિણામે કારભારીઓમાં અજ્ઞાન અને આત્મવંચના એવડાં બન્યાં છે. જે ૧૨૪ अ કલમનું સદ્‌ભાગ્યે મ્હારા ઉપર તહોમત મેલવામાં આવ્યું છે તે કલમ હિંદી નાગરિકની સ્વતંત્રતા કચડી નાંખવા સારૂ ઘડવામાં આવેલી બધી રાજદ્વારી કલમોમાં કદાચ સર્વોપરિ છે. પ્રીતિ કંઇ કાયદાથી પેદા થનારી કે નિયમમાં રહેનારી વસ્તુ નથી. માણસને જો કોઇ શખ્સ કે વસ્તુ પ્રત્યે પ્રીતિ ન હોય તો જ્યાં સુધી તે મારફાડ કે ખૂનામરકીનો ઇરાદો ન રાખતો હોય અગર તો ખૂનામરકીને ઉત્તેજન કે ઉશ્કેરણી ન કરતો હોય ત્યાં સુધી તેને પોતાની અપ્રીતિ દર્શાવવાનો પૂરેપૂરો અખત્યાર હોવો જોઇએ. પણ જે કલમમાંનો આરોપ ભાઇ શંકરલાલ ઉપર તેમજ મારા ઉપર મૂકવામાં આવ્યો છે તે મુજબ તો માત્ર અપ્રીતિ ફેલાવવી એ પણ ગુનો છે. આ કલમ નીચે ચાલેલા કેટલાક મુકદ્દમાઓ મ્હેં તપાસ્યા છે અને હું જાણું છું કે હિંદના કેટલાક મ્હોટામાં મ્હોટા પ્રજામાન્ય પુરુષોને એ કલમ હેઠળ સજાઓ કરવામાં આવી છે. અને તેથી આ કલમ હેઠળ મ્હારા પર આરોપ મૂકાયો એમાં હું મ્હારી મ્હોટી ઇજ્જત થઇ સમજું છું. મ્હારી અપ્રીતિનાં કારણોની ટૂંકામાં ટૂંકી રૂપરેખા આપી દેવા મ્હેં ઉપર પ્રયત્ન કર્યો છે. કોઇ પણ અમલદાર કે કારભારી સામે મારે અંગત કે વ્યક્તિગત કશું જ વેર નથી, તો રાજાની સામે તો મ્હારે અપ્રીતિ હોઇ જ શી શકે ? પણ જે રાજતંત્ર અગાઉના બીજા કોઇ પણ રાજતંત્રના કરતાં સરવાળે હિંદુસ્તાનનું અહિત જ વધારે કર્યું છે તેની સામે અપ્રીતિ ફેલાવવી એને તો હું સદ્‌ગુણ જ સમજું છું. બ્રિટિશ હકુમત

હેઠળ, હિંદમાં અગાઉ કોઈ કાળે ન થએલો એટલો મર્દાનગીનો લોપ થયો છે. આવી મારી માન્યતા હોવાથી આવા રાજ્યતંત્ર વિષે મનમાં પ્રીતિ હોવી એને હું પાપ માનું છું. અને તેથી મ્હારી સામે પૂરાવા તરીકે રજૂ કરવામાં આવેલા જુદા જુદા લેખોમાં મ્હેં જે કંઈ લખ્યું છે તે બધું હું લખી શક્યો એ વાતને હું મ્હારૂં અહો-ભાગ્ય ગણું છું.

ખરૂં જોતાં તો હું માનું છું કે જે અસ્વાભાવિક સ્થિતિમાં અત્યારે ઇંગ્લંડ તેમજ હિંદુસ્તાન રહે છે તેમાંથી ઉગરી જવાનો મેં જે અસહકારનો માર્ગ બતાવ્યો તેમાં મ્હેં બન્નેની સેવા જ બજાવી છે. મ્હારા નમ્ર અભિપ્રાય મુજબ તો બૂરાઇની સામે અસહકાર કરવો એ નેકીની જોડે સહકાર કરવા જેટલી જ માણસની ફરજ છે. પણ બૂરાઇ કરનાર સામે ઇરાદાપૂર્વક હિંસા અખત્યાર કરીને જ અસહકાર પ્રદર્શિત કરવાની પ્રથા આટલા કાળ દુનિયામાં ચાલતી આવી છે. હું મ્હારા દેશવાસીઓને બતાવી આપવા મથી રહ્યો છું કે હિંસાવૃત્તિથી ચલાવેલો અસહકાર સરવાળે દુનિયામાં બૂરાઇને ઘટાડવાને બદલે વધારવાનું જ કારણ બને છે અને બૂરા-ઇને નભાવવાનું એકમાત્ર સાધન હિંસા હોવાથી પોતા તરફથી તેને મળતો ટેકો ખેંચી લેવા માગનારે હિંસાનો સમગ્રગો ત્યાગ કરવો રહ્યો. એવી અહિંસાવૃત્તિમાં બૂરાઈ જોડે અસહકાર કરવા જતાં ખમવાં પડનારાં દુઃખોને સ્વેચ્છાપૂર્વક માથે ચડાવવાં જોઇએ એ આવી જાય છે. તેથી કાયદાની નજરે જે મારો ઇરાદાપૂર્વક કરેલો ગુન્હો ગણાય અને છતાં મ્હારી પોતાની નજરમાં જે શહેરી તરીકેનો માણસનો સર્વોપરિ ધર્મ છે, તેને સારૂ આકરામાં આકરી સજા માગી લેવા અને તે સજા આનંદપૂર્વક માથે ચડાવવા હું અહીં ઉભો છું. હે ન્યાયાધીશ ! આપને માટે તેમજ પંચના ભાઇઓને માટે પણ એટલો જ માર્ગ ખુલ્લો છે કે જે કાયદાનો અમલ કરવાનું તમને સોંપવામાં આવ્યું

છે તે કાયદો જ ખરૂં જોતાં દુષ્ટ છે અને હું વસ્તુતઃ નિર્દોષ છું એમ જો તમે માનતા હો તો તમારે તમારી જગ્યાઓનાં રાજીનામાં આપી દેવાં ને એ રીતે પાપની ભાગીદારીમાંથી નીકળી જવું. આથી ઉલટું જે તંત્ર અને જે કાયદો ચલાવવામાં તમે અત્યારે મદદ કરી રહ્યા છો તે હિંદની પ્રજાને સારૂ હિતકર છે અને તેથી મ્હારી પ્રવૃત્તિ જાહેર હિતને નુકસાન કરનારી છે એવો જો તમારો અભિપ્રાય હોય તો તમને ઘટે છે કે તમારે મને સખતમાં સખત સજા દેવી.

# ગાંધીજીનો સંદેશો.

વિદાયસમારંભ વેળાએ મહાત્માજીએ પ્રજાને સારૂ પોતાનો સંદેશો નીચે મુજબ આપ્યો હતો:—

" લોકોને વીનવો કે એકેએક હિંદુસ્તાની શાંતિ જાળવે. હરપ્રયત્ને શાંતિ જાળવે. ખાદી જ પહેરે અને રેંટીઆ ચલાવે. પ્રજાએ મ્હને છોડાવવો હોય તો શાંતિથી જ છોડવે. પ્રજા શાંતિ છોડશે તો તો મ્હને ત્યાંજ રહેવું ગમશે એ યાદ રાખજો. "

મહાત્માજીની ખાસ ઇચ્છા:—

૧. હડતાલ બિલકુલ ના પાડો.
૨. હરપ્રયત્ને શાંતિ જાળવો.
૩. ખાદી રેંટીઆનાં વ્રત લ્યો.
૪. મહાસભાએ કરેલી આજ્ઞાને માન આપો.

# હકીમજીને કાગળ.

પ્યારે હકીમજી,

મારા પકડાયા પછી તપાસ કરતાં મને ખબર પડી કે મને શિક્ષા નથી થઈ ત્યાં સુધી મારે લખવા હોય તેટલા કાગળ લખી શકું છું તેથી આ પહેલો કાગળ આપને લખવા બેઠો છું. આપ જાણતા જ હશો કે ભાઇ શંકરલાલ મારી સાથે છે. તે મારી સાથે છે તેથી હું ખુશી થાઉં છું. તે મારા નિકટના સંબંધમાં આવ્યા છે તે સહુ કોઇ જાણે છે, એટલે આમ સાથે પકડાવાથી અમને બન્નેને આનંદ થાય એ સ્વાભાવિક છે.

આ કાગળ હું આપને મહાસભાની કારોબારી સમિતિના પ્રમુખ તરીકે લખું છું—અને કારોબારી સમિતિના એટલે હિંદુ મુસલમાન બન્નેના અથવા ખરૂં જોતાં આખા હિંદના આગેવાન તરીકે લખું છું.

મુસલમાનના એક મહાન નેતા તરીકે પણ આપને આ કાગળ લખું છું અને તેથીયે વિશેષ એક મોંઘા મિત્ર તરીકે લખું છું. ૧૯૧૫ ની સાલથી આપની ઓળખાણનો લાભ મને મળ્યો છે. દિવસે દિવસે આપનો પરિચય વધતો ગયો તેમ તેમ આપની મિત્રતા રૂપી ખજાનાની કિંમત વિશેષ સમજાઇ છે. જાતે ચૂસ્ત મુસલમાન રહી હિન્દુ મુસલમાનની મિત્રાચારી એટલે શું એ આપે આપની રહેણીમાં બતાવી આપ્યું છે.

અગાઉ કદિ નહોતું સમજાયું એટલું આજે આપણને બધાને સમજાય છે કે હિન્દુ મુસલમાન વચ્ચે એવી એકતા સિવાય સ્વતંત્ર થવું હિન્દુસ્તાનને સારૂ અશકય છે, અને હું એટલે સુધી કહું છું કે એ એકતા વિના મુસલમાનો પણ પોતે ઇચ્છે છે એટલી ખિલા-ફતની સેવા કરી શકશે નહિ. કુસંપથી આપણે હમેશ ગુલામ જ રહેવાના. તેથી હિંદુમુસલમાન એકતાના ધર્મને 'ફાવશે ત્યાં સુધી ઠીક છે, નહિ ફાવે તે દિવસે ઉંચો મૂકીશું' એવો સગવડિયો ધર્મ કરી શકાય તેમ નથી. સ્વરાજ આપણને અકારૂં થાય ત્યારે જ આપણે તેને તિલાંજલિ આપી શકીએ. ગમે તે કાળે અને ગમે તે સ્થિતિમાં પણ હિન્દુમુસલમાનની એકતા કાયમ રહે એ જ આપણી શાશ્વતનીતિ હોવી જોઇએ.

વળી આ એકતા પારસી, ખ્રિસ્તી, યહુદી કે જોરાવર શીખ કોમ જેવા નાની કોમોને કદાપિ ભયરૂપ ન થવી જોઇએ. તેમાંની કોઈ કોમને દબાવવાનો વિચાર કરશું તો કોઇક દહાડો આપણે એકબીજા સાથે પણ લડી પડીશું.

હિન્દુ મુસલમાનની શુદ્ધ મૈત્રી અનિવાર્ય છે એવું આપ માનો છો એ જાણીને ખાસ કરીને મારો આપની પ્રત્યે ભાવ થયો છે.

મારા મત પ્રમાણે અહિંસાને આપણે વ્યવહારનીતિ તરીકે દઢતાપૂર્વક ન અખત્યાર કરીએ ત્યાં સુધી આવું ઐક્ય સ્થપાવું અશક્ય છે. વ્યવહારનીતિ એટલા સારૂ કહું છું કે એ અહિંસા હિન્દુ મુસલમાન એકતા જાળવી રાખવા પૂરતા ઉદ્દેશથી જ ભલે સ્વીકારીએ તોપણ તેનું પરિણામ તો એ જ આવે કે અમુક વખતને માટે નહિ પણ હમેશને માટે એકસંપથી સગા ભાઈ સમાન રહેનારા હિંદુમુસલમાનવાળું હિંદ આખી દુનિયાની સામે ઝૂઝી શકે, અને એવી ત્રીસ કરોડની પ્રજા અહીંના અંગ્રેજ કારભારીઓ સાથે હિસાબ કરી લેવામાં હિંસાનો માર્ગ લેવો તેને બાયલાપણું જ સમજે. આટલા દિવસ આપણા ભોળપણમાં આપણે તેમનાથી અને તેમની બંદુકથી ડર્યા પણ જે ક્ષણે આપણે આપણા ઐક્યનું બળ પ્રાપ્ત કરીશું તે જ ક્ષણે તેઓથી ડરવું અને ડરીને તેમના ઉપર હાથ ઉપાડવાનો વિચાર કરવો એ આપણી નજરમાં નરી નામરદાઇ જ લાગશે. તેથી જ મારા દેશબન્ધુઓને અહિંસાને નબળાઇની નહિ પણ સબળાઇની દૃષ્ટિએ જોતા કરવાને હું આટલો આતુર અને અધીરો છું. પણ આપ અને હું બન્ને જાણીએ છીએ કે સબળાઇની અહિંસા હજુ આપણે નથી નીપજાવી શક્યા; અને નથી નીપજાવી શક્યા તેનું કારણ એ જ કે હિંદુમુસલમાન ઐક્યની વ્યવહારૂ જરૂર જ હજુ આપણે હૈયે બેઠી છે. એ ઐક્ય એથી ઉંડું નથી ઉતર્યું. હજુ આપણામાં એકબીજા પ્રત્યે ઘણો અવિશ્વાસ છે અને તેને પરિણામે ડર છે, છતાં મને નિરાશા નથી. આટલા વખતમાં એ ઐક્ય પેદા કરવામાં આપણે જે ગતિ કરી છે તે અદ્દભૂત છે. એક જમાનાનું કામ આપણે દોઢ વરસમાં ઉકેલ્યું છે. પણ હજુ પુષ્કળ વધારે કરવાની જરૂર છે. પ્રજાને કે શિક્ષિતવર્ગને બેમાંથી કોઇને એ વાત હજુ નસેનસમાં નથી ઉતરી કે આ ઐક્ય આપણે સારૂ પ્રાણ સમાન છે.

પણ મને લાગે છે કે આ પરિપક્વતાનો આધાર સંખ્યા ઉપર નહિ પણ શ્રદ્ધાના પ્રમાણ ઉપર રહે છે. હિંદના હિંદુમુસલમાનના

કોમના ઐક્યમાં દીવાનાના જેવી શ્રદ્ધાવાળા થોડા હિંદુમુસલમાન હોય તો આખી પ્રજામાં ઐક્યની ભાવના વ્યાપી જતાં વખત નહિ લાગે. આપણામાંથી થોડાએ તો પ્રથમ બરોબર સમજી લેવું જોઇએ કે મન, વાણી અને કર્મની એવી સંપૂર્ણ અહિંસા સિવાય આપણી રાજદ્વારી આકાંક્ષા પૂરેપૂરી પાર પાડવા જોગી કંઇ પ્રગતિ થઇ શકે તેમ નથી. ઉપર મેં બતાવી તે મુખ્ય ચાવીમાં જેને શ્રદ્ધા ન હોય તેવા કોઇ કાર્યકર્તાઓ આપણા દળમાં ન રહે તેવી સંભાળ રાખવા હું આપને તેમજ કારોબારી સમિતિને વિનંતિ કરૂં છું. બળવાન શ્રદ્ધા બહુમતિના નિયમ વડે નથી ઘડી શકાતી.

વળી મારે મન તો આખા હિન્દુસ્તાનના એવા ઐક્યની અને તેથી રાજદ્વારી આકાંક્ષાની સિદ્ધિને ખાતર અહિંસાને અનિવાર્ય સાધન તરીકે પ્રજાએ સ્વીકાર્યાની મૂર્તિમંત નિશાની રેંટીઓ–ખાદી છે. જેને અહિંસાની વૃત્તિ અને હિન્દુમુસલમાનનું શાશ્વત ઐક્ય જમાવવામાં શ્રદ્ધા હશે તે હમેશ નિયમિતપણે કાંતશે. ઘેર ઘેર સૂતર કંતાય અને સૌ કોઇ હાથે કાંતેલ સૂતરની હાથે વણેલ ખાદી જ પહેરતા થઈ જાય તે જ મારી દષ્ટિએ હિંદની કોમી એકતાની અને અહિંસાની પાકી સાબિતી છે. એ જ વસ્તુ હિંદની નીચોવાઇ ખાલી થએલી કરોડોની પ્રજા જોડે આપણો કુટુંબભાવ સિદ્ધ કરશે. નિત્યનિયમ તરીકે પ્રજા આખી સૂતર કાંતે અને ધર્મ તેમ જ પૂજાભાવની લાગણીથી ખાદીનો ઉપયોગ કરે એમાથી જ હિંદની કોમો વચ્ચેના અતૂટ ઐક્યની ભાવના સ્ફુરશે અને દેશમાં નવું, તાજું લોહી ભરાશે. આટલું બીજા કશાથી પણ નહિ થઇ શકે.

હું અલબત્ત ઇચ્છું છું કે જેમણે હજુ સરકારના ઇલકાબ ન છોડયા હોય તેઓ પોતાના ઇલકાબ છોડે, વકીલો વકીલાત છોડે, વિદ્યાર્થીઓ સરકારી શાળાકોલેજો છોડે, ધારાસભાના સભ્યો ધારાસ-

ભાગો છોડે. છતાં ઉપર મેં કહ્યું તે કામમાં અને અત્યાર સુધીમ જે કામ થયું છે તેને પાકું કરવામાં પરોવાઈ જવાનો મ્હારો એથીયે વધુ જોરભર્યો આગ્રહ છે, અને જે રાજ્યતંત્ર કાં તો સુધારવાનો નહિ તો મિટાવવાનો આપણે યત્ન કરીએ છીએ તેનો ત્યાગ કરાવવાના આપણા પોતાના બળ ઉપર ભરોંસો રાખવા દેશને મારો આગ્રહ છે.

વળી કામ કરનારા આંગળીને વેઢે ગણાય તેટલા છે. તેથી રચનાત્મક કામ જ્યારે ઢગલાબંધ કરવાનું પડયું છે તેવે સમયે ખંડનાત્મક કામમાં એક પણ સેવકને ગુમાવવા હું ન ઈચ્છું. પણ ખંડનાત્મક કામ સામેની ભારેમાં ભારે દલીલ તો એ છે કે દેશમાં કદિ નહોતો તેવો અસહિષ્ણુતાનો જુસ્સો હાલમાં ફાટી નીકળેલો છે, અને અસહિષ્ણુતા એ હિંસા જ છે. સહકારીઓ આપણાથી અળગા પડી ગયા છે, તેઓ આપણાથી ભડકે છે. તેઓ કહે છે કે આપણે ચાલૂ નોકરશાહીના કરતાંયે ભૂંડી નોકરશાહી ઉભી કરી રહ્યા છીએ. આપણે તેમની આવી ચિંતાનું દરેક કારણ જડમૂળથી કાઢવું જોઇએ. તેમને જીતી અપનાવી લેવા ખાતર થોડુંઘણું નમતું આપવું પડે તો તે પણ આપણે કરીએ. અંગ્રેજોને આપણા તરફના ભયથી આપણે મુક્ત કરી દેવા જોઇએ. અહિંસાની પ્રતિજ્ઞાને અંગે કટ્ટામાં કટ્ટા વિરોધી તરફ પણ સંપૂર્ણ નમ્રતા અને સદ્ભાવ રાખવાને આપણે બંધાયા છીએ એ વાત આપને અને મને જેટલી સ્પષ્ટ દેખાય છે તેટલી બધાને દેખાતી હોત તો મારે આ ચર્ચામાં આટલા વિસ્તારથી ઉતરવું ન પડત. મેં સૂચવેલા રચનાત્મક કામમાં દેશ બરોબર પરોવાઇ જશે તો આ ભાવના આપોઆપ પ્રચાર પામશે.

મારી કેદ લાંબો કાળ આપણા કાર્યને માટે પૂરતી છે એવો મને મોહ છે. મને કોઇની સામે વેરભાવ નથી એમ હું નમ્રભાવે

માનું છું. હું પાળું છું તેટલે દરજ્જે અહિંસાધર્મ પાળવો પડે એ કેટલાક મિત્રોને નથી રૂચતું. પણ આપણો તો એ જ ઈરાદો હતો કે તદ્દન નિર્દોષ માણસો જેલ જાય. અને તદ્દન નિર્દોષ હોવાનો દાવો હું કરી શકું તો પછી સ્પષ્ટ છે કે બીજું કોઈ મારી પાછળ જેલમાં આવવાનો પ્રયત્ન ન કરે. આપણે સરકારના આ તંત્રનો નાશ કરવા તો જરૂર ઈચ્છીએ છીએ. પણ તે ધમકી વડે નહિ પણ આપણી નિર્દોષતાના અમોઘ સામર્થ્ય વડે. ગમે તે રીતે જેલો ભરી મૂકવી એ તો મારે મન ધમકી જ છે. અને સૌથી વિશેષ નિર્દોષ ગણાતો માણસ જેલમાં જાય એટલું બસ નથી એમ ન જણાય ત્યાં સૂધી બીજા નિર્દોષ માણસોએ જેલ જવા શું કામ પ્રયત્ન કરવો જોઇએ ?

વધારે માણસોએ જેલમાં ન જવું એમ કહું છું તેનો અર્થ એવો નથી કે હવે આપણે જેલથી નાસવું. જો સરકાર પોતે દરેક અહિંસાત્મક અસહકારીને પકડે તો તે હું વધાવી લઇશ. મારી મતલબ એટલી જ છે કે તીવ્ર કે શીત કોઇ પણ પ્રકારનો સવિનય ભંગ કરી આપણે હાથે કરી જેલમાં ન જવું. તેમ જ જેઓ જેલમાં છે તેમને ખાતર દેશ રોષે ભરાશે નહિ એવી હું આશા રાખું છું. જેઓ જેલમાં છે તેઓ પૂરી મુદ્દત કેદ ભોગવશે તેમાં તેમને પોતાને તેમ જ દેશને બન્નેને ફાયદો જ થવાનો છે. મુદ્દત પૂરી થયા અગાઉ તો સ્વરાજની ધારાસભાને હાથે તેઓ છૂટે તેમાં શોભા છે અને મારી દૃઢ માન્યતા છે કે ત્રીસ કરોડ પ્રજા ખાદી પહેરતી થઇ જાય એ જ સ્વરાજ છે.

અસ્પૃશ્યતાનો મેલ કહાડવા બાબત હું અહીં વિવેચન કરવાની જરૂર નથી જોતો. મને ખાત્રી છે કે પ્રત્યેક સમજુ હિંદુ એ મેલ

જેવો જ જોઇએ એવું માને છે. હિંદુમુસલમાન ઐક્ય જેટલી જ અસ્પૃશ્યતાનિવારણની વાત મહત્ત્વની છે.

મારા મત પ્રમાણે સૌથી ઝપાટાબંધ પાર પડે તેવો અને ઉત્તમ કાર્યક્રમ છે તે મેં આપ સમક્ષ મૂક્યો છે. ખિલાફતની બાબતમાં અધીરો હોય તેવો માણસ પણ આથી સારો કાર્યક્રમ ઘડી શકે તેમ નથી. મ્હારી પ્રાર્થના છે કે દેશને નિશ્ચિત ધ્યેયે પહોંચાડવા ઇશ્વર આપને તંદુરસ્તી તથા બુદ્ધિ આપો.

સાબરમતી જેલ,
૧૨ મી માર્ચ, ૧૯૨૨.

આપનો મિત્ર,
મોહનદાસ કરમચંદ ગાંધી.